સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૧ મું જાન્યુઆરી–૧૯૪૬ અંક ૧ લો

## એકવીસમા વર્ષારંભે

—તંત્રીસ્થાનેથી

"પુસ્તકાલય" આજે વીસ વર્ષ વટાવી એકવીસમા વર્ષમાં પ્રવેશ કરે છે ગુજરાતી સાહિત્યમા એક માસિકને માટે એ એક ગૌરવનો વિષય ગણાય. કારણ, આપણા સાહિત્યક્ષેત્રમાં સાહિત્યના, તેમા પણ આવા ખાસ વિષયને લગતા માસિકને માટે વીસ વર્ષ વીતાવવાં એ કસોટીરૂપ લેખાય છે.

ગુજરાતી વાઙ્મયમાં સાહિત્યને લગતુ એક પ્રતિષ્ઠિત માસિક સ્વ મટુભાઇ કાંટાવાળાએ ચલાવ્યુ, અને તે તેમની હયાતી બાદ અસ્ત પામ્યુ. ત્યારપછી અને તે પહેલાં પણ, સાહિત્યનાં ક્ષેત્રમાં સાહિત્યસેવાને પોતાના ધ્યેયરૂપે નજર સમક્ષ રાખીને કેટલાક સામયિકો ઉદ્ભવ્યા, ટગુમગુ ચાલ્યાં–ચાલે છે અને કેટલાક અવસાન પામી ગયાં. એટલે; આવા સંજોગોમાં, જ્યાં જનતાના મોટા ભાગનો વાચનરસ કેવળ નવલકથાઓ પાછળ જ વહેતો હોય ત્યા સાહિત્યના, અને તેમા પણ, કેવળ પુસ્તકાલય-પ્રવૃત્તિના પ્રચાર, વિકાસ અને માર્ગદર્શન માટે પ્રયત્ન કરતા આ માસિકનું વીસ વર્ષનું એકધારૂં જીવન, એને માટે ગૌરવનો વિષય છે

એને આ પ્રમાણે એકધારુ તંદુરસ્ત જીવન બક્ષવામા માત્ર એકજ વ્યક્તિ કે સંસ્થાનો ફાળો હોત તો કદાચ "પુસ્તકાલય" આજે છે એ સ્થિતિએ ન પણ હોત. પરંતુ એને અત્યારની સંગીન સ્થિતિ પર લાવી ટકાવવા–નભાવવામા અન્ય વ્યક્તિ-સંસ્થાઓનો ફાળો પણ નાનોસૂનો નથી.

પુસ્તકાલય ખાતા તરફથી, એના સૂચના, સર્ક્યૂલરો, જાહેરાતો, વટહુકમો માટે "પુસ્તકાલય" રાજ્યના સઘળાં પુસ્તકાલયોમા જતુ ન હોત, તેમ જ પુસ્તકોને લગતી પ્રકાશકો તરફથી એને મળતી જાહેરાતોનો આજના જેટલો સહકાર ન હોત અને, એને પુસ્તકાલયપ્રવૃત્તિને લગતા તેમ જ પ્રવર્તમાન સાહિત્યને લગતા લેખો આપનાર સર્જકોનો સારો સહકાર ન હોત તો "પુસ્તકાલય"ની આજની આર્થિક સંગીન સ્થિતિ કદાચ ન પણ હોત એ માટે, એના સ્થાપક સ્વ મોતીભાઇ સાહેબનો, પુસ્તકાલય ખાતાનો અધિકારી સાહેબોનો તેમ જ કાચી–પાકી સાહિત્યસામગ્રી

પીરસાવા છતાં તેને પોતાના બારણેથી કદી જાકારો નહિ સંભળાવનાર રાજ્યનાં તેમ જ રાજ્ય બહારના પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલોનો પણ તેની આ સ્થિતિમાં વિશિષ્ટ ફાળો છે. એ માટે અમે અહીં એ સૌનો વિનમ્રભાવે ઋણસ્વીકાર કરીએ છીએ.

વીતેલાં વીસ વર્ષના ગાળામાં, ગુજરાતી સાહિત્યનાં અન્ય સામયિકોને વેઠવી પડે છે તેવી અનેક મુશ્કેલીઓનો સામનો એને પણ કરવો પડ્યો છે

એનો પ્રથમ ઉદ્‌ભવ ત્રિમાસિકરૂપે થયો અને તે પછી એ માસિકમાં પરિણમ્યું. એ દરમિયાન, એને આર્થિક ખોટ પણ સહન કરવી પડી છે, એ ખોટનો બોજ માથે છતા એણે એની મજલ ચાલુ રાખી હતી અને ઈશ્વરકૃપાએ એ ખોટ પુરાઈ જઈને એના નામે સારી જેવી રકમ હાલ જમા છે.

આ સ્થળે માત્ર આર્થિક વિચારણા જ કરીએ એ યોગ્ય નહિ લેખાય. એમાં, શરૂઆતમાં તો, વડોદરા રાજ્યના વીસ વર્ષો પૂર્વે અસ્તિત્વ ધરાવતા અને નવાં સ્થપાતા પુસ્તકાલયોને માર્ગદર્શક લેખો અપાતા. ત્યારપછી સ્વ. શ્રી. મોતીભાઈ સાહેબની ધગશ અને પ્રેરણાથી જેમ જેમ પુસ્તકાલયપ્રવૃત્તિ વિકાસ પામતી ગઈ તેમ તેમ "પુસ્તકાલય" માસિકનું કાર્યક્ષેત્ર પણ વિસ્તાર પામતુ ગયુ. અને પુસ્તકાલયપ્રવૃત્તિ વિષયક લેખો ઉપરાત, ગુજરાતી સાહિત્યનાં અદ્યતન પુસ્તકો–સામયિકોનો પરિચય પણ અપાવો શરૂ થયો. ઉપરાંત, અવારનવાર રાજ્ય પુસ્તકાલય મંડળની પ્રચારાત્મક કામગીરીની નોંધો અને પરિષદોના હેવાલો પણ અપાતા.

આ પ્રમાણે, માત્ર આપણા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિવિષયક સામગ્રી આપીને બેસી રહે ચાલે તેમ નહોતુ. કારણ, એના વાચકો પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો ઉપરાંત, ઇતર જનતાને એ ઓછુ આકર્ષતુ હશે, આમ લાગવાથી, છેલ્લાં કેટલાંક વર્ષો થયાં, એમાં સામયિક દોહન વિભાગ ખાસ શરૂ કરવામાં આવ્યો અને પરિણામે, પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલ ભાઈઓ ઉપરાત પુસ્તકાલયોમાં આવતો વાચકવર્ગ પણ એને વાંચવા આકર્ષાયો અને આજે એમાં પસંદગી પામતા લેખોનો જે સંગ્રહ આવે છે તે માટે અવારનવાર અમારા તરફ પ્રશંસાપત્રો આવ્યે જાય છે.

આ સિવાય, "પુસ્તકાલય" વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ ઉપરાંત, ગુજરાત અને હિંદભરની પુસ્તકાલયપ્રવૃત્તિનુ વાહક બને એ જોવાની એના સંચાલકોની મહેચ્છા પણ પાર પડી છે આબુ અને અમદાવાદ મુકામે મળેલ ગુજરાત પુસ્તકાલય પરિષદે પણ એને પોતાના મુખપત્રરૂપે સ્વીકાર્યું છે. આથી એનું કાર્યક્ષેત્ર વિસ્તૃત બનતા આજે એ બ્રિ. ગુજરાતમા જ્યા જ્યા પુસ્તકાલયપ્રવૃત્તિ મૂર્ત રૂપ લેતી જાય છે ત્યાં ત્યા એનો આદર થઈ રહ્યો છે.

વીસ વર્ષો દરમિયાન ટગુમગુ ચાલીને કે દોટ મૂકીને, ગમે તેમ કરીને, એણે–સાધેલી પ્રગતિનુ આ માત્ર વિહંગદર્શન છે.

એણે વીતાવેલાં વીસ વર્ષોના અનુભવ બાદ, એ સમસ્ત ગુજરાતના ક્ષેત્રમાં પોતાનો ફાળો વિશેષપણે અર્પવા આગળ વધે છે.

હવે બ્રિ. હિંદમા કોંગ્રેસ સરકાર અધિકાર પર આવવાના શુક્નો સંભળાય છે ત્યારે, આ લોકભદ્ર પ્રવૃત્તિનો, વડોદરા રાજ્યની જેમ, બ્રિ. ગુજરાતના ગામેગામ, જ્યાં શાળા ત્યાં પુસ્તકાલયનું સૂત્ર અપનાવાશે ત્યારે, સમસ્ત ગુજરાતની પાંગરેલી પુસ્તકાલયપ્રવૃત્તિની સેવાનો લાભ એને મળશે

આગામી વર્ષમા અમે અમારુ એ સ્વપ્ન સફળ થતું જોઇ રહ્યા છીએ. અને જ્યારે વડોદરાને આંગણે અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું અધિવેશન આવે છે ત્યારે તો એનો પણ લાભ ગુજરાતને મળશે, એ નિ શંક છે.

"પુસ્તકાલય" હવેના વર્ષોમાં ઉત્તરોત્તર પ્રગતિસાધક થતું રહો એ જ પરમનિયંતા પ્રત્યે અભ્યર્થના.

અંતે, વીતેલાં વર્ષોમાં "પુસ્તકાલય"ને એના લેખકો તરફથી, તેમા પણ ખાસ કરીને શ્રી. છોટાલાલ કામદારનો અને પુસ્તકપ્રકાશકોનો જાહેરાત તેમ જ પરિચય માટે પુસ્તકો મોકલવાનો જે સહકાર મળતો રહ્યો છે તે બદલ એ સૌનો અહીં આભાર માની પુનઃશ્ચ હરિ. ૐ મંગલમ્ ।

---

## ફૂલ અને કાંટા

**[ ફૂલની સુવાસ અને કાંટાનો દુ:ખ બંનેના સંમિશ્રણમાથી ઉદ્દભવતો વિષાદ કેટલો મોહો હોય છે તે આ ફૂલ કાંટા નથી સમજાવતા ? ]**

"રે ફૂલ ! સવારના જન્મ અને રાત્રે મૃત્યુ ! એ તારૂ જીવન ! હા, હા, કેવુ સુન્દર ! કેવુ ભવ્ય ! હુ એવું જીવન વાચ્છું છુ." મે મારા પ્રિય ફૂલને કહ્યુ

"માત્ર એક દિવસમા મનુષ્યહૃદયમા પ્રેમ-સુધા ફેલાવવાની શક્તિઓ તારામા કેળવ અને પછી તને મારા જેવું જ સુન્દર જીવન મળવા પામશે," આમ કહી ફૂલ હસ્યુ અને તુર્ત જ ખરી ગયું

* *

'હાસ્ય એ ધિક્કારનો ધ્વનિ છે' એમ તત્ત્વવેત્તાઓનુ માનવુ છે, જ્યારે 'આસુ એ પ્રેમનુ પ્રતીક છે' એમ કવિઓનુ કહેવુ છે

પ્રેમી, પાગલ અને કવિ, એ ત્રણ કલ્પનાભૂમિમા ઘૂમનારા છે એમ જગત કહે છે તે કોણ જાહેર કરશે ?

* *

ભિખારી અને એક અમલદાર વચ્ચે મને એટલો જ ફરક દેખાય છે કે પહેલો આજીજીપૂર્વક ભીખ માગે છે, જ્યારે બીજો જોર-જુલમથી ભીખ મેળવે છે.

* *

કોઇની ખામી જોઇ તેને એ કહેવાની ઇચ્છા થાય તો એક વાર તુર્તજ પોતામા રહેલી ખામીઓ તરફ આછો દૃષ્ટિપાત કરવો. એટલે બીજાની ખામી જણાવવાની ઇચ્છા નાશ પામશે

("બે ઘડી મોજ"માંથી)　　　　—મીનુ દેસાઇ

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★સાભળવા પ્રમાણે હેન્રિ લ્યુકસ આખા જગતમા પોતાનો વિસ્તાર ફેલાવી, પ્રખ્યાત અમેરિકન સામયિક ' ટાઇમ 'ની પાચે ખ ડોમા સ્થાનિક આવૃત્તિ કાઢવાના છે.

જુદા જુદા ખડોની રાજધાનીમા મુખ્ય ઑફિસ રાખી ' ટાઇમ 'ને જગતના પાચ વિભાગમા છાપવાની યોજના છે યુરોપમા લડન, આફ્રિકામાં કેરો, હિદ તથા ચીન માટે કલકત્તા, ઑસ્ટ્રેલેશિયા તથા ધી પેસિફિક માટે સિડની અને લેટિન અમેરિકા માટે બુએનો-સએસે ઑફિસો ખોલવાની છે.

★મુલ્કરાજ આનદ ઘણા પુસ્તકોના લેખક છે ' ધી અનટચેબલ ', ' ધી કૂલી ', ' ધી વિલેજ ', ' સોર્ડ એન્ડ ધી સિકલ ' એ તેમના જાણીતા પુસ્તકો છે. પોતાના પુસ્તકના વેચાણના તે ડિમડિમ વગાડતા નથી. તેમના પુસ્તક ' ધી અનટચેબલ 'ની પેન્ગ્વિન આવૃત્તિની એક લાખ એશી હજાર નકલો ખપી ગઇ છે. તેમના બધા પુસ્તકોનું રશિયન ભાષામા ભાષાતર કરવામા આવ્યું છે અને તેની ત્યા એક સરસ પુસ્તકાલયઆવૃત્તિ પણ કાઢવામા આવી છે.

★આપણે ત્યા ગુજરાતી ભાષામા સર્વસગ્રહ (એન્સાઇક્લોપીડિયાની ખામી છે, તે ક્યારે પુરાશે તે અત્યારે કહી શકાય તેમ નથી. વર્ષો પહેલા એક પારસી ગૃહસ્થે અમુક ભાગોમા ' જ્ઞાનચક્ર ' પ્રગટ કરેલ, પરતુ અત્યારે તો તે અપ્રાપ્ય છે સ્વ શ્રી કેતકરે ' જ્ઞાનકોશ ' ના ભાગો પ્રગટ કર્યા હતા.

ઉપરની પરિસ્થિતિમા શ્રી ચૌડે મહારાજની પ્રેરણાથી ગાયને લગતો જ્ઞાનકોશ રચવાની યોજના થાય તે ખરેખર અભિનદનને પાત્ર છે. આ ' ગોજ્ઞાનકોશ 'ના ત્રણ ભાગ થશે અને ડબલ ક્રાઉન સાઇઝના ૫,૦૦૦ પાનાના પાંચ ભાગોમા વહેચાઇ જશે આ મહાન ગ્રથમા ગાય સબધી પ્રાચીન તથા અર્વાચીન, પૌર્વાત્ય તથા પાશ્ચિમાત્ય, ધાર્મિક અને ઐતિહાસિક, આર્થિક તથા ઔદ્યોગિક, વૈજ્ઞાનિક તથા રાજકિય, સાસ્કૃતિક તથા સામાજિક, ટૂકમા, જ્ઞાનની બધી શાખાઓનો સમાવેશ થશે આવો જાનવર સબધી જ્ઞાનકોશ હજ કોઇપણ સ્થળે યુરોપમા પ્રગટ થયો નથી આ પુસ્તક તૈયાર થશે ત્યારે સાહિત્યનો એક અપ્રતિમ તથા ખૂબ ઉપયોગી ગ્રથ બનશે અને અત્યત ઉપયોગી આકરગ્રથ થઇ પડશે.

આ પુસ્તકનુ હિદી ભાષામા તથા અગ્રેજી અને હિદની બીજી પણ ભાષાઓમા ભાષાતર પ્રગટ કરવામા બે લાખ રૂપિયાથી વધારે ખરચ થશે. અને તે માટે જાણીતા આગેવાનોએ મદદ માટે અપીલ બહાર પાડી છે

★હોલીવૂડની જાણીતી ફિલ્મ સ્ટાર શર્લી ટૅમ્પલ હવે લેખિકા બની છે. તેણે પોતાનું જીવન-વૃત્તાત ' માઇ યગ લાઇફ ' (My young life)ના નામથી તૈયાર કર્યું છે. અમેરિકામા આ પુસ્તક ખૂબ ખપવા લાગ્યુ છે

★જગતમા સૌથી નાનામા નાનું પુસ્તક અગ્રેજ સાર્જન્ટ આલ્ફ્રેડ હાઉમેને તૈયાર કર્યું છે. એક ચોરસઇચના $\frac{1}{8}$ મા ભાગ જેવડું છે, અને તે દીવાસળીના માથા જેટલું મોટું છે

★સોવિયેટ યુનિયનમા અતિ અગત્યનુ ખૂબ વેચાણ ધરાવતુ પુસ્તક ' શોર્ટ હિસ્ટરી ઑફ ધ કૉમ્યુનિસ્ટ પાર્ટી ' છે સાત વર્ષ પહેલા આ પુસ્તક પ્રગટ થયુ હતુ અત્યાર સુધીમા તેની ૨,૦૬,૬૭,૫૬૦ નકલો પ્રગટ કરવામા આવી છે.

★જો બ્રિટિશ સરકાર ઇજીપ્તમા ન્યુસપ્રિન્ટ આયાત કરવા માટે આવશ્યક સગવડ ન કરી આપે તો જાન્યુઆરી ૧૯૪૬થી ઇજીપ્તમા વર્તમાનપત્રો તથા માસિકોને બધ કરવાની ફરજ પડશે.

ઇજીપ્તનો ક્વોટા વર્ષે પાચ હજાર ટન કાગળનો છે આ ક્વોટા દેશની જરૂરિયાત જોતા પૂરતો નથી. આ વર્ષે તો સ્ટીમરની મુશ્કેલીને અગે તે પણ ઇજીપ્તને મળ્યો નથી

★હિંદના બનાવો વિષે જગતને સપૂર્ણ રીતે માહિતગાર રાખવાની આવશ્યકતા લાગતા લડનમા (૨૪-૨૫ મ્યુઝિયમ સ્ટ્રીટ, ડબલ્યુ. સી ૧) કેટલાક હિંદીઓએ ' ન્યુ ઇન્ડિયન પબ્લીશીંગ ક લી'ના નામથી એક પ્રકાશનસસ્થાની સ્થાપના કરી છે જાણીતા લેખક તથા અર્થશાસ્ત્રી ડૉ. એન ગગુલી પણ એના સ્થાપક છે હિદી સુધારા તથા સસ્કૃતિના વિવિધ વિભાગો સબધી હિંદી લેખકોએ તૈયાર કરેલ પુસ્તકોની હસ્તપ્રતો આ સંસ્થાને મોકલવાથી પ્રકાશન સબધી સસ્થા વિચાર કરશે

★કલકત્તાના 'પ્રજ્ઞા ભારતી' એ શ્રી રવીન્દ્રનાથ ટાગોર વિષે ગોઠવેલ ભાષણોની હારમાળાના એક ભાષણમા શ્રી. કાલિદાસ નાગે જણાવ્યુ હતું કે, કવિના બગાળી ભાષામા છપાયેલ પુસ્તકોનુ વેચાણ ૧૯૩૯મા ૨૯,૦૦૦ રૂ. નુ હતુ તેટલેથી વધીને ૧૯૪૪ મા ત્રણ લાખ રૂપિયાનું થયુ હતુ, છતા રવીન્દ્રનાથના સાહિત્યનો અભ્યાસ ખૂબ ઘટી ગયો હતો

★બંગાળની બહાર બહુ જ થોડા લોકોને ખબર હશે કે અખિલ હિંદ કળાકાર તરીકે વિખ્યાતિ પામેલ શ્રી અવનીન્દ્રનાથ ટાગોર પ્રખ્યાત સાહિત્યકાર છે ખાસ કરીને કુમાર-સાહિત્યના ક્ષેત્રમા તેમનુ કાર્ય વિસ્તાર પામેલુ છે. શ્રી અવનીન્દ્રનાથના ૭૫મા જન્મદિન મહોત્સવપ્રસગે કલકત્તાના પ્રખ્યાત લેખકોએ જ નહિ પરતુ યુવક તથા યુવતીઓ તરફથી પણ તેમને માનપત્ર આપવામાં આવ્યુ હતું

★કલકત્તા વિશ્વવિદ્યાલયે ૧૯૪૫ નો ' જગતતારિણી ચદ્રક ' કવિ કાઝી નઝરૂલ ઇસ્લામને આપ્યો છે.

★રવીન્દ્રનાથ ટાગોરના પુસ્તકોના અભ્યાસની અભિવૃદ્ધિ માટે, કલકત્તાના કૉલેજ-સ્કવેરના ટાગોર સ્ટડી સર્કલે માસિક ૭૫ રૂ ની બે શિષ્યવૃત્તિઓ જાહેર કરી છે આમાની એક કલકત્તાની પ્રેસીડન્સી કૉલેજના પ્રાધ્યાપક ખુદીરામ દાસ એમ. એ ને આપવામાં આવી છે તથા બીજી માટે અરજીઓ માગવામાં આવી છે

★કાકા કાલેલકરના આઠમા જન્મદિવસે તેમને અભિનદનગ્રથ આપવાનું નક્કી કરવામાં આવ્યુ છે. પ્રા. ઉમાશકર જોષી તથા પ્રા અનંતરાય રાવળે આ કામ ઉપાડી લીધું છે

★ધારવાડના કર્ણાટક વિદ્યાવર્ધક સઘે, પ્રાચીનકાળથી શરૂ કરી અત્યાર સુધીનો કર્ણાટકનો ઇતિહાસ સાત ગ્રંથોમા તૈયાર કરવાની યોજના કરી છે તેની જનરલ કમિટીમા ઘણા વિદ્વાનોનો સમાવેશ છે.

—છોટાલાલ માનસિગ કામદાર

# સસ્તું સાહિત્ય કાર્યાલયની બે પ્રશંસનીય પ્રવૃત્તિઓ

( ૧ )

**પ્રા**તઃસ્મરણીય, સ્વ. ભિક્ષુ અખંડાનંદજીએ સ્થાપેલ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અતિ સસ્તી કિંમતે લોકોને પુસ્તકો આપવાનું કાર્ય વર્ષોથી બજાવી રહેલી છે તે કાર્યાલય દ્વારા ચાલતી ' વિવિધ ગ્રંથમાળા ' ચાલુ સંવત ૨૦૮૨ મા વર્ષમા પ્રવેશ કરે છે

× × ×

પૂ. સ્વામીજીના સ્વર્ગવાસ પછી શ્રી. મનુ સુબેદારના પ્રમુખપણા હેઠળ ટ્રસ્ટી મંડળે સ્વામીજીની પ્રવૃત્તિઓ ચાલુ રાખી છે એટલું જ નહિ પરંતુ તે પ્રવૃત્તિને વિસ્તૃત પણ બનાવી છે, તેમાની બે પ્રવૃત્તિઓની જનતાને જાણ કરવા આ લેખ લખાયો છે.

આપણે ત્યા એવા ઘણા મનુષ્યો હશે કે જેઓ શાળાનો અભ્યાસ પૂર્ણ કર્યા પછી, વાચનનો વિશેષ પરિચય ન રહેવાથી તેમનું જ્ઞાન કટાઈ ગયુ હોય મહાસભા પ્રધાન મંડળ જ્યારે સત્તા પર હતું ત્યારે પ્રૌઢ શિક્ષણની યોજના સબંધી થોડો સમય ઉત્સાહ દેખાવા લાગ્યો હતો અને તે વખતે ( આ દિશામાં ) ગણ્યાં ગાંઠયા પુસ્તકો પણ બહાર પડયાં હતા, પરંતુ તે ઉત્સાહ અલ્પજીવી નીવડયો અને તેનું કંઈ સંગીન પરિણામ આવ્યુ નહિ.

આવા લોકો વાચી અને સમજી શકે તેવા હેતુથી કાર્યાલયે ' સર્વોપયોગી સાહિત્ય શ્રેણી ' શ્રી. સોપાનના સંપાદકપણા હેઠળ શરૂ કરી છે. આ શ્રેણીના ૧૮ પુસ્તકોનું લવાજમ રૂા. ૧૦) રાખવામા આવ્યુ છે દરેક પુસ્તકની છુટક કિંમત દશ આના છે, જે સર્વ કોઈને પોસાય તેવી છે. અત્યાર સુધીમા બહાર પડેલ આ શ્રેણીનાં પુસ્તકોના નામ તથા ટૂંક પરિચય નીચે આપેલ છે.

**પ્રકાશનાં પગલાં** દરેક ધર્મમા ધર્મકથાઓનું સ્થાન હમેશ માટે ઊંચું રહેલું છે. પરંતુ તે સીધો બોધ આપનાર હોય તો તેની અસર લોકો પર થતી નથી. વાર્તાઓના પુસ્તકોમા વાર્તાને અંતે ' આ વાર્તામાંથી લેવાનો બોધ ' અગાઉના પુસ્તકોમા આપવામાં આવતો હતો ઘણાખરા વાચકો તેટલો ભાગ છોડી દઈને આગળ બીજી વાર્તા જ વાંચવાનું શરૂ કરી દેતા

આ પુસ્તિકામા ૧૪ ધર્મકથાઓ આપવામાં આવેલ છે. શ્રી. કરસનદાસ માણેક જેવા સિદ્ધહસ્ત લેખકના હાથે લખાયેલ આ બધી વાર્તાઓ સુવાચ્ય બની છે. દરેક વાર્તાના મથાળે એક ચિત્ર આપવામા આવેલ છે. વિવિધ ધર્મોને લગતી આ વાર્તાઓ છે.

**રાખની ઢગલી** આ પુસ્તકમા આપણાં સમાજમા ઠેરઠેર જોવામાં આવતાં પાંચ પ્રસંગચિત્રો આપવામા આવ્યા છે સરળ ભાષામાં લખાયેલા આ પાંચે પ્રસંગ ચિત્રો હૃદયગમ છે.

**હાસ્યતરંગ** ગુજરાતીના હાસ્યલેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેની આ કૃતિ તેમના ' રંગ-

• તરગ 'ના પાચ ભાગોમાથી ચૂંટીને તૈયાર કરવામા આવી છે પ્રસગને અનુરૂપ તેમા ૬ કટાક્ષચિત્રો પણ આપવામા આવ્યા છે પુસ્તકમા પસદ કરેલ તેર વિષયો–બધા–આપણને જરૂર હસાવે તેવા છે

**જીવનની કળા** જીવન ઘસડબોરો નથી પણ એક કળા છે, તે સિદ્ધાતની પ્રતીતિ આપણામાથી બહુ થોડાને જ થઇ હશે જીવન કઇ રીતે શ્રેષ્ઠ રીતે જીવી શકાય તે માટે અગ્રેજીમા ઘણા પુસ્તકો છે, પણ ગુજરાતી ભાષામા નહિવત્ હોઇ આ પુસ્તકથી એક સારી ખોટ પૂરી પડે છે, જીવન સફળતાથી જીવવા માટે આવશ્યક બાબતો આ પુસ્તકમા બતાવવામા આવી છે.

**જગતમાં જાણવા જેવુ'** : આ લેખના લેખકના આ પુસ્તકમા વિશ્વની વિચિત્રતાનો અનુભવ કરાવવા ઉપરાત, સામાન્ય જ્ઞાનની માહિતી તથા તે વિષેના પ્રશ્નો અને ઉત્તરો આપવામા આવ્યા છે.

**જીવનપરિવર્તન** શ્રી સોપાનની હરિજનપ્રશ્નની ચર્ચા કરતી જે વાર્તા ' પ્રાયશ્ચિત્ત 'ના નામે પ્રગટ થઇ છે તથા જે છાપતા, કહે છે કે, બીબા ગોઠવનાર પણ રડતા હતા તે વાર્તાને સક્ષિપ્ત રૂપમા શ્રી. સોપાને જ મૂકી છે પ્રસગો સાચા બનેલા છે તે આ વાર્તાની વિશિષ્ટતા છે

**ઇતિહાસને અજવાળે** શ્રી ઇન્દ્ર વસાવડા કૃત આ પુસ્તકમા વેદના વારાથી માંડીને બાદશાહ જહાંગીરના સમય સુધીના દશ ઐતિહાસિક પ્રસગો વાર્તાના રૂપમા આપવામા આવ્યા છે.

**ગામડું બોલે છે** શ્રી ચુનીલાલ મડિયા કૃત આ પુસ્તકમા ગામડાના સ્થાનો, તથા વસ્તુઓ આત્મકથાના રૂપમાં બધી હકીકત કહે છે. ઉપરાત, ગામડામા વસનારાઓના થોડાં રેખાચિત્રો પણ આપવામા આવ્યા છે.

**ગૃહજીવનની કળા** જેમ જીવન જીવવા માટે કળાની જરૂર છે તેમ ગૃહજીવનને સુખી તથા શાતિમય બનાવવામા કળાની જરૂર છે. ઘરની અદર કોઇ વ્યક્તિનો સ્વભાવ ખરાબર ન હોય ત્યારે તેને કેવી રીતે અપનાવી લેવી તે તથા ગૃહજીવનમા આત્મભોગનું, શિક્ષણ કઇ રીતે મળે છે તથા ગૃહજીવન સુખી કરવા શેની જરૂર છે તે બધુ આ પુસ્તકમા સરળ ભાષામા સમજાવેલ છે.

**ગૃહજીવનનાં દશ્યો** : આપણા સમાજમાં ઠેર ઠેર નજરે પડતાં દશ્યો પૈકી અગિયાર દશ્યોને શ્રી કુમુદબેન શેઠે આ પુસ્તકમા રજુ કર્યાં છે. આ દશ્યો સાચા હોવાની લેખિકા બહેને ખાતરી આપી ન હોત તો પણ જે માણસ આંખ ઉઘાડી રાખીને સમાજમા રે છે તેને આ સાચા જ લાગત

**મારો ભારત દેશ** શ્રી. કાતિલાલ પરીખે આ પુસ્તકમાં આપણા દેશના અમ-ાના જેવા જેવા સ્થળોનુ વર્ણન આપેલ છે. પરદેશોના સ્થળોથી જ મુગ્ધ બનનારાઓ

જો એક વખત હિંદનું પર્યટન કરી આવે તો તેઓ અહીંનાં સ્થળોથી જ મુગ્ધ બની જશે. લેખકની ભાષા વાચકના મન ઉપર તે સ્થળની ભવ્યતા ખડી કરે છે.

**આરોગ્યસાધના** જાણીતા બહુશ્રુત લેખક શ્રી. ડુંગરશી સંપટે શરીર તથા આરોગ્ય સંબંધે મુખ્ય હકીકતો, અનારોગ્યના કારણો ઉપરાંત ખોરાક તથા વસ્ત્રો સંબંધી હકીકત, આરોગ્ય જાળવવાના નિયમો તથા નિસર્ગોપચાર વિષે ઠીક માહિતી આ પુસ્તકમાં આપી છે. આ માળાના ૭ પુસ્તકો હજુ બહાર પડવાનાં બાકી છે, તે ફેબ્રુઆરીમાં પ્રગટ થશે

( ૨ )

કાર્યાલયે બીજી શરૂ કરેલ શ્રેણી ' આત્મસાહિત્ય ગ્રંથાવલિ ' છે. ૩–૪ આનાની કિંમતે લોકોપયોગી લોકભોગ્ય પુસ્તિકાઓ આપવાની આ યોજના છે. આ લેખકને વર્ષો થયા લાગ્યું છે અને તેણે લેખો દ્વારા અનેક વાર વ્યક્ત કર્યું છે કે સ્ટેશનો પર બે ચાર આનાની કિંમતથી માંડીને આઠ બાર આનાના નકામા પુસ્તકો લોકો ખરીદ કરે છે તેને બદલે આવાં હિતકારક પુસ્તકો મળતા હોય તે ઇચ્છનીય છે. યુદ્ધકાળના ભાવોની અસર આ પુસ્તિકાની કિંમત પર પણ થઇ છે. પરંતુ ભવિષ્યમાં આવી પુસ્તિકાઓ એક જ આનાની કિંમતે વેચાય તેમ આપણે ઇચ્છીએ અને સાથોસાથ તે સમય નજીક આવે તેમ પણ ઇચ્છીએ.

**જેસલ અને તોરલ** તથા **જાલંધર અને વૃંદા** સ્વ રાજવી કલાપીના લખેલ આ તથા બીજી પુસ્તિકા રૂપે પ્રગટ થયેલ **મેનાવતી અને ગોપીચંદ** તથા **ભર્તૃહરિ અને વિક્રમ** એમ ચાર સંવાદો વર્ષો પહેલા આ સંસ્થાએ પ્રસિદ્ધ કરેલ ' કાશ્મીરનો પ્રવાસ તથા કલાપીના સંવાદો'માં પ્રગટ થયા હતા તે પુસ્તક તો વર્ષોથી અપ્રાપ્ય છે એટલે તે પૈકી આ સંવાદોનું પુનર્મુદ્રણ કરી ટ્રસ્ટીઓએ મહાન સેવા બજાવી છે. આ પુસ્તિકાઓ છે તો નાની, પણ તેમા દર્શાવેલ વિચારો ગંભીર તથા હૃદયસ્પર્શી છે.

**શ્રી ગીતાસંકલન** શ્રી રમણ મહર્ષિએ ગીતાના ૭૦૦ શ્લોકોમાથી ૪૨ શ્લોકો પસંદ કર્યો છે. આ શ્લોકોની પસંદગી એવા પ્રકારની છે કે જેથી ગીતાનું હાર્દ સમજી શકાય આ શ્લોકોનો સમશ્લોકી અનુવાદ શ્રી. મશરૂવાળાનો તથા ગુજરાતી અનુવાદ મહાત્માજીનો આપેલો છે આમ સોનુ અને સુગંધનો સુયોગ સધાયો છે આ ઉપરાત યોગવાસિષ્ઠ, વિવેકચૂડામણિ તથા શિવાનંદ લહરિ–દરેકમાથી–દશ શ્લોકો અનુવાદ સહિત આપવામા આવ્યા છે

**મનને** અજ્ઞાત રહેવા ઇચ્છતા એક સંતની આ વાણી વાચકને નૈતિક બળ આપવામા મદદરૂપ થઇ પડે તેવી છે

**વિચારસૂર્યોદય, ધ્યાન અને જ્ઞાન** સ્વામીશ્રી માધવતીર્થની લખેલ આ બે પુસ્તિકાઓ આત્મતત્ત્વ ઓળખવાને પંથે પડેલ જિજ્ઞાસુઓને ખૂબ ઉપયોગી થઇ પડે તેવી છે.

**ઉચ્ચ જીવન** ડૉ હરિપ્રસાદ દેસાઇએ લખેલ આ પુસ્તિકામા ઉચ્ચ જીવન ગાળવાની ઇચ્છા રાખનારાઓ માટે અઠવાડિક કાર્યક્રમ બતાવવામા આવ્યો છે. ડૉક્ટર સાહેબ પ્રસ્તાવનામા જણાવે છે તેમ, ચાળીસ ( હવે તો તેથી પણ વધારે ) વર્ષોથી આ પુસ્તિકાની પદ્ધતિએ તેમણે મનન, આત્મનિરીક્ષણ તથા ઉપાસના કર્યો છે, એટલું જ નહિ પરંતુ તેથી તેમને ફાયદો પણ થયો છે.

**ભગવાન બુદ્ધ** : શ્રી પુરાતન બુચે લખેલ આ પુસ્તિકામા ભગવાન બુદ્ધના ઉપદેશો પ્રશ્નોત્તરરૂપમા આપવામા આવ્યા છે

**ઉત્તરગીતા** : પાડવ કૌરવ યુદ્ધમા શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો હતો, પણ પાછળથી અર્જુનને આ ઉપદેશનુ વિસ્મરણ થતા આત્મતત્ત્વની પિછાન કરવા અર્જુન શ્રી કૃષ્ણને ફરીથી પૃચ્છા કરે છે તેના જવાબમાં આ 'ઉત્તર-ગીતા'નો ઉપદેશ આપવામા આવ્યો છે મૂળ સંસ્કૃત શ્લોકો તથા તેનું ભાષાતર આપવામાં આવ્યુ છે

**અણોજો તથા નવું રેલવે સ્ટેશન**—જાણીતા લેખક શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની ઉપવી વાતોની આ ત્રીજી આવૃત્તિ છે 'અણોજો'મા કોમી ઐક્યના પ્રશ્નની વાત છે તથા 'નવુ રેલવે સ્ટેશન'મા શહેરના સંપર્કથી ગામડા કેવા પાયમાલ થાય છે તેનો તાદૃશ ચિતાર આપવામા આવ્યો છે

શ્રી સોપાને લખેલ 'અંતરની વ્યથા'ની પાચે વાતો **'જીવનનો મર્મ' 'નવજવાન' 'અહિંસાનું રહસ્ય' 'એ વૃદ્ધ પુરુષ'** તથા **'આશાને અજવાળે'** નામથી જુદી જુદી પુસ્તિકારૂપે પ્રગટ કરવામા આવી છે. દરેક પુસ્તિકામા મુખ્ય પાત્ર પોતાની અંતરની વ્યથાનુ વર્ણન આપે છે સત્યાગ્રહી રાજકેદીઓના જીવનના સાચા પ્રસંગો પરથી તૈયાર કરવામા આવેલ આ કથાઓ, એક વાર પુસ્તિકા હાથમાં લીધા પછી પૂરૂ કરતા પહેલા ન છોડવી પડે તેવી રસમય છે

**શ્રીમંતોનો સડો** આપણા શ્રીમંત સમાજની સ્થિતિનું આબેહૂબ વર્ણન શ્રી ઇશ્વર પેટલીકરે મનહર છંદમા, આ પુસ્તિકામા કર્યું છે.

**શ્રીમદ્શંકરાચાર્ય** શ્રી. પુરાતન બુચે લખેલ આ પુસ્તિકામા જગદ્ગુરુ શ્રી શંકરાચાર્યનું ટૂંક જીવનવૃત્તાત આપેલુ છે

**બે અધ્યાયી ગીતા** ટુંકામા ગીતાનો પાઠ કરનારાઓ માટે શ્રી. ભક્તિયોગ તથા પુરુષોત્તમયોગ શબ્દેશબ્દના અર્થ સહિત આપવામા આવેલ છે

**श्रीकण्ठाभरणम्** નિત્યપાઠ માટે જુદા જુદા દેવોની સ્તુતિ સંસ્કૃત શ્લોકો તથા અર્થ સહિત આપવામાં આવી છે.

**બાળકોના વિવેકાનંદ** શ્રીરામકૃષ્ણ સમિતિએ પ્રગટ કરેલ પુસ્તિકાની આ પાચમી આવૃત્તિ છે આ પુસ્તિકા વિષે અગાઉ આ પાના પર લખાઇ ગયેલ છે

આ બન્ને શ્રેણિઓને સારા લેખકોનો સહકાર મળ્યો છે. બન્નેમા લોકોપયોગી* પુસ્તકો વિશેષ પ્રમાણમા પ્રગટ થાય તેમ આપણે ઇચ્છીએ

—હીરાલાલ માનસિંગ કામદાર

---

* અમો આ અગાઉ એક વાર "પુસ્તકાલય"મા લખી ગયા છીએ અને ફરી વાર પણ લખવાની તક લઇએ છીએ, કે આ લેખના પહેલા વિભાગમા સર્વોપયોગી સાહિત્યશ્રેણીમા જે પુસ્તકો પ્રકટ થયા છે તેની ભાષા અને શૈલી, જનતાના જે વર્ગને ઉદ્દેશીને લખાઇ છે તે વર્ગને સમજવી સુગમ પડે તેવી નથી, એવો અમારો નમ્ર મત છે આશા રાખીએ, જનસંપર્કસાધક એવા લેખકોના સહકારપૂર્વક લોકભાષામા આ શ્રેણીનાં પુસ્તકો પ્રસિદ્ધ કરાશે તો જનતા પર સંસ્થાનો મહાન ઉપકાર થશે —તંત્રી

# કલાપી : એક અભ્યાસદષ્ટિ

( ગતાંકથી ચાલુ   આ અંકે સંપૂર્ણ )

## ૮—કલાપીની ગઝલો

એની (કલાપીની) ઝણઝણી ઊઠતી વીણાનું બીજું સચોટ દૃષ્ટાંત એની ગઝલો પૂરું પાડે છે. ગઝલ પણ આપણી ઓગણીસમી સદીના ફારસી ઉર્દૂ અભ્યાસે આપેલી સાહિત્યસિદ્ધિ છે. કલાપીના ' કાન્ત ' સરખા બીજા મિત્ર મણિલાલ નભુભાઈ તથા બાલાશંકર અને દેરાસરીનો ગઝલરચનાના ગુર્જર સ્વીકારમા સરસ ફાળો છે બહુ જ નવાઇ ઉપજાવે એવુ લાગે છતા એ સત્ય છે કે બ્રહ્મનિષ્ઠ તરીકે ઓળખાયલા મણિલાલ નભુભાઈ યાવની ગઝલોના એક આદ્ય ઉત્પાદક હતા ! અને કલાપીએ કાન્ત કરતા જેમ વધારે પ્રમાણમા અને ઘણા સારા ખડકાવ્યો આપ્યાં, નરસિંહરાવ કરતા જેમ વધારે પ્રમાણમા અને ઘણી ઊંચી પ્રતિનાં આત્મલક્ષી ગેય કાવ્યો આપ્યાં, તેમ મણિલાલ, બાલાશંકર, કે દેરાસરી કરતાં પણ વધારે પ્રમાણમા અને ઉચ્ચ કક્ષાની ગઝલો કલાપીએ ગુર્જર સાહિત્યને અર્પી છે. કલાપીના ઊર્મિલ માનસને ગઝલનું ઉચ્ચારવાહન બહુ જ અનુકૂળ આવી ગયું છે.

સૂફી ચિંતને ગઝલને આર્ય ચિંતનની પણ બહુ જ પાસે લાવી મૂકી છે. છતાં હિંદી—ઉર્દૂ ઝબાન સિવાય હિંદની બીજી કોઈ ભાષાએ ગઝલને સ્વીકારી હોય તો તે માત્ર ગુજરાતી ભાષાએ. ગુજરાતીની એ ગ્રાહકતા પણ ધ્યાન ખેંચે એવી છે, અને એ કાવ્યપ્રકારને ગુર્જર ભાષામાં સ્થિર કરવા કલાપીએ કરેલો પ્રયત્ન એને બહુ જ યશસ્વી સ્થાન આપે એમ છે.

કલાપી આમ અનુકરણ કરનાર, ગતાનુગતિક ચાલનાર સાહિત્યપડછાયો ન હતો. કલાપી એક ભવ્ય પ્રયોગશીલ સાહિત્યકાર હતો, જેના હાથમા સહજ આવી ચડેલું સાહિત્યસ્વરૂપ સુવર્ણ બનીને જ બહાર આવતું હતુ પ્રેમ, દુખ, મસ્તી, નિરાશા, કુરબાની અને એકતાભરી સમાધિ એ ગઝલને ઓપે ચડાવતા ભાવ છે કલાપીનું માનસ આવા ભાવનો પડઘો સપૂર્ણપણે પાડે એવુ કોમળ અને વિશુદ્ધ હતુ. એટલે જ આપણા માન્ય ગઝલકારોમા કલાપીનું સ્થાન મોખરે છે

કલાપીની ગઝનો વિષે મારા ' જીવન અને સાહિત્ય ' નામના ગ્રથમા વિસ્તૃત વિવેચન મેં કર્યું છે. એમા દર્શાવેલો મારો અતિમ મત અત્રે ટાંકુ છુ

> " ગઝલ એક વિશિષ્ટ કવિતાપ્રકાર છે. ઉછળતી ઊર્મિઓનુ ગઝલ સુંદર વાહન છે કલાપીની ગઝલોમા પ્રાથમિક ભૂમિકાની ભૂલો દેખાઇ આવે છે, છતાં ઊર્મિ અને કલ્પનાની વિશુદ્ધિ અને વિવિધતા તે બહુ ઝડપથી સાધ્યે જતો હતો, એ પણ આપણને સહજ દેખાઇ આવે છે નાજુક શૃંગાર, અસહ્ય પ્રેમવેદના, પરિતાપ, મસ્તી અને વિરાગની અનેક ઉત્તમ પંક્તિઓ તેની ગઝલોમા વેરાયલી પડી છે, અને કેટલીક ગઝલો તો ગુજરાતી કવિતાને દીપાવે એવી ઉત્તમ પ્રતિની છે. ' ફકીરી હાલ 'માં ' અયે દ્દલ્હત ! અયે બેગમ ! 'નાં સંબોધનોથી પોતાની કવિતાનુ મંગળાચરણ કરતો કવિ વિવિધ લાગણીઓની પરિક્રમા કરતો શાંત રસના સાગરરૂપ ' આપની યાદી 'મા વિરામ પામે છે !

ગઝલ કેવા શાંત રસને ઝીલી શકે છે તેનો ' આપની યાદી ' ઉત્કૃષ્ટ નમૂનો છે રસિકતા અને ફિલસૂફી, આસ્તિકપણુ અને આત્મના હૃદયન તથા ભાવની વિપુલતા ભેગા રહી શકે, એટલું જ નહિ, ઓતપ્રોત બની જાય, અને વિશુદ્ધ, ઉલતી છતા સયમભરી વૈખરીમાં ઊતરે ત્યારે કવિતા બહુ ઉચ્ચ કક્ષાએ પહોંચી જાય છે શાંત રસમાં એવી ઉચ્ચ કક્ષાએ પહોચતી કવિતાના ઉત્તમ નમૂનાઓમા આપણે ' આપની યાદી 'ને જરૂર ગણાવી શકીશું'...એ અપૂર્ણ ગઝલના ચરણો એક ખરા પ્રેમીની, એક ખરા ફકીરની, એક ખરા સતની વાણી છે એમ આપણને લાગ્યા વગર રહેતુ નથી. એ ગઝલમા વિરામ પામતી વાણીમાં ગુજરાતી ભાષાને બહુ જ ઉચ્ચ સ્થાન અપાવે એવી કવિતા હતી એ વાણીનો વિરામકાળ છવ્વીસ વર્ષે ન આવતાં વધુ લબાયો હોત તો ગુર્જર સાહિત્ય હજી કેટલું વધારે સમૃદ્ધિવાન બનત એ વિચાર કાવ્યરસિકો પાસે હજીયે પુકાર કરાવે છે કે

**" આંસુ મર્હીયે આંખથી યાદી ઝરે છે આપની ! "**

## ૯—હમીરજી ગોહેલ-મહાકાવ્યનો પ્રયત્ન ?

' હમીરજી ગોહેલ ' ની રચનાને આપણે કયુ નામ આપીશુ ? એ વિશિષ્ટ રચના છે. એને અમુક ખાનામાં ગોઠવી દેવાય એમ નથી કાવ્યનાં આપણે ગમે એટલા ખાના ધડીએ તો ય તે સર્વદા બધબેસતા આવે જ નહિ. કાવ્યના રૂપ, આકાર, પ્રકાર બદલાતા જાય છે, મિશ્રિત બનતા જાય છે, નવા રચાય છે. નાનકડા ' મુક્તકો ' ઓળખાઇ આવે છે; પરંતુ પેલું સુપ્રસિદ્ધ ' વિધવા બ્હેન બાબાને ' અથવા Prophetic-ભાવિ સૂચન કરતું ' જન્મદિવસ ' નામનું કાવ્ય કયી ચિઠ્ઠી ચોડયે ઓળખાશે ? સ્વાનુભવ, આત્મલક્ષી કાવ્ય ? Lyric-ધ્વનિકાવ્ય ? ખડકાવ્ય ? એમ તો ઘણુાય કાવ્યો ખડકાવ્ય બની જશે ! જ્યારે આપણે ખડ-કાવ્યમાં કોઇ પ્રસગ કે વાર્તાનું બીજ માગતા છતા ટૂકા કાવ્યને ખંડકાવ્ય કહીએ છીએ ! હજી એવાં કાવ્યો માટેના સાચા નામ જડયા નથી, છતા એ કાવ્યો તો છે જ.

ગુજરાતીમા વાર્તા ઉપર અવલબન કરી રહેલા કાવ્યોને આખ્યાન અગર વાર્તા કહેવાનો જૂનો ચાલ હતો. પ્રેમાનદનુ ' નળાખ્યાન ' કે ' ઉપાહરણ ' એ આખ્યાન અને શામળની ' મદનમોહના ' એક વાર્તા

આખ્યાનની ગભીરતા ' હમીરજી ગોહેલ 'મા છે, વાર્તાની ઉટંગ કલ્પના એમાં નથી-જો કે વાર્તારસ એમાં રહેલો છે.

એથી પ્રાચીન વસ્તુ જોવા જઇએ તો જૈન કવિઓના રાસા અને હિંદુ કવિઓના પ્રબંધ આપણી સમક્ષ રજૂ થાય છે

સસ્કૃત ભાષાના પુરાણો અને મહાકાવ્યોને સ્પષ્ટ બધારણ હોય છે.

ફારસી ' શાહનામુ ' પણ મહાકાવ્ય તરીકે અમુક રચનામા ગોઠવાઇ ગયુ છે અને પશ્ચિમના Epics-મહાકાવ્યો-ઇલીયડ, ઓડીસી, પેરેડાઇઝ લૉસ્ટ-પણ વિશિષ્ટ ઢબની રચના માગે છે

મહાકાવ્ય કરતા વધારે શિથિલ રચનાવાળી Romance-રોમાન્સની રચનામા પણ

એક વાર્તાસૂત્રને પકડીને તેના ઉપર વિવિધ કાવ્યરચનાઓ—વર્ણન, સવાદ, ચિંતન, ગીત પરોવવામા આવે છે. મહાકાવ્યની શાસ્ત્રીય વિશુદ્ધિ અને કડક રેખાઓ હળવી કરી વસ્તુને લોકભોગ્ય, લોકપ્રિય બનાવવાનો ઉદ્દેશ આ Romanceની રચનામા દેખાઈ આવે છે, જે રચના સાથે આપણી વાર્તા કવિતા—શામળભટ્ટની રચના સરખી—કે જૈન રાસા આકૃતિ વધારે મળતા આવે છે.

કાવ્યવાર્તા અને મહાકાવ્ય એ બને સાહિત્યસ્વરૂપો વચ્ચે દુનિયાના સર્વ સાહિત્યોમા આપ-લે ચાલ્યા જ કરે છે, અને એ બને સ્વરૂપો એક બીજાની નજીક આવવા મંથન કર્યા જ કરે છે. આખ્યાન પણ એવો જ એક મધ્યપ્રયત્ન કહી શકાય મહાકાવ્યને લોકભોગ્ય બનાવવાની વૃત્તિ અને લોકમાન્ય બનેલી વાર્તાને મહાકાવ્યની પ્રતિષ્ઠાએ પહોંચાડવાની વૃત્તિ એ સાહિત્યજગતની બહુ સૂક્ષ્મ પણ બહુ જ પ્રબળ પ્રવૃત્તિ છે, અને ગુજરાતી સાહિત્યે પણ તેનો આછો અનુભવ કર્યો છે. ગુજરાતી ભાષાને મહાકાવ્ય આપવાની ઇચ્છા કવિ નર્મદથી—એટલે ગુર્જર સાહિત્યના પ્રથમ વર્તમાન જાગૃતિસમયથી—શરૂ થઇ છે. પરંતુ વચમા ગદ્યનો પ્રભાવ ઘણો વધી જવાથી મહાપ્રસંગને, મહાવાર્તાને 'કવિતા કરતા ગદ્યમા ઉતારવાની સગવડ મળી ગઈ અને મહાકાવ્ય તરફથી દૃષ્ટિ ખસી જઇ મહાકથાઓ, નવલકથાઓ તરફ સાહિત્યે ઝોક લીધો, એટલે ગુજરાતને મહાકાવ્યની રચનાનો મોહ ઘટી ગયો.

છતા મહાકાવ્યની રચનાના બેત્રણ પ્રયત્નો થયા, તેમા કલાપીનું સ્થાન છે. નર્મદ, દોલતરામ કૃપારામ પડયા, ભીમરાવ દીવેટીયા અને ન્હાનાલાલના પ્રયત્નો લગભગ ઇતિહાસ કહી શકાય એમાં કલાપીને ઉમેરવાની જરૂર ઉભી થાય છે. કલાપીનું સાહિત્યમા મહત્ત્વ સમજવા માટે કલાપીના 'હમીરજી ગોહેલ' કાવ્યને સમજવુ જરૂરી છે નર્મદ, કલાપી, દોલતરામ, ભીમરાવ અને ન્હાનાલાલ, એ પાચે વિશિષ્ટ વ્યક્તિઓએ આ પ્રયત્નો કર્યા તે સફળ છે કે અફળ એની ચર્ચા અત્રે જરૂરની નથી પોતાની કવિતાને જ કવિતા કહેતા અચકાતો સજ્જન કલાપી એટલો ઘમડરહિત હતો કે તેણે ધારીને વિચારપૂર્વક મહાકાવ્ય લખ્યુ હોત તો પણ તે એને મહાકાવ્યની મોટાઇભરી છાપ આપતા સંકોચ પામત સાહિત્યમા પણ જ્યારે ઘમંડ, તામસ, ગુડાગીરી અને ગર્વ પ્રવેશ પામે છે ત્યારે કલાપીની સૌમ્ય, વિનયી, સંકોચ સેવતી સજ્જનતાભરી છબિ યાદ આવ્યા કરે છે સાચુ સાહિત્ય સાહિત્યકારના લેશ પણ પ્રયત્ન વિના, તેના અવસાન પછી પણ કેમ જીવતુ રહે છે તેનો સારો બોધપાઠ કલાપીનુ સાહિત્ય આપે છે. કલાપીનો વિનય, કલાપીનો સંકોચ, કલાપીની નમ્રતા એ સાહિત્યકારોએ નિત્ય નજરમા રાખવા જેવા છે. કલાપીએ લખેલુ 'હમીરજી ગોહેલ'નું કાવ્ય નોંધમા ખડકાવ્ય અને છેલ્લી પ્રસ્તાવનામા મહાકાવ્ય તરીકે ઉલ્લેખ પામ્યુ છે હમીરજી ગોહેલના ટૂંક જીવનને કલાપી ચાર સર્ગો જ આપી શકયા એ અધૂરૂ કાવ્ય છે છતા એનો ઉઠાવ અને આખી કહેણીનો પ્રકાર એને મહાકાવ્યની નજીક લેઇ જાય એમ છે. સ્કૉટની Lady of the Lakeની નવલકવિતા ઉપર હમીરજી ગોહેલના કાવ્યનો આકાર ભલે રચાયો હોય. આકાર અને વીણાના પ્રારભ સંબોધન સિવાય સ્કૉટની બીજી કશી જ અસર કલાપી ઉપર પડી નથી ગુણભાર ભરેલા એ કાવ્યમા રજપૂત અને ભીલ સંસ્કૃતિના સમન્વયી રસભરી પ્રેમકથા ઉપરાંત, એમા વીરરસશોભન પ્રસંગો પણ એવુ નિરૂપણ

પામ્યા છે કે રુદન અને નિશ્વાસના શોખીન ગણાતા કલાપીને વીરરસની કવિતા રચવાની અશક્તિના આરોપમાંથી સહતર ઉગારી લીધો છે. દેશાભિમાની કવિતા ન લખે તે કવિ જ નહિ, એવી એક માન્યતા ' હમીરજી ગોહેલ ' બહાર પડયો ન હતો ત્યાં સુધી કલાપીને પ્રેમ, દુઃખ, દર્દ અને હાયપુકારના કવિ તરીકે માનવા લલચાવતી હતી, જો કે

' ભલે ફૂંકો ફૂંકો પવન તમ જ્વાલા સળગતી !
ભલે વંટોળોની ગગન પડમાં ધૂળ ઉડતી !

અગર

હું જાઉં છું, હું જાઉં છું, ત્યાં આવશો કોઇ નહીં !
સો સો દીવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહીં !

જેવા ઉચ્ચારણ પામતી કવિતા વીરરસને આકાર ન આપી શકે એમ મનાય જ નહિ તો પણ ' હમીરજી ગોહેલ ' લખીને કલાપીએ શૌર્યકથનની શક્તિ સાબીત કરી આપી છે

આમ ' હમીરજી ગોહેલ ' મહાકાવ્યનો ખંડ છે, મહાકાવ્ય તરીકે રસવેત્તાઓ–રસશાસ્ત્રીઓ–તેને સ્થાન ન આપે તોય તે એક રસભરેલો પ્રબંધ છે, જેની જોડ વર્તમાન ગુર્જર સાહિત્યમાં તો નથી જ, અને કલાપી નાનકડા ખંડકાવ્યો કે ચેતછાબરી ગઝલો ફેંકનાર, સમયાનુકૂળ કવિતા જોડનાર કવિપડછાયો નહિ પરંતુ કલાવિધાનનું કૌશલ્ય સાધ્યે જતો ઝડપથી મહાકવિનું સ્થાન મેળવી લેવાની શક્તિ ધરાવતો આજન્મ કવિ હતો, એટલું પૂરવાર કરતો એ ગ્રંથ છે એમ તો જરૂર કહેવું પડશે.

## ૧૦—કલાપી પ્રગતિશીલ ખરો ?

' હમીરજી ગોહેલ 'ની કે બીજી કોઇ પણ કલાપીકૃતિની વિગતવાર ચર્ચા અત્રે થઇ શકે નહિ તેવી ચર્ચાઓ થઇ ગઇ છે અને હજી પણ અભ્યાસીઓ વધારે ચર્ચા કરે એવો કવિતારસ કલાપીના કેકારવમાં રહ્યો છે. નવા વાદ પણ આપણા વિવેચનોમાં ઊભા થયા છે અને થશે, તેમ જ એ વાદ સાહિત્ય તથા સાહિત્યકારોને પણ કસોટીએ ચડાવ્યા કરશે વાસ્તવવાદને નામે જામત થતી એક ભાવના, પ્રગતિશીલતાને નામે ઝાંખી ઓળખાતી એક ભાવના આજે જુદી જ દષ્ટિએ સાહિત્યને તોળવા મથે છે. એ દષ્ટિ પણ

' રહેવા દે, રહેવા દે, આ સંહાર યુવાન તું !
ઘટે ના ક્રૂરતા આવી ! વિશ્વ આશ્રમ સંતનું. '

રમતી'તી અહો ! વિશ્વબાગમાં !
શીતળ છાંયડો ત્યાં મને હતો !

જેવા ઉદ્ગારો ભરેલી કવિતામાં, તેમ જ

જો ઇશ્ક ના તો શું ખુદા ? આલમ કરી તોયે ભલે !
જો ઇશ્ક ના તો શું જહાં ? એને ખુદાએ શું કરે ?

તથા

બ્રહ્માંડ આ તો ગૃહ સાતનુ છે,
આધાર સહુને સહુનો રહ્યો જ્યાં,
લે છે સહુ કૈં સહુને દઈ કે,
આભાર સહુનો સહુ ઉપરે છે.

જેવી ભાવનામા, તથા

અહો, કૈં એંધાણો તુજ ઉદરમાં આથડી રહ્યાં,
વલોવાતા ગોળા ગણતરી વિનાના ઘૂમી રહ્યા,
ફર્યો એ કે કેશો અગણિત ફરીને લય થશે,
હતા જે સ્થાને ત્યાં ફરી નવ અડયા વા ન અડશે.

જેવી વિજ્ઞાનવલોવતી પંક્તિઓમાં વાસ્તવતા કે પ્રગતિશીલતા—પૂરી નહિ તો આછી અધૂરી—જોવાની ઉદારતા દર્શાવી શકશે એમ લાગે છે. અલબત્ત, આજની પ્રગતિશીલતાને પ્રિય એવા વર્ગવિરોધ તેણે તીવ્ર બનાવ્યા નથી. વર્ગવિગ્રહ એ તેના યુગની વાસ્તવતા કે પ્રગતિશીલતા ન હતી.

હૃદય વીંધી આરપાર ઊતરી જાય એવી અનેકાનેક પંક્તિઓ કલાપીએ આપી છે. વાસ્તવતા એ પણ એક સાપેક્ષ ભાવના છે; આજની વાસ્તવા નહિ જ હોય. પ્રગતિ પણ એવો જ શબ્દ છે. આજ જેને આપણે પ્રગતિશીલતા કહીએ છીએ તે આવતી કાલના પ્રગતિશીલોને ભ્રમ પણ લાગે. માનવીને વધારે સચોટપણે માનવતાનું દર્શન કરાવે એ પ્રત્યેક યુગનો વાસ્તવવાદ માનવી હોય ત્યાંથી એક ડગલું આગળ વધે એવી વૃત્તિ અને પ્રવૃત્તિ પ્રેરનાર જે કાંઈ હોય તે જે તે સમયની પ્રગતિશીલતા. કલાપીએ એના યુગના પ્રગતિશીલ બળોને ઝીલ્યાં છે, પોષ્યાં છે, વધાર્યાં છે. કલાપીએ ગુજરાતી સાહિત્યને એક ડગલું નહિ, એક કરતા વધારે ડગલા આગળ ભરાવ્યાં છે. ગુજરાતની માનવતાને, સહૃદયતાને, સરકારને એણે વિશુદ્ધ બનાવ્યા છે. વાસ્તવવાદ કે પ્રગતિશીલતા એથી બીજુ શુ વધારે માગે ?

કલાપીની કવિતા શું સમગ્રપણે સર્વાંગ સુંદર છે ? કલાના શુ એમા ઉત્તમોત્તમ નમૂના છે ? એના કરતા ગુજરાતી સાહિત્યમા વધારે ઉન્નત કવિતા નથી શુ ? આપણે કલાપીને સમજતી વખતે એને સાહિત્યના અખાડામાં ઉતાર્યો નથી કે સાહિત્યકારોની ઘોડદોડ સર્જી નથી કે જેમા શર્તો જીતવાના ક્રમ આપવા પડે ! કશી પણ સરખામણીના ઉદ્દેશ વગર, કોઇ પણ કવિને અવગણ્યા વગર મારો નમ્ર મત તો એ થાય છે જ કે ખામીઓના ભાન સાથે પણ ઓગણીસમી અને આજ સુધીની વીસમી સદીના કેક માન્ય કવિઓ થયા તેમાં ન્હાનાલાલ અને કલાપીની જોડ જડવી અશકય છે, અને તો જડતી નથી. કલાપીની કવિતામાં ખામી નથી, એમ કહેવુ એ વાસ્તવિક નથી. છતા 'કાન્ત', ત્રિભુવન પ્રેમશંકર-'મસ્તકવિ', 'લલિત', 'સાગર', 'સ્નેહજ્યોતિ' એ સર્વેએ કલાપીને અંજલિ આપી છે. કલાપિને અંજલિ એટલે કલાપીની કવિતાને અંજલિ અન્ય અનેક સાક્ષરો, વિવેચકોએ તેની કવિતાની ચર્ચા કરવામાં માન ગણ્યું છે સાહિત્ય પરિષદોમાં ભાગ્યે જ કલાપીની કવિતાઓ

ઉલ્લેખ થયા વગર રહ્યો હોય. સાહિત્ય સભાઓમા તો કલાપી સબધે વ્યાખ્યાનો હોય જ હોય. આજ સુધી કાવ્યોના સગ્રહમા કલાપીના કાવ્યોને માનભર્યુ પ્રશસ્ત સ્થાન મળે છે યુનિવર્સિટીના અભ્યાસક્રમમા અને પાઠ્ય પુસ્તકોમા કલાપી વગર ચલાવી લેવાયુ હોય એમ દેખાતુ નથી. કવિ તરીકે કલાપીનુ મહત્ત્વ આના કરતા કયી વધારે યશસ્વી રીતે સ્વીકારાય?

અભ્યાસની દૃષ્ટિ બાજુએ મૂકીએ. શોખની દૃષ્ટિએ પણ કેકારવ જેટલો વચાય છે એટલો બીજો કોઇ કાવ્યગ્રથ વચાતો હોય તો તે જાહેર થવાની જરૂર છે. કેકારવ જેટલો લોકપ્રિય કાવ્યસંગ્રહ બીજો થયો જાણ્યો નથી હશે તોય એક–બે

એટલુ તો સૂચન એમાંથી સ્પષ્ટ થાય છે કે વિદ્વાન અને શોખીન બને વર્ગમા માન્ય થયેલો ' કેકારવ ', ખામીઓ હશે છતા, કોઇ એવુ ઉચ્ચ કવિતાલક્ષણ ધરાવતો કાવ્યગ્રથ છે કે હજી પચાસ પચાસ વર્ષો એ રવ શમ્યાને થયા છતા હજી એનો પડઘો ગુજરાતને મન જૂનો થયો નથી

અભ્યાસદૃષ્ટિ કદાચ કહેશે કે,

(૧) કલાપીનાં કાવ્યો બધા ય સારા નથી છે કોઇ બીજો કવિ જેને માટે આપણે એમ કહી શકીશુ ?

(૨) કલાપીના કાવ્યો કલાની સફાઇ પામ્યા નથી, કલાપી પોતે જ તે વસ્તુ સ્વીકારે છે. આપણે પણ કહી શકીશુ કે કલાપીએ કુદરતદીધી કલા ઉપર સહજ મનુષ્યકૃત સફાઇ કરી દીધી હોત તો ઘણા કાવ્યોની ચમક ઓર વધી જાત, નિરર્થક લબાયલા કાવ્યો ટૂંકા બની શકત, ટૂકા કાવ્યોને સહજ પ્રબળ બનાવી શકાયા હોત, કેટકેટલા ચરણો બાદ થઇ શક્યા હોત, કેટકેટલી અસ્પષ્ટતાને કોર કિનારી ચોડી વધારે રૂપાળી અને સ્પષ્ટ બનાવી શકાઇ હોત.

(૩) કલાપીની ઊર્મિમાં સયમ ઓછો છે, પ્રેમ–કામ–સ્વચ્છંદ તરફ તે લેઇ જાય છે. ઊર્મિમાં સયમ હોય ખરો ? પ્રેમ કામના તફાવત ઉપર માનવી છેવટ નિર્ણય ઉપર આવ્યો છે શું ?

(૪) Majestic–ભવ્ય કવિતા કલાપીની છે એમ લાગતું નથી. 'બિલ્હણ ગળ'ની શરૂઆત વાચી છે ? 'વૈરાગ્ય' નામક કવિતા જોઇ ? ભવ્યતાની કસોટી તો કલાપીને આવી જ છે

આ સર્વ ટીકાની સામે જવાબમાં મૂકી શકાય એવા કઇક કાવ્યો કલાપીએ લખ્યા છે. સુધિરો હૃદયે તેને સરસ કવિતા આપી છે 'કુદરત અને મનુષ્ય', 'મનુષ્ય અને કુદરત,' 'એક વેશ્યાને'

નિરાશામાંથી કેટલીએ અણધારી Majestic–ભવ્ય કવિતા તેણે મેળવી છે 'વિષપાન', 'વિધવા બ્હેન બાબાને', 'ત્યાગ', 'પ્રવૃત્ત થવા કહેતા મિત્રને', 'પરવાયો'.

કરુણ પ્રસગે તો કલાપીના શબ્દોમા એવી કવિતા મૂકતા કે તે આજ પણ વાચનારની આંખને ભીંજવે એમ છે 'પુત્રીમરણથી હસતો પિતા', 'એક ઘા', 'મૃત પુત્રી લાલાંની છબી દૃષ્ટિથી ખેસવતા'.

પ્રેમનાં ગીત કલાપી જેવી મસ્તીથી સ્વાભાવિકપણે ગાય છે તેની મસ્તી અને સ્વાભા

વિકપણું બહુ ઓછી પ્રેમકવિતામા હશે—અને એ પ્રેમ-કવિતાના તો કલાપીએ ધોધ વહાવ્યા છે 'જ્વરમા પ્રિયાને', 'પ્રિયા કવિતાને', 'પ્રેમની મૂર્તિપૂજન', 'સુકાની શબ્દ', 'સ્મૃતિ ચિત્ર', 'ચુંબન વિપ્લવ'.

એની કલ્પના પણ ઝેટ કવિત્વમય બની જાય છે 'આકાશને', 'ઋણુ', 'એક આગીઆને', 'ભવિષ્યના કવિને', 'પુનરુદ્ધાર', 'બાલક', 'દિલને દિલાસો'.

એની ઊર્મિ ભવ્ય ચિંતનો તરફ પણ કવિતાને વાળે છે. 'મતભેદ', 'જન્મદિવસ', 'હમારી પિછાન', 'ભાવના અને વિશ્વ', 'જીવનહાનિ', 'નવો સૈકો' 'આપની યાદી'.

એનાં ખંડકાવ્યોમા એ બધાં જ તત્ત્વો ભરપૂર ભર્યાં છે. હમીરજી ગોહેલનુ મહાકાવ્ય જ કલાપીના એ લગભગ બધા કાવ્યલક્ષણોનો સંગ્રહ છે એમ કહીએ તો ચાલે, કલાપીની ખામીઓ છે; પરંતુ ખામીઓ કરતા ખુબી વધારે છે. અભ્યાસદષ્ટિ જ્યારે ખામીઓ શોધવા મથે ત્યારે તે જરૂર શોધવા દેવી કલાપીની કહેવાતી કે કલ્પાતી ખામીઓ આપણે જોઇ તેમનો વિચાર પણ કરી ગયા. એની કવિતા અણીશુદ્ધ નથી એ પણ સાચુ. છતા એના જેવી હૃદયદ્રાવક બીજી કયી કવિતા ગુજરાતીમાં છે ? કલાપીમાં ન હતાં એવા કેટલાંક તત્ત્વો સમયાનુસાર કવિતામા પ્રવેશ પામતા હશે, અમર કલાપીએ ભાર ન મૂકયો હોય એવા કેટલાક લક્ષણો ઉપર આજની કવિતા ભાર મૂકતી હશે. પરંતુ સમય-કાળ સહુને જ ઇતિહાસ બનાવી મૂકે છે, એકલા કલાપીને નહિ.

## ૧૧—કેકારવની ભવ્ય સમાપ્તિ

અને એ રોમાચક માનવીની—એ કરુણતા વર્ષાવતા કવિની રોમાચક કથની અને રડાવતી કવિતામા ખામી નિહાળતી વખતે આપણે એક ક્રૂર સત્ય કેમ ભૂલી જઇએ છીએ કે એ માનવી અને એ કવિતા બને એક પચ્ચીસીનો જ પરિપાક છે ? છવ્વીસ વર્ષે જીવનખેલ સમેટી લેનાર કલાપીની કવિતા સામે છવ્વીસ વર્ષ અંદરની ઉગતી વયમા લખાયલી બીજા કોઇ પણ કવિની કવિતા મૂકી સરખામણી કદી કરી છે ?

એવી Apology ની, એવા બચાવની, નાની ઉંમરની દલીલની પણ કલાપીની નરકેણમાં જરૂર નથી જેવી છે એવી એની કવિતા અને જેવી છે એવી એની જીવનકથની ગુજરાતની રોમાચક મિલ્કત છે, ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ છે, ગુજરાતી માનસને એક ભૂમિકા ઊંચે ચડાવતી સંસ્કારલક્ષ્મી છે. એના જ પત્રોમા એનુ જીવન એણે પ્રમાણિકપણે કથ્યુ છે એની કવિતામાથી જ ફિલસૂફી, એની ભાવના, એનાં સ્વપ્ન અને એની નિરાશાની કથની ગોઠવી શકાય એમ છે. એણે તો સને ૧૮૯૬ થી કહી રાખ્યુ હતુ કે

નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં,
હૃદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે !

બીજે વર્ષે—એના માત્ર ત્રેવીસમા વર્ષે એ પોતાને જ પૂછે છે

ત્રેવીસ વર્ષ મહીં સ્વપ્ન અનેક વીત્યા,
વીતી, અનેક દુ:ખનીય પરમ્પરા ત્યાં,

શુ તેટલો જ ઇતિહાસ હશે અમારો ?
શુ લ્હાણુ કાળની મળી બસ એટલી જ ?

મૃત્યુના પડઘા ઘેરા બને છે, અને કવિતાનો પ્રવાહ પણ ઘટ્ટ, ઘેરો, બલવાન અને કલામય બનતો જ જાય છે અનુભવોની, લાગણીઓની, પ્રયોગોની ઘટમાળ ફર્યા જ કરે છે છતા ચોવીસ વર્ષમા તો કલાપીનુ હૃદય જીવનભગની ઊર્મિઓ શમાવી જગતની પાર જોયા કરે છે, અને એક અનુભવી વૃદ્ધની અદાથી કહે છે

'આવ્યા ગઇ જ, ગત યૌવન છે થયું, ને
મૃત્યુ તણાય પડઘા શ્રવણે સુણાતા !
લ્હોયે રડે તરસમાં ભગ્નો બપૈયો—
ને પિંજરા હૃદયને ફરિયાદ રોવી.'

રખે કોઇ એમ માની કલાપીને અન્યાય કરે કે મૃત્યુ નિહાળતો એ કવિ માત્ર રોતલ, માદો, થાકેલો, મૃત્યુમા વિશ્રામ શોધતો કાયર માનવી હતો ' એ પ્રયોગશીલ સુરી તો

'પેદા થયો છુ, ઢૂઢવા તુને સનમ !'

કહી મૃત્યુને પણ પ્રયોગની એક ભૂમિકા ગણીને જ ચાહે છે

'મૃત્યુ તો અનુભવે સુખથી લે'

કહેનારો એ મહાન ગુજરાતી પ્રેમી–સ્નેહી તો મોતને પણ મહેફીલ માને છે. એનો સિદ્ધાત મોતની પરંપરાને પણ આત્માની વિકાસશ્રેણી ગણે છે '

'આત્મા અધિપતિ મધુપ અનન્તતાનો,
આત્મા અમીઝરણુના રસનો વિહારી,
આત્મા ગણે નહિ જ તે યુગને–ક્ષણોને,
કયા દેશકાળ ? સઘળે જ વસન્ત જામી !'

છવ્વીસમુ વર્ષ ઝડપથી આવતુ હતુ પ્રેમ અને નીતિના ખેચાણમા સદૈવ ખેચાતુ હૃદય પ્રેમમા સર્વ નીતિનો સમાવેશ થઇ જાય છે એવો એક બહુ જ સાચો અનુભવ બે વર્ષ માત્ર સ્થિરતાથી કરી શક્યુ ' શોભના સાથેનુ કલાપીનુ લગ્ન માત્ર બે જ વર્ષ રહ્યુ ' અને ' અનન્ત યુગનો તગનાર યોગી ' છવ્વીસ વર્ષ થતામા તો માત્ર ' યાદી ' બની ગયો '

છવ્વીસ વર્ષમાથી લબાઇ છત્રીસ કે છેતાળીસ થયા હોત તો ? મળી છે તેના કરતાં કેટલી વધારે, કેટલી વધારે ભવ્ય, કેટલી વધારે કલામય કવિતા ગુજરાતી સાહિત્ય પામ્યુ હોત '

દુ ખમય કલ્પનાને બાજુએ મૂકીએ. છે એટલી પણ કલાપીસર્જી સમૃદ્ધિ કયા ઓછી પડવાની છે ?

સભવ છે કે વર્ષો, યુગો વીત્યે કલાપીની કવિતા વચાની ઓછી પણ થાય, એ પણ એક વિકાસક્રમ છે. એણે ગુજરાતઅર્પ્યું સંસ્કારધન વધારીને ગુજરાત આગળ વધી રહે તો એણે અર્પેલાં સસ્કારતત્ત્વો ભણાવવાની જરૂર ન પણ રહે, અને એવી પણ સ્થિતિ

આવે કે કેકારવ માત્ર અભ્યાસીઓનો ઇતિહાસગ્રંથ જ બની જાય. તોય શું ? કલાપીએ આપણે માટે આશ્વાસન પણ મૂક્યું છેઃ

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો અને જો એક યાદી આપની.

' અયે ઉલ્કૃત ' અયે બેગમ ' 'થી શરૂ થતો કેકારવ ' આપની યાદી 'માં સમાપ્તિ પામ્યો. છવ્વીસ વર્ષની જીવનરમત ' છ આઠ વર્ષની કાવ્યરમત ' ' કેકારવ 'ના પડધા હજી શમ્યા નથી. એ સાચી સુરાવલિના પડધા શમતા હજી ઘણી વાર લાગશે '–શમશે તો ય ' ત્યારે પણ ' કલાપી ' ભુલાશે નહિ. એની કવિતા કરતા એ વધારે મોટો માનવી '

કલાપીએ માત્ર કવિતા લખી નથી . એ કવિતા જીવ્યો છે !
એણે ટૂકા જીવનની ક્ષણે ક્ષણમાંથી રસ પીધો છે !
પરંતુ માત્ર રસ પીનારા તો સ્વાર્થી કહેવાય !
કલાપીએ તો રસ લુંટાવ્યો છે !
કલાપી તો રાજા હતો, નહિ ? એનું નામ સૂરસિંહ, ખરુ ?
સૂરસિંહ એ જ ' સૂરતાની વાડી 'નો આપણો ચિરંજીવી કલાપી !
એણે એક બાદશાહની ઉદારતાથી રસલ્હાણ કરી છે ! ( સંપૂર્ણ )

રમણલાલ વસંતલાલ દેસાઇ

---

## ઉત્તમ બક્ષીસ

શત્રુને ક્ષમા આપી શકો એ ઉત્તમ છે; વિરોધી આગળ સહિષ્ણુ બની શકો તે ઉત્તમ છે, મિત્રને દીલ આપી શકો તે ઉત્તમ છે, તમારા બાળકને સુદૃષ્ટાંત આપી શકો તે ઉત્તમ છે, પિતાને સન્માની શકો તે ઉત્તમ છે, માતા તમારા સુવર્તનથી ગૌરવ લઇ શકે તે ઉત્તમ છે, તમારી જાતને સ્વમાન વડે રક્ષી શકો તે ઉત્તમ છે અને સૌ પ્રત્યે દયા–સહાનુભૂતિ રાખી શકો તે ઉત્તમ છે " યુગાન્તર "

---

## ચીની બોધવચનો

★ માણસ શું હતો એ કરતા તે શું છે એ પર ધ્યાન આપો.

★ ગમે તેવા ઉંચા સ્થાનની પણ નીચેથી શરૂઆત થાય છે

★ અર્ધા ફળના સ્વાદથી આખા ફળની સમજ પડી જાય છે. દુનિયાની બધી ચીજ વસ્તુઓ સંબંધમાં એમ જ સમજવું

★ અંગત વાતો, બહુ ઓછા મિત્રોમા પરિણામ પામે છે

" યુગાન્તર "

# પુણ્યતીર્થનો પ્રવાસી

તા. ૧-૨-'૪૬ ના રોજ સ્વ. મોતીભાઇ સાહેબની પુણ્યતિથિ આવે છે. એ પ્રસંગે, વસોના એક ગૃહસ્થ પાસેથી સાંભળેલો આ પ્રેરણાત્મક પ્રસંગ સ્વ સાહેબની જીવનફોરમની સુવાસનો પરિચય આપવા અહીં લેખકના પોતાના શબ્દો ઉતાર્યો છે.

આ પુણ્યતિથિ પ્રસંગે અમને પ્રાપ્ત થયેલો સ્વ સાહેબનો આ જીવનપ્રસંગ "પુસ્તકાલય"ના વાચકોની સેવામાં નમ્રભાવે રજૂ કરી એ પુણ્યાત્માને એમની આગામી સંવત્સરી પ્રસંગે અમારી નમ્ર શ્રદ્ધાંજલિરૂપે અર્પણ કરીએ છીએ.

—તંત્રી.



સ્ટેશન પર ગાડી આવી. તેમાથી ટપોટપ મુસાફરો બહાર નીકળવા ઉતાવળા થઇ રહ્યા હતા એમની, વહેલા ઘેર પહોચી જવાની તાલાવેલી અજોડ હતી કારણ, રાત વધ્યે જતી હતી, અંધારુ એના સામ્રાજ્યને વધુ ને વધુ આસપાસના વાતાવરણને આવરી લેવા મથતું હતુ. તમરાના અવાજ સ્થળે સ્થળેથી રાતની નીરવતાનો ભંગ કરતા હતા, સ્ટેશન પર આવી પહોચેલી રેલવે ટ્રેનના ઊતારૂઓએ સ્ટેશનની આસપાસ કોલાહલના સામ્રાજ્યને વ્યાપક બનાવી દીધુ

ટ્રેનમાથી ઊતરેલા સઘળા મુસાફરો ઝટઝટ સામાન ઉઠાવી ગામ તરફ હારદોર જઇ રહ્યા હતા માત્ર એક મુસાફર, જેની પાસે એની એક થેલી સિવાય બીજો કઇ સામાન ન હતો, તે આસ્તેથી ટ્રેનમાથી ઊતર્યો અને પોતાને ક્યા જવુ છે તેનો જાણે વિચાર કરતો હોય તેમ થોભ્યો થોડી વાર થોભીને એણે પણ ગામનો રસ્તો લીધો

***

શિયાળાની રાતનો ૧૧ વાગ્યાનો વખત હતો સૌ લોકો પહેલા પ્રહરની મધુર નિદ્રાને ખોળે પોઢતાં હતા. ત્યા આ અજાણ્યા મુસાફરે એક મહોલ્લાના ઘરના બારણા ખખડાવ્યા

" રામભાઇ ! ઉઘાડજો, રામભાઇ ! બારણુ ઉઘાડજો. "

ઘરમાથી એક આદમીએ પોતાના ઘરના દ્વાર ખટખટાવતા આ મુસાફરને ધમકાવ્યો

" ચાલ્યો જા અહીંથી, અર્ધી રાત્રે આવ્યો છે, કોઇ ભામટા ભટકેલ જેવો. અહીં તો કોઇ રામભાઇ નથી "

મુસાફર વર્ષોથી બહેરો હતો બોલવામાં જરા લ્હેકો થતો અને વખતોવખત વિનાકારણ હસી પડતો પેલા મકાનમાલીકે એને શુ કહ્યું તે એ કઇ સમજ્યો નહિ કે

એને જવાબ દે કે કંઈ પૂછે તે પહેલાં તો બારણાં બંધ થઈ ગયાં અને એ મુસાફરે બીજા મકાનનાં બારણાં ખખડાવ્યાં અહીં તો એના અવાજનો કંઈ જવાબ ન આવ્યો, ન બારણું ઉઘડ્યું ન કોઈએ કંઈ ઉત્તર આપ્યો આમ એ અજાણ્યો મુસાફર એ ગામના મહોલ્લે મહોલ્લે ફર્યો. પરંતુ ક્યાંયથી એને રાતવાસા માટેનું સ્થળ ન જડ્યું આખરે નિરાશ થયો.

પરંતુ એ તો યાત્રાએ નીકળ્યો હતો, પુણ્ય ધામની યાત્રાએ નીકળ્યો હતો; એ એમ નિરાશ થઈ એનો પ્રયત્ન છોડી દે તેવો નહોતો. અને એ ગામની પરિક્રમાને અંતે એને એનું સ્થાન મળી ગયું. જે રામભાઈને એ શોધતો હતો એ રામભાઈના ઘેર જ એ જઈ ચડ્યો રામભાઈએ પોતાને ત્યાં અત્યારે કોઈ અતિથિ આવ્યો જાણી બારણું ઉઘાડ્યું, મુસાફરને બેસાડ્યો, સ્વાગતવચનો કહ્યાં અને વાતચીત કરી પેલા મુસાફરે પોતાને કાનનું કાચું છે તે જણાવી દીધું અને સંજ્ઞાથી વાર્તાલાપ શરૂ થયો

" હું અહીં એ પવિત્ર આત્માની આ પુણ્યભૂમિની યાત્રાએ આવ્યો છું " મુસાફરે રામભાઈને જણાવ્યું રામભાઈ આવાં સાદાં વસ્ત્રો પરિધાન કરેલા અને કાન તથા વાચાની ખામીવાળા આદમીની સામે ઘડીભર જોઈ રહ્યા. તેમને થયું રખેને કોઈ આવી ભાવભીની વાતો કરી કંઈ કામ કાઢી જવા આવ્યો હોય તેમણે સઘળી વાતચીત સવારે નિરાંતે કરીશું, કહી એ યાત્રીને ગામના છાત્રાલયમાં રાતવાસો આપ્યો ' પોતા પાસે કંઈ જોખમ તો નથી ને ? ' એમ પણ પૂછ્યું અને હોય તો પોતાને રાતભર રાખી મૂકવા આપવા જણાવ્યું. જવાબમાં એણે કહ્યું

" આ પુણ્યભૂમિમાં જોખમ સાચવવા માટે પ્રયત્ન કરવો પડે એવી મને કલ્પના જ નથી આવતી એ મહાન આત્માની રજથી પવિત્ર થયેલી આ ભૂમિમાં ચોરી-ચપાટીનો મને સંશય જ નથી આવતો. એ બાબત મારી ફિકર ન કરશો. "

ભાવનાભરી આ માણસની આવી વાતો, એનો દેખાવ, એના બહેરાશને લીધે વાતચીતનો ક્વચિત્ ક્વચિત્ તૂટતો દોર—એ બધાથી રામભાઈની શંકાને ઉત્તેજન મળતું ગયું. છતાં પોતાનું નામ લઈને મોડી રાત્રે પોતાને ત્યાં આવનાર અતિથિને એમણે રાતવાસો આપ્યો.

***

રાત વીતી ગઈ, પરોઢ થયું. પેલા યાત્રીએ પ્રાતઃકાર્ય પરવાર્યા પછી આસપાસ નજર ફેરવી. શાન્ત વાતાવરણમાં એણે એક ભવ્ય વિદ્યાશાળા જોઈ, છાત્રાલય—છાત્રાવાસ જોયાં, વ્યાયામશાળા અને નવી ગુજરાતી શાળાનું નિરીક્ષણ કર્યું, બાલશાળામાં ખેલ કરતાં રમતાં નાનાં નાનાં બાળુડાં જોયાં આ બધું જોઈ પેલા યાત્રીની આંખમાં અશ્રુ આવ્યાં કોઈ ન જાણે-જુએ તેમ એણે એ લૂછ્યાં એ બાળકો પ્રત્યે એનો પ્રેમ ઊભરાઈ આવ્યો એણે દસ રૂપિયાની નોટ પોતાના ગજવામાંથી કાઢી એ બાલશાળાના આચાર્યના હાથમાં મૂકી અને સંજ્ઞાપૂર્વક સમજાવ્યું

" આમાંથી આ બાળકોને મારા વતી દૂધ પાજો "

ગામડિયા જેવા જણાતા અને સામાન્ય પહેરવેશવાળા આ આદમીના ગજવામાંથી

આમ અચાનક સરકની આ દશ રૂપિયાની નોટે એમની પાસે ઊભેલા રામભાઇને આશ્ચર્યમુગ્ધ કર્યાં એમણે જોયુ તો એ યાત્રી પાસે દસ દસ રૂપિયાની નોટોની થોકડી હતી.

રામભાઇને કુતૂહલ થયુ

" આવા સાદા સીધા અને પોતાની સાથે કઇ જ સાધન વિનાના આ જણાતા આદમી પાસે આટલી નોટો ! અને માત્ર અલ્પકાળના આ શાળાદર્શનને અ તે આમ દસ રૂપિયાની નોટ આ બાળકો માટે વાપરે છે, એ કોણ હશે ? " અને એમણે અત્યાર સુધી જેનું નામ પણ પૂછ્યુ નહોતુ તેને પ્રશ્ન કર્યો

" આપનુ નામ ? "

" મારુ નામ હુ આપને જતી વખતે જણાવીશ "

" આપને આ ભૂમિ પ્રત્યે આટલો અનુરાગ શાથી ? "

" આ ભૂમિમા થઇ ગયેલા એક મહાન આત્માના જીવનચરિત્રે, મારા પગ, જેની એક રેખા પણ ન ભુસાય તેવી–ચિરજીવ–છાપ પાડી છે મારા દરેક કાર્ય વખતે એના પુનિત ચરિત્રને હુ યાદ કરુ છુ. એને લગતુ જે કઇ સાહિત્ય મળે તે હું ગમે ત્યાથી મેળવીને વાચુ છુ. "

" આપને એમની સાથે કઇ પરિચય ? "

" હા, હુ કાને બહેરો મને કોઇ નોકરી પર રાખતુ નહિ આ વિરલ વ્યક્તિએ મને વીસ રૂપિયાની નોકરી અપાવવા પ્રયત્ન કરેલો. મારી પાસે ગુજરાતી પુસ્તકોનો પરિચય લખાવવાની વ્યવસ્થા કરેલી મારુ નસીબ મને મુબઇ લઇ ગયુ મે ત્યા રહી ધંધો કર્યો, કમાયો, ઠીક ઠીક ધનપ્રાપ્તિ કરી હવે હુ મારા અ તરાત્માની શાન્તિ અર્થે આ પુનિત તીર્થધામની યાત્રાએ આવ્યો છુ. " કહેતા કહેતા એ યાત્રી ગળગળો થઇ ગયો

" હવે તો આપનુ નામ જણાવો ? " રામભાઇએ ફરીવાર નામ મેળવવા પ્રયત્ન કર્યો

અને એણે પોતાનુ નામ આપ્યુ. " માધવભાઇ કાલિદાસ. "

એટલું કહી એણે એ પવિત્ર ભૂમિ પર એ પુણ્યાત્માના સ સ્મરણોને તાજા કરાવતા એ મહાન આત્માના સ્મારકોને મનોમન પ્રણામ કર્યા અને સ્ટેશનનો રસ્તો લીધો

***

વાચક ! આ યાત્રીનું નામ માત્ર તે જાણ્યુ.

આટલુ જાણીને સહજ પ્રશ્ન થશે, કે આ પ્રસ ગ કયાનો ?

એ પ્રસ ગ સ્વ. મોતીભાઇ સાહેબના વતન વસોનો

એ રામભાઇ, આજે સ્વ સાહેબની એ પુણ્યભૂમિમા એમનું અધુરુ કામ હાથ ધરી વિકસાવનાર ત્યાની કેળવણી સ સ્થાના મ ત્રી અને વ. રા. પુસ્તકાલય મ ડળના મ ત્રી શ્રી. રામભાઇ કા. પટેલ

—' અજ્ઞાત '

સાચે જ, હીનાવસ્થામા જેનો કોઇ હાથ પકડતુ નહોતુ તેનો હાથ સ્વ મોતીભાઈ સાહેબે પકડયો. વિધિના બળે એ આદમી પૈસાપાત્ર બન્યો અને એને એ સાહેબના

[ સાંધણ પૃ ૨૭ને છેડે ]

# પોલેન્ડના પ્રોફે૦ મિચાલાસ્કી*

[ આ ટૂંકા લેખમા હું એક રસપ્રદ વ્યક્તિનો પરિચય આપવા ચાહુ છુ. એમને હુ વોર્સોમા મળ્યો હતો. એમનું નામ પ્રોફે. મિચાલાસ્કી એમણે પોતાનુ આખુ જીવન સંસ્કૃત ભાષા ને ભારતીય સાહિત્યનો અભ્યાસ કરવામાં ગાળ્યુ છે તેઓ આપણા ભારતવર્ષના જબરા પ્રેમી છે. ]

પ્રોફે મિચાલાસ્કીનો જન્મ ઇ સ ૧૮૮૧ માં પોલેન્ડમા થયો હતો. વિએનામા પ્રોફે લિઓપોલ્ડ વ૦ સ્રોદર (Leopold V. Schroder)ના હાથ હેઠળ (૧૯૦૫-૧૧) ને ગોટીન્જન ( Gottingen )મા પ્રોફે ઓલ્ડનબર્ગ ( Oldenburg )ના હાથ હેઠળ ( ૧૯૧૪ ) *એમણે સંસ્કૃતનો અભ્યાસ કર્યો પોલેન્ડની સ્વતંત્ર સરકારના વોર્સૉ-વોલ્ના-*ઝેકીનીકા ( Warsaw-Wolna-Wgzeonioa ) વિશ્વવિદ્યાલયમા એમણે સંસ્કૃત ભાષા અને તેના સાહિત્ય ઉપર કેટલાય વરસો લગી વ્યાખ્યાનો આપ્યા. ૧૯૨૦ મા સ્વયંસેવક બનીને બોલ્શેવિક સામેની લડાઇમા ઝંપલાવ્યુ તે પછી તેઓ જીવન સાહિત્યિક અને શાસ્ત્રીય અભ્યાસ પાછળ વ્યતીત કરી રહ્યા છે

ઇ સ ૧૯૨૩ મા, કેટલાક પોલેન્ડના પૌર્વાત્ય સંસ્કૃતિના અભ્યાસકોનો સાથ સાધીને, એમણે ' વોર્સો સાયન્ટિફીક સોસાયટી 'મા પૌર્વાત્ય સંસ્કૃતિનો ખાસ વિભાગ સ્થાપ્યો છે

પ્રોફે. મિચેલાસ્કીએ ભારત અને ભારતીય સંસ્કૃતિવિષયક ઘણા પુસ્તકો ' પોલિશ ' ભાષામા લખ્યા છે એમાના કેટલાંક નીચે મુજબ છે.—

(૧) ભગવદ્દગીતા ( ૧૯૧૨ ), દ્વિતીય આવૃત્તિ ( '૨૦ ), તૃતીય આવૃત્તિ ( '૨૧ )
(૨) ઉપનિષદો ( પસંદગીના ) ૧૯૧૩, દ્વિતીય આવૃત્તિ ( '૨૨ )
(૩) શ્રી રામવિરહ ( રામાયણનો એક કાંડ ) ૧૯૨૦
(૪) ધમ્મપદ ( અનુવાદ ) ૧૯૨૪
(૫) ઋગ્વેદની ૪૦ ઋચાઓ, ૧૯૧૪
(૬) આત્મબોધ
(૭) ભગવદ્દગીતા ( મૂળ સંસ્કૃત, પ્રવેશક ને ટીકા સાથે ) મહાકાવ્ય ' ઓડિસી ' પ્રખ્યાત ગ્રીક મહાકવિ હોમરના ( Odyssea )ની પોલિશ આવૃત્તિમા પ્રોફે. મિચેલાસ્કીએ ' ઓડીસી 'ને ( આપણા ) રામાયણના સંબંધોની ચર્ચા કરી છે, ને, મહાકવિ હોમરના શાસ્ત્રીય અભ્યાસ માટુ રામાયણના અભ્યાસની આવશ્યકતા સૂચવી છે

---

* સુભાષ બાબુના ' Through Congress Eyes ' ( ' મહાસભાની નજરે ' ) એ નામના નિબંધસંગ્રહના પુસ્તક ઉપરથી.

પાછલાં કેટલાક વર્ષોથી તેઓ પોલૅન્ડના સર્વસંગ્રહ-( વિશ્વદર્શન ) પાછળ મચ્યા છે, અને એમણે ભારતીય ભાષાઓ, ભારતીય સાહિત્ય, ભારતીય ભૂગોળ, ભારતીય ઇતિહાસ ઈ૦ વિષયો ઉપર લેખો લખ્યા છે. હિંદ વિશેના એક મોટા લેખને છેડે-પરિશિષ્ટમાં-કેટલાક ચિત્રો ને એક વિવિધરંગી નકશો મૂકયા છે

૪ સ. ૧૯૨૪ મા એમણે વોર્સોમા હિંદનાં મહાકાવ્યો ઉપર વ્યાખ્યાન આપ્યું હતું ૧૯૩૫ મા, પોલૅન્ડની રોટરી કલબની વોર્સોની શાખામા હિંદની સામાન્ય સમાલોચના કરતુ વ્યાખ્યાન આપ્યુ

છેલ્લા થોડાક વરસથી એમણે હિંદ વિશેના પુસ્તકોનું એક પુસ્તકાલય ઊભું કરવા માંડયું છે. અત્યારે, સંસ્કૃત ભાષાના અને પ્રાચીન અર્વાચીન ભારતીય સાહિત્યના મળીને ૨,૦૦૦ પુસ્તકો એ પુસ્તકાલયમા એકઠા થયા છે

પ્રોફે મિચેલારકીએ મારી ભાવભીની મહેમાનગીરી કરી. એક મોટા ખાણામા મને નોતર્યો, ને છૂટા પડતી વેળાની દક્ષિણામા પોતાના પ્રસિદ્ધ થએલા તમામ પુસ્તકોનું પારસલ આપ્યુ

એવા એક, પોલૅન્ડના જ, પ્રોફે. સ્ટેસિઆક ( Stasiak ) કરીને પણ છે એમણે ભારતીય સાહિત્ય ને ભારતીય ફિલસૂફી ઉપર સમગ્ર યુરોપમા અગત્યના કેન્દ્રોમાં વ્યાખ્યાનો આપ્યા છે.

આમ, પોલૅન્ડ ને હિંદના સાંસ્કૃતિક સંબંધોની ભૂમિકા ઊભી થઇ જ છે આપણે અહીં કોઇકે આ કામ ઉપાડી લેવુ જોઇએ ×

" શિવમ્ સુંદરમ્ " ( અનુવાદક )

---

[ પૃ ૨૧નુ ચાલુ ]

સરકારની ફોરમે સુવાસિત કરતા એની યાત્રાભાવના જાગ્રત થઇ, અને એણે સાચી યાત્રા કરી *

સ્વ પૂ મોતીભાઈ સાહેબે નાની મોટી અનેક છાની મદદથી આ પ્રકારના કેટલાયને મદદ કરી જનહિતના કાર્યોની લગની લગાડી છે. તે કહેતા " મારૂ કામ સૂતાને બેઠા કરવાનુ, બેઠેલાને ઉભા કરવાનુ અને ઉભેલાને દોડતા કરવાનુ છે " અને આવા દાખલા જોઇ તેમણે તેમનું એ કામ જીવનમા સિદ્ધ કર્યું છે એમ ખાતરી થાય છે અને તેથી જ જીવનને અંતે તેઓ પૂર્ણ સ્વસ્થતાથી બોલી શકયા " મારા જીવનથી મને પરમ સંતોષ છે જીવનના કાર્યોની સફળતામા મને સગા વહાલા ને મિત્રો તરફથી પૂર્ણ સહકાર મળ્યો છે તે સૌનો હુ આભાર માનું છુ " મૃત્યુની પથારીએ જીવનની છેલ્લી ઘડીએ આવા શબ્દો, ઉચ્ચારવાનુ સદ્ભાગ્ય બધાને મળે

---

× મુબઇમાં પોલૅન્ડના સાહિત્યના અભ્યાસને લગતું મંડળ કેટલાક વરસોથી ઊભું થયું છે અનુવાદક.

* સ્વ મોતીભાઇ સાહેબે આ ગૃહસ્થને વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય લખવાનું કામ સોપેલું અને તેના બદલામાં રૂ ૩૦ નું ઇનામ આપેલુ તે કામ એ ભાઇ આજે સારી સ્થિતિ પ્રાપ્ત કરતા તેમણે વાર્તાઓના પુસ્તકોનો પરિચય લખાવવા માટે રૂ ૨૫૧) પુ સ. સ. મંડળને મોકલી આપ્યા છે

# લેખકો ! ' નગદ નાણું ' આપો.

સ્વભાવથી હું કલમ અને ટેબલને વરેલો છું અને એ સ્વભાવ ઈર્ષાળુ પત્ની જેવો છે એટલે બને ત્યાં સુધી સમૂહ પાસે જવાનું ટાળું છું. આમ એકલપથી હોવાનો દાવો કરું છું તોયે છેલ્લા ૨૪-૨૫ વર્ષોથી મિત્રોની હૂંફ પણ સારી પેઠે અનુભવતો રહ્યો છું. એટલે થયું કે મારે તમને જોવા જોઈએ, જે મથનો તમને સતાવે છે, જે વિચારો તમને અકળાવે છે તે મારે જાણવા જોઈએ. આજની તમારી ચર્ચા સાંભળી અને મને લાગ્યું કે મારો ૨૪-૨૫ વર્ષનો અનુભવ તમારી આગળ મૂકી દઉં. એ અનુભવ કોઈ પ્રતિભાશીલ સાહિત્યકારનો અનુભવ નથી, પણ જેણે મહેનત કરી કરીને આવડયું તેવું લખ્યું છે તેવા એક normal માણસનો અનુભવ છે

## આપવીતી

૧૯૨૦ ની સાલમાં ૭૦ રૂપિયાના પગારથી ' સૌરાષ્ટ્ર 'માં હું કામ કરવાને ગયેલો તે પહેલા કલકત્તામાં એલ્યુમિનિયમની પેઢીમાં સાડાત્રણ વર્ષ નોકરી કરેલી ત્યાંથી થોડી મૂડી લઈ આવેલો. પેઢીનું કામકાજ મને આવડતું નહોતું એમ નહોતું. આજે તે વખતના મારી હરોળના માણસો જે કમાય છે તે જોતાં હું યે મહિને દહાડે હજાર બારસો પાડતો હોત પણ મારો સ્વભાવ ત્યાં રહેવાની ના પાડતો હતો એલ્યુમિનિયમનો ધંધો એ મારું ક્ષેત્ર નહોતું. એ ધંધો છોડીને મેં કોઈ મોટો ભોગ આપ્યો નથી હું ત્યાં ઠરીને રહી શક્યો જ નહિ

પણ ૨૪ વર્ષે હું નોકરીમાંથી મુક્ત થયો ત્યારે મને કેટલો પગાર મળતો હતો તે ખબર છે ? દોઢસો રૂપિયા પેલા ૭૦ ના ૮૫ થયા, ૧૧૫ થયા દરમ્યાન લખલખ કર્યું, કાયા ખૂબ કરી, પ્રવાસો કર્યાં, પાછા આવીને લખ્યું. પેપરનું કામ કર્યું, વી પી ને સરનામા સુદ્ધાં કર્યાં પુસ્તકો પણ ખૂબ લખ્યાં મારા ભેટપુસ્તકોને લોકોમાં સારો આદર મળ્યો, ખપ્યા પણ ખૂબ પણ મારે મહેતાણું થઈ નહિ વળી લડતો આવતા પ્રેસનું કામ મંદ પડે ત્યારે વીસ-ચાળીસનો દરમાયો મળતો ' જન્મભૂમિ ' માં જોડાયો ત્યારે સવાસોનો પગાર માડયો હતો તે પાછળથી દોઢસો થઈને પોણા બસે લગી પહોંચ્યો 'ફૂલછાબ'માં એક દોઢ, અઢી માણસો હોય એ સ્થિતિમાં પણ કામ કર્યું છે.

૧૯૩૦નું વર્ષ આવ્યું પહેલી વાર મૅટ્રિકના ગદ્યપદ્ય સંગ્રહમાં મારી એક નાની કૃતિ લેવામાં આવી તે પહેલા મુનશી જેવાના આખા ને આખા પુસ્તકો મુકરર થતા હતા. મુંબઈ યુનિવર્સિટીએ ત્યારે કોપીરાઈટ નહિ રાખેલા. એટલે એ સંગ્રહ આપનાર એમ. સી. કોઠારીને માગ પ્રકાશકે-અમૃતલાલ શેઠ તે વખતે પ્રકાશક-લખીને રૂા ૫૦ મેળવ્યા અમે તો ત્યારે જેલમાં હતા બહાર નીકળ્યા ત્યારે કોઈએ આભાર સુદ્ધા નહિ માનેલો આજે તમે તમારી આગળ એક ' મોટા લેખક ' ઉભેલો જોતા હશો, પણ એનું આ વીતક સાંભળો ટ્રેડ યુનિયનની વાત પછી કરજો.

## મેઘાણીનું તો પેટ મોટું છે ?

૧૯૩૫ મા યુનિવર્સિટીએ ગદ્યપદ્યસગ્રહમા મારો લેખ મફત લેવાને મારી મજૂરી માગી. મેં ' કલમ–કિતાબ 'માં એની સામે જે લેખ લખ્યો તેથી મુરબ્બી કૃષ્ણલાલ ઝવેરીને માઠું લાગ્યુ મે લખેલું કે વિદ્યાર્થીઓની પરીક્ષામાથી તમે હજારોની આવક કરો છો ને અમારી પાસે મફત લેખ શેના માગો છો ? અમને કેમ કશુ નથી આપતા? દોસ્તો, તમારા ઘોડાની લગામ જરા ખેચી રાખજો. મુનશી સરખાએ મને કહ્યું કે મેઘાણી ! જીદ છોડી દે, મજૂરી આપ, ને તે કહ્યુ છે તે પર વિચાર ચાલી રહ્યો છે. તે પછી સગ્રહમા લેવાતા લેખ દીઠ પચીસ રૂપિયા મળતા થયા.

નવરાતરનુ ટાણુ આવતુ હતુ એક રાસસગ્રહના પ્રકાશકે ગણ્યાસર મારા પદરેક રાસ તફડાવ્યા વાત બહાર આવી મે નોટિસ આપી. બીજી આવૃત્તિ વખતે કૃતિ દીઠ ત્રણ રૂપિયા એક લેખકને અપાયા મુ નરસિંહરાવભાઇને પણ ત્રણ જ મળેલા પણ હુ જ્યારે ટીકાઓ લખતો ત્યારે લેખકમિત્રો ખીજાતા ને કહેતા કે, મેઘાણીનુ તો પેટ મોટુ છે ! અને મિત્રો, હું શુ માગતો હતો ? લેખ દીઠ માત્ર પાંચ જ રૂપિયા ! આપણે લેખકો-ને કવિઓ તો ઋષિમુનિઓ ને સંતોના વારસદારો ! આપણાથી તે પૈસા મગાતા હશે ?

## વળતર સ્થૂળનુ માગીએ છીએ.

પણ ભાઇઓ, લડવામા ત્યારે હુ એકલો હતો. આજે મોટો આનદ તો એ અનુ-ભવુ છુ કે તમે એ સવાલ પર જોર દાખવી રહ્યા છો ' સેવા ' ' સેવા ' સાભળીને તો કાન બહેરા થઇ ગયા છે અમે લખીએ છીએ એ જ સેવા નથી ? અમે તો જે કાગળ પર શાહીથી લખીએ છીએ, જે વખત આપીએ છીએ, જે પરસેવો ઉતારીએ છીએ એ સ્થૂળ વસ્તુઓનુ મહેનતાણુ માગીએ છીએ તમે વકીલોને અરધા કલાકમા પાચસો રૂપિયા આપી દો છો ને અમને ' સેવા ' કરવાનુ કહો છો ?

હું માનુ છુ કે એક વ્યવસાયરૂપે લેખન ટકી શકે ને છતા વ્યવસાયની પ્રામાણિકતા, પવિત્રતા ને ગૌરવ એ જાળવી શકે જો સામાન્ય વસ્તુઓના ધધાઓમા પ્રામાણિકતા ને ગૌરવ હોય તો આ તો વિચારની, ભાવના સ્વરૂપની સૃષ્ટિની વસ્તુ છે આપણુ વિચારધન એ તો અદરની કસ્તૂરી છે. એની કિમત કોઈ આપી શકવાનું નથી પુરસ્કાર તો આની માગણીનો પ્રશ્ન છે.

## ગુજરાતને ગાળ ન દેશો

પણ જેવી છે તેવી પરિસ્થિતિનોય વિચાર તો કરવો ને ? આપણે supply અને demand ના કાયદાને તો કબૂલ કરવો ને ? પ્રકાશક આપણે ઘેર કૃતિ લેવા નથી આવતો, એને ઘેર સામા આપવા જઇએ છીએ એ તો હકીકત છે ને ? ભાઇઓ, આપણો પ્રદેશ એ રોજેરોજ વેચાતા માલનો નથી. હીરા, કસ્તુરી, અત્તરને કુ ગળાબજારમા ખપાવવા જઇએ ને ન ખપે તેથી કોની સામે ફરિયાદ કરવી ? ઉમાશંકરના ' સાપના ભારા ' કેમ ઝટ ઝટ ન વેચાયા ? નાનાં નાટકો હજી લોકપ્રિય નથી થયા તેથી કઈ નહિ આજે નહિ તો કાલે વેચા-

શે. નવલિકાનુ બજાર છે, નવલકથાનું બજાર છે પણ નિબધને હજી રાહ જોવી પડશે કાવ્ય આજે ખપતુ નથી તો ધીરજ ધરો. કહો કે હું નિજાનદ માટે ગાઇશ, આરાધના માટે ગાઇશ, સહધર્મીઓ માટે ગાઇશ. પણ મારી ખુમારીમા મસ્ત રહીશ પ્રકાશકો મારૂ પુસ્તક લેતા નથી ને વાચકો ખપાવતા નથી એવી ફરિયાદ ના કરશો' કેમકે તમારી કક્ષા ઉંચી છે, તમારે રાહ જોવાની છે, રોજ ઉઠીને ગુજગતને ગાળ દેશો નહિ. ગુજરાત કોણ છે? તમે ને હું એને જે બનાવીએ છીએ તે જ કજિયો જ કરવો હોય તો ગાળ દઈ શકો છો, પણ આખરે તો જે છે તેની સાથે પાના પડયા છે

આજે તો Struggle છે રાજકારણ, ધર્મકારણ, સમાજકારણ બધે Struggle છે તો સાહિત્ય તે કઈ વાડીનો મૂળો કે બધુ O. K. માગી શકે? તોય એક માણુસ એવો બતાવો, જે પ્રતિભાશાળી હતો છતાં પરખાયા વિના ચાલ્યો ગયો હોય.

નગદ નાણું આપો.

એવી સસ્થાઓ પણ છે જેણે સેવાનો આડબર કરતા કરતા લેખકોને નીચોવી ખાધા છે ધધાદારી પ્રકાશકો તેમ કરે તો પછી નવાઈ શુ? આ પણ એક stage છે, પણ તમે રાણીછાપનો રૂપિયો—નગદ નાણું બતાવો એટલે પ્રકાશકો તમને શોધતા ઘેર આવશે. બીજુ, એમ પણ નહિ માનતા કે પ્રકાશકો બહુ ખાટી ગયા છે કયા પ્રકાશકોને ઘેર મોટર છે? મિલમાલિકો મજૂરોનુ જેવુ શોષણ કરે છે તેવુ tangible શોષણ તો લેખકોનુ નથી જ થતુ ને? તમે ઇગ્લેંડની વાતો કરી પણ આપણી તો દુનિયાજ મૂળે નાની છે. ગૂર્જર ગ્રંથરત્નવાળા શભુનાથને મે હજી સગી આખે રેકડી ખેંચતા જોયા છે ને હજી પણ બાપડાની દુકાન રાજમાર્ગ પર મેડા પરથી નીચે નથી આવી શકી છતા પરિસ્થિતિ લેખક અને પ્રકાશક બનેને માટે સુધરતી આવે છે તો આપણે હજી વધારે સુધારીએ.

એ કેમ સુધારશો? જડતાનો પ્રદેશ છોડી ભાવનાના આ પ્રદેશમા હુ આવ્યો છુ ગર્વ ને ખુમારી સહિત આવ્યો છુ, એવી મનમા ખાતરી હશે તો જ આગળ વધાશે તમારામાથી, કેટલાએ સાધના કરી છે? કેટલા યાતનાઓમાથી, અગ્નિકુડોમાથી બહાર નીકળ્યા છો? તમારામા સત્ત્વશીલતા કેટલી? એને વધારવા શી મહેનત લીધી? તમારૂ પાથેય શું છે? ભલાદમી, ભાતા વિના પ્રવાસે નીકળવુ છે? કયા કયા ગ્રથનુ તમને રટણ છે? કયા ઉચ્ચ તત્ત્વો તમે સઘર્યા છે? લેખકનુ જીવન જો સ્વીકારવું જ છે, જિંદગીના ૧૫-૨૦-૨૫ વર્ષ એને આપવા જ છે તો પ્રકાશક તમારી કૃતિ નથી લેતો એ વિચાર પછી કરો. એ કયારે લે? આજે લખો એટલે કાલે જ લે? શા માટે? યાદ રાખો કે જેઓ બહાર આવી ગયા છે તેમનામા કઈક એવું નગદ હતુ તેથી જ એ પહેલે ધડાકે આગળ આવી ગયા હતા.

માથું ફોડીને લોહી કાઢવાનો વ્યવસાય

પણ દોષ તમારો નથી, દોષ અમારો છે. અમે મોટેરાઓ તમને વારીએ, અમારી

થઇને પણ તેમણે ઉગતા લેખકોને સાફ દિલથી કહેવુ-માખણ ન લગાડવું'. હું ' સૌરાષ્ટ્ર'મા જોડાયો ત્યારે બે કૃતિઓ લઇને ગયો હતો કોઇ પણ દિવસ મે મારી કૃતિ બીજાને બતાવ્યા વિના છાપવા મોકલી નથી. મારા કંપોઝીટર ને મશીનિયરનો અભિપ્રાય પણ હુ ખાનગી રીતે પૂછતો રહ્યો છું '

તમે ટ્રેડ યુનિયન કે પ્રકાશન-સસ્થાઓ ચલાવી શકો એ માટેની ભૂમિકા તૈયાર થઈ છે શુ ? હુ નથી માનતો " વિના પુરસ્કાર લેખ નવ આપુ હું કોઈને " એ પંક્તિ બ. ક ઠાકોરે છેક ૩૪ ની સાલમા લખી હતી એમના પુસ્તકો કેમ ખપતા નથી ? એ પ્રયોગભુવનમાં બેઠા છે માટે.

અને શુ લેખકને માત્ર પૈસા જ ગુમાવવાના હોય છે ? કુટુમ્બજીવનના ઘણા મુલાયમ અનુભવો પણ એને ગુમાવવા પડે છે પ્રિયતમાના ખોળામા માથુ મૂકીને ન્હાનાલાલના કાવ્યો લલકારનાની એના જીવનમા ફુરસદ નથી હોતી બાપ, ભાઈ, બહેન, મિત્રો એને વેદિયો કહે છે, પત્નીને બહેનપણીઓ હસે છે, પત્નીને પણ લાગે છે કે આને પરણીને કશુ સુખ ન પામી અને તો ય એ વ્યવહારકુશળ બની શકતોજ નથી આ ઓછુ છે ? પણ ગુજરાત નાનુ છે એ એની અનિવાર્ય મર્યાદા છે એ મોટુ થાય ત્યા સુધી ધીરજ ધરવાની છે આ દુખ ઓછુ હોય તેમ પાછુ રાષ્ટ્રભાષાનુ આક્રમણ શરૂ થયુ છે એટલે આજના સંજોગોમા તો એણે માથું ફોડીને લોહી કાઢવાનું છે મુલાયમ સગવડોનો સુયોગ કોઇને વારસામાં મળતો નથી કોઈને એ મળ્યો હોય તો મળ્યો હોય બાકી, મોટે ભાગે તો દુર્યોગ જ છે છતા આજની સ્થિતિમા જે મુશ્કેલી પડે છે તેને ગુલામી ન માનશો એ તો કસોટી છે, ઘડતરનો યોગ છે ×

શ્રી. ઝવેરચંદ મેઘાણી

---

# મિત્ર !

તમારો મિત્ર એટલે તમારી જરૂરિયાતોની પ્રાપ્તિ એ તમારુ ક્ષેત્ર છે, જેમા તમે પ્રેમથી વાવો છો અને કૃતજ્ઞતાથી લણો છો અને એ તમારુ ભોજનગૃહ અને તમારુ તાપણુ છે. કેમ કે, તમે એની પાસે ભૂખ ભાગવા આવો છો. અને એની પાસે હૂંફને શોધો છો અને મિત્રતાની મધુરતામા હાસ્ય ભળવા દેજો અને આનદનો સહભોગ કરજો. આવી ઝીણી ઝીણી બાબતોની ઝાકળમા હૃદયનું પ્રભાત થાય છે અને તેને તાજગી પ્રાપ્ત થાય છે જ્યારે તમારો મિત્ર પોતાનું મન તમારી આગળ ખુલ્લુ કરે છે, ત્યારે તમારા મનમા આવેલા 'ન'કારની તમને બીક લાગતી નથી, અને તમારો 'હ'કાર કહેતા અચકાતા નથી.

ખલિલ જિબ્રાન

---

× અમદાવાદ ખાતે મળેલ લેખકમિલનના બીજા અધિવેશન પ્રસંગે આપેલુ ઉદ્બોધન.

# એક માનદ મહાલ પ્રચારકનું પ્રેરણાત્મક નિવેદન

## પુસ્તકાલયોની વર્તમાન સ્થિતિ

આપણા પુસ્તકાલયો હજુ પ્રાથમિક દશામા છે. કોઇ પણ કાર્યને આપણે મુખ્ય બે વિભાગમાં વહેંચી શકીએ. (૧) પ્રચાર અને (૨) કાયમી શિસ્તબદ્ધ સસ્થા. દા ત. ખાદીનો પ્રચાર કરવા અ. ભા. ચરખા સંઘે ખાદીધારી અને ઇતર લોકસમુદાયને અત્યાર સુધી ખાદી વેચાણપદ્ધતિથી આપી હતી. આજે સંઘને લાગ્યુ કે હવે ખાદીની જરૂરીઆત લોકોને સમજાઈ જવી જોઇએ અને જો જરૂરીઆત સમજાઈ હોય તો ખાદીધારીઓએ કાતવું જોઇએ, સ્વાવલબી બનવું જોઇએ. આથી તેમણે ખાદી ખરીદનારાઓ માટે સુતર આપી ખાદી ખરીદવા આટ મૂકી

એ પ્રમાણે આપણા પુસ્તકાલયો પ્રચારની દષ્ટિએ પૂરતો વિકાસ પામ્યા છે પરતુ હવે તે બીજા તબક્કામા પ્રવેશવા જોઇએ-ઉપયોગની દષ્ટિએ વિકાસ પામવા જોઇએ પ્રચારની દષ્ટિએ પુસ્તકાલયો રાજ્યભરમાં ફેલાયાં છે, અને ' શાળા ત્યા પુસ્તકાલય ' એ સૂત્રનો પૂરેપૂરો અમલ થયો છે અને તે અગે વડોદરા રાજ્ય હિદભરમા પ્રસિદ્ધિ પામ્યુ છે પરતુ પુસ્તકાલયો કેવળ પુસ્તક આલય જ બની ન રહે તેની કાળજી તો કોઈ ગણ્યાગાઠ્યા પુસ્તકાલયોમા જ રખાતી હશે, કે જ્યા મંત્રી અથવા ગ્રંથપાલ અથવા બંને નૂતન યુગની ભાવનાઓ ઝીલવા પ્રયત્ન કરતા હશે અને ત્યા જ પુસ્તકાલયો જીવતાં જાગતા સરસ્વતી-મદિરો બન્યાં હશે

હિદુસ્તાન ગામડાઓમા વસે છે અને તેથી વડોદરા રાજ્યની પ્રજાનો મોટો ભાગ પણ ગામડાઓમા વસે છે આથી રાજ્યના પુસ્તકાલયો પૈકી વધુ સંખ્યા ગ્રામ પુસ્તકાલયોની છે. તેનો વહીવટ કરનાર ગ્રામ શાળાના પ્રાથમિક શાળાના શિક્ષકો જ હોય છે. તેમને પુસ્તકાલયનુ કામ શાળાના કામ અંગેનુ જ સમજી કરવાનુ હોય છે પરતુ મારે દુખ સાથે કહેવુ પડે છે કે આજે કેટલાક અપવાદ સિવાય શિક્ષકો પુસ્તકાલયો તરફ ઉપેક્ષા દાખવે છે.

શિક્ષકો જે દેશનુ ઘડતર કરનાર, પ્રજામા પ્રાણની પ્રતિષ્ઠા કરનાર, સરસ્વતીના પરમ ઉપાસક અને નમ્ર સેવક છે તે જ જો ' જીવંત સરસ્વતી મંદિરો ' તરફ ઉપેક્ષા દાખવશે તો તે કામ કોણ કરશે ? શુ સરસ્વતીની ઉપાસના કરના કારકુનો વકીલો, ડૉકટરો કે અન્ય ધધાદારીઓ આવશે ? જગતમા સરસ્વતીનો કોઈ પ્રથમ પ્રતિનિધિ હોય તો તે શિક્ષક જ છે. અને તેનુ કર્તવ્ય તથા હિત ઠેરઠેર સરસ્વતીભક્તો પેદા કરી સરસ્વતીનો પ્રવાહ ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમા ફેલાવવામા જ છે જો શિક્ષકોનું લક્ષબિંદુ લક્ષ્મીભક્તો પેદા કરવા તરફ વળશે તો આજના કરતા પણ ભયકર યાતનાઓ શિક્ષકસમાજ માટે છે.

શિક્ષકના માનાપમાન, એનો સમાજમા અને રાજ્યમા દરજ્જો એ પ્રજાની, રાજ્યની સરકારસમૃદ્ધિમા સમાયેલા છે પ્રજા જેટલી વહેલી સરકારવિભૂષિત બનશે તેથી બમણી ઝડપથી શિક્ષક પોતાનું પ્રાચીન સ્થાન-સમાજના નેતા-દષ્ટિ અને મોવડી તરીકેનુ પ્રાપ્ત કરશે

મારે મારી પ્રથમ વિનતિ એ છે કે જે શિક્ષક ભાઇઓ આજે પુસ્તકાલયો તરફ

ઉપેક્ષાવૃત્તિ સેવતા હોય તેઓ પરમાર્થ માટે પુસ્તકાલયોનું કામ તન મનના ઉત્સાહથી ન કરે તો છેવટે પોતાના સ્વાર્થ માટે અવશ્ય કરે. પોતાના ભવિષ્યના સ્વાર્થ તરફ ઉદાસીનતા કેળવનાર તો કોઈ વિરલાઓ જ હોય !

## પુસ્તકાલયોની કેટલીક ખામીઓ

આપણા પુસ્તકાલયોની કેટલીક આગળ પડતી ખામીઓનો વિચાર કરતા પ્રથમ ખામી 'સારા પુસ્તકોનો અભાવ' એ જણાય છે આપણા પુસ્તકાલયોમા પુસ્તકોના ઢગ ખડકાયા હોય છે, પણ સ્થાનિક પ્રજાના ઉપભોગને યોગ્ય તો આગળીને વેઢે ગણી શકાય તેટલા જ પુસ્તકો નીકળે. આનુ મુખ્ય કારણ પુસ્તકપસદગીમા સર્વદેશીય દષ્ટિબિંદુ રાખવાને બદલે સંકુચિત દષ્ટિબિદુથી–પુસ્તકપસદગી કરનારના જ દષ્ટિબિદુથી–પુસ્તકપસદગી કરવામા આવે છે તે છે પરતુ પુસ્તકપસદગી એવી રીતે થવી જોઇએ કે પુસ્તકો કેવળ વિદ્ભોગ્ય ન બની રહેતા સમાજનો દરક થરનો માણુસ પણ વાચી અને સમજી શકે. આ માટે આપણે હવેથી સ્થાનિક પ્રજાને અનુકૂળ એવા પુસ્તકો જ પસદ કરવા તરફ વિશેષ દષ્ટિ રાખવી જોઇએ. સદ્ભાગ્યની વાત છે કે આપણા સાહિત્યકારો અને પ્રકાશનસસ્થાઓનું લક્ષ પણ તે તરફ ખેચાયુ છે અને તેઓ આ પ્રશ્નની યથાર્થતા સમજી લોકભોગ્ય સાહિત્યના સર્જન અને પ્રકાશન તરફ નજર રાખે છે

પુસ્તકપસંદગીમાં આપણે બાળકો અને બહેનોને તો જાણે ભૂલી જ જઇએ છીએ. આપણા પુસ્તકાલયોમા બાલસાહિત્યની ઉણપ છે પરતુ મારે કહેવુ જોઇએ કે વાચકો પૈકી મોટા ભાગની–બાળકોની ઉપેક્ષા કરવામા આપણે બાળકોને અને પુસ્તકાલયને બનેને ભારેમા ભારે પ્રમાણુમા નુકસાન કરીએ છીએ નાનપણુમા પડેલા સરકારો કદી પણ ભુસાતા નથી, આથી જો આપણે બાળકોને બાલ્યવયમા જ પુસ્તકાલયમા આવતાં અને વાચતા નહિ કરીએ તો મોટપણે તો તેઓ કદી પણ પુસ્તકાલયમા નહિ આવે કારણ કે તેમને તે ટેવ પડેલી હશે નહિ. વળી તેમની સમક્ષ મોટપણે ' પૈસો મારો પરમેશ્વર ' એ જ આદર્શ હશે. માટે તેમના ઊગતા સરકારબીજમા સરસ્વતી-પ્રેમની ભાવનાનુ સિંચન કરી દેવુ જોઇએ તેમને પુસ્તકાલયમા આવતા અને વાચતા કરી દેવા જોઇએ. આજે તો જગતભરના રાષ્ટ્રનેતાઓ પોતાના દેશના ઘડતર અગે પ્રજામા પાડવા જોઇતા સરકારોની શરુઆત બાળકો ઉપરથી જ કરે છે કારણુ કે તેમના મગજ ઉપર તે વખતે કોઈ જાતના સરકારની છાપ હોતી નથી; તેથી બાળકોને પોતાના આદર્શ મુજબ બનાવી શકાય છે અને આપવા જોઇતા સરકારો આપી શકાય છે.

આજે ' આપણી મુખ્ય અડચણુ ' પૂરતી લોકમદદનો અભાવ ' એ છે. કારણુ કે લોકોને હજી પુસ્તકાલયની જરુરિયાત સમજાઈ નથી અને હવે કોઈ વ્યક્તિ તે સમજાવવા જાય તો તેમા ૧૦૦% સફળતા નહિ પણ મળે કારણુ કે આજે તેમના માનસસંસ્કારમા શ્રીનું પ્રાધાન્ય સ્થપાઈ ચુ છે અને જ્યારે તેમના સરકારનું ઘડતર થયું ત્યારે કોઇએ સરસ્વતી ઉપાસનાનુ મહત્ત્વ સમજાવવા તસ્દી લીધી નહોતી તેથી આપણી આ મુખ્ય મુશ્કેલી નિવા

રવા વર્તમાન સમાજની સાથોસાથ ભાવી સમાજમાં પણ પુસ્તકાલયની જરુરિયાતનો પ્રચાર કરવો જોઇશે અને તેથી વર્તમાનની સાથોસાથ ભવિષ્યમા પણ પુસ્તકાલયના કાર્યકરોને સારા પ્રમાણમા સફળતા મળશે. કારણ કે ભાવી સમાજ જ્યારે વર્તમાનનુ સ્થાન લેશે ત્યારે તેના મગજમા પુસ્તકાલયનુ મહત્ત્વ અંકાઈ ચૂકયુ હશે અને તે કાળના સમાજનો સંસ્કાર ભવિષ્યની પેઢીને આનુવંશિક સંસ્કાર તરીકે મળશે. આમ કાર્યકર્તાઓનુ કાર્ય ઉત્તરોત્તર સહેલુ બનતુ જાય આ બાબત એક જ દષ્ટાંતથી સહેલાઈથી સમજી શકાય છે, જે સ્થળે ઉત્સાહી અને આદર્શ શિક્ષકે કામ કર્યું હોય છે તે સ્થળે બીજા શિક્ષકોને પાછળથી સગવડ સહાનુભૂતિ અને સહકાર ઉત્તમ પ્રકારે મળે છે. આથી આપણે બાળકોને તેમના ભલા માટે પુસ્તકાલયમા આવતા ના કરીએ તો પુસ્તકાલયના ભલા માટે તો જરુર પુસ્તકાલયમા આવતા અને વાચતા કરી દઇએ પૂરતી લોકમદદ ઊભી કરવામા આવતા અંતરાયો સદાને માટે દૂર કરવા બાળકોને આપણે કદી ન ભૂલવા જોઇએ

પુસ્તકો અંગેના બીજા મુદ્દા જેવા કે ક્ષણજીવી સાહિત્ય, વર્તમાનપત્રો, સામયિકો પાછળ ઓછુ ખર્ચ કરવુ જોઇએ કારણ કે તેની ચિરજીવિતા અલ્પ સમયને માટે જ હોય છે.

ઉત્તમ પુસ્તકપસંદગીને મુકાબને પુસ્તકાલયનો પ્રચાર વાચકોની સંખ્યા વધારવી, પુસ્તકોનો ફેલાવો કરવો, પુસ્તકાલયમા લોકોને રસ લેતા કરવા વગેરે તમામ મુદ્દા ગૌણ બની જાય છે. કારણ કે જે પુસ્તકાલયમા ઉત્તમ પુસ્તકો હશે ત્યા બાળકો હોશભેર પુસ્તકો વાચવાના અને તેમની મારફત પુસ્તકો ઘેરઘેર પહોચી પોતાની મેળે જ પોતાનો ફેલાવો બાળકો પોતાનાં ભાઇબહેન, બા, બાપા, બધામા જ કરી લેશે કારણ કે સારાં પુસ્તકો કોને આકર્ષતા નથી ? અને આકર્ષણ સાથે રસ, પ્રચાર વગેરે પ્રશ્નો આપોઆપ ઉકેલાઈ જ જાય આ પ્રમાણે જો આપણે ફક્ત એક જ મુદ્દા ઉપર–ઉત્તમ પ્રકારના લોકભોગ્ય પુસ્તકોની પસંદગી પૂરતી વિચારણાપૂર્વક ધ્યાન આપીએ તો આપણી ઘણી ઘણી મૂંઝવણોનો અંત આવે અને પુસ્તકાલયની અનેક સમસ્યાઓનો ઉકેલ આવી શકે.

પુસ્તકાલયોની ખામીઓમા બીજી મુખ્ય ખામી ' દફતરી અવ્યવસ્થા 'ની છે. પુસ્તકાલય એક લોકસંસ્થા,–જાહેરસંસ્થા છે તેનુ દફતર ખાતાના ધોરણે વ્યવસ્થિત અને દીવા જેવુ સ્પષ્ટ હોવુ જોઇએ. પુસ્તકાલયનુ દફતર જો કોઈ જોવા માગે, કાર્યકરની હાજરી યા ગેરહાજરીમા જોવા માગે તો પણ જે બાબત જોવા માગે તે પડતી નજરે જ દેખાઈ આવે તેટલુ સ્પષ્ટ હોવુ જોઇએ

પુસ્તકાલયના પાછલા દફતરના તથા કમી કરવા અને દરરાજ કરવા લાયક પુસ્તકોના ઢગ ખડકવાને બદલે તેને નિયમિત સમયે કમી કરાવી દરરાજ કરી ઉધઇને કાયમને માટે દેશવટો આપી કિંમતી પુસ્તકોની થતી ખરાબી અટકાવવી જોઇએ.

દફતરી વ્યવસ્થા સબંધમા મારે ટુંકાણમા એટલુ જ કહેવાનુ છે કે–સાર્વજનિક સંસ્થાઓની સદ્દરતા તેમની વ્યવસ્થાશક્તિમા જ સમાએલી છે

પુસ્તકાલયોની આ બે મુખ્ય ખામીઓ સિવાય બીજી ઘણી ઉણપો ગણાવી શકાય પણ મારી માન્યના પ્રમાણે તે બધાનો સમાવેશ ' પુસ્તક પસંદગીની ખામી ' એ મુદ્દામા જ

થઈ જાય છે, અને ઇતર ઉણપો તેની પેટાભાગનો હોવાથી પુસ્તકપસંદગીની ઉણપ દૂર થતાંની સાથે જ તે દૂર થવાની શક્યતાઓ છે. તેથી વિસ્તારભયે તેની ચર્ચા અત્રે છોડી દીધી છે.

## પુસ્તકાલયોની ખામીઓનાં કારણો

આપણા પુસ્તકાલયોમા આજે જે મુખ્ય ઉણપો દેખાઈ આવે છે તેનું મુખ્ય કારણ તો પુસ્તકાલયના કાર્યકર્તાઓમા ' પુસ્તકાલયના વહીવટી જ્ઞાનનો અભાવ ' હોય તે જ છે શિક્ષકને પુસ્તકાલયના કામકાજ અગે આવશ્યક શિક્ષણ કોઇપણ સ્થળે મળતુ નથી. રાજ્ય પુ મડળ અથપાતો માટે તાલિમ વર્ગો ઉઘાડે છે, પણ પુસ્તકાલયોની સખ્યાના પ્રમાણમા તેની વ્યાપકતા સુદ્દને નથી. શિક્ષકોને તાલીમ આપનાર અધ્યાપન પાઠશાળામા પણ પુસ્તકાલયશિક્ષણને બિલકુલ મહત્ત્વ અપાતુ નથી. પાઠશાળાના પ્રથમ વર્ષમા શિક્ષણાનુભવ શાળામા પાઠશાળાના સમય બાદ વાર્ષિક પાચેક વ્યાખ્યાન આપવામા આવે છે પરંતુ તે વખતે વિદ્યાર્થી શિક્ષકોનું લક્ષબિંદુ કેવળ પરીક્ષા પસાર કરવાની દૃષ્ટિએ અભ્યાસ કરવાનુ હોય છે તેથી આ વિષયના માર્કસ નહિ હોવાથી જવલ્લે જ કોઇ વિદ્યાર્થી તે તરફ લક્ષ આપે છે અને વિશેષમા તેઓ જે સમાજમાથી આવે છે તેમાથી તેમને પુસ્તકાલયની જરુરિયાત–તેના વહીવટી જ્ઞાનની આવશ્યકતા વિષે કઈ ખ્યાલ મળેલો હોતો નથી તેથી આ વ્યાખ્યાનોમા વ્યાખ્યાતા અને શ્રોતાઓ કે જેમની સખ્યા વિદ્યાર્થીશિક્ષકોની કુલ સખ્યા પૈકી થોડોક જ ભાગ હાજર રહે છે તે બનેનો સમય બરબાદ જાય છે

સહકારી મડળીઓનુ કામકાજ શિક્ષકોને ગામડાઓમા જઇ જવલ્લે જ કરવાનું હોય છે અને તે શાળા અગેનું ગણાતું નથી. તે વિષય શીખવવા પાઠશાળામા કલાકોના કલાકો બગાડી વ્યાખ્યાનો અને નિયમો ગોખાવવામા આવે છે પરીક્ષામા તે સબધી પ્રશ્ન પણ પૂછવામા આવે છે, જ્યારે પુસ્તકાલયનુ કામ શિક્ષકોને ગામડામા જઇ ફરજીઆત અને શાળા અગેનું ગણી કરવાનુ હોય છે તેના શિક્ષણનો છાટો પણ આપવામા આવતો નથી અને એક પણ કલાક લેવામાં આવતો નથી, તો પરીક્ષામા તો આ વિષયને સ્થાન જ ક્યાથી હોય ? જરૂરિયાતોને કોરે મૂકી નિરુપયોગી બાબતોનુ શિક્ષણ આપવામા મહત્ત્વ ધરાવતી વર્તમાન શિક્ષણપદ્ધતિની આ પણ એક વિશેષ બલિહારી જ છે ના !

મારુ મતવ્ય તો એ જ છે કે —" જો કે. મહારાજા સાહેબ અને સ્વ અમીન સાહેબના સ્વર્ગસ્થ આત્માઓને શાતિ અર્પવી હોય અને હાલના રાજ્યપિતા શ્રીમત પ્રતાપસિહરાવની યશકલગીને વધુ ઉજ્જવળ બનાવવી હોય તો પુસ્તકાલયનું વહીવટી જ્ઞાન શિક્ષકોને પ્રથમ તકે મળવુ જોઇએ "

આ જ્ઞાન માટે ઉત્તમ અને અનુકૂળ સમય અધ્યાપન પાઠશાળામા શિક્ષકોને તાલીમ અપાય છે તે સમય છે ત્યાં તાલીમ માટે રાજ્યભરમાથી શિક્ષકો એકઠા થાય છે અને તેમાનો મોટો ભાગ ગામડામા જ જવાનો હોય છે તથા યુવાન તરીકે તેમને જ કાળે પુસ્તકાલયનુ કામ આવવાનું હોય છે તેમને માથે આવી મહત્ત્વની જવાબદારી આવી પડે

તે પહેલા જ તેમને જેમ શિક્ષક તરીકેના ઇતર જ્ઞાનની તાલીમ અપાય છે તેમ પુસ્તકાલયના વહીવટી જ્ઞાનની તાલીમ અપાવી જોઇએ.

આ વિષયના આવશ્યક જ્ઞાન માટે મે. રા. રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ ઉ મો પરેલ કૃત ' સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ ' એ પુસ્તકની યોજના કરી શકાય પરન્તુ તેની કિંમત રૂ. સાડાત્રણ હોવાથી તથા તેમા પુસ્તકાલયો અંગેની વિસ્તૃત ચર્ચા હોવાથી શિક્ષકોને પોતાના અભ્યાસમા વધુપડતુ ભારણ ન થઈ જાય તે માટે સદર પુસ્તકનુ સંક્ષિપ્તિકરણ કરવામાં આવે અને તેની કિંમત પુસ્તકના ખર્ચ જેટલી જ રાખી સરતામા સસ્તી કિંમતે વિદ્યાર્થીઓને અપાવુ જોઇએ વિદ્યાર્થીઓએ તે ફરજીઆત ખરીદવું જોઇએ. કારણ કે તે ઇતર પુસ્તકોની માફક ભવિષ્યમા નિરુપયોગી થવાનું નથી બલ્કે, તે શિક્ષકજીવનમા પણ સદાને માટે વફાદાર સાથી તરીકે મદદકર્તા થઈ પડશે.

ઉપરોક્ત પુસ્તકના શિક્ષણ માટે પુસ્તકાલયપ્રવૃત્તિમાં અતિશય રસવૃત્તિ ધરાવનાર અધ્યાપકની અથવા પુસ્તકાલય ખાતાના ખાહોશ અને પુસ્તકાલય પ્રવૃત્તિમા રસ ધરાવનાર વ્યક્તિની તે સમય પૂરતી નિમણૂક કરી શકાય. શિક્ષણદાતાઓએ કદી ભૂલવુ ન જોઇએ કે ' વર્તમાન સમયમા પુસ્તકાલયો એ શિક્ષણસંસ્થાઓ જેટલાં જ મહત્ત્વનાં કેળવણીનાં અંગ છે તેનો સંચાલક કેવળ વેઠ કરનાર ન હોવો જોઇએ, પરંતુ તે અદ્યતન જ્ઞાનથી સંસ્કારી થયેલો હોવો જોઇએ.

હું ધારું છુ કે આથી પુસ્તકાલયોની સ્થિતિમાં પ્રબળ પરિવર્તન થશે. અને પુસ્તકાલયો સંતોષકારક પ્રગતિ કરી શકશે આશા છે કે પુસ્તકાલય ખાતાના મે. રા રા. વ્યવસ્થાપક સાહેબ અને અધ્યાપન પાઠશાળાના મે ગ રા મુખ્ય અધ્યાપક સાહેબ આ બાબતમાં ઘટતા પગલા લેશે અને પુસ્તકાલયપ્રવૃત્તિના સ્થાપકો અને વર્તમાન પોષકોની યશદીપિકાને વધુ પ્રકાશિત બનાવશે.

મે અહીં જે મુદ્દાઓ ચર્ચ્યા છે તે સંપૂર્ણ છે એમ કહેવાનો મારો દાવો નથી. છતાં મને આજનાં પુસ્તકાલયોનો પ્રશ્ન જે રીતે સમજાયો છે તે રીતે રજૂ કરવા નમ્ર પ્રયાસ કર્યો છે તેમાં ઉણપો હોય, વિચારની ત્રુટિઓ હોય તે પ્રતિ આપ સૌએ અને પુસ્તકાલય ખાતાએ લક્ષ ખેંચી વિશેષ માર્ગદર્શન કરવુ જોઇએ

આશા છે કે પુસ્તકાલય ખાતુ અને ગન્ય પુસ્તકાલય મંડળ આ નિવેદનમા જે બાબતો રજૂ કરી છે તેની ત્રુટિઓની પૂર્તિ કરી અપનાવવા જેવી બાબતો ચકય તેટલી વેળાસર અમલમા મૂકશે, એટલું કહી વિરમું છું

# ગ્રન્થપરિચય



૧. હાસ્યકિલ્લોલ—લેખક, 'નફીર', પ્રકાશક, વસંત બુકડેપો, રાજકોટ, ૧૯૪૫ ૧લી આવૃત્તિ; ક્રાઉન ૧૬ પેજી પૃ ૮૦, પૂઠું કાચું કાર્ડબોર્ડનું; કિં ૦–૧૨–૦

આ પુસ્તક વસંત પ્રકાશનમાળાનું બીજું પ્રકાશન હોઇ તેમા (૧) વિધિનો લેખ, (૨) એક નહિ પણ એકવીસ, (૩) વહુનો ભાઇ, (૪) ઇન્ટરવ્યુ, (૫) પરણી આવ્યો, (૬) નો એડમિશન, (૭) ઠેરના ઠેર, (૮) શામળ મેતા, (૯) પલટાતા રંગ, (૧૦) લંગોટિયો ભાઇબંધ અને (૧૧) મારા ફઇબા—નામના ૧૧ હળવી કલમે લખાયલા હાસ્યલેખો સંઘરાયલા છે. એ લેખોનું વસ્તુ માનવસમાજના ચાલુ જીવનપ્રસંગોને સ્પર્શતું હોવાથી નવરાશને વખતે પુસ્તક વાચવાથી ઘડીભરનો આનંદ મળવા સાથે આડકતરો બોધ પણ મળી રહે એવુ આ પ્રકાશન છે

૨ નવરાની:નોંધ—લેખક, પ્રકાશક, ઉપર પ્રમાણે; ૧૯૪૫ ૧લી આવૃત્તિ; પૃ. ૬૭, પૂઠું કાચું કાર્ડબોર્ડનું, સચિત્ર; કિં ૧–૮–૦.

આ પ્રકાશનમા પણ ઉપર નિર્દિષ્ટ શૈલિએ સામાજિક જીવનપ્રસંગોની આસપાસ ૧૪ રમુજી નોંધો ગૂંથવામા આવી છે એ વાચતાં નાની નાની વાર્તાઓ વાચતા હોઇએ એવો આનંદ આવે છે

ના.

૩. (૧) આદર્શ વાચનમાળા પ્રવેશપોથી, (૨) લેખન પ્રવેશપોથી ક્રમ ૧, (૩) લેખન પ્રવેશપોથી ક્રમ ૨, (૪) ગણિત પ્રવેશપોથી, (૫) સર્જક દેશીહિસાબ· યોજક રતિલાલ રા અધ્વર્યુ, પ્રકાશક ઉપેંદ્ર આર. અધ્વર્યુ, ૨૩ ભગવાનનગર, પો. આનંદનગર, સરખેજ રોડ, અમદાવાદ; પૃષ્ઠ અનુક્રમે ૪૮, ૩૨, ૩૨, ૩૨, ૩૨ ક્રાઉન સોળ પેજી, પૂઠા, કાગળના, કિં. અનુક્રમે ૦–૪–૬, ૦–૩–૬, ૦–૩–૬, ૦–૩–૬, ૦–૩–૦

પહેલી ચોપડી બાળકોને મૂળાક્ષરો તથા બારાખડીવાળુ વાચન શીખવવાનો બાળપોથી છે. આ બાળપોથી સ્વ ગિજુભાઇએ 'ભાષાશિક્ષણ'મા બતાવેલી રીતે લખાયેલી છે આપણે ત્યા નૂતન વાચનમાળાની તથા શ્રી પ્રતાપ વાચનમાળાની બાળપોથીઓ પણ એ જ રીતે લખાયેલી છે એકંદરે ચોપડી સારી છે

બીજી તથા ત્રીજી ચોપડીઓ અનુક્રમે બાળવર્ગ અને પહેલા ધોરણના બાળકોને લેખનને માર્ગે દોરવા માટે યોજાયેલી છે એમા ચિત્રોમા લીટા દોરવા જણાવ્યું છે, પરંતુ ચિત્રોમાનાં ઘણા હાફટોન છે તથા નાના છે, એટલે એમા લીટા પૂરવા ફાવે તેમ નથી એ ચિત્રોમા રંગ પૂરવા શા માટે જણાવ્યુ છે તે ખાસ સમજાતુ નથી. લખવા માટે લીટીઓ પૂરતી લબાઇની ઘણી જગાએ નથી વળી બેવડી લીટીને બદલે તેવડી લીટીઓ ઘણી જગાએ દોરેલી છે, એથી ખાસ કઇ અર્થ સરતો લાગતો નથી.

ચોથી તથા પાચમી ચોપડીઓ ગણિતને લગતી છે ચોથી ચોપડી બાળવર્ગને લગતી છે, પાચમી ચોપડી આગળના ધોરણો માટે છે બજારમા વેચાતી સામાન્ય દેશી હિસાબની ચોપડીઓ કરતા આ ચોપડીઓ સારી છે

શ્રી. અધ્વર્યુની બાલશિક્ષણને લગતી આ ચોપડીઓ ઉત્તેજનને પાત્ર છે

શ. સો. પટેલ

૪. જન્મટીપ—લેખક. શ્રી. ઈશ્વર પેટલીકર, આણુંદ, પ્રકાશક લોક પ્રકાશન લિમિટેડ, પ્રજાબંધુ પ્રેસ, રેવડી બજાર, અમદાવા , સન ૧૯૪૪, ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૧૬+૧૪; સચિત્ર કવર પેજ સહિત બૉર્ડ પૂઠું, મૂલ્ય રૂ ૩-૦-૦

ગુજરાતમા ધાગાળા, પાટણવાડિયા ૪૦ એકુ કોમો છે આ કોમની વસ્તી મુખ્યત્વે સાબર, મહી અને વાત્રક કાઠાના કિનારે વિશેષ છે આ કોમ કેટલેક અશે અજ્ઞાન છતા વટવાળી અને ટેકીલી તેમજ સાહસભરી શૂરવીર અને બહાદુર છે. સામાન્ય પ્રસગોમાથી પણ તેમને એક બીજા સાથે વેર-ઝેર બધાતા વાર નથી લાગતી, અને એ વેર-ઝેર વધીને એટલા તો ભયંકર બને છે કે જેના પરિણામે ખૂન થઇ જાય છે અને એમાથી બાબર દેવા જેવા બહારવટીઆ કોઇ કોઇ વખત નીપજે છે. વા કોઇ જેલમા જન્મટીપ જેવી લાબી શિક્ષાએ પણ જાય છે.

' જન્મટીપ 'ની વાર્તાના પાત્રો આ સૃષ્ટિના છે. એમા ભીમો અને ચદા એ બે મુખ્ય પાત્રો હોઇને તે બેઉ લગ્નથી જોડાયલા છે. ચંદા ખૂબ શક્તિ અને ભાવનાશાળી પણ ટેકીલી સ્ત્રી છે ગામનો એક બદમાશ માણસ ચદાની મશ્કરી કરી, તેનુ અપમાન કરે છે. ચદા એ સહન નથી કરી શકતી, અને પોતાના ધણી ભીમાને લગ્ન વખતની શરત યાદ દેવડાવી, જ્યા સુધી એનો બદલો ન લેવાય ત્યા સુધી પિયેર રહેવાની પોતાની ટેક સભળાવી, તે પિયર ચાલી જાય છે તે પછી ભીમો જ્યારે મશ્કરી કરનારનું ખૂન કરી જેલમા જાય છે અને જન્મટીપની શિક્ષા પામે છે ત્યારે ચદા પિયરથી વગર તેડાવે તુરત સાસરે આવી પોતાનુ ઘર સભાળે છે અને પોતાના સાસુ, દિયર, નણંદ વગેરેને ખૂબ પ્રેમથી જતન કરી પાળે છે અને એક પુરુષ માફક ઘરનુ નાવ ચલાવે છે વાર્તાનુ પ્રધાન વસ્તુ આ છે. મૂળ પાત્રોની સાથે સંબધમા આવતા બીજા પાત્રો પણ ફોજદાર, વાણિયો, પટેલીઆઓ વગેરેને પણ આ વાર્તામા કલાપૂર્વક વણી લઇ તેમની ખાસિયતનુ ખુબીભર્યું આલેખન કર્યું છે અને એ રીતે આ વાર્તા રસમય અને આકર્ષક બની છે.

લોકવાણીમા અને આડબર રહિત સારી શૈલીએ લખાયલી આ વાર્તા, પુસ્તકાલયો વસાવે

૫. ઉપમા—લેખક શ્રી બાબુભાઇ વૈદ્ય, પ્રકાશક ભાગની સાહિત્ય મધ, શ્રીમાળી સોસાઇટી અમદાવાદ, સન ૧૯૪૫, ક્રાઉન ૧૬ પેજી કદના પૃષ્ઠ ૨૬૨, સચિત્ર કવર પેજ સહિત બાર્ડ પૂઠું, મૂલ્ય રૂ ૨-૮-૦.

' ઉપમા ' એ સરકારી પતિ-પત્નીનો જીવનકલહ દર્શાવતી રસમય વાર્તા છે. માનવીની મહત્ત્વાકાક્ષાઓ જેમ જેમ વધે છે, તેમ તેમ બીજી બાજુ તેના ગૃહજીવનનો નિર્દોષ આનદ અને જીવનની મિઠાશ અદૃશ્ય થતા જાય છે એ આ વાર્તાનુ વસ્તુ છે. આ

વાર્તાના પાત્રો પૈકી ઉપમા એક ગૌણપાત્ર હોઈને સુરેશ એ ઉપમાનો પતિ છે. એઓ બને અંગ્રેજી શિક્ષણ પામેલ અને સંસ્કારી છે. સામાન્ય સ્થિતિમા રહીને બી. એ. સુધી ભણેલ મા વગરના સુરેશને ઉપમા જેવી સંસ્કારી અને આર્યત્વની સાચી ભાવનાવાળી નારી મળતા, સુરેશનું ગૃહજીવન દીપી ઉઠે છે બનેમા સ્વમાનભર્યું જીવન જીવવાની તમન્ના છે. કોઈનું પણ ખોટુ દબાણ ન વેઠવાની અને ગમે તેને સ્પષ્ટપણે જે સત્ય હોય તે સુણાવી દેવાની તેમનામા તાકાત છે એ સુરેશમા જ્યારે મોટાઇ અને પૈસો મેળવવાની લાલસા જાગે છે, અને એની પાછળ એ રાત અને દિવસ દોડાદોડી કરી પાર વગરનો શ્રમ ઉઠાવે છે ત્યારે એના ગૃહજીવનનો આનંદ ઓસરતો જાય છે, ઉપમા ભુલાતી જાય છે. સ્વમાન અને કોઇના દોરણા નહિ જીવવાની તેની નીતિ વિસારે પાડે છે ઉપમાની અનેક પ્રકારની સમજાવટ છતા એ શાશ્વત સત્ય સુરેશને ગળે નથી ઊતરતુ પરિણામે જ્યારે ઉપમા પિયરમા ગુજરી જાય છે ત્યારે સુરેશને એ સત્ય સમજાય છે અને એ મિથ્યામોહની પાછળ દોડતો અટકે છે.

'અ-દ્રષ્ટા'

૬ **ઉર્દૂ લિપિ શિક્ષિકા**—લેખકો હસરાજ જૈન, ગિરિરાજ કિશોર, પ્રકાશક નવજીવન મુદ્રણાલય, અમદાવાદ આવૃત્તિ બીજી, ક્રાઉન કદના, પૃષ્ઠ ૧૧૨, સાદુ હાથ-બનાવટના કાગળનુ પૂઠું, મૂલ્ય બાર આના.

આ ચોપડીની પહેલી આવૃત્તિ સન ૧૯૪૨ મા બહાર પડેલી એમા હિંદુસ્તાની માધ્યમ રાખેલી હિંદુસ્તાની—નાગરી ઉર્દૂ લિપિ શિખવાની પહેલ ગુજરાતે કરી છે આ દૃષ્ટિ ખ્યાલમા રાખી આ આવૃત્તિનુ માધ્યમ ગુજરાતી રાખવામા આવ્યું છે. દરરોજ એક કલાક અભ્યાસ કરવાથી એક માસમા સામાન્ય માણસ પુસ્તક પૂરુ કરી શકે બીજા પુસ્તકો, ઉર્દૂ લિપિ શિખવા માટેના બહાર પડયા છે પરતુ તેમા ટાઇપ તથા રચના આવી સુદર નથી આ પુસ્તકની રચના પ્રત્યક્ષ પદ્ધતિ ( Direct method )થી કરવામા આવી હોત તો લિપિ શિખતા વધુ સરળતા થાત

દરેક રાષ્ટ્રપ્રેમીએ પ્રાંતિય ભાષા ઉપરાત રાષ્ટ્રભાષા—નાગરી ઉર્દૂ લિપિવાળી શીખી લેવી જોઇએ. નાગરી તો ગુજરાતી ભણેલ સૌ કોઇ જાણે છે ઉર્દૂ લિપિ આ પુસ્તક મારફત શિખી શકાશે દરેક શિક્ષકે પોતાના પુસ્તકાલયમા આ પુસ્તક વસાવા જેવુ છે

**વિપ્રસાદ**

૭ **હાથીનું નાક, ચિત્રલેખા, સંગીતશાસ્ત્રી, ત્રણ દીકરા, અંધેરી નગરી, સોનાકુમારી, બિલ્લીબાઈ, ચકલીનાં ઇંડાં, બીકણ સસલી, ઇન્દુબાલા**—સપાદક શ્રી. નાગરદાસ પટેલ, ચિત્રકાર શ્રી. જગમોહન મિસ્ત્રી, પ્રકાશક. બાલવિનોદ કાર્યાલય, ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઇ ૨. દરેકનુ મૂલ્ય ૦–૬–૦

બાળકોને અક્ષરજ્ઞાન મળ્યા પછી એ આગળ વાંચવા ઇંતેજાર રહે છે, અને વખતોવખત જણાતીએ છીએ તેમ જ્યાથી જે પણ મોટા અક્ષરે છપાયેલુ મળી આવે તે વાચે છે એવાં ઇંતેજાર બાળકો માટેનુ વિવિધ વાચન સરળ બાલભોગ્ય ભાષામાં આ

પુસ્તકો પૂરુ પાડે છે દરેક પુસ્તકમા ગમ્મતભરી અને કેટલીક તો હાસ્યભરપૂર વાર્તાઓ છે. પુસ્તકમા દરેક પાને શ્રી જગમોહન મિસ્ત્રીના જે તે વાર્તાના પ્રસગને અનુરૂપ ચિત્રો પણ આપેલા છે. મોટા અક્ષરે છપાયેલા આ પુસ્તકો પુસ્તકાલયમા આવતા નવા વાચતાં શીખેલાં બાળકો માટે અવશ્ય વસાવી લેવાય, દરેકનુ મૂલ્ય ૭ આના હોઇને આવા રગબેરંગી ચિત્રોયુક્ત સુઘડ વાચન સસ્તું જ લેખાય મ. પ્ર. વ્યાસ

## સામયિકો

' રેખા '—( કોંગ્રેસ મણિમહોત્સવ અક-૧૯૪૫ ) સપાદક શ્રી જયતિ દલાલ, રેખા—ગતિ કાર્યાલય, ભદ્ર, અમદાવાદ વાર્ષિક લવાજમ રૂા ૪-૦-૦

છેલ્લા ૬—૭ વર્ષો થયા " રેખા "એ આપણા માસિકોમા અગ્રહરોળ પ્રાપ્ત કરી છે. એમા આવતા લેખો, નોંધો, વાર્તાઓ, અને કટાક્ષચિત્રો ખાસ વિશિષ્ટ અને ધ્યેયલક્ષી હોય છે. અને એની એ વિશિષ્ટતાથી એ આપણા વિચારશીલ વાચકોમા વચાતા માસિક-તરીકે તરી આવે છે

' રેખા 'નો જાન્યુઆરી '૪૬ નો અક ખાસ કોંગ્રેસ મણિમહોત્સવ અક તરીકે પ્રસિદ્ધ થયો છે. એમા ગુજરાતના રાજદ્વારી ક્ષેત્રના આગલી હરોળના કાર્યકરોના, કોંગ્રેસની સેવાઓ અને એની ઐતિહાસિકતાને વાચક સમક્ષ રજૂ કરતા વિચારણીય લેખો આપેલા છે. ઉપરાંત, એમાના સખ્યાબધ કટાક્ષચિત્રો આજના રાજકારણને મૂર્ત સ્વરૂપે દર્શાવવામા ઠીક ફાળો આપે છે. આ વિવિધ સાહિત્યસામગ્રી ગુર્જર વાચકજનતા સમક્ષ રજૂ કરવા માટે ભાઇ જયન્તિ દલાલ અને શ્રી ચકોરને અમારા અભિનદન

' કલ્યાણ ' ગો-અંક—સંપાદક શ્રી. હનુમાનપ્રસાદ પોદ્દાર, ગીતા પ્રેસ, ગોરખપુર.

છેલ્લા વીસ વર્ષો થયા "કલ્યાણ" તરફથી વિવિધ વિષય પર દર વર્ષે એક દળદાર ખાસ અંક પ્રસિદ્ધ કરવામા આવે છે. એ બધા જ અંકો કંઇ ને કંઇ જે તે વિષયની વિશિષ્ટતાઓ આપતા હોય છે.

આ વર્ષે, એનો ગો-અક પ્રસિદ્ધ કરાયો છે. એમા ગોશાસ્ત્ર અને ગાયોની આર્થિક, સામાજિક, અને આરોગ્યવિષયક દૃષ્ટિએ ઉપયોગિતા દર્શાવતા લેખો અપાયા છે ગો-વિજ્ઞાનમા રસ ધરાવનાર સૌ કોઇને એ એક ઉપયોગી આકરગ્રથની ગરજ સારે તેવો છે

" કલ્યાણ "ના ગ્રાહકોને એ ભેટ મળે છે.

ક્રિકેટ—સપાદકો શ્રી નાથાલાલ દવે અને શ્રી. કૃષ્ણલાલ શાહ; પ્રકાશક સદેશ પ્રકાશન મદિર, અમદાવાદ મૂલ્ય રૂા સવા

આજે શહેરોમા અને કસ્બાઓમા ક્રિકેટની રમત ખૂબ લોકપ્રિય થતી જાય છે, અને આપણી જૂની રમતો ભુલાતી જાય છે. આ લોકપ્રિય બનતી જતી રમતના ભારતના અગ્રગણ્ય ખેલાડીઓની રમત, તેમનો પરિચય અને તેના અન્ય અગોને લગતી માહિતીભર્યા લેખો આ ખાસ અકમા સગ્રહવામા આવ્યા છે. અમદાવાદ ખાતે, ગઇ તા. ૩૦, ૩૧ ડિસેમ્બર અને જાન્યુઆરી ૧૯૪૬ ના રોજ રમાયેલી મેચના ટાકણે આ પ્રકાશન પ્રસિદ્ધ કરવામા આવ્યુ હતુ



# કવિસમ્રાટ્ ન્હાનાલાલનો અક્ષરવાસ

ગુજરાતના કવિસમ્રાટ્ સરકારમૂર્તિ શ્રી ન્હાનાલાલનુ ગઈ તા. ૯ મીના રોજ ૭૦ વર્ષની વયે અવસાન થયું છે

સ્વર્ગસ્થને ગુજરાતમા કોણુ નથી ઓળખતુ ? ગુજરાતી શાળામા ભણતા બાળકોથી લઈને ઉચ્ચાતિઉચ્ચ કક્ષાના વિદ્વાન સાક્ષરો સૌના એ પરિચિત હતા ગુજરાતી શાળામા નિત્ય પ્રાર્થનારૂપે ગવાતુ " પ્રભો અંતર્યામી "વાળુ પ્રાર્થનાગીત આજ અનેક છાત્રાવાસોમા આજે પ્રાર્થનારૂપે ગવાય છે.

એવા ગુજરાતના પનોતા મહાકવિનુ અવસાન એ ગુર્જરજનતાને ભારે ખોટરૂપ નીવડશે.

એઓશ્રીએ ગુર્જર સાહિત્યને આપેલો ફાળો નાનોસૂનો નથી. લગભગ સોની સખ્યામા એમણે સર્જેલા સર્જનોથી આપણી ગુર્જરગિરા સમૃદ્ધ થઇ છે એ પૈકીના પોણોસો ઉપરાત તો મુદ્રિત થઇ પ્રસિદ્ધ થઇ ગયેલા છે. બાકી તો, સ્વર્ગસ્થના ઉત્તરાધિકારીઓ પ્રસિદ્ધ કરે ત્યારે.

સ્વર્ગસ્થે કાવ્યો, મહાકાવ્યો, અને નાટકો રચ્યા છે એમાથી અનેક ઉદાત્ત ભાવનાઓ, એમની આર્ષવાણી અને ભાવિદર્શન આપણને મળે છે. એ બધાનો પરિચય અહીં આપવો અસ્થાને નીવડે

એમનાં વ્યાખ્યાનો એમના શ્રોતાઓને ડોલાવતા, એમના કાવ્યો એના વાચકોને રસોલ્લાસ માણવાનો આહ્‌લાદ અનુભવાવતા, આજે પણ આપણા ચિરંજીવ સાહિત્યનું બિરૂદ પામેલ છે

કવિશ્રી પોતાને કોઇ વ્યક્તિના નહિ, કોઇ પ્રદેશના કે રાજ્યના જ નહિ પરતુ સમગ્ર ગુજરાતની સપત્તિરૂપ લેખતા અને તે પ્રમાણે જામ સાહેબ જેવાને, જ્યારે તેમણે તેમને ૧૯૨૦મા બીજીવાર બોલાવેલા ત્યારે કહેલું કે

> ' રાજીનામુ આપ્યા પછી સવા કરોડ ગુજરાતીઓ મ્હારા શેઠ. સૌને પૂછવાનો અધિકાર, કે ત્હારો વખત તુ કેમ ગાળ છ જામનગરના પાચેક લાખ એ સવા કરોડની બહાર નથી બેચાર માસનું કામ હોય ને બોલાવશો ત્હારે આવીશ મૃત્યુથી બ્હીએ એ ક્ષત્રિય નહિ; ગરીબીથી બ્હીએ એ બ્રાહ્મણ નહિ '

એમનું સાહિત્ય બાજુ પર મૂકીએ, તોપણ એઓશ્રીની સગ્કાત્સાધના અનુપમ હતી જાણે અંતિમ આશિર્વચન ઉચ્ચારતા હોય તેમ હમણા જ, અમદાવાદ ખાતે એમના સન્માન

સમારભ પ્રસગે ઉદ્‌બોધેલા વચનો તેઓશ્રીના વિદાયવચનો હોય તેમ આજના અબ્રહ્મણ્ય જગતને બ્રહ્મણ્ય બનાવનાના આશીર્વચન જેવા લાગે છે

પાકટ વયે તેઓશ્રીનુ અવસાન થયુ છે, છતા કોઇ આશાસ્પદ યુવાનના અવસાન સરખો આઘાત સાહિત્યજગત અનુભવશે પોતાને અવારનવાર મળતા બ્રહ્મઘોષ હવે એને નહિ મળે

પ્રભુ સ્વર્ગસ્થના આત્માને પરમશાતિ બક્ષો.

---

## લાહોરમા પુસ્તક મહોત્સવ

લાહોર ખાતે હિંદી પુસ્તક સઘ ( India Book League ) તરફથી ગઇ તા ૧૩-૧૧-૪૫ ના રોજ એક પુસ્તક મહોત્સવ ઉજવાયો હતો તેની ઉદ્‌ઘાટનવિધિ વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી વાકનીસ સાહેબે કરી હતી

ચાર દિવસના આ ઉત્સવપ્રસગે સખ્યાબધ પુસ્તકરસિકો શિક્ષણશાસ્ત્રીઓ, પત્રકારો અને રાજદ્વારીઓ હાજર હતા આ પ્રસગે એક પુસ્તકપ્રદર્શન પણ યોજવામા આવ્યુ હતુ, જેમા હજારેક નમુનાઓ મુકાયા હતા.

અમેરિકામા આવા વાર્ષિક મહોત્સવો ઉજવવાની પરિપાટી છે આપણે ત્યાં પણ પ્રાતે પ્રાતે આવા ઉત્સવો ઉજવાય એ અત્યત ઇચ્છનીય છે આપણે ત્યા ઉજવાતી વસંત પચમી-પુસ્તકાલયપર્વણી-એ સ્વરૂપ પ્રાપ્ત કરે તો પણ એ સારા મહોત્સવરૂપમા પરિણમે

***

## કલાપી સ્મારક ગ્રંથ

લાઠી ( કાઠિયાવાડ )ના રાવજવી કવિ સ્વ કલાપીનુ કવન આજે આપણા સાહિત્યનો ચિરજીવ કાવ્યવારસો છે એના પર વિવિધ દૃષ્ટિએ ભિન્ન ભિન્ન સાક્ષરો, કવિઓ, વિવેચકોએ સમાલોચના-વિવેચનો કરેલા છે એ બધાનુ એક ગ્રથમા આકલન થાય એ ઇચ્છવા યોગ્ય હોઇને, સ્વર્ગસ્થના પાટનગરમા અસ્તિત્વ ધરાવતા ગુર્જર સાહિત્ય ભડાર તરફથી " કલાપી સ્મારક ગ્રથ " તૈયાર કરવાની પ્રવૃત્તિ હાથ ધરવામા આવી છે. આપણે ઇચ્છીએ, આ સ્મારકગ્રથ એ વિરલ વ્યક્તિને લગતી સાર્વદેશિક માહિતીથી ભરપૂર બને.

એ અકમા પોતાનુ વિવેચન, કાવ્ય, સસ્મરણ કે ચિત્રાકન મોકલી આપવા લેખકો-ચિત્રકારોને સસ્થાના સંચાલકોએ જાહેર આમંત્રણ પાઠવ્યુ છે.

*

## " વૈદ્યકલ્પતરુ " માસિકનો સુવર્ણજયંતિ મહોત્સવ

ઉપર્યુક્ત માસિકનો પચાસ વર્ષાન્ત સુવર્ણ મહોત્સવ અમદાવાદ મુકામે મહાલક્ષ્મી સોસાઇટિના શ્રીમાળી બોર્ડિંગ હાઉસમા તા ૨૯-૧૨-૪૫ ના રોજ યોજાયો હતો

ગુજરાતમા આયુર્વેદવિજ્ઞાનનો પ્રચાર કરનાર માસિક તરીકે, અમારા જાણવા મુજબ, આ માસિક પ્રથમ હતું અને છેલ્લા પચાસ વર્ષો દરમિયાન આ માસિકે એ દિશામા બજાવેલી સેવા આયુર્વેદવિજ્ઞાનમા મહત્ત્વની છે. અમે એ માસિકને તે હીરક મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી નીવડો એવી શુભેચ્છા પાઠવીએ છીએ.

## મહેસાણા પ્રાંત પુ. મંડળ તરફથી શિષ્ટ વાચનપરીક્ષા

ઉપર્યુક્ત મડળ તરફથી બાળકો માટેની શિષ્ટ વાચન પરીક્ષા માટે શ્રી શકર શાહ કૃત " જાણવુ જોઇએ " પુસ્તક પસંદ કરાયુ છે સદર પ્રાતના મહાલ મડળોએ પોતાને જોઇતી પ્રતો માટે પ્રાત મડળના મત્રી સાથે એ બાબત પત્રવ્યવહાર કરવાનુ એ મડળના મત્રી જણાવે છે

## વ. રા. પુ મડળ

**ઉમેદવારી નોંધાવો**—ગતાકમા પ્રસિદ્ધ થયેલી જાહેરાત ન. ૨ અને ૩ નો મજકુર ધ્યાનમા લઇને **પ્રમાણપત્ર માટેની** તેમ જ **શિષ્ટવાચનની** પરીક્ષાઓ માટે ઉમેદવારી ઝટપટ નોધાવી લેવાની ઇચ્છુક ઉમેદવારોને ભલામણ કરીએ છીએ

**જરૂર ઊજવજો**—ચાલુ સાલનો **પર્વણીદિન** રાજ્યના પાચે પ્રાંતોમા ઠેર ઠેર ઊલટભેર ઉજવાય એ તરફ પુસ્તકાલયના કાર્યકરો જરૂર લક્ષ આપે કાર્યક્રમની રૂપરેખા માટે જુઓ આ જ અકમા **પુસ્તકાલયપર્વણી** વાળો લેખ

## પુસ્તકાલયોને મદદ

**પરી ચ કે. સા પુ.** પેટલાદને ત્યાના જ વતની શ્રી ઉપેન્દ્ર કરુણાશકર ત્રિવેદી તરફથી રૂા ૫૦૧) તેમના પિતાશ્રીના સ્મરણાર્થે

**સા પુ એદલા** ( તા પાટણ )ને રૂા ૫) ખત્રી મોહનલાલ ભેચરદાસ-વસુ-( તા પાલનપુર ) તરફથી

**સા. પુ શિનોરને** ૩૦-૦-૦ શ્રી ભગવતરાવ જગન્નાથરાવ જાંભેકર તરફથી શ્રી બાળાસાહેબના લગ્નપ્રસગે રૂા ૧૫-૦-૦ શ્રી. નાગેશ્વરરાવ રાવજી કવલીકર તરફથી તેમની પુત્રીના લગ્નપ્રસગે

**સા પુ તરકતલાવ** (તા અમરેલી)ને ત્યાના વતની અને શિક્ષક, જેઓ પટણા તરફ શિક્ષક તરીકે ગયા છે તેમણે રૂા ૧૦-૦-૦ પોતે ત્યા રહે ત્યા સુધી દરસાલ આપવા જણાવ્યુ છે

---

# નવીન ફાલ

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ તરફથી

(૧) પ્રેમભક્ત કવિ જયદેવ—લેખક શ્રી જયભિખ્ખુ, મૂલ્ય રૂા ૪-૦-૦

## બાલવિનોદ કાર્યાલય-મુંબઇનાં પુસ્તકો

(૨) હાથીનુ નાક, (૩) ચિત્રલેખા, (૪) સગીતશાસ્ત્રી, (૫) ત્રણ દીકરા, (૬) અધેરી નગરી, (૭) સોનાકુમારી, (૮) બિલ્લીબાઈ, (૯) ચકલીનાં ઇડાં, (૧૦) બીકણ સસલી, (૧૧) ઇન્દુબાલા—( નવી આવૃત્તિ ) દરેકના સપાદક શ્રી. નાગરદાસ પટેલ, મૂલ્ય ૦-૬-૦ દરેકના.

# પુસ્તકાલય પર્વણી

**પ્રજાકલ્યાણ**ની શુભ ભાવનાથી પ્રેરાઇને શ્રીમંત સરકારે શરૂ કરેલી અને પોષેલી પુસ્તકાલય પ્રવૃત્તિના ફળસ્વરૂપ હયાતિમા આવેલી જે તે સ્થળની પુસ્તકાલય સંસ્થા તરફ જનતાને આકર્ષવા, કલ્યાણકારી પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક સંસ્થાને પોષવાની ફરજનું આમજનતાને ભાન કરાવવા તથા પુસ્તકાલયમાના સાહિત્ય-સાધનોનો અને તેમની વ્યવસ્થા અને વહીવટનો આમજનોને ખ્યાલ આપવાના સદુદ્દેશથી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે મહાસુદી પાચમ-**વસંતપંચમી**ને પવિત્ર દિવસે, પુસ્તકાલયપર્વણી ઉજવવાનો શિરસ્તો છેલ્લા ચૌદ વર્ષથી પાડેલો છે.

તદનુસાર ચાલુ સાલે એ પવિત્ર પર્વણી તા ૬-૨-૪૬ ને બુધવારે આવે છે તો પુસ્તકાલયપ્રવૃત્તિના સેવકો અને ભક્તોએ તારીખ ધ્યાનમા રાખીને સાદી રીતે છતા એ પુણ્યપર્વણીને છાજતું વાતાવરણ જમાવીને બિનખર્ચાળ વિવિધ કાર્યક્રમોથી ઉજવવાની તૈયારીઓ તત્કાળ કરવા માટે કાર્યક્રમોનુ દિશાસૂચન તો ગત વર્ષોના પર્વણી અહેવાલો **પુસ્તકાલય** માસિકમા છપાયા છે તે પરથી મળી શકે એમ છે. છતા તત્કાળ ઉપયોગની દૃષ્ટિએ નીચેની રૂપરેખા ધ્યાનમા લેવા ભલામણ કરીએ છીએ:—

૧ પુસ્તકાલયના સ્થળને સ્વચ્છ ને સુવ્યવસ્થિત કરીને ધજા-પતાકાથી શણગારવું.

૨ શક્ય હોય તો ગામના વિવિધ નાકા તથા મુખ્ય માર્ગો વચ્ચે પુસ્તકાલય સૂત્રોના બોર્ડો કે કાપડી તોરણો લટકાવવા

૩ ઉત્સાહ હોય તેમણે પુસ્તકાલયના સાહિત્ય-સાધનો તેમ જ ગ્રામ ઉદ્યોગોનાં પ્રદર્શન ગોઠવવા.

૫ બપોરના સમયમા સ્ત્રી-બાળકો માટે અનુકૂળ સ્થળોએ ફાયદા સમ્મેલનો ભરવા, અને તેમા સ્ટીરીઓસ્કોપ, રમતગમતના સાધનો, ચિત્રપોથીઓ, વાર્તાકથન વગેરે દ્વારા તેમનુ મનરંજન કરવુ.

૬ સાંજરે ૫ થી ૬ ના અરસામા જાહેર સભા રાખી તેમા સ્થાનિક પુસ્તકાલયની પ્રગતિ સબંધી ટૂંકી હકીકત અને વાર્ષિક હિસાબ રજૂ કરવા ઉપરાત સભાષણ, સંવાદ, રાસ-ગરબા, તેમ જ બાળકોની રમત-ગમત પૈકી હરકોઇ એક યા વધુ કાર્યક્રમ અનુકૂળતા પ્રમાણે રાખવો

૭ રાતના ભજનમંડળી, હરિકીર્તન, વ્યાખ્યાન, મેજિક લેન્ટર્ન વગેરે પૈકી હરકોઈ કાર્યક્રમ સવડ પ્રમાણે રાખી શકાય પુસ્તકાલયના મકાને રોશની કરવી હોય તો કરાય. ગ્રામવાચક મંડળોના મંત્રીઓને વિનંતિ કે આ દિવસે મંડળના સભ્યોની સભા ખાસ રખાય અને સ્થાનિક પુસ્તકાલયપ્રવૃત્તિને ખીલવવા તથા વાચનવેગ વધારવાના માર્ગ ચર્ચાય, વિચારાય તેમ વાચક મંડળની સભાસદસંખ્યામા વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરાય

ઉપર પ્રમાણે અનુકૂળતા પ્રમાણે કાર્યક્રમ નક્કી કરી તે પાર પાડવા ઘટતી તૈયારી પુસ્તકાલયપ્રવૃત્તિના ભક્તો અને કાર્યકરો આજથી જ કરવા માંડે. બીજો કોઇ કાર્યક્રમ ઉજવવાને અશક્ત એવા પુસ્તકાલયોના કાર્યકરો પણ આ પર્વણીદિન નિમિત્તે પોતાના પુસ્તકાલયની સાફસૂફી-અંદરથી તેમજ બહારથી-કરવા જેટલો ઉત્સાહ તો જરૂર જરૂર દાખવે. અને એટલું ય કર્યાની ખબર આ તરફ અવસ્ય મોકલાવી આપે

પર્વણીઉત્સવના અહેવાલ જાણ તેમજ પ્રસિદ્ધિ માટે આ તરફથી જરૂર મોકલી અપાય.

ના. નં. ચોકસી.

સહમંત્રી,

વ. રા. પુ. મંડળ.

# સામયિક દોહન

## બ્રાહ્મણ ! પાછો બ્રાહ્મણ થા !

શાસ્ત્રો કહે છે કે વર્ણમાત્રનો ગુરુ છે બ્રાહ્મણ. વસિષ્ઠ, અગસ્ત્ય, દ્રોણાચાર્ય, સાંદીપનિ, સોક્રેટિસ, પ્લેટો, એરિસ્ટોટલ, સેન્ટ પીટર, સેન્ટ બર્નાર્ડ, એસીસીના સેન્ટ ફ્રાન્સિસ, ફિરદોસી ને રૂમી, કેન્ટ, હેગલ ને માર્ટિનો. અને એમનાથી યે અતિમહાન જગતબ્રાહ્મણો ઝરથૂસ્ત્ર, મૂસા નબી ને ઇશુ ખ્રિસ્ત, રામકૃષ્ણ ને બુદ્ધ જે પયગમ્બરોએ માનવવંશને ધર્મમાર્ગ દાખવ્યા. વિશ્વામિત્રે ત્રિષ્ટુપ દીધો, વાલ્મીકિએ અનુષ્ટુપ દીધો; પતંજલિએ યોગશાસ્ત્ર અર્પ્યું, પાણિનિએ ભાષાશાસ્ત્ર આપ્યુ, વ્યાસે મહાભારતનો શબ્દ-સાગર અર્પ્યો. કાલિદાસ, માઘ ને બાણ થયા મહાકાવ્યના પ્રણેતા. વિજયનગરના રાજમંત્રી બંધુઓ સાયણ ને માધવ-એકે વેદાર્થ કીધા, બીજાએ શંકરદિગ્વિજય કીધો. અને આપણા નાનકડા ગુજરાતે એમની નાનકડી આવૃત્તિઓ. થઇ સુદામાજી, નરસિંહ ને પ્રેમાનંદ, શામળ ને દયારામ, દલપત ને ગોવર્ધન, અમરજી દિવાન ને ગોકુલજી ઝાલા, ગગા ઓઝા ને ઝંડુ ભટ્ટજી, નંડિયાદના દ્વિવેદીઓ, પાટણ જામનગરના ત્રિવેદીઓ, સરખેજ–કપડવણજના ચતુર્વેદીઓ થયા. અમદાવાદના એક બ્રાહ્મણ વૈશ્યધર્મે વળ્યા, અને અમદાવાદના આભમાં ૯૦ ભૂંગળાં પ્રગટી નીકળ્યા. બ્રાહ્મણ પગલા માંડે, પાછળ ત્યાં ફૂલવાડીઓ ઊગે.

૧૯૩૦ માં સ્વ. મહારાજ જામ રણજિતે બીજી વારકો બોલાવ્યો કે 'આવ, તો યોગ્ય નોકરી આપું' ઉત્તર વાળ્યો કે 'રાજીનામું આપ્યા પછી સવા કરોડ ગુજરાતીઓ મારા શેઠ. સૌને પૂછવાનો અધિકાર, કે તારો વખત તું કેમ ગાળે છે. જામનગરના પાએક લખ એ સવાકરોડની બહાર નથી. બેચાર માસનું કામ હોય ને બોલાવશો ત્યારે આવીશ. મૃત્યુથી બીએ એ ક્ષત્રિય નહિ, ગરીબીથી બીએ એ બ્રાહ્મણ નહિ.'

સો ટચના બે પરમ બ્રાહ્મણોએ મને ઘડ્યો. કવીશ્વર દલપતરામે ને ગુરુવર્ય કાશીરામે. એમણે મારા બ્રાહ્મણત્વને ઘડ્યું, મારા બ્રાહ્મણત્વે મને ઘડ્યો. છેલ્લી પાએક સદીથી Literary Recluse–સાહિત્યસંન્યાસીના ધર્મ પાળુ છુ ને બ્રાહ્મત્વને સેવું છું.

બે ત્રણેક વર્ષો કસોટીના વીત્યા. એટલું યે ન પરીક્ષે ? પછી બ્રાહ્મણને પ્રેરણા પ્રગટી; પદ્માસન વાળ્યુ; સરસ્વતીની ઉપાસના આદરી. બાવીસ કલાક ઘરમાં, ને બે કલાક સાંજે ફરવાના, એમ સાહિત્યસંન્યાસ આદર્યો. માનવું હોય તો માનજો, પૂર્વાશ્રમના પ્રતાપથી સરસ્વતીએ બમણું દીધું. શ્રદ્ધા હોય તે આચરજો, અક્ષરશઃ સાચો છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जना पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

अहं वहामि એ છે શ્રીહરિનો ત્રિકાળનો કોલ.

શંકરાચાર્યનું બિરદ છે જગતગુરુ. બ્રાહ્મણ ! પાછો જગદ્‌ગુરુ થા દયાનન્દોતે, વિવેકાનન્દોને, રામતીર્થોને–ભારતના નવઋષિવરોને પૃથ્વીમા પાઠવો, પૃથ્વી બ્રાહ્મણત્વભૂખી છે. Plain Living ને High Thinking જગત્-જનતા ભૂલી છે અત્યારે પૃથ્વીપ્રવર્તતા અબ્રહ્મણ્યનું બ્રહ્મણ્ય બ્રાહ્મણ વિના કો કરશે ? વિષ્ણુ ભગવાન જગતને પોષે છે. વૈષ્ણવ વિષ્ણુનો ને બ્રાહ્મણ બ્રહ્મનો નિમિત્ત થશે સિકન્દરને ઘડયો હતો એરિસ્ટોટલે, કૌરવપાંડવોને ઘડયા હતા દ્રોણાચાર્યે, શ્રીકૃષ્ણને ઘડયા સાંદીપનિએ; શ્રીરામને ઘડયા હતા વસિષ્ઠે અને વિશ્વામિત્રે.

આપણી ચોર્યાસી ન્યાતો નિરનિરાળા ચોર્યાસી પાકે યે જમે છે, એક પાકે યે જમે છે. વર્ણ શાસ્ત્રીય છે, જ્ઞાતિઓ ઐતિહાસિક છે, ભૌગોલિક છે. બ્રાહ્મણ સહુ બ્રાહ્મણ થાવ જગત બ્રાહ્મણભૂખ્યું છે, પૃથ્વી નવબ્રાહ્મણને પોકારે છે ગુણીજનો ગુણને પૂજે. જનોઈ તો લુહાણાને, સુથારને છે, ગરોડાને છે ભમે ભમે પણ ભમરો નહિ, કંઠે જનોઇ, પણ બ્રાહ્મણ નહિ; એને તો વરત કહે છે રહેંટિયો જગત નવબ્રાહ્મણ માગે છે બ્રાહ્મણના ઉદ્ધાર વિના, નવબ્રાહ્મણના અવતાર વિના જગતના અબ્રહ્મણ્યનો ઉદ્ધાર નથી. નવવાલ્મીકિ, નવઇસુ, નવબુદ્ધ, નવકૃષ્ણની જગત વાટ જુએ છે. નવશ્રુતિ, નવસ્મૃતિ, નવગાયત્રી, નવગૃહ્યો, નવઉપનિષદો નવબ્રાહ્મણ વિના કોણ લખશે ? નવસહજાનંદ, નવદયાનન્દ, નવવિવેકાનન્દ, નવરામતીર્થ, ભારતના નવબ્રહ્મર્ષિઓને પૃથ્વીના ચોખૂંટમા પાઠવો ભારત જગતનો બ્રાહ્મણદેશ છે.

સંસારદેશે બ્રાહ્મણગુણે બ્રાહ્મણ અગ્રપદે છે. સહુ વર્ણોમા તેમ બ્રાહ્મણવર્ણમાં, આજ વર્ણધર્મસિદ્ધિ ઓછી છે આજનો વૈશ્ય ભામાશાહ નથી, ને આજનો ક્ષત્રિય પ્રતાપ નથી. એ શબ્દોચ્ચાર આજે આપણી વાસ્તવતા નથી, આદર્શભાવના છે બ્રાહ્મણ છે પરબ્રહ્મનો પુત્ર ને વારસદાર *

—મહાકવિ ન્હાનાલાલ

---

## જનતા જનાર્દન

*માગશર સુદ એકાદશીનો દિવસ ગીતા એકાદશી અથવા 'ગીતાજયંતીને' નામે ઘણે* સ્થળે ઉજવાય છે અને એ ઊજવણીમા ગીતાના પારાયણ, ગીતાના માહાત્મ્ય વિષે પ્રવચનો વગેરે કાર્યક્રમ રાખવામા આવે છે. ગીતાને અનેક મહાત્માઓએ, સાધુ પુરુષોએ, વિદ્વાનોએ અને પંડિતોએ જુદી જુદી દૃષ્ટિએ જોઇ છે. એના પર અનેક ટીકાઓ થઇ છે, વિવેચનો થયાં છે, ભાષ્યો રચાયા છે, અને હજી આજે પણ જુદી જુદી દૃષ્ટિએ ગીતામાથી નવા નવા અર્થો નીકળતા જાય છે આમ ગીતા સનાતન છે અને નિત્યસજીવની મંત્ર આપનારી છે.

" क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपम् रमणीयतायाः । "

એ સંસ્કૃતનું ચરણ કોઇને પણ સંપૂર્ણ રીતે બંધ બેસતુ આવતુ હોય તો ગીતાને છે એમ મને લાગે છે ગીતાનુ આવુ માહાત્મ્ય છે

* અમદાવાદમાં ચોર્યાસી જ્ઞાતિ બ્રાહ્મણો તરફથી કવિ સમ્રાટના ઉજવાયેલા સન્માન સમારંભ પ્રસંગે ઉચ્ચારેલા આશીર્વાદ

અને તો યે આમ કેમ ? આવો સંજીવનીમંત્ર શિખવનારી ગીતાને પૂજનારો દેશ આજે પરાધીન દશા કેમ ભોગવે છે ? લાખો ને કરોડો ઘરોમાં ગીતાનું પૂજન થાય છે. એ લાખો ને કરોડો ઘરમાંના નાના મોટા માણસો ગીતાનું પારાયણ કરે છે, ગીતાનો નિત્યપાઠ કરે છે અને ગીતાધર્મને અનુસરે છે એમ કહેવાય છે અને એમ છતાં એ માનવીઓની આવી અવદશા કેમ થાય છે ? લાખો ને કરોડો માનવીઓ ઉન્નતિને પંથે જવાને બદલે અધોગતિએ કેમ પહોંચે છે ? લાખો ને કરોડો માનવીઓ પશુવત્ જીવન કેમ ગુજારે છે ? લાખો ને કરોડોના હૈયામાંથી સ્નેહ ને મમતાના અમૃતઝરણાંને બદલે દ્વેષ ને મત્સરનો લાવારસ કેમ વહ્યા કરે છે ?

હૈયું વલોવી નાખે એવો પ્રશ્ન છે ગીતાને આપણે બરાબર સમજ્યાં જ નથી એમ તો ન હોય ? ગીતાનું પૂજન એ માત્ર સ્થૂળપૂજન તો ન હોય ? ગીતાનો નિત્યપાઠ ને ગીતાનું પારાયણ એ મંત્ર યંત્રવત્ તો ન હોય ? આ પ્રશ્નો પણ વિચારવા જેવા છે.

શ્રી સાને ગુરુજી મહારાષ્ટ્રના એક પ્રખ્યાત લેખક અને ચિંતનકાર છે ગીતાના અને ભારતીય સંસ્કૃતિના પરમ ભક્ત છે એમણે ગીતાના અઢાર અધ્યાયો પર એક નાનકડી પુસ્તિકા લખી છે ગીતાજયંતી પ્રસંગે એમાંના એક અધ્યાયને ગુજરાતી વાચકો આગળ રજૂ કરવાની ઇચ્છા થાય છે. એઓ કહે છે

ગીતાનો નવમો અધ્યાય અતિ પવિત્ર છે. ગંગાના બધા જ પ્રવાહ પવિત્ર છે એમ છતાં હરદ્વાર, કાશી, અને પ્રયાગને વધારે મહત્ત્વ આપવામાં આવે છે એ પ્રમાણે ગીતાના અઢારે અધ્યાય પવિત્ર જ છે, પરંતુ એમાં પણ નવમો, બારમો, પંદરમો વગેરે અધ્યાય વધારે પવિત્ર છે નવમા અધ્યાયનો જપ કરતા કરતા અનેકે સમાધિ લીધી, સંત જ્ઞાનેશ્વર નવમો અધ્યાય બોલતા બોલતા જ સમાધિસ્થ થયા હતા એમ કહે છે

આ અધ્યાયને એટલું બધું મહત્ત્વ આપવાનું શું કારણ હશે ? કારણ કે આ અધ્યાયમાં માનવીને પ્રત્યક્ષ ધર્મનું જ્ઞાન મળે છે માનવી સરળ રીતે જેને જીવનમાં ઉતારી શકે એવા સુલભ માર્ગનું દર્શન આમાં થાય છે એ કરવા માટે પંડિતાઇની કે વિદ્વત્તાની જરૂર પડતી નથી, એ આચરવા માટે દંભની જરૂર પડતી નથી શુદ્ધ અને સરળ ભક્તિભાવથી, માનવી માત્રમાં પરમાત્માનો અંશ છે એ શ્રદ્ધાપૂર્વક આચરવાના રોજના જીવનવ્યવહારનો ધર્મ એમાં સમજાવ્યો છે શ્રીકૃષ્ણ કહે છે "અર્જુન ' જે કંઇ કર્મ કરે તે ઇશ્વરને અર્પણ કરવાની વૃત્તિથી કર " આનો અર્થ એ છે કે આપણે જે જે કામો કરીએ છીએ તેનો જનતા સાથે સંબંધ હોય છે તે કાર્યોનું પરિણામ જનતાને મળે છે જેની જેની સાથે આપણા કર્મનો સંબંધ હોય તેને તેને ઇશ્વરનો અંશ માનવો એટલે જ ' ઇશ્વરને અર્પણ કરવું ' એ અર્થ છે.

સાચો ભક્ત પોતાના કાર્યો આવી જ દૃષ્ટિથી કરે છે મહારાષ્ટ્રમાં ગોરા કુંભાર નામનો એક મોટો ભક્ત થઇ ગયો છે એ કુંભારનો ધંધો કરતો ને માટલાં બનાવતો. પણ માટલાં બનાવવામાં એ એવો તલ્લીન થઇ જતો કે આજુબાજુની દુનિયાનું પણ જાણે એને વિસ્મરણ થતું. જનતાને માટલાં આપવાં છે. જનતા એ ઇશ્વરનું જ રૂપ છે, એટલે એને

ઉત્તમ પ્રકારના માટલા આપવા જોઇએ, એ ભાવનાથી એ માટલા બનાવતો. એક માણસ માટલું ખરીદે તો તે માટલુ તેની પેઢીઓ સુધી ચાલે એવું મજબૂત ને સુંદર હોવું જોઇએ એમ એને લાગતુ. માટી ખૂંદતા ખૂંદતા એ ભાન ભૂલી જતો અને માટી ખૂંદયો જ રહેતો કર્મની આવી એકતાનતાને લીધે એક વાર એનુ નાનુ બાળક રમતુ રમતુ ત્યા આવી પહોચેલુ તે પણ માટી સાથે પગ નીચે છુંદાઇ ગયુ તેનુ એને ભાન નહોતુ રહ્યું, એમ કહે છે !

*

સંત કબીર વણકર હતો. તે પણ આજ ભાવથી કપડા તૈયાર કરતો મારો ભગવાન કપડા ખરીદવા આવશે, એને સુદર કાપડ આપવુ જોઇએ, એ ભાવનાથી એ ખૂબ કાળજી-પૂર્વક વસ્ત્રો વણતો.

આ રીતે સર્વત્ર ઇશ્વરનુ દર્શન કરવાનુ છે. એને શોધવા માટે દૂર જવાની જરૂર નથી એ આપણી આસપાસ સર્વત્ર વસે છે આપણે કાશી ને રામેશ્વર વગેરે સ્થળોએ દોડયા દોડયા જઇએ છીએ તો દેવ ત્યાં જ છે ને બાકી બધે સ્થળે શું સ્મશાન છે એમ ? સંત એકનાથનો પુત્ર કાવડ લઇને રામેશ્વરને તર્પણ કરવા જતો હતો પરંતુ એકનાથે એ પાણી એક તરસ્યા તરફડતા ગધેડાને પાઈ દીધુ છોકરો ક્રોધે ભરાયો પણ રાતે સ્વપ્નમા તેને રામેશ્વરનુ દર્શન થયુ. સ્વપ્નમા રામેશ્વર જાણે તેને કહે છે ' "અરે ! ગધેડાને પાયેલુ પાણી મને મળ્યુ છે, તુ શોક ન કર "

ટોલ્સ્ટોયે આવી જ એક સુદર વાત લખી છે. બે મિત્રો યાત્રાએ જતા હતા. રસ્તામા એક મિત્રે એક ગામમા એક દુકાળ જોયો અને આ જોઇને તેણે યાત્રાએ જવાનુ માંડી વાળી પોતાની પાસેના પૈસાથી અનેક દુષ્કાળપીડિતોને બચાવ્યા અને પૈસા થઇ ગયા એટલે પોતાને ગામ પાછો આવ્યો બીજો મિત્ર યાત્રાના સ્થાને ગયો ત્યારે તેણે દેવમૂર્તિ પાસે પોતાના પેલા મિત્રને બેઠેલો જોયો દુષ્કાળપીડિતોની સેવા આ રીતે દેવને પહોચી ગઈ.

આમ આપણે જ્યા દષ્ટિ કરીએ ત્યા ઇશ્વર વસે છે. પણ આપણે આંધળા છીએ. ભગવાન ખેદપૂર્વક કહે છે "હુ સર્વત્ર વિચરુ છું, અણુ-અણુમાં મારો વાસ છે, છતા તને મૂઢને મારુ દર્શન થતુ નથી." આપણે ઝાડને પૂજીએ છીએ, પથ્થરને પૂજીએ છીએ, ભૂત-પ્રેતને પૂજીએ છીએ, પરંતુ માનવીમા વસતો દેવ આપણને દેખાતો નથી ! આપણને ચાર મોઢાનો ને આઠ હાથવાળો દેવ જોઇતો હોય છે. માણસરૂપે આપણી બાજુમા ઊભેલો દેવ આપણને દેખાતો નથી. એની સાથે આપણે લડીએ છીએ, એને ગુલામ બનાવીએ છીએ, એની કતલ કરીએ છીએ અને એવા કર્મો કરીને ઇશ્વરની ભક્તિ-પૂજા કરવાનો પ્રયત્ન કરીએ છીએ ! ભગવાનને આ જોઇને નવાઇ લાગે છે, એને ખેદ થાય છે. એ કહે છે "માણસમા વસતા દેવને પહેલો જો. એ બોલતો, ચાલતો, દેવ છે. એને શુ દુ:ખ છે એની તપાસ કર ને તે એને આપ એટલે મારી જ પૂજા થશે પથ્થરની દેવમૂર્તિ-ઓને શું શું ગમે છે એ પણ આપણે જ નક્કી કરી નાખ્યું છે ગણપતિને લાડુ, રણછોડજીને માખણ, વગેરે; પરંતુ માનવીને શુ જોઇએ છે, એ શાના વિના તરફડી રહ્યો છે એની

ચિંતા કોણ કરે છે ? આપણી આસપાસ બે હાથવાળો માણસરૂપી દેવ ઊભો છે. એના પેટમા અન્ન નથી, શરીર પર વસ્ત્ર નથી. એની પૂજા કોણ કરશે ? એની પૂજા કરવા માટે કોણ દોડી આવશે ?

પરમેશ્વરની પ્રદક્ષિણા કરવાનો રિવાજ છે એક પ્રદક્ષિણા પૂરી થાય કે દેવનું રૂપ મીટ માંડીને નિરખવાનું. આમ કરવાથી દેવનુ સ્વરૂપ અતરમા ઠસી જાય છે એમ કહે છે પરતુ એ દેવ કયા છે ? લાખો ગામડાઓમા આ દેવ તરફડતો ઊભો છે. એ ગામડાઓની પ્રદક્ષિણા કરીએ તો ત્યાના દરિદ્રનારાયણોનુ સ્વરૂપ ધ્યાનમા આવશે તેમની શી દશા છે, તેનું સાચુ જ્ઞાન થશે અને તેમની સેવા કરવાની ઇચ્છા થશે

આવો આ ભક્તિધર્મ છે પ્રત્યક્ષ ધર્મ–નગદધર્મ–તે આનુ નામ આપણા રોજના જીવનવ્યવહાર સાથે જેનો સબધ છે તે ધર્મ આ છે. આપણા ભાઈઓની સેવા કરો. એ સેવાથી તેમના કરમાયેલા ચહેરા પ્રફુલ્લિત થશે, અને એ જોઇને તમને સતોષ અને આનદનો પ્રાપ્તિ થશે આપણી આસપાસ વસતા માનવીઓ ઈશ્વરના અશરૂપ છે એમ માનીને બધા કામો કરીએ તો તે કામો કેટલા સુદર થાય ! તે કર્મોમા એક પ્રકારનુ તેજ આવશે. ઘણા વર્ષો પૂર્વે કલકત્તામાં એક મહારાષ્ટ્રીય સન્યાસિની થઇ ગઇ તે એક કન્યાશાળા ચલાવતી હતી એક વાર સ્વામી વિવેકાનદ તે બાઇને મળવા અને શાળા જોવા માટે ગયા હતા તેમણે પૂછ્યુ " કેમ ચાલે છે ? " સન્યાસિનીએ કહ્યુ "આ દેવોની સેવા કરું છુ." સન્યાસિની શાળાની બાળાઓ તરફ પ્રેમ અને આદરથી જોતી હતી શિષ્યમા પણ દેવ વસે છે, તે ઠોઠ ને પથ્થર છે એમ તે નહોતી માનતી

એક વાર હુ કોઈ એક શહેરમા ગયો હતો ત્યા ગવર્નર આવવાના હતા. રસ્તાઓની અને ગટરોની સાફસૂફી ચાલતી હતી કેવુ નવાઈ જેવુ ! ગવર્નરના આવતા પહેલાં શુ ત્યા માણસો નહોતાં રહેતા ? રોજબરોજ રહેનારા માણસોને આ સફાઇની જરૂર હતી કે એક દિવસ આવનાર ગવર્નરને ? પરતુ સુધરાઇના સભાસદોને ગવર્નર દેવ લાગ્યો ! બાકીના પચાસ હજાર માણસોના જાનની કે આરોગ્યની જાણે કશી કિમત જ નહિ ! એક–એક માનવીના સુખ–સગવડની, તેના અન્નવસ્ત્રની, તેના રહેઠાણની કાળજી ગણવી જોઇએ એવો ધર્મ આ નવમો અધ્યાય શીખવે છે સર્વત્ર પરમેશ્વરને જો, અને તારા કર્મમય ફૂલોથી તેની પૂજા કર એવો સદેશ એમા છે

અને જે સર્વત્ર પરમેશ્વરને જોશે તે કોને તુચ્છ માનશે ? તે કોને નીચ ને હલકો માનશે ? તે કોને અછૂત કહીને દૂર રાખશે ? જ્ઞાનેશ્વર કહે છે " મારા ભક્તને જાતિભેદ દેખાતો જ નથી; એને સર્વત્ર ભગવમય પરમાત્માનુ જ દર્શન થાય છે. "

ગીતા આવો ધર્મ શીખવે છે એ માત્ર મુખપાઠથી કે પારાયણથી આચરી નથી શકાતો. એને પ્રત્યક્ષ કર્મમાં ઉતારવો પડે છે એ થશે ત્યારે માનવજાત સુખી થશે *

—જ્યોત્સ્નાબેન શુક્લ

* સાપ્તાહિક " પ્રતાપ "માંથી

# કાકા સાહેબ કાલેલકર

ગુજરાતની કેટલીક સાહિત્યસંસ્થાઓ દ્વારા ચાલુ માસની તા ૯-૧૦ મીએ જેમનો ષષ્ટિપૂર્તિ મહોત્સવ ઉજવવો છે, તે જાણીતા સાહિત્યકાર અને અધ્યાત્મી કાકા કાલેલકરની રાષ્ટ્રભક્તિ, 'કુદરત' કલા અને સાહિત્યભક્તિ સંબંધી 'શિક્ષણ અને સાહિત્ય'ના તંત્રી શ્રી મગનભાઈની સુપરિચિત કલમે પ્રગટ થયેલો પરિચય આ નીચે રજુ કર્યો છે.

૧

વીસેક વર્ષ પરની વાત છે કાકા સાહેબ 'નવજીવન'નું કામ ત્યારે સંભાળતા હતા, કેમકે ગાંધીજી જેલમાં હતા તંત્રી તરીકે નામ બીજાનું રહેતું, પણ કામ મુખ્યત્વે કાકાસાહેબ કરતા. પછી તે જેલમાં ગયેલા તે અરસામાં એક વૃદ્ધજને મને પૂછેલું, " આ કાકા કાલેલકર તમારા કાકા છે તે મોટી પાકટ ઉમરના માણસ હશે. તેમના ઠરેલ વિચારપૂર્ણ લખાણ પરથી એમ લાગે છે " અને એવી જ કલ્પના તે જ અરસામાં એક મોટા ગુજરાતી સાક્ષરે પણ કરી હતી, એમ મેં સાંભળ્યું છે.

આજે અમદાવાદની સાહિત્ય સભા કાકાની ષષ્ટિપૂર્તિ ઊજવે છે ત્યારે એ મને યાદ આવે છે અને તે પ્રસંગે હું માનું છું, કેટલાકને એથી ઊલટી લાગણી થશે " હેં ! કાકા સાહેબને ૬૦ વર્ષ થયાં ! " માણસની ઉમ્મર વિષે, કાળે કાળે, નવી નવી ભાવના થાય છે

સામાન્યપણે પણ આવું નથી હોતું ? નાનપણમાં બાળકને વધતા જતા વર્ષનો ભાર નથી લાગતો મોટા થવાની તેને સહેજ ઇચ્છા હોય છે ત્યારે તેને કેળવણીની ભૂખ અને તનમનાટ એની મેળે હોય છે તેથી વર્ષો વધવાનો આનંદ લાગે છે પણ વર્ષો વધ્યા પછી ? આધેડ જુવાનીની વય પાર કર્યા પછી ? ત્યારે વર્ષોનો ભારના શા ભાવો જાગતા હશે ? મને લાગે છે જેવી જેની ભાવના અને જીવન તેમ તેને વ્યક્તિગત થતું હશે આ તો પોતાને થતા ભારની વાત થઇ પરંતુ પરિચિત માણસની ઉમર બાબત આપણને કેટલીક વાર નવાઇ લાગે છે સાહિત્ય સભાએ કાકાની ઉમર જાહેર ન કરી હોત તો ઘણાને ખબર ન હોત કે, કાકા 'વન' પાર કરી જીવનની ' સાઠી 'માં આ ડિસેમ્બરની ૧ લીથી પ્રવેશ કરે છે

૨

ષષ્ટિપૂર્તિનો આ સમારંભ વિચારાતો હતો ત્યારે એક ચર્ચા કાન ઉપર આવી કે, સાહિત્ય સભા જો ગુજરાતી ભાષાના એક મહારાષ્ટ્રીયની સાઠી ઉજવે, તો તેણે ગુજરાતી સાક્ષરાની વિશેષ કરીને ઉજવવી જોઇએ આ જો તે ન કરવાની હોય તો કાકાની જયંતી પણ ન કરવી જોઇએ

ન્યાય તો એથી ઊલટુ જ બતાવે છે કાકા સાહેબ મૂળ મહારાષ્ટ્રના છે એ તો અને એ પરથી જે વિચાર કરાતો હોય તો તો એમ થાય કે, એ પરપ્રાંતની સેવાની કદર કરવી એ ગુજરાતની એક સ્વતંત્ર ફરજ છે. તેને ઘરના બીજાઓની ઉજવણીના પલ્લામા ન મૂકી શકાય કાકાને પરપ્રાંતના માનો તો એમનુ ઋણ અદા કરવામા ઘરના લોકોની 'સાડી' નો સવાલ કેવી રીતે આડે આવી શકે ? એટલે જો સાહિત્ય સભાએ ઉપલા પ્રશ્નનો આ રીતે વિચાર કરીને પોતાનો ઠરાવ કર્યો હોય, તો એને માટે એ વિશેષ ધન્યવાદને પાત્ર બને છે.

અમે એમના સાથીઓ તો કાકાને પરપ્રાંતીય માની જ શકતા નથી એઓ તો ગાંધીજીના આશ્રમવાસી છે આશ્રમવાસીઓના એ એક ભાગ છે અને તેઓ માટે પ્રાંતીયતા કે દેશની પણ સીમા ગાંધીજીએ કદી માની કે મનાવી નથી મારે માટે કહુ તો, હું તો ઠ સ ૧૯૨૧ થી, આશ્રમની કાકાની શાળાના જમાનાનો, એમનો એક મદદનીશ અને સાથી છુ આજે પણ એમણે જ શરૂ કરેલુ કામ વિદ્યાપીઠમા કરી રહ્યો છુ. આમ અમારી નિકટતા એવી છે કે માસિકના તંત્રીની જવાબદારી મારે માથે ન હોત, તો આ લખુ છુ તે હું ભાગ્યે જ લખત.

૩

આટલા વર્ષોના એ બધા સહકાર્ય અને સહજીવનનો વિચાર કરું છુ ત્યારે મને લાગે છે કે, ગુજરાતના અનેક લોકોની વિચારસૃષ્ટિમા કાકા અજ્ઞાતપણે પણ બેઠેલા છે. કાકાએ એક જમાનામા ગુજરાતના વાચક-વિચારક લોકોના ચિત્તમા પ્રવેશ અને આવકાર મેળવ્યો છે શરીરને પોષનાર અન્ન પચી ગયા બાદ જેમ તે જુદુ નામધારી રહેતું-રહી શકતું નથી, ન રહેવામા જ તેની કૃતાર્થતા છે, તે જ પ્રમાણે આપણા મનના ખોરાકનું પણ છે. અને સાહિત્ય એ મનનો ખોરાક છે એ ખોરાક પૂરો પાડવામા કાકા સાહેબ ગુજરાત પર 'અઢળક ઢળ્યા છે' એટલા બધા કે, એક મિત્રે સાચુ કહ્યુ કે, હાઇસ્કૂલના આરંભથી માંડીને એમ એ સુધી આજ કાકા વંચાય છે, એવી વિવિધ અને વિપુલ સામગ્રી એમણે ગુજરાતને ચરણે ધરી છે ગુજરાતને કાકાની આ ભેટ ધન્ય કરે છે. તેના સાહિત્યના ઇતિહાસમા એ વડે કાકા અમર સ્થાન પામ્યા છે

પણ કાકાને મન આ લેખનકાર્ય ગૌણ છે પોતાને સાક્ષર કે સાહિત્યકાર કોઇ કહે એ એમને ઓછુ પસંદ છે અધ્યયન-અધ્યાપનને તેમણે પોતાનુ જીવન માન્યું છે, અને જાહેર કર્યું છે, અને રાષ્ટ્રીય કેળવણીકારનુ બિરુદ એમને પહેલુ પસંદ છે. અને એ તરીકે એમણે ૧૯૨૦-૩૦ ની નવજુવાન પેઢીનુ માનસ ઘડવામા જે ફાળો આપ્યો છે એ ગુજરાતના ત્યાગના જીવનને ઘડવામા અદ્વિતીય હતો આ વસ્તુ સાહિત્યના ઇતિહાસ કરતા આપણા તે દસકાના પ્રજાકીય ઇતિહાસમા જે અંકાઇ છે તે વધારે મોટી, કાયમી અને જીવનપ્રદ છે. ગુજરાતે કાકાને એ વર્ષોમા ઓળખ્યા અને એ ઓળખ ગુજરાત ભૂલ્યુ નથી-ભૂલી શકે એમ નથી શરૂમાં મેં જે કથાપ્રસંગ ઉલ્લેખ્યો છે, તે આ જ દસકાનો છે, એ વાચકને યાદ દેવડાવુ તે જ જમાનામા ગુજરાતે પોતાની રાજકીય પરિષદના પણ એમને પ્રમુખ વર્યા

હતા ગુજરાતના રાષ્ટ્રીય જીવનના ઉદયકાળના એ દસકામા કાકા સાહેબે આવો ફાળો આપ્યો છે

૪

પરંતુ કોઇ સાહિત્ય-વિલાસી પૂછશે, કે કાકા સાહિત્યકાર કેમ થયા ? તેમણે ' ઓતરાતી દીવાલો ', હિમાલયનો પ્રવાસ ', ' સ્મરણયાત્રા ', ' જીવનનો આનંદ ' જેવા પુસ્તકો કેમ લખ્યા ? તે તો એમનો નિષ્કામ આનંદ વ્યક્ત કરતી નર્યા સર્જનની કલાકૃતિઓ છે. એમા એ કોઇ રાષ્ટ્રનિર્માણના પ્રશ્નને હલ કરવાને કારણે લખતા નથી. ગાધીજીએ ' આત્મકથા ' લખી તે એક ' સત્યના પ્રયોગ ' તરીકે, જરૂરી લાગ્યુ ત્યારે, પોતાના કામને હિસાબે. કાકાએ આ રીતે પણ લખ્યું છે એ ખરૂં; પરંતુ કેટલુંક લખાણુ નરી સર્જકતાની આંતર ઊર્મિનું છે, એનું શું ?

આ પ્રશ્ન સાચો જ ઊઠી શકે એવો છે, એ સમજવા જેવો છે. અને મને લાગે છે, એમાંથી કાકાના વ્યક્તિત્વનું અને એમની સેવાની ખાસિયતનું પણ સ્વરૂપ ઠીક સમજાય એમ છે વાચક યાદ કરે કે, ઉપરના પુસ્તકો ઘણે ભાગે ૧૯૨૦-૩૦ ના જ દસકાનાં છે અને કાકાએ ' હિમાલયનો પ્રવાસ ' આશ્રમની શાળાના પોતાના વિદ્યાર્થીઓ માટે અને તેમના હસ્તલિખિતમા લખવા માડેલા. તેની સાહિત્યિક ખૂશબો સુંઘનાર કોકે 'મધપૂડા'માથી તેને બહાર કાઢયો. મે અમર ગ્રંથના શરૂના કેટલાક પ્રકરણો ૧૯૧૯ના અરસામાં ' વસંત ' માં ઘણું કરીને વાચ્યાનું યાદ આવે છે ત્યારે મને થયેલુ કે, મરાઠી માતૃભાષાવાળો એક માણસ કેવી મધુર ગુજરાતી લખે છે !

આમ જ કાકાના ઘણા લખાણો અંગે છે. પોતાના કાર્યને અંગે લખવા તે પ્રેરાયા છે. અને એમનું કામ એટલે કેળવણી. એ આજન્મ કેળવણીકાર છે, સંકલ્પપૂર્વક એ એવા થયા છે ને પોતાને ઘડવા મથ્યા છે પણ એમનો કેળવણીનો અર્થ નર્યું ભણાવી ખાવું એ નથી કાકાની કેળવણીની વ્યાખ્યા અતિ વ્યાપક છે એને તે એક દર્શનની ઉદાત્તતાએ લઇ જાય છે.

પશુપક્ષી અને મનુષ્ય સૌ સૃષ્ટિમાં વિચરે છે. પરંતુ મનુષ્યપ્રાણીને માટે અપૂર્વ એવુ કહી શકાય કે, તે આ વિશ્વમા આવીને કેળવાય છે-વિકસે છે, મને કમને, જાણ્યે અજાણ્યે, ધાર્યે ન ધાર્યે, આપોઆપ-માનવ ખોપરી પરમેશ્વરે એવી બનાવી છે કે તેને જ લઇને, ને પ્રકૃતિ અને સમાજમા રહેવા અને વિચરવા માત્રે પણ કેળવાય છે શરીર આહારથી મોટું થાય છે તેમ જ માનવચિત્ત પણ તેનો આહાર મેળવીને ઘડાય છે અને પોષાય છે. આપણે ન જાણીએ છતા, ચિત્ત આસપાસના જીવનમાંથી પોતાનો ખોરાક ચૂસી લઇને પોતાની ભૂખને ભાગે છે. આથી જ એની કેળવણી સાધી શકાય જ છે આવુ જે સદા હયાત શિક્ષણ-ખાસ, તે કાકાના કેળવણીદર્શનનો પાયો ગણાય. એ અર્થમા એ એક જીવનદર્શન થયુ. અને કાકા કેળવણીને આ દષ્ટિએ સમજે છે.

અને આ દર્શનને એ કલા દ્વારા ભજે છે. સ્વભાવે કાકા સાહેબ લાગણીપ્રધાન-કલાત્મા છે. તર્ક અને બુદ્ધિની ચિકિત્સા તે એની આજ્ઞામા રહીને કરે છે. એ દિલધૂર

નથી, એની પદ્ધતિથી કદાચ એ અકળાતા હોય એ વિજ્ઞપ્તિ નથી, એની ઝીણવટ એમને ગમે પણ એની રીત એમની નથી એ સગ્રહકાર નથી; એ સગ્રહ વગર કામ ન ચાલે એ એમને કબૂલ છે પણ તેને માટે જોઇએ એટલુ પરલક્ષીપણુ એમના કલાત્માને કદાચ રુચતુ જ ન હોય જો કે, જીવન અગે આ બધાને શુ કહેવાનુ છે, એ તે જરૂર સમજવા ચાહે છે, કેળવણીકાર તરીકે તેને પોતે છોડી ન શકે પરન્તુ તેમની વિભૂતિ કલાત્મક છે તેની પોતાની સહજ દૃષ્ટિએ એ પોતાનુ કામ કરે છે. આથી લખે છે તો ગદ્યરૂપે, પણ તેનો ગુણ પદ્યનો–કાવ્યનો હોય છે, તેથી જ કદાચ કાકાનુ સાહિત્ય–સાધન ટૂકો નિબધ છે, અને નિબધમા પણ નાની નિબધિકા જેવા ફકરા, કે જે પોતપોતાના વ્યક્તિત્વ સાથે એમા બિરાજે છે વર્ષાના આકાશને કે પ્રકૃતિના કોઇ દૃશ્યને જોઈ એમ પણ ન કહી શકાય કે આ રગ કે રેખા આમ કેમ છે અને તેમ કેમ નથી તે છે તે છે, ને તેમાં સમગ્રતાથી એકતા આવે છે, તે જોવી હોય તો જુઓ કાકાની શૈલી કાઇક આ જાતની છે તેમા તર્ક કે વિજ્ઞાનનુ પૃથક્કરણ ન ફાવે. એ કાકાની શૈલી નથી મૂળથી એ એવા ઘડાયા હોય એમ લાગે છે પ્રવાસ એટલે પ્રકૃતિ અને સમાજ એ બેનુ વિદ્યામદિર કાકાએ પોતાના ઘડતરનુ ઘણું કામ આ વિદ્યામદિરમા કર્યુ છે

> **જેવું સર્જન તેવું જીવન જીવો.**
>
> જે માણસ કીર્તિ, વિચાર અને આચારમા પોતાની વાણી પ્રમાણે નથી વર્તતો તે માણસ ગમે તેવુ સાહિત્ય સર્જે પણ તે જનતાને આદર્શ રૂપ ગણાય નહિ એ વાણી પાછળ તપશ્ચર્યા અને શુદ્ધતા હોય તોજ તે આદર્શરૂપ બની શકે છે. મુદ્રણકલાના જન્મ પછી જે સાહિત્ય બહાર પડયુ તેમાંનું નવલકથાનુ સાહિત્ય દેશને દોરવણીરૂપ બની આગળ લઇ જઇ શકે તેવું નથી આ સાહિત્ય, જમણમાના પાપડ જેવુ છે પણ માત્ર પાપડ ખાવાથી ચાલી શકે નહિ. સાથે સાથે પૌષ્ટિક ખોરાકની પણ જરૂર રહે છે જ એજ પ્રમાણે સાહિત્યમા નિર્મળતા જાળવવી, એ અતિ અગત્યનુ છે સાહિત્યનુ સર્જન રજન માટેજ માત્ર ન હોવુ જોઇએ પરતુ રાષ્ટ્રઘડતરની દૃષ્ટિ પર હોવુ જોઇએ કાકાસાહેબનું સર્જન એ પ્રકારનુ છે એ સરલ છે–ચિન્તનરૂપ છે. એની પાછળ તપશ્ચર્યા અને ત્યાગ છે
>
> દાદાસાહેબ માવલકર

આવી પ્રકૃતિવાળો માણસ જે કહે ( એટલે કે લખે પણ ) તે આપોઆપ સાહિત્ય-ગુણી બને કાકાના લખાણો ( અને તેમા પત્રો ભારે મોટા જથ્થામા છે ) આથી સહેજે સાહિત્ય બને છે શબ્દકલા એમની સહજ સિદ્ધિ છે

## ૫

પરતુ આ તો એમની શૈલી કે સાધનની બાહ્ય વાત થઇ એ દ્વારા તે જે વસ્તુની ભક્તિ કરે છે, તે એમનો રાષ્ટ્રપ્રેમ અને દેશના શ્રેયને માટેની ઊંડી તમન્ના છે આ વસ્તુએ કાકાના પ્રવાસી જીવનને એકસૂત્ર કર્યુ છે, પાર વિનાની પ્રવાસ-શિક્ષણ–સામગ્રીને પચાવવાને માટે એણે એમને પૂરતો તેજ અગ્નિ આપેલો છે. તે વિના એ સામગ્રી અજીર્ણ જ કરે.

કાકા સાહેબ કોંગ્રેસની જોડે ઈ. સ. ૧૮૮૫ ના ડિસેમ્બરમા જન્મ્યા અને તેમનુ માનસ-ઘડતર આ સદીના પહેલા દસકામાં પૂનામા થયુ પૂના પોતાના વિદ્યા-વ્યાસંગને માટે તો આજેય જાણીતુ છે પરંતુ તે દસકામા તે ગોખલે અને ટિળકની કર્મભૂમિ હતું. બંગભંગના જહાલ દિવસો એ હતા સ્વદેશી રાષ્ટ્રવાદનો ઉદયકાળ એ હતો કાકા એ રંગે પૂરા રંગાયા. અને એ રંગ એવો પાકો છે કે, આજ સુધી રાષ્ટ્રની વિકસતી રહેવી એ લડતના તાપથી પણ એ ખડયો નથી, બલ્કે ખીલ્યો છે કાકા જો મૂળ સાક્ષર કે સાહિત્યકાર જ હોત, તો કયારનાએ એમાથી પરવરી ગયા હોત. પરતુ એમની મૂળ પ્રેરણા શિક્ષણ દ્વારા રાષ્ટ્રસેવા હોવાથી જ આજ સુધી એમા તે અડીખમ ઊભા છે.

અને એમનો આ રાષ્ટ્રપ્રેમ એક ધર્મ જેવો જીવનમા જડાયેલો છે. જીવનમાં ધાર્મિકતાની નિષ્ઠાનો વારસો એમને માતાપિતા પાસેથી મળ્યો લાગે છે એની ગળથુથી મને લાગે છે, એમને શ્રી. અરવિંદ બાબુના રાષ્ટ્રવાદી અધ્યાત્મવાદથી મળી હોય કવિ ફિલસૂફ આજ વર્ષોથી અધ્યાત્મમા દટાઇ ગયા; કાકા ઇચ્છે તો ય એટલે સુધી જઇ ન શકે. કદાચ લાલાજી અને ખાસ કરીને લોકમાન્યના વિદ્યાનિષ્ઠ સ્વદેશપ્રેમ અને સંસ્કૃતિભક્તિ તથા કર્મયોગે એનો દેહ ઘડયો હોય, કદાચ રવીન્દ્રનાથની કાવ્યશક્તિએ એમા મધુરતા આપી હોય અને એવા કયા કયા પ્રવાહો એ ધમદષ્ટિના નિર્માણમા મળ્યા હશે, એ રસિક અભ્યાસ એમના કોઇ જીવન-અભ્યાસીએ કરવા જેવો ગણાય અહીં એટલુ બસ છે કે, કાકાની ભાવનાસૃષ્ટિમા રાષ્ટ્ર એક દેવતા બનેલો છે. (જુએ એમનો 'સ્વદેશધર્મ' નિબંધ)

અને આ એમની ભાવના પ્રાચીન આર્યસંસ્કૃતિના પાયા ઉપર ઉભી છે આપણા રાષ્ટ્રધર્મની ઇમારત એ મૂળ સંસ્કારભૂમિ પર આ સદીના પ્રારંભમા રચાઇ. હિંદના ઇતિહાસમા એ ભૂમિકા ઉપર બે મજલા ચણાયા છે એક ઇસ્લામી અને બીજી અંગ્રેજી. કાકાના લખાણમા પહેલા અને બીજા વિષે સારી પેઠે વિવરણ આવે છે વચ્ચેનો એમાં આપોઆપ આવી ગયો પરતુ એનુ વિશેષ ચિતન મનન ઓછુ હોય એમ મારા ઉપર છાપ છે, તેનો ભાવ જ એમાં નથી એમ એ પરથી માનવાનુ નથી કાકાનું મુખ્ય ચિતન મનન આર્યવિદ્યાઓનુ છે અને એ દ્વારા એમણે અર્વાચીનને નિહાળવા માણવા અને નિરૂપવા પ્રયત્ન કર્યો છે અને માનવજાતની પ્રાચીનમા પ્રાચીન એ સંસ્કારસમૃદ્ધિમાં રમતા છતા કાકાસાહેબ એને અર્વાચીનતાનો પરભાષામા રજૂ કરે છે એ એમના ચિત્તની વિશેષતા છે (અભ્યાસી આને માટે ખાસ કરીને, એમનુ 'લોકજીવન' અને 'ગીતાનું સમાજશાસ્ત્ર" જુએ )

રાષ્ટ્રીય શિક્ષણની સેવામા એ સનાતની અને આર્યસમાજી બેઉ ગુરુકુલો જોઇ આવ્યા છે બેઉ તરફ એમને અતુલ આકર્ષણ છે કેમકે બેઉ તરફ તેમને અચૂક ટેકની નિષ્ઠા દેખાય છે. પરતુ અર્વાચીનતાનો દૃષ્ટિએ તે આ.શક હોઇ કાકાને સંઘરી ન શકે.

સાધુઓના સમાગમમા ફરીને આપણા એ ફરતા લોકશિક્ષકોને પણ તે જુએ છે એમની શક્તિ અને સાસ્કૃતિક કિંમતને એ ન્યાય આપે છે, એટલે સુધી કે 'હિમાલયના પ્રવાસ'નો વાચક મુઝાતો હોય કે લેખક એમને પસંદ કરે છે કે વખોડે છે ' પણ જૂના રૂપનો સન્યાસ એમને અપનાવી તો ન શકયો એ ઉઘાડું છે.

• રામકૃષ્ણ મિશન પણ એમણે જોયું છે, તે કદાચ એમને ગમે રામકૃષ્ણ–વિવેકાનંદ આદિએ એમની આસ્તિકતાને સતેજ કરી હોય. અંગ્રેજી ભણવું અને કોઈ ગૂઢ તત્ત્વમા શ્રદ્ધા ટકવી કે કશી ત્યાગપરાયણ જીવનનિષ્ઠા બાધવી એ બનવુ આજે તો મુશ્કેલ લાગે છે એમાથી વિવેકાનદ જેવા પાર તરી ગયા. એથી અનેક નવજુવાનોમા શ્રદ્ધાનો પ્રવેશ થયો હશે વળી રામકૃષ્ણ મિશનમા નવી ઢબનો સેવાપરાયણ સન્યાસ યોજવામા આવ્યો, એથી કદાચ કાકાને એ પ્રત્યે ખાસ અનુરાગ હોય પરતુ એમાયે એમનો આત્મા ઘર કરતો નથી.

તે શાંતિનિકેતન પણ જાય છે. એ કાવ્ય અને કલાનું ધામ કાકાના રાષ્ટ્રપ્રેમી કલાત્માને પુરા ખેંચી નથી લેતું પણ ત્યા એમને ૧૯૧૫મા ગાધીજી મળે છે. અને એમનામા એમને ઘર જડે છે. એ ઘરમા કાકાને ઉપરના બધાની સમન્વિતતા જોવા મળે છે, એમાં એ તૃપ્તતા માણી શકે છે કારણ, ગાધીજીમા આપણો રાષ્ટ્રધર્મ તેના આર્યધર્મના પાયાથી માડીને બધા મજનાઓને જ્ઞાનપૂર્વક આવરી લઈને મૂર્તિમત થયો છે. એથી જ એ ધર્મે હિદના સર્વ ખૂણેથી ને સૌ સ્વભાવના લોકોને પોતાથી રગ્યા છે, અને એનો પ્રકાશ બહાર જગતમા પણ પડયો છે કાકાના પ્રવાસી જીવે એમા છેવટે પોતાની ખોળનું વસ્તુ જોયુ છે. અવતારી પુરુષની આપ્તતામા એમને શ્રદ્ધા છે. આનું અધિષ્ઠાન એમને ગાંધીજીમા મળ્યું છે.

કાકા સાહેબ પોતાને વિષે કહે છે કે, મહારાષ્ટ્રના પહાડો જેવો ખડબચડો માણસ હુ તો છુ, સમાજમા ભમતા મને આવડતુ નથી કલાકીય સ્વભાવમા એક પ્રકારની એકલધૂનતા, અમુક નિજધર્મી મસ્તી હોય છે કાકાનું ઉપરનુ કહેવુ કદાચ એનુ પર્યાય–વાક્ય હોય. આવા સ્વભાવને માટે એમ લાગે છે કે, તેની જોડેના વ્યવહારમાં ગેરસમજ સમજી પેદા કરવી, એ કદાચ એની સાથે લખાયલી વસ્તુ હશે. એવી વસ્તુ કાકાના જાહેર-જીવનમાં જોવા મળશે

પરતુ, ઇતિહાસ આવી આગતુકતા જોવા નથી થોભતો. તેની નજર તો, કાચ–પુરુષ છેવટે પ્રસાદરૂપે શું અર્પે છે એની ઉપર હોય છે ત્યાં આગળ ખાડાખાબચા અને ખુણા-ખાચરા વગેરે પોતાનુ સ્થાન પામી જઈ એક સુશ્લિષ્ટ ને પ્રસન્ન મૂર્તિ બની રહે છે આથી જ કાલ વિકરાળ છતા મગલમૂર્તિ છે

ઇતિહાસ કહે છે કે કાકાએ ગુજરાતમા ગાંધીજીએ આદરેલા શુભકાર્યમા અને તેના નવસર્જનમા અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે, અને ' અમર ' દેહે તેની ભાષામા એ અંકાઈ ચૂક્યો છે એમા જીવનની અને આઝાદીની સાચી ભક્તિ અને કેળવણીનુ કાયમી રસાયણ રેડવાનો જાગ્રત સકલ્પ સેરાયેલો ઊતર્યો છે એને કાળ પણ ન હણી શકે. રાષ્ટ્રદેવની આરાધનાનું એ સાહિત્ય આપવાને માટે ગુજરાત કાકાનુ હમેશનુ ઋણી રહેશે. ભારત અને ભારતીની સેવામા કાકાસાહેબ ઘણુ જીવો *

—શ્રી મગનભાઇ દેસાઈ

* " શિક્ષણ અને સાહિત્ય "માંથી

# સર્જકનાં મનોમંથન

સમર્થ સર્જકોના-સાહિત્યના ક્ષેત્રના, કળાના ક્ષેત્રના, ફિલસૂફીના ક્ષેત્રના કે ગમે તે જાતના સર્જક તે ભલે હો-જીવનદર્શનની એક અણુમેડાયેલી દૃષ્ટિ ટોલસ્ટોયના 'એકરાર' ઉપર નજર નાખતા મને સાપડી છે અને પછી એ દૃષ્ટિએ અન્ય સાહિત્યસ્રષ્ટાઓના જીવન પર નજર નાખવાનો મે પ્રયત્ન કર્યો છે એ પ્રયત્નને પરિણામે સ્રષ્ટાના મનોજીવન વિષે મનોવૈજ્ઞાનિક અભ્યાસમા અતિ-ઉપયોગી એવુ સંશોધનકાર્ય થઈ શકે પણ એ દૃષ્ટિ વિશે આ ટૂકી નોધ આ લેખ દ્વારા કરવાનો આશય તો એટલો જ છે કે અધિકારી વિવેચકો તેમ જ વૈજ્ઞાનિકો આ દિશામા નજર નાખતા થાય ગુજરાતી સાહિત્યમા નર્મદના જીવનમાથી આવી માહિતી ઘણી મળે એવુ છે તેનાથી આગળના સર્જકો માટે તો માત્ર તેમના સાહિત્યમા પડેલા તેમના મનો-પ્રતિબિંબ ઉપર જ આધાર રાખવાનો રહે છે. આ લેખમા હુ એમને નથી સ્પર્શતો અહીં તો હું અર્વાચીન જગત-સાહિત્યના ત્રણ મહર્ષિઓના જીવન વિષે જ આ દૃષ્ટિએ નિરૂપણ-ને તે યે ખૂબ ટૂકું-કરવાનો છુ ટોલ્સ્ટોય, ટાગોર ને રોમા રોલા વિષે આ નિરૂપણ છે એ ત્રણથી આગળ એક પગલુ માડીએ તો મેક્સીમ ગોર્કી આવી જાય અને બીજે ડગલે એલેક્સી ટોલસ્ટોય ડસ્ટોવસ્કી શોનોપોન ને ઇલીયા એહ્રેનબુર્ગ આવી જાય. એ પછીનુ પગલુ ઇતિહાસે હજી માડ્યુ નથી એ મંડાશે ત્યારે સત્ય-શિવ-સુંદર એવી નવી ને ઉન્નત કલ્પાના માનવી દર્શન કરશે .

## ટૉલસ્ટોયનો મંથનકાળ

ટોલસ્ટોય જ્યારે પચ્ચાસ વર્ષનો થયો ત્યારે તેના જીવનમા મંથન ચાલવા માડ્યુ તેને લાગવા માડ્યુ, કે જીવન જાણે થંભી ગયુ છે જીવન જીવવાની દિશા તેને દેખાતી બંધ થઈ. એટલે તેણે રખડપટ્ટી શરૂ કરી રસવિહોણા દસરડા જેવી જિંદગી ત્યારે તેને લાગતી હતી સમય ગયો તેમ તેમ તો આવા મંથનકાળ વધારે ને વધારે આવવા લાગ્યા એ જ એનુ સદાયે સ્વરૂપ આવા વખતે તેની સામે એક જ પ્રકારના સવાલો આવતા આ જીવન શા માટે-કઈ સિદ્ધિની સાધના કાજે ?

એક એક દિવસ તેને વિનાશની ખાડ તરફ ધકેલી ગયો હતો પણ તો યે થોભી શકાય એમ તો હતુ જ નહિ સામે મૃત્યુ ને વિનાશ હતા તો યે તેની સામે આંખ-મીંચમણાં થઇ શકતા ન હતા. કોઇ અપરાજિત તાકાત તેને જીવનથી દૂર ને દૂર હડસેલી રહી હતી જીવનથી દૂર ને દૂર નાસતો છતા તે જાણે તેમાથી કઇ સિદ્ધિની આશા સેવી રહ્યો હતો અને આ બધુ મંથન એવા કાળે થતુ હતુ, જ્યારે વ્યવહારના જીવનમા તેને કોઇ સુખની કામના ન હતી

ટોલસ્ટોયનો આ મંથન-કાળ હતો ત્યારે ગોર્કી તેને મળતો હતો ત્યારે તેણે ટોલસ્ટોયના બદલાતા દર્શન જ્ઞાન પોતાની વસરિકામા નોધ કરી હતી જાણે ટોલસ્ટોયના મનની છબિ ! જાણે 'એકરાર'મા જે ભવિષ્યમા ટોલસ્ટોયને હાથે લખાતુ હતુ તેની જ તેના પહેલા કેટલાય સમયે ઉતરાઇ ગયેલી છાપ !

મંથનમાંથી માર્ગ કાઢવા ટોલ્સ્ટોયે જ્ઞાનનો માર્ગ લીધો. જ્યાંથી મળે ત્યાંથી જ્ઞાન-પ્રાપ્તિનો તેણે ભીષણ પ્રયત્ન આદર્યો. પણ પુસ્તકના પોથામાંથી તેને માર્ગ ન સાંપડ્યો. શ્રદ્ધાના માર્ગે જવામાં તો તર્કનો જ ત્યાગ કરવો જરૂરી છે એમ તેને લાગ્યું. અવિનાશ અને નાશવંત વચ્ચેના સંબંધના સવાલના ઉકેલ વિના જ્ઞાનનો માર્ગ તો નિષ્ફળ લાગતો હતો.

એટલે એ એવા નિર્ણય ઉપર આવ્યો કે મૃત્યુથી વિનાશને ન માપવું હોય તો પરમાત્મા જોડે એકાકાર થઈ જવું જરૂરી છે અને પરિણામે તેણે નિર્ણય કર્યો કે જ્ઞાનના બે માર્ગ છે-એક માર્ગ તર્કનો અને બીજો શ્રદ્ધાનો.

ટોલ્સ્ટોય હતો તો દુન્યવી માનવી. તત્ત્વજ્ઞાનના સવાલોમાં તેને રસ હતો જ નહિ પણ આ અનુભવે તેને ફંગોળી દીધો અધ્યાત્મવિદ્યામાં. જીવનના જેને વ્યવહારના વાસ્તવનો ટોલ્સ્ટોય એક જ ઝાટકે બની ગયો અધ્યાત્મવાદી.

## રોલાંનું આત્મમંથન

રોમાં રોલાંનો પણ આવા જ સ્વરૂપનો અનુભવ હતો. ૧૮૮૨ થી ૧૮૮૪ ના એ વર્ષમાં એ પારિસમાં વિદ્યાર્થી હતો ત્યારે તેને તીવ્ર આતર-મંથનમાંથી પસાર થવું પડ્યું હતું. તેના 'જીવન સંભારણાં'માં એ કહે છે: "કેવી ત્રાસદાયી એ આત્મ-પરીક્ષા હતી! ક્ષણે ક્ષણે આપત્તિનો ભય! બહારથી જોઈએ તો તો જીવનમાં કોઈ પરિવર્તન થયું જણાતું ન હતું. માગ હૃદયમાં નિરાશા જ નિરાશા! તળિયું ન દેખાય એવી ઊંડી ગર્તા! કોઈને ન દેખાય તેમ અંધકારના પિશાચો ત્યાં દેખાતા હતા. હું એ ઊંડી ખાડમાં ઊતરી ગયો."

આ મંથનનું કોઈ કારણ દેખાતું ન હતું. અકસ્માત જ એક દિવસે આ મંથનનો અંત આવી ગયો. રોલાં ત્યારે સ્પીનોઝા વાંચતો હતો. એ વાંચતા વાંચતા આ વાક્ય આવ્યું: "સજાગ રીતે વિશ્વના તાલ જોડે તાલ પુરાવતા થાવ." આ એક જ વાક્યે જીવનમાંથી નિરાશાને ધોઈ દીધી.

## કવિવર ટાગોરની મનોકામના

હવે ટાગોર તરફ દૃષ્ટિ કરો. પહેલા વિશ્વયુદ્ધ પહેલાં એક વર્ષે ટોલ્સ્ટોય અને રોમાં રોલાંની જેમ જ તેમને પણ મંથનમાંથી પસાર થવું પડ્યું હતું. એ મંથનના સાક્ષી દીનબંધુ હતા. અને ગુરુદેવે પોતે પણ એ મંથનની નોંધ આમ લીધી છે:

"કંઈક આકાંક્ષા જાગેલી મનોદશા છે. પણ એ આકાંક્ષાની સાથે વેદના પણ પારાવાર છે. સત્યની સમીપ શુદ્ધ સ્વરૂપે પહોંચવાની મારી મનોકામના હતી. આ દુઃખમાંથી જાણે હું પસાર થાઉં છું. મને ખાતરી છે કે મૃત્યુને માર્ગે જ મારે પસાર થવાનું છે. મને વેદના થાય છે એ શાની હશે એ તો માત્ર પરમાત્મા જ જાણતો હશે."

થોડા કાળે આ મંથન શમાઈ ગયું.

× × ×

સવાલ એ છે કે આ મંથનનાં મૂળ કયા છે? ભાવિના ભયથી કે વિનાશના ભયથી ત્રાસ પામે એવી કુણી માટીમાંથી આવા મહાન સર્જકો ઘડાતા નથી.

એટલે તેના મૂળ કયાંય બીજે જ શોધવાના રહે છે જે ત્રણની આપણે અહીં વાત કરી છે એ ત્રણે કળાકાર છે કળાકારે જિંદગી જોડે એકાકાર થયા વિના પાલવે જ કેમ પણ નિસર્ગ જોડે એકાકાર થવા માટે તો તેનું સ્વરૂપ સમજવું જરૂરી બને. ક્ષણે ક્ષણે સૌન્દર્યનું સ્વરૂપ પલટાય છે તેમ એ સૌન્દર્યના દ્રષ્ટા જે તેના સમજદાર કળાકારનુ સ્વરૂપ પણ પલટવું ઘટે. આવી પલટાતી ક્રિયામાં જ્યારે ક્રાંતિકારી કાળ આવે ત્યારે મંથન આવે જ. અને એ મંથન કયાં તો કળાકારને પાછો ધકેલી દે–જે ટાગોરને વિષે બન્યું ને તેથી પ્રાચીન ઉપનિષદની ફિલસૂફીના એ આજના પ્રતિનિધિ બન્યા. કયાં તો એ તેમને પાયામાંથી જ વિખુટા પાડી દે–જેમ ટોલસ્ટોય વિષે બન્યું ને તેથી તે અધ્યાત્મવાદની તરંગ સૃષ્ટિમાં ઉડવા માંડયો, અથવા તો એ તેને વ્યવહાર જોડે એકતાલ લેતા બનાવી દે ને વાસ્તવવાદી કળાકાર બનાવી દે–જેમ અંશત રોમારોલા વિષે બન્યું ને તેથી તેની જીવનાભિમુખ દૃષ્ટિ થઇ. " અંશત. " એટલા માટે કે રોમા રોલા પણ નક્કર ભૂમિ ઉપર પૂરેપુરા પગ માંડતો તે તેના જીવનની રાત પડતી હતી ત્યારે જ થયો હતો.

સ્પીનોઝાના જે વિધાને રોલાને જીવન આપ્યું એ વિધાનમાં જો અસ્પષ્ટ એવા " વિશ્વ " શબ્દને બદલે " જગત અને જીવન " એ શબ્દો હોત તો કદાચ રોમા રોલા વધારે બળવાન વાસ્તવવાદી બન્યો હોત પણ તેને માટે કાળ હજી પાકયો જ ન હતો ને તેથી એ ત્યાં અટકયો આગળ પગલું તો ગોકીં માંડવાનો હતો. ( " યુગાન્તર "માંથી )

---

# ખંડો ખસી રહ્યા છે?

હિંદ સરકારના ખાણ ખાતાના સલાહકાર મી. ડી. એન. વાડિયાએ એક પ્રવચન દરમ્યાન જણાવ્યું હતું કે પૃથ્વીની તળની મજબુતાઇ અને નબળાઇના કારણે પર્વતો ખસી રહ્યા છે. પૃથ્વીના ગોળાના ૭૦ ટકા ભાગમાં પાણી છે. પૃથ્વીનું પડ ૭૦ માઇલ જેટલું જાડું છે અને તે હિમાલયનું વજન ઉંચકી શકે તેમ છે; પણ સતત દબાણને લીધે તે નમે છે હિમાલયના વજનને લીધે દિલ્હીની નીચેના અને પંજાબ તથા રજપૂતાનાની વચ્ચેના વિસ્તારમાં ૧૫૦૦ ફીટ ઊંડું પોલાણ થયું છે પણ નદીઓએ આણેલા કાંપને લીધે આ પોલાણ ધીમે ધીમે પૂરાતું જાય છે. પર્વતોની હારમાળાઓ પોતાની મતિએ ચાલે છે પંજાબમાંના મીઠાના પહાડોએ મેદાન પર ૨૦ માઇલની મુસાફરી કરી છે. હિંદનું ઘડતર મુખ્યત્વે હિમાલય નહિ પણ ઓરિસ્સાથી બલુચિસ્તાન સુધીના સંઘટ ખડકો અમર તો અંતર્ગત પહાડો પર રચાયેલું છે. જર્મન વૈજ્ઞાનિક વેગ્નરને ટાંકી મી. વાડિયાએ જણાવ્યું હતું કે અમારૂ તમામ ખડકો એકબીજા સાથે જોડાયેલા હતા અને આ ખડકો દર સો વર્ષે ૪૦–૫૦ મિટર એકબીજાથી ખસી રહ્યા છે.

# ભ્રામક જાહેરખબરો

' ગુજરાત સમાચાર 'મા ' ઓટોજન ' નામની દવાની જાહેરખબર થોડા વખતથી આવે છે. આ દવા " વીટામીન ટોનીક " છે એવુ એમા જણાવ્યુ છે. જાહેરખબરને મથાળે લખ્યું છે " ૨૪ કલાકમાં તમે યુવાન થઇ શકો છો " આ ઉપરાત પણ બીજા ઘણા બેહૂદા દાવા કરવામા આવ્યા છે દા. ત. ".. ..અને વૃદ્ધ માણસોને કુદરતી નવા દાંતો આવે છે ..સ્ત્રીઓ નાની વયથી ઓટોજનના વપરાશથી જિદગીના અત સુધી યુવાનીની સુંદરતા મેળવી શકે છે..... ઓટોજન એક વખત ગ્લાસ ટમ્બલરમા લાખો વખત મૂકેલું અને તે ગ્લાસ ટમ્બલર અભંગ બની ગયુ અને તેના ઉપર મજબૂત ઘા કરવાથી તેના ટુકડા થયેલ નહિ. "

આવી ગેરરસ્તે દોરવનારી જાહેરખબરોથી ભોળા માણસો છેતરાઇ જાય છે અને એમના પૈસાનુ પાણી થઇ જાય છે એથી લોકહિતની દૃષ્ટિએ એ આવશ્યક છે કે જાણકાર માણસોએ પ્રજાને સવેળા ચેતવવી સભવ છે કે કાયદાની કોઇ બારીકીમા આથી સપડાઇ જવાય, પરતુ એટલુ જોખમ ખેડીને પણ આવી ચેતવણી આપવાની જરૂર છે

પ્રથમ પહેલુ તો એ જ કે એવુ કોઇ વાઇટેમીન કે વાઇટેમીન્સનુ મિશ્રણ નથી, જે લેવાથી ૨૪ કલાકમાં કોઇ યુવાન થઇ શકે અહીં વિસ્તારભય વહોરી લઇને પણ એક મુદ્દો સ્પષ્ટ કરી દેવો જોઇએ કે વાઇટેમીન્સ એ ટોનિક દવા પણ નથી તેમ પુષ્ટિકારક ખોરાક પણ નથી આપણા ખોરાકનો શરીરમા યથાર્થ ઉપયોગ થાય અને એમાથી શરીરના ઘટક તત્ત્વો બધાય એ જ વાઇટેમીનનું કાર્ય છે. જરાક લોકભાષામા કહેવુ હોય તો કહી શકાય કે શરીરરૂપી ઘર બાધવા માટે જે સામાન જોઇએ તે તો ખોરાકમાથી જ મળે છે, વાઇટેમીન્સ તો માત્ર કડિયાનું જ કામ કરે છે શરીરમાં અમુક વાઇટેમીન ઘટી જાય અગર ખોરાકમાથી એ વાઇટમીન મળે નહિ તો શરીરસ્વાસ્થ્ય બગડે છે અને રોગ પણ થાય છે એ હકીકત છે; પરતુ **શરીરસ્વાસ્થ્ય માટે ઇષ્ટ હોય તે પ્રમાણથી વધારે પ્રમાણમાં વાઇટમીન્સ લેવાથી શરીરને કોઇપણ પ્રકારનો ફાયદો થતો નથી, એ નિર્વિવાદ વાત છે.**

આપણે માની લઇએ કે ' ઓટોજન 'માં .વાઇટમીન્સ ઉપરાત કોઇ એવું ગુપ્ત તત્ત્વ છે, જેનાથી આવા આશ્ચર્યકારક પરિણામ આવે છે પરતુ પ્રજાએ જાણવુ જોઇએ કે ઇંગ્લંડઅમેરિકાની પ્રતિષ્ઠિત કપનીઓ કોઇ દિવસ પોતાની દવાઓના નુસખા અગર ફોર્મ્યુલા ગુપ્ત રાખતી નથી, આવી કપનીઓ તો બનતા સુધી જાહેર છાપાઓમા પોતાની જાહેરખબર પણ આપતી નથી એ ખરૂ છે કે કોઇ વેપારી આવી જાહેરખબર છપાવે અગર પોતાની બનાવટનુ મિશ્રણ ગુપ્ત રાખે એથી એ દવા ખરીદનાર છેતરાય છે જ, એમ ન કહી શકાય. પરતુ દવાના તત્ત્વો ગુપ્ત હોય અને બહુ આશ્ચર્યજનક દાવા કરવામા આવતા હોય, ત્યારે સામાન્ય બુદ્ધિશાળી માણસ વિચારમા તો પડે જ

અભગ બની ગયેલા ગ્લાસ ટમ્બલર વિષે તો શુ કહેવુ ! એ જ આશા રાખીએ કે

કોઈ ધનસુખલાલ કે જ્યોતીન્દ્ર એ જાહેરખબર વાંચી એક સરસ વાત લખી કાઢે. કોઈ ટૉનિક લેવાથી આપણા જઠર ને આતરડા અભગ કાચ જેવા થઈ જાય તો એવી નક્કર અક્કડ અન્નનળીઓમા જે ખોરાક નાખીએ તે એવો ને એવો જ બીજે છેડે નીકળે પરિણામે સ્મશાનનો જ રસ્તો લેવો પડે

જાહેરખબરમા ઉપરાંત ગૅરન્ટી આપી છે " અમારી આ ચમત્કારી દવાને સાયન્ટીસ્ટ અગર મેડીકલ મેન અગર જાહેર જનતામાથી કોઈ પણ શખ્સ, બીનઅકસીર પૂરવાર કરશે તેને ૫૦૦ પાઉન્ડનુ રોકડ ઇનામ આપવામાં આવશે " પણ મૃગજળથી તરસ છિપાતી નથી ને સસલાના શિંગડાથી કોઈને મરાતુ નથી, એવું સાબીત કરવાની જરૂર છે ખરી ? પુરાવો તો તેણે આપવાનો છે, જે એવો દાવો કરે છે કે મૃગજળથી તૃષા છીપી શકે છે ! ઇંગ્લંડમા અને હિંદુસ્તાનમા અનેક મોટી ઇસ્પિતાલો છે, જ્યા અનેક દવાઓના અખતરા થાય છે અને એની કાર્યસાધકતાની કસોટી થાય છે પેનિસિલિનની કાર્યસાધકતા માટે જાહેરખબરો છાપવી પડી નહોતી કે મોટા ઇનામો કાઢવા પડયા નહોતાં જે કંપની પાંચસો પાઉન્ડનુ ઇનામ આપી શકે તે આવી પાંચસો બાટલીઓ ઇંગ્લંડની મેડિકલ રિસર્ચ કાઉન્સિલને જ શુ કરવા ન આપે ? વર્ણન પ્રમાણેના ગુણ ધરાવતું અદ્ભુત ટૉનિક અત્યારે તો કોઈ પણ દેશની સરકાર ખરીદી લે અને અંગ્રેજ સરકાર જેવી ચકોર સરકાર આવુ રહસ્ય બીજા દેશના હાથમા પણ ન જવા દે ! પરંતુ " ઑરિજન લેબોરેટરીઝ ( ઇંગ્લંડ ) " એવુ જે નામ છે, તેમાનુ ઇંગ્લંડ ખરેખર લાહોરમા તો નહિ હોય એવી પણ શંકા મનમા ઊઠી જાય છે *

—કાન્તિલાલ

---

# સાપ કાંચળી કેમ ઉતારે છે ?

સાપ અને તેની માફક પેટે ચાલનારા વર્ગના કેટલાક પ્રાણીઓ તથા જંતુઓ સુદ્ધા એમના શરીરની નરમ ચામડી સાથે જોડાએલુ ઉપલુ પડ વખત જતા ઉતારી નાખે છે નીચેના કરતા ઉપરનુ એ પડ ભીંગડાવાળુ અને પ્રમાણમા કઠણ હોય છે, અને એ લાબુ ટૂંકુ ન થઈ શકતુ હોઈને એનું એ જ ચલુ રહે તો તે તે પ્રાણીઓનો શરીરવિકાસ અટકી પડે તેમાયે સાપની કાચળી તો સળગ ઊતરે છે અને આપણા લોકો તે સઘરતા હોઈને ઘણીવાર ગારુડીઓ પાસેથી વેચાતી મળે છે સાપ જ્યારે કાંચળી ઉતારવાનો થાય ત્યારે તેની ચામડીનુ એ ઉપલુ પડ પહેલવહેલુ એના માથા પરથી તરડાય છે. આખી કાચળીથી મુક્ત થતાં સાપને કેટલાક દિવસ લાગે છે, કારણ કે આંખ ઉપરનુ પડ તેનાં આળાં મૂળમાથી છૂટું પડતા વખત લાગે છે આ દરમિયાન સાપની નજર પણ ઝાખી બની જાય છે, પરંતુ કાચળી ઊતરી ગયા પછી તે પાછી તેજ બની જાય છે

---

* " જ્યોતિર્ધર "ના એક અંકમાંથી.

# મારા દેશવટાનાં એકવીસ વર્ષ

## રાજા મહેન્દ્રપ્રતાપ

યુક્તપ્રાંતની મુરસાન રિયાસતના રાજા ઘનશ્યામસિંહજીને ત્યા, ઈ. ૧૮૮૬ ની પહેલી ડિસેમ્બરે મારો જન્મ થયો હુ એમનો ત્રીજો પુત્ર

આમ, મોમાં સોનાના ચમચા સાથે જન્મ્યો અને એશઆરામ, ઉચ્ચ શિક્ષણ, ધન-જન, માન-સન્માન ઉપરાત સુદર જીવનસહચરી પણ મળી, છતા મને માનસિક તૃપ્તિ કે આનંદ નહોતો મારા દેશની અભણ અને અવશ જનતા તથા તેની અસીમ ગરીબી અને નગ્નતા જોઇને મારૂં હૃદય ઉદાસીથી ભરેલુ રહેતું અને થતું કે શું મારા દેશની આ નિરીહ જનતા પ્રત્યે મારૂ કોઇ કર્તવ્ય નથી? દુ ખ અને દર્દના આ સમૂહ વચ્ચે મારા આ હાસ-વિલાસ યોગ્ય છે? ઈ. ૧૯૦૮મા હુ ગભીરતાપૂર્વક વિચારતો થઇ ગયો કે મારી પાસેની આ બધી જમીન-જાયદાત અને ધનસંપત્તિ મારે માટે વ્યર્થ છે. મારા ને મારા પરિવાર માટે એક નાની માસિક રકમ લઇને એ બધુ મારા દેશવાસીઓને અર્પણ કરી મારી જાતને તેમની સાથે આત્મસાત્ કરીશ તો જ મને સુખ થશે પરંતુ વારસાકાયદા અનુસાર મારી અરધી જ સપત્તિ ઉપર મારો અધિકાર હતો, ને અરધી ઉપર મારાં સંતાનોનો. આથી મે મારી અરધી સપત્તિ—જેમા અનેક ગામ અને મકાનો હતા તે—જનાર્પણ કરીને વૃન્દાવનમા 'પ્રેમ મહાવિદ્યાલય' નામની એક ઔદ્યોગિક શિક્ષણસસ્થાનો પાયો નાખ્યો. માનવપ્રેમની વેદી પર એ મારી તુચ્છ ભેટ હતી. એ સસ્થા આજ પણ ચાલી રહી છે.

૧૯૧૪મા યુરોપીય મહાયુદ્ધ શરૂ થયું ત્યારે મેં વિચાર્યું, કે આ તકનો લાભ લઇને આપણી કાંધ પરથી બ્રિટનની ગુલામીનુ ધોસરૂ કેમ ફેકી ન દઇએ? અમ પાંત્રીસ કરોડ દેશવાસીઓને માટે એ એક ભારે શરમની વાત છે કે એક મહાન અને સમૃદ્ધ દેશના અધિવાસી હોવા છતા અમે પારકાના ગુલામ છીએ મે વિચાર્યું કે જો જર્મની મદદ કરે તો અમે બ્રિટનની ગુલામીથી છૂટી શકીએ મિત્રો સાથે ખૂબ ચર્ચા પછી મારે પહેલા યુરોપ જઇને યુદ્ધની પરિસ્થિતિનો અભ્યાસ કરવો એમ ઠર્યું અને હુ યુરોપ જવા ઊપડયો.

સ્વિટ્ઝર્લંડ પહોચતા મને બર્લિનની ભારતીય સમિતિ દ્વારા જર્મન સરકારનો આમંત્રણપત્ર મળ્યો એ લઇને હુ જર્મની ગયો અને કૈસરે ઘણા આદરથી મને મુલાકાત આપી જર્મનીના પરદેશખાતાના માણસો સાથે મારે લાબી વાતચિત થઇ. અને એમ ઠર્યું કે મારે હિંદ-જર્મન-તુર્કી મિશનની સાથે અફઘાનિસ્તાન જવુ મારા મિત્રો અને સાથીઓની જોડે પહેલા હું કૉન્સ્ટૅન્ટીનોપલ ગયો. ત્યા તુર્કી સુલતાન મને બહુ પ્રેમથી મળ્યા મે અન્વર પાશા, તાલત પાશા વગેરે સાથે લાબો વખત વાતો કરી અને હિંદ વિષેનું તેમનુ દૃષ્ટિબિંદુ સમજ્યો પછી બગદાદ થઇને ઇરાન પાર કર્યું. આખી સફર ગાડી અને ઘોડા ઉપર જ કરી. ઊંચા પર્વતો પાર કરી ૧૯૧૫ની બીજી ઑક્ટોબરે અમે કાબુલ પહોચ્યા અમારો

ઇરાદો એ હતો કે અફઘાનિસ્તાન હિંદમાં અંગ્રેજો સામે યુદ્ધ જાહેર કરે. અફઘાનિસ્તાનના અમીર અમારા મિશન તરફ બહુ માયાળુ હતા, પરંતુ એમણે પોતાની પરિસ્થિતિ વિચારીને અંગ્રેજો સાથે યુદ્ધ જાહેર કરવાનું મુનાસિબ ન માન્યું. વળી એમણે એમ પણ કહ્યું કે તુર્કી અને જર્મની સાથે પોતાને કોઈ સીધો સંબંધ નથી. હું ૧૯૧૮ના ફેબ્રુઆરી સુધી અફઘાનિસ્તાનમાં રોકાયો. વચ્ચે હું બદખ્શાં અને વાખાનના ઘાટ તથા દુનિયાની છત ગણાતા પામીર પ્રદેશની સફર કરી આવ્યો.

૪. ૧૯૧૮ની શરૂઆતમાં રશિયન ક્રાન્તિના ખબરો ચોમેર વીજળીવેગે પ્રસરી રહ્યા. ક્રાન્તિની આ નવી ઢબમાં મને પણ મારા દેશને માટે આશાનું કિરણ દેખાયું. એટલે ૧૯૧૮ના માર્ચની શરૂમાં હું રશિયા જવા ઊપડયો. પેટ્રોગ્રાડ જઈને સૌ પહેલાં હું લીઓં ટ્રૉટ્સ્કીને મળ્યો. અને પછી બીજા નેતાઓ સાથે વાતો કરીને મેં એમના ક્રાન્તિકારી સંગઠનનો અભ્યાસ કર્યો. કરોડોની જનતાના એ મુક્તિપ્રવાસને જોઈ મારું મન શ્રદ્ધા અને આદરથી ભરાઈ ગયું. હું એવા દિવસનું સ્વપ્ન જોવા લાગ્યો, જે દહાડે મારો ધરાશાયી દેશ એની જ માફક આળસ મરડીને ઊભો થાય.

રશિયાથી હું જર્મની જવા ઊપડયો. બોલ્શેવિક સરકારે મને જર્મન સીમાડા સુધી પહોંચવાની પૂરી સગવડ કરી આપી. હું ફરી એક વાર કૈસરને મળ્યો અને અફઘાન અમીરે તેના પત્રના જવાબમાં લખેલો કાગળ તેને આપ્યો. જર્મનીથી ફરી હું તુર્કી ગયો અને ફરીથી બે વાર ત્યાંના સુલતાનને મળ્યો. તેમને પણ અફઘાન અમીરનો તેમના પરનો જવાબ મેં આપ્યો.

જર્મની અને યુરોપના બીજા દેશોના ભાગ આ વખતના પ્રવાસમાં મેં એક વાત સ્પષ્ટ જોઈ લીધી કે એશિયાના પૂર્વીય દેશો બાબતમાં બ્રિટિશ સામ્રાજ્યવાદીઓના વિચાર જેટલા પતિત અને કલુષિત છે તેથી કંઈ ઓછા પતિત કે કલુષિત જર્મની વગેરે દેશોના વિચાર હિંદ, ચીન આદિ દેશો માટે નથી. યુરોપના નાનાંમોટાં બધાં જ રાજ્યો એશિયા અને આફ્રિકાના દેશોને પોતાની સામ્રાજ્યવાદી લિપ્સાનું સાધન અને પોતાના ઉદ્યોગવાદી વિસ્તાર તથા શોષકવૃત્તિનું ક્ષેત્ર સમજે છે. જે બોલ્શેવિક નેતાઓ સાથે મારે વાતચીત થઈ તે પણ એશિયાઈ દેશોને માટે યુરોપીય મુલ્કોનો સંપર્ક કલ્યાણકારી જ સમજતા હતા. યુરોપી રાષ્ટ્રોની આ જે મનોવૃત્તિ મેં નિકટથી જોઈ લીધી એથી હું એક નિશ્ચય પર તો આવી જ ગયો કે માનવકલ્યાણને માટે જ્યાં સુધી એક વિશ્વસંઘની સ્થાપના ન થાય ત્યાં સુધી આ યુદ્ધ અને આ કટુતા ચાલુ જ રહેવાનાં છે. એ વિશ્વ-સંઘમાં દરેક રાષ્ટ્ર અને દરેક જાતિને સમાન અધિકાર હશે, ઉદ્યોગ અને ઉત્પાદનની દરેક રાષ્ટ્રને સરખી સગવડ હશે અને રાષ્ટ્રરાષ્ટ્ર તથા મનુષ્ય-મનુષ્ય વચ્ચેની શોષણવૃત્તિ નાબૂદ કરીને એ બધાના આધ્યાત્મિક નિયન્ત્રણ માટે પ્રેમધર્મનો પ્રચાર કરવો પડશે. આપણા સામ્પ્રદાયિક ધર્મોમાં આપણે બધા પાઠ શીખવ્યા છે, પણ પ્રેમનો પાઠ નથી શીખવ્યો. જ્યાં સુધી મનુષ્ય પોતાની પ્રત્યેક ક્રિયાને માનવપ્રેમની સંભાવનાઓની દૃષ્ટિથી જોતો નહિ થાય ત્યાં સુધી દુનિયાને સુધારવાનાં તેનાં સુખસ્વપ્નો નિરર્થક છે. આથી મેં રાજનૈતિક કાર્યક્રમ બધો અટકાવી દઈને પ્રેમધર્મ અને વિશ્વબંધુત્વનો પ્રચાર કરવાનો નિશ્ચય કર્યો અને તેને માટે બુડાપેસ્ટને કેન્દ્ર બનાવી કામ શરૂ કર્યું. ૧૯૧૮ના ઉનાળાની આ વાત.

[ક્રમશ:]

પણ હુ ઝાઝો વખત આ કામ ચાલુ રાખી ન શક્યો. યુરોપના દેશો એ વેળા ક્રાન્તિના ઝોલા પર ઝૂલતા હતા લગભગ દરેક દેશમા ક્રાન્તિની લહરો રહી રહીને ઊઠતી હતી હું થોડા દિવસ સ્વિટ્ઝર્લેંડ ચાલ્યો ગયો ત્યા સમાચાર જાણ્યા કે અફઘાનિસ્તાનના અમીરનુ ખૂન થયુ છે અને તેનો ત્રીજો પુત્ર અમાનુલ્લાખાં ગાદીએ આવ્યો છે આ ખબર સાભળીને હું જર્મની આવ્યો ત્યા મને માલૂમ પડ્યુ કે તરત અફઘાનિસ્તાન જવા ઊપડ્યો. કોઇ વાર ઘોડાગાડી, કોઇ વાર ટ્રેન તો કદિક વિમાન માર્ગે સફર કરતો હુ મૉસ્કો પહોચ્યો ત્યા લેનિનને મળી એશિયાના દેશો વિષે વિસ્તારથી વાતો કરી ત્યાથી ભાગાભાગ ઇ. સ. ૧૯૧૯ ના ડિસેમ્બરની ૧૨ મીએ હુ અફઘાનિસ્તાન પહોચ્યો પણ ત્યા તો યુદ્ધ પૂરૂ થઇ ગયું હતુ અંગ્રેજોએ અફઘાનિસ્તાનનું સ્વાતંત્ર્ય કબૂલી લીધું હતુ, અને અફઘાનોને પોતાનુ જોઇતું મળી ગયુ હોવાથી હિંદને ખાતર પડોશી બ્રિટિશ રાજ્ય સાથે દુશ્મનાવટ ચાલુ રાખવાનુ એમને કોઇ કારણુ ન હતું

અફઘાનિસ્તાનના નવા રાજા અમાનુલ્લાખાન સાથે મારે ગાઢી મિત્રાચારી હતી એટલે હું બીજી વાર ત્યા ગયો ત્યારે તેમણે મારા પ્રતિ બહુ સારો ભાવ બતાવ્યો અને અફઘાન સરકાર તરફથી મને એક સ્પેશ્યલ મિશન સાથે ચીન, તિબેટ, જાપાન આદિ દેશોમાં જવાનો આગ્રહ કર્યો એ હું ન ટાળી શક્યો. મિશનની સાથે એક અફઘાન અફસર હતા અમે પામીર થઇને શકુરઘાન ગયા એ ચીનનું સરહદી શહેર છે અને ત્યા આગળ હિંદ, રશિયા, અફઘાનિસ્તાન અને ચીન એ ચારે દેશોની સીમાઓ કેન્દ્રિત થાય છે કાશ્ગરના બ્રિટિશ કૉન્સલ જનરલે મારા પર હરેક પ્રકારના આરોપો મૂક્યાં અને મારી સફરમા ડગલે ને પગલે હરકતો ઊભી કરવાની કોશિશ કરી એનુ અનુમાન એ હતું કે અફઘાન યુદ્ધનો કર્તાહર્તા હુ હતો. ચીના લોકો મારા પ્રત્યે ઉદાર હતા. તેમની મારા તરફ બહુ સહાનુભૂતિ હતી, પરતુ અંગ્રેજોના વિરોધને કારણે મને કોઈ સહાય કરવાને અસમર્થ હતા. મે ચીનના સરહદી અફસરોને અફઘાનના શાહનો ખરીતો સોપી દીધો અને અફઘાનિસ્તાન પાછો આવ્યો આ દરમ્યાન, તિબેટ જવાની પરવાનગી તથા સફરમા સંરક્ષણ માગવા સારૂ હુ ચીની સરકાર સાથે પત્રવ્યવહાર કરતો રહ્યો હતો પરિણામે ૧૯૨૦ માં હુ ફરીથી ઊપડ્યો અને પામીર પહોચીને તિબેટનો રસ્તો લીધો આ વખતે બ્રિટિશ અધિકારીઓએ મને મરેલો કે જીવતો પકડવા માટે એક લશ્કરી બેટેલિયન મોકલી એ ટુકડી તમામ આન્તરરાષ્ટ્રીય નિયમોનું ઉલ્લંઘન કરીને ચીનમા ઘૂસી આવી. પરંતુ ચીનાઓએ મને વખતસર સાવધાન કરી દીધો હતો, અને મારા સદ્‌ભાગ્યે એક રશિયન બેટેલિયન તાશ્કંદ જઈ રહી હતી તેમણે મારી વિનંતિથી મને પોતાના સંરક્ષણમા લઇ લીધો અંગ્રેજ કમાન્ડર નિરાશ થઇ દાંત કચકચાવતો રહી ગયો, કેમકે રશિયનોને છેડવાની તેની હિંમત ન હતી. અમે કારાકુરમ થઇને પામીરના તમામ શિખરો પાર કર્યા

હવે અફઘાનિસ્તાનમા મારા મિશનની કોઈ જરૂરત રહેલી ન હોવાથી હુ પાછો યુરોપ ગયો. પરંતુ થોડા દિવસ બાદ ફરી હુ એક રાજનૈતિક મિશન પર હંગરી સરકારના પાસપોર્ટથી મેક્સિકો થઇ જાપાન ને ચીન પહોચ્યો જાપાન એક શક્તિશાળી મહત્ત્વાકાંક્ષી એશિયાઈ રાષ્ટ્ર છે પરંતુ બ્રિટિશ સામ્રાજ્યવાદી તેને ચડાવીને એક તરફ ચીનને

દબાવવાની ચેષ્ટા કરે છે, અને બીજી બાજુ રશિયાની વિરુદ્ધ પ્રોત્સાહન આપે છે બ્રિટિશોની આ ફૂટ નીતિ જાપાનીઓને સમજાવવાનો મે પ્રયત્ન કર્યો. સમજદાર જાપાનીઓ મારી સાથે સહમત હતા, પણ સરકારી તખ્તા પર બ્રિટિશ ફૂટ નીતિઓની અસર હતી. હુ મનમા ને મનમા વિચારતો હતો કે એક દિવસ આ નીતિને માટે બ્રિટને પાઇએ પાઇ કરીને વ્યાજ ચૂકવવુ પડશે ચીનમાં મે જોયુ કે મધ્યમવર્ગ પોતાના સંકટને સમજી ગયો હતો, પરંતુ ચીની જનતા તો હજી પણ ભારતીય જનવર્ગની માફક નીરવ અને નિશ્ચેષ્ટ પડેલી હતી. આ બને દેશોની કેટલીક આગળ પડતી વ્યક્તિઓ આગળ મેં એશિયાઇ દેશોના પરસ્પરના પ્રીતિસબધને કાયમ કરવાની યોજના મૂકી. મે સમજાવ્યુ કે એશિયાઇ દેશોની જવાબદારી બેવડી છે, એક બાજુથી એણે પોતાની ગુલામી અને શોષણ મિટાવવાના છે, અને બીજી બાજુએ માનવપ્રેમ અને વિશ્વબધુત્વના એશિયાઇ આદર્શો પર એવી નવી વિશ્વવ્યવસ્થાની રચના કરવાની છે, જેમા ઔદ્યોગિક શોષણ રાજનૈતિક ગુલામી કે સશસ્ત્ર આક્રમણનુ કોઇ સ્થળે નામનિશાન ન રહે અનેક જાપાની મિત્રોએ મને સલાહ આપી કે હુ જાપાનને મારૂ કેન્દ્ર બનાવીને એક એવી શાન્તિસેનાનુ સગઠન કરૂ કે જે ભગવાન બુદ્ધ અને ઇશુ ખ્રિસ્તના નિર્દેશેલા આદર્શો પર પ્રેમ ને શાન્તિમય માર્ગે સસારની યુદ્ધત્રસ્ત જનતાને જીતી શકે.

ઇ. ૧૯૨૨ના ઉનાળામા હું પેકીંગથી ઊપડી ઉર્ગા, સાઇબીરિયા અને મૉસ્કો થઇને ફરી એક વાર કાબુલ ગયો, અને ૧૯૨૫ સુધી ત્યા રહ્યો. અહીં મે જે અફઘાની સરકારી કામોમા સહકાર આપ્યો તેના બદલામા શાહ અમાનુલ્લાએ મને સરકાર તરફથી દસ હજાર રૂપિયા મારા ખર્ચ માટે આપ્યા. કાબુલમા પણ હું ધર્મ, રાજનીતિ અને સમાજવિષયક મારા વિચારોનો પ્રચાર કરતો રહ્યો લોકોમા એક મોટી ગેરસમજૂતી છે કે અફઘાનો ખૂની અને ઝનૂની હોય છે. ખરી વાત તો આથી તદ્દન ઊલટી છે તેઓ સ્વભાવમા બાળક જેટલા સરલ, નિશ્ચયમા પોલાદ જેટલા કઠોર ને વ્યવહારમા ઘણા મિલનસાર હોય છે મારા ધાર્મિક અને સાસ્કૃતિક સમન્વયના વિચારો તેઓ બહુ ધ્યાનથી સાભળતા. મારા ' મઝહબે ઇશ્ક ' ઉપર તેઓ મુગ્ધ હતા સેકડો અફઘાનો મારા એ પ્રેમધર્મના અનુયાયી થયા હતા.

અફઘાનિસ્તાનથી ફરી હુ યુરોપ ગયો ગયા મહાયુદ્ધની આશાઓ બધી વ્યર્થ સાબિત થઇ હતી. દુનિયાએ તેમાથી એક પણ બોધપાઠ નહોતો લીધો આથી રહીરહીને મારી એ ભાવના દૃઢ થતી જતી હતી કે દુનિયાને પ્રેમની ઘણી જરૂર છે ફરી અસ્ત્રશસ્ત્રોનાં કારખાનાં ઊભા થવા માડયા હતા, પણ એથી કાઇ પીડિત માનવતાના દુખ થોડા જ ટળવાના હતા ? યુરોપના વિવિધ દેશોમા બારણે બારણે ભટકીને હું મારા આ વિચારોનો પ્રચાર કરવા લાગ્યો.

આજે હુ માનવતાની રાહમા પ્રેમનાં ગીત ગાનારો એક અદના ફકીર છુ. મારા જીવનનો ઉદ્દેશ માનવમાત્રની સેવા છે મારી દૃષ્ટિએ દુનિયા એક બૃહદ્ કુટુબ છે, વિવિધ દેશો એ કુટુબના સભ્યો છે તો શુ આ કુટુબ એક સમ્મિલિત કુટુબ ન થઇ શકે ? ભાઇચારા ઉપર આ કુટુબના મૂળ શુ મજબૂત ન થઇ શકે ? શુ પ્રેમના શસ્ત્રાસ્ત્ર અને

[ વાચવુ સામેના પૃષ્ઠને છેડે ]

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૧ મું ફેબ્રુઆરી-૧૯૪૬ અંક ૨ જો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

★કલકત્તાના રિપોર્ટમા જણાવવા મુજબ, શ્રી નારાયણ મેનને, સુભાષબાબુએ પૂર્વ એશિયામા કરેલ ભાષણો તથા નિવેદનોનો સગ્રહ પુસ્તક આકારે બહાર પડ્યો છે. પુસ્તકનુ નામ, ' ઓન ટુ દિલ્હી ' ( On to Delhi ) છે અને તે બાકોકમા પ્રગટ થયું છે.

પ્રસ્તાવનામા શ્રી. મેનન જણાવે છે કે, હુ એક વસ્તુ તદ્દન સ્પષ્ટ કરવા માગુ છું. સુભાષચદ્રબોઝ તથા તેમના ત્રીસલાખ અનુયાયીઓ કોઇ પણ જાતના શાહીવાદના મિત્ર નથી. જે આર્થિક પ્રથાથી મુઠ્ઠીભર શ્રીમતો લાખો ગરીબ મજૂરો તથા ખેડૂતોને શોષી તથા લૂટી રહ્યા છે તે પ્રથાનો જગત પરથી જડમૂળથી નાશ થવો જોઇએ અને તેને સ્થાને સમાનતા, ન્યાય તથા પ્રજાશાસન પર રચાયેલ નૂતન વિશ્વરચનાની સ્થાપના થવી જોઇએ

★નિરક્ષરતા સામે મોટામા મોટી જેહાદ મેક્સિકોમા ચાલી રહી છે મેક્સિકોના દરેક રહેવાસીએ તેને પસદ હોય યા ન હોય તોપણ ૧૯૪૬ ની આખર સુધીમા લખતાં વાચતા શીખી જવુ જોઇશે, કેમકે ત્યાર પછી અશિક્ષિતતાને ગુનો ગણતો કાયદો પસાર કરવામા આવશે અને નવી જેહાદની પાછળ ૧૯૪૬ પછી અશિક્ષિતો પાસેથી નાગરિક હક્કો ખૂચવી લેવાનુ દબાણ રહેલુ છે

આ ચળવળના પરિણામની અદ્દભુતતા જોઇને હરકોઇને ઈર્ષા થાય તેમ છે. ' એક વ્યક્તિએ એક વ્યક્તિને શીખવવાનુ સૂત્ર ચાલુ થયુ છે. એક કરોડ વીસ લાખ મેક્સિકનો નેવુ લાખ અશિક્ષિતોને શીખવવાના છે

કેળવણી ખાતાના મત્રી તથા આ યોજના પર સીધી દેખરેખ રાખનાર સેનેટર જેઇમ ટોરેસ બોડેટને આ સમૂહયોજનાના પરિણામ સબધે દૃઢ નિશ્ચય છે. દેશના દૂર દૂરના ભાગોમા પુસ્તકો લઇ જવા માટે તેણે ખચ્ચરોની ગાડીઓ ભાડે કરી હતી. એરોપ્લેન, આગગાડી તથા બસ મારફત તેણે એક કરોડ પુસ્તકોનો ફેલાવો કર્યો હતો રોટરી અને સ્ત્રીઓની કલબ જેવી શહેરની સસ્થાઓ આ યોજનાને ફળીભૂત કરવા પોતાનો ફાળો આપી રહેલ છે ગૃહિણીઓ તથા ધધાદારીઓ પોતાના નોકરોને શીખવી રહ્યા છે આ યોજનાના વિધાતા પ્રમુખ એવિલ કેમાકો પોતે એક યુવક મડળીને શિક્ષણ આપે છે રેડિયો સ્ટેશનો દરરોજ શિક્ષકોને શિક્ષણની અસરકારક પદ્ધતિ શીખવે છે.

મેક્સિકોની આ હીલચાલ પરથી હિંદે ધડો લેવાનો છે. અશિક્ષિતતાનો ડાઘ ભૂંસવાની રીત તાત્કાલિક રીતે મેક્સિકોએ આપણને બતાવી છે. હિંદમા ૮૦ ટકાથી વધારે વસ્તી નિરક્ષર છે

★' ન્યુસ રિવ્યુઝ 'ના જણાવવા મુજબ ફ્રાસ વર્તમાનપત્રોની સાફસૂફીની રાહ જોઇ રહ્યુ છે તે દરમિયાન યુદ્ધ પહેલાંની કેટલીક અનિષ્ટ પ્રથા ફાલી ફૂલી રહી છે.

નાઝી સત્તા દરમિયાન જનરલ ચાર્લ્સ દગોલ તથા તેની રાષ્ટ્રીય મુક્તિ કમિટીએ ફ્રેંચોને ઘણા વચનો આપ્યા હતા તે પૈકી એક છાપખાનાની સાફસૂફીનું હતુ.

પણ તે વચન હજી સ્વપ્ન જ રહ્યાનુ ગયે મહિને જણાયુ છે. એકલા પેરિસમાં જ સવારના ૩૫ પત્રો હતા, તે પૈકી કોઇનો ફેલાવો ૪૫૦,૦૦૦ થી વધારે નહોતો. કેટલાંકનો ફેલાવો માત્ર ૨૦,૦૦૦ હતો આવુ એક પત્ર છાપેલી નકલોના માત્ર ૩૦ ટકાનુ જ વેચાણ કરતુ હતું. બીજા વર્તમાનપત્રની ૪૦ ટકા નકલો પાછી આવતી હતી આ પત્ર શરૂ કરવામા ૬,૦૦૦,૦૮૦ ફ્રાંકનું ખર્ચ થયુ હતુ. આવી અસહ્ય નુકસાનીમા કોઇ પણ પત્ર ચાલી શકે નહિ

ચાલતી આવતી અનિષ્ટ પ્રથામા યુદ્ધ પછી એકનો વધારો થયો છે. ઘણા વર્તમાનપત્રો પોતાને મળતો 'ન્યુસપ્રિન્ટ' કાગળ કાળાબજારમા વેચતા હતા. ફ્રાંસમા નવા નીકળતાં પત્રો શરૂઆતથી ઓછામા ઓછો ૧૯૦,૦૦૦ નો ફેલાવો ધારી લે છે. ખબર* ખાતાનું ફ્રેંચ પ્રધાન મડળ ૧૨ ટકા માર્જીનની (ન વેચાયેલ નકલો) છૂટ આપે છે. જો પાછી આવતી નકલો આ આકડાથી વધી જાય તો તે પત્રના ન્યુસપ્રિન્ટના હિસ્સા પર કાપ મુકાય છે. અને વધતો કાગળ, નકલો પાછી ન આવતી હોય અથવા ઓછા પ્રમાણમાં આવતી હોય તે પત્રોને આપવામા આવે છે

★બંગાળી ભાષા બોલતી સ્ત્રીઓમાં સાહિત્યવિષયક પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવા માટે પ્રવાસી બગ સાહિત્ય સમેલન તરફથી રૂા. ૧૦૦)ના પારિતોષિકની જાહેરાત કરવામાં આવી છે નિબંધનો વિષય ' હિંદી સંસ્કૃતિ પર બંગાળીનો પ્રભાવ ' હતો શ્રી. રાજેન્દ્રમોહન ટાગોરે પોતાની પુત્રી બંગાળી કવયિત્રી શ્રીમતી લીલાદેવીના સ્મરણાર્થે આ નિબધ હરિફાઈ યોજી હતી *

★નવી દિલ્હીની હિંદી સાહિત્ય સભાએ ' હિંદી પત્રિકા ' નામે ત્રૈમાસિક શરૂ કરવાનું નક્કી કર્યુ છે તેમા હિંદી સાહિત્ય તથા તેના વિકાસ વિષે લેખો આવશે તંત્રી તરીકે શ્રી કમલેશ્વર ( કન્વર કિશોર શેઠ ) કામ કરશે. *

★મહામહોપાધ્યાય રાયબહાદુર જગન્નાથપ્રસાદ ' ભાનુ 'નુ ૮૭ વર્ષની પાકટ વયે બિલાસપુર ખાતે અવસાન થયુ છે મધ્ય પ્રાતના તે જૂના સાહિત્યક, પ્રખ્યાત લેખક તથા હિદના ઉચ્ચ કોટિના કવિ હતા તેમણે હિંદી કાવ્યનો સપૂર્ણ અભ્યાસ કર્યો હતો. તેમના બે પુસ્તકો ' છદ-પ્રભાકર ' તથા ' કાવ્ય-પ્રભાકર ' ખૂબ જાણીતા છે. *

★મલાયલમ સાહિત્યની ૧૯૪૫ ની નોધ લેતા, શ્રી. આર. નારાયણ પાણિકરે ચાર ગ્રથોમા પૂર્ણ કરેલો મલાયલમ ભાષાનો ઇતિહાસ ખાસ ધ્યાન ખેચે છે હિદના સાહિત્યમાં આ ગ્રથ અનુપમ છે પ્રાચીનકાળથી માંડીને અત્યાર સુધીની મલાયલમ સાહિત્યની પ્રગતિની તેમા નોધ લેવામાં આવી છે *

---

* આ નિશાનીવાળી નોધો પી ઇન્ડીઅન પી. ઇ. એન. ઉપરથી લીધી છે.

★મલાયલમ ભાષાનું બીજું અમત્યનું પ્રકાશન 'સાહિત્ય પંચાનન'ની જીવનકથા છે. શ્રી. પી. કે નારાયણ આ નામથી જાણીતા છે લગભગ ચાળીસ વર્ષો સુધી તેમણે મલાયલમ સાહિત્યમા અમત્યને ફાળો આપ્યો છે આવી જીવનકથા મલાયલમ ભાષામા વિરલ છે હિંદની બીજી ભાષાઓમા પણુ આંગળીના વેઢા પર ગણી શકાય તેટલી જ મળી શકે છે. *

★મલાયલમ પત્રકારિત્વમા પુસ્તકની સમાલેચનાની વિશિષ્ટ પદ્ધતિ ખાસ ધ્યાન ખેંચે છે 'મંગલોદયમ' 'કેરાલી' તથા અખિલ કેરાલા સાહિત્ય સંસદના ત્રૈમાસિકમા છેલ્લામા છેલ્લા પ્રકાશનોની સમાલોચના નિયમિતપણે લેવાય છે 'માતૃભૂમિ'ની અઠવાડિક આવૃત્તિમાં પણુ સમાલોચનાની કટાર ખુલ્લી મૂકવામા આવી છે. સાહિત્યવિષયક પ્રમાણુભૂત માસિકોમા પોતાનાં પ્રકાશનોની અમત્ય પ્રકાશકો હજુસુધી સમજ્યા નથી તંત્રીઓએ પણુ વાચકો પ્રત્યેની પોતાની આ પ્રકારની જોખમદારી પર હમણા જ ગંભીર ધ્યાન આપ્યુ છે. *

★આગ્રાની ભારતીય વિદ્યા પ્રચાર સમિતિએ આગ્રા ખાતે સરકારમાન્ય 'સંસ્કૃત વિશ્વવિદ્યાલય'ની સ્થાપના કરવાનુ નક્કી કર્યું છે આ દિશામા પ્રાથમિક પગલા તરીકે તા ૧૬ થી ૧૮ નવેમ્બર સુધી અખિલ હિંદ સંસ્કૃત કેળવણી પરિષદ બોલાવવામા આવી હતી પ્રમુખસ્થાને શ્રી કનૈયાલ મુન્શી હતા *

★હિંદુ મઠાધિકારીઓ લાંબા સમયથી લોકોના પ્રશ્નો પ્રત્યે બેદરકાર હતા હવે તેઓનું લક્ષ તે પ્રત્યે ખેંચાયુ છે અને તેઓ પોતાની આગેવાની પુન પ્રાપ્ત કરતા થયા છે આમા શ્રી લા શ્રી સુબ્રમિણીયા જ્ઞાન સંબંધ પરમહંસ સ્વામીગનનો સમાવેશ થાય છે તેમણે તાજેતરમા શૈવ સાહિત્ય પર પુસ્તિકાશ્રેણી પ્રગટ કરવાની શરૂઆત કરી છે ગયે વર્ષે તેમણે મોટું પ્રાચીન પુસ્તકાલય જાહેર જનતા માટે ખુલ્લુ મૂક્યુ છે. પ્રાચીન તથા અર્વાચીન ૨,૫૦૦ પુસ્તકોની યાદી પણુ તાજેતરમા પ્રગટ કરવામા આવી છે *

★'ન્યુ ઇન્ડિયા બૂક લીગ'ના આશ્રય હેઠળ 'અખિલ હિંદ પુસ્તક મહોત્સવ' લાહોર ખાતે ૧૩મી નવેમ્બરે શ્રી. ટી ડી. વાકનિસે ખુલ્લો મૂક્યો હતો આવા પ્રકારનો મહોત્સવ હિંદમા પહેલો હતો અને તે ચાર દિવસ સુધી ચાલ્યો હતો. કેળવણીકારો, પત્રકારો, રાજનીતિજ્ઞો તેમ જ લેખકો સહિત ઘણા પુસ્તકપ્રેમીઓએ તેમા હાજરી આપી હતી. *

આ મહોત્સવની નોંધ લેતા 'હિંદુ' પત્રે કેટલાક સત્યો પર ભાર મૂક્યો છે એક તો હિંદી પુસ્તકોનો બાહ્ય દેખાવ આકર્ષક હોતો નથી પ્રકાશકોનુ એસોસીએશન સ્થાપવાની તથા હિંદી લેખકોના હકકોના રક્ષણુ માટે મંડળ સ્થાપવાની મિ. ૭ એમ ફોર્સ્ટરની સૂચનાને તે પત્ર ટેકો આપે છે. ભવિષ્યમા દેશના જુદા જુદા ભાગોમા આવા મહોત્સવો ઉજવાય એમ આપણે ઇચ્છીએ *

★નવી દિલ્હીની હરજીમલ દાલમિયા પુરસ્કાર સમિતિએ વર્ષના શ્રેષ્ઠ હિંદી પુસ્તક માટે લખનૌના ડૉ દીનદયાળ ગુપ્તાને રૂ ૨,૧૦૦ નુ પારિતોષિક આપ્યુ છે ૧૯૪૬ માટેનો વિષય 'દર્શનમંથ' છે *

—છોટાલાલ માનસિંગ કામદાર

# ન્હાનાલાલે દિવંગતે

' ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા,
મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઈ જા. ' (ન્હાનાલાલ)

અને વિરલ ક્રાન્તદર્શનથી પરમતેજ તરફ દોરનાર જ્યોતિ તે કવિ ગુજરાતે એક એવો જ્યોતિર્ધર ગુમાવ્યો છે દરિદ્ર એવા ગુજરાતી સાહિત્યનું દારિદ્ર ફિટાડનાર ન્હાનાલાલ છે, મર્યાદામાં જ વિકસી રહેલ ગુજરાતી સાહિત્યમાં અમર્યાદિત પ્રતિભા ન્હાનાલાલની છે.

ન્હાનાલાલ પ્રત્યેક મહાકવિની પેઠે પ્રયોગવીર હતા તેમની પહેલાં પશ્ચિમ અને પૂર્વની સંસ્કૃતિ વચ્ચે ગુજરાત ઝોલાં ખાતું હતું. પશ્ચિમની આંજી નાખતી સંસ્કૃતિનો પ્રવાહ ગુજરાતને આકર્ષતો, પૂર્વની સંસ્કૃતિ પર અજ્ઞાનની તમિસ્રા છવાઈ હતી. પંડિતયુગ બન્નેનો સમન્વય કરવા યત્ન કરતો હતો, તે વખતે ' અન્ય સંસ્કૃતિના તો ભારતે હિંચોળ્યા છે પારણાં ' કહી ન્હાનાલાલે જાણે કે ભારતીય સંસ્કૃતિનું વિશદ ગૌરવયુક્ત દર્શન કરાવવાનું સ્વીકાર્યું ! અને વર્ષોના અખંડ સાહિત્યસર્જનમાં તે અસાધારણ સામર્થ્યથી કરાવ્યું. એ દર્શનનું તાદશ ભવ્ય આવિષ્કરણ સહેજે આદર્શ સાહિત્ય સર્જાવે, તે કૃતિઓ ' ભાવનાપ્રધાન ' જ થાય. તેમની પ્રતિભાને છંદનું બંધન કૃત્રિમ ને સાંકડું ભાસ્યું, ને તેમણે ભાવના અનિયમિત સ્પંદનો જગાવતી ડોલનશૈલી અપનાવી અભૂતપૂર્વ કવિતા પ્રગટાવી. તેમની ભાષા કોઈ અનેરા ગૌરવથી દીપી ઊઠતી, સંસ્કૃતપ્રધાન હતી,–છતાં 'બાદશાહનામા' માં ફારસી પણ, આમેહૂબ વાતાવરણ સર્જે એટલી છટાથી તેમણે વાપરી છે. તેમની કૃતિઓમાં અહીં તહીં ચમકી રહેલાં અનેક સૂત્રો તો હૈયામાં રમી રહેતાં ' પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં ' ' દેહલગ્નની વિધવાને પુનર્લગ્નસમું પુણ્ય નથી, પ્રેમલગ્નની વિધવાને પુનર્લગ્નસમું પાપ નથી ' ' આત્મા ઓળખે તે વર ને ના ઓળખે તે પર ' જેવાં તો અનેક સૂત્રો સાહિત્યમાં જરા ચંચૂપાત કરનારને પણ પરિચિત હશે

પણ તેમની કૃતિનું પ્રધાન લક્ષણ તો છે તેમણે નિરૂપેલા વિવિધ આદર્શો તેમનો લગ્નનો આદર્શ તો જાણીતો છે

' કુમારા ને તો કરમાવાનું,
પછી હોય શું પુરુષ
કે શું સુંદરીની વેલ
લગ્ન પ્રાણવિકાસનું વ્રત છે,
સ્વર્ગપન્થનું પગથિયું છે,
માનવબાલનો ધર્મ્ય માર્ગ છે.
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં.
× × ×
પતિએ પત્નીવ્રત લેવું',
ને પત્નીએ પતિવ્રત લેવું',
એવી પરસ્પરની પુણ્ય પ્રતિજ્ઞા ને લગ્ન

પુરુષસુંદરીની બે તેજકલાઓ
અન્યોન્યને શણગારે ને શોભાવે
આત્માનાં ઓજસ ને શરીરનાં સૌંદર્ય
વિલસાવે ને વિકસાવે·
અંધકારની ગુફાઓમાં અખંડ અજવાળે.
સંસારમાં સ્નેહના સ્વર્ગ સરજાવે.
એકબીજાની સફલતા સધાવે
અને કલ્યાણપંથની પ્રેરણાઓ સમાં
પરસ્પરને પ્રભુતામાં પ્રેરે
એ લગ્નવ્રતની મહાદીક્ષા·

સયમયુક્ત આત્મલગ્ન ને વિશુદ્ધ એવા પ્રેમલગ્નના તો તે પરમ ઉપાસક હતા. તેમનો રાજવીઓને આદર્શ દેખાય છે ' રાજર્ષિ ભરત ' ' અકબર શાહ ' ' જહાગીર-નૂરજહાન ' વ મા આમાં આદર્શ રાજા કેવા વિચારક, ધર્મ ને ન્યાયને જ જીવન સમજનારો હોવો જોઇએ, પ્રજાના વિવિધ ધર્મોનો સમન્વય સાધનારો હોવો જોઇએ, તે દર્શાવ્યુ છે ઉપરાત, તેમણે રજૂ કરેલ ત્યાગનો આદર્શ તો ઓછે અશે તેમની પ્રત્યેક કૃતિઓમા આલેખાયો છે તો કર્મયોગમા રત રહેવા, માનવીને શિરે જે અનેક કર્તવ્ય છે તેમાથી ચ્યુત ન થવા દેવા કોઇ ને કોઇ જોગણુ તો હમેશ જાગ્રત રાખે જ છે. એને કયારેક તો અગમનિગમના તત્ત્વો પણ કવિશ્રી આપણી દષ્ટિ સમક્ષ પ્રબળ અભ્યાસપૂર્વક ખડા કરે છે તેમણે સ્થળ ને કાળની ગ્રીક નાટકોની મર્યાદા, ઉપરાત સર્વત્ર પ્રચલિત એવી ક્રિયાની એકાગ્રતા ( Unity of time place and action ) પણ જતી કરી; ને કેવળ ભાવની એકાગ્રતાવાળુ ' વિશ્વગીતા ' નાટક લખ્યુ તેમનુ સર્વોત્તમ ગણી શકાય તેવુ એ પુસ્તક છે, ને તેમા એ હિન્દુ ધર્મનો ન્હાનાલાલનો ઊંડો અભ્યાસ, ને તેમાથી રહસ્ય તારવવાનુ વિરલ સામર્થ્ય જોઇ શકાય છે. ગુજરાતી કવિતાનુ એ સર્વોન્નત શૃગ છે.

એજ પ્રમાણે રાસસાહિત્યના પુનર્જીવનનુ કાર્ય તો કર્યું ન્હાનાલાલે જ તેમના ' નાના નાના રાસ 'નું અતુલ ભાષાપ્રભુત્વ, સંગીત નિર્ઝરતુ લયમાધુર્ય, ને અનેરી હલકયુક્ત મનમા રમી રહે તેવુ શબ્દલાલિત્ય, તેમના રાસોને લોકપ્રિય બનાવે છે, ને તેની પાછળ રહેલી ભાવનાને સબળ રીતે રજૂ કરે છે ' હળવે હાથે તે નાથ મહિડા વલોવજો ', ' ખમ્મા વીરાને જવુ' સાસરે ', ' કાળની ખજરીના ઝણુકાર ', ' દુનિયાને દશ દેતી વાસળી વાગી ' વગેરે તો અત્યત લોકપ્રિય છે પરતુ તેથી એ વિશેષ ' ઊર્મિગીત ' નામને સાર્થ કરે તેવા ઊર્મિકાવ્યો એ તો ન્હાનાનાલની વિરલ સિદ્ધિ છે તેમના ' વિહગરાજ તરસ્યા ઊડે રે ', ' ફૂલડા કટોરી ', ' પારકા કેમ કીધા ? ', ' વિરાટનો હિંડોળો ', , ધૂમકેતુનુ ગીત ', ' વિનાસની શોભા ', ' લહરિયા સાગરમા ન સમાય ' વગેરે તો સુવર્ણાક્ષરે લખવા જેવા છે. તેમાનુ કોઇક તો કવિશ્રીની કવિતારીતિના વિરોધી નરસિંહરાવ જેવા ગુજરાતના સ્થિતપ્રૌઢ વિવેચકે પણ પ્રશંસેલાં છે ત્યારે કવિશ્રીના ' પિતૃતર્પણ ', ' ગુજરાતનો તપસ્વી ' વગેરે તો ગુજરાતનુ અમોલુ ધન છે.

તેમના અર્ધી સદીના સાહિત્યજીવનમાં જે રીતે વિપુલ સર્જન કરી મોએક પુસ્તકો લખ્યા છે, એ રીતે જ ગુણવત્તાએ ઉત્કૃષ્ટ ને વામન પ્રતિભાવાળા ગુજરાતને વિરાટનુ દર્શન કરાવે તેવુ ઉદાત્ત સાહિત્ય આપી, મહાકવિ પ્રેમાનદ પછી ન્હાનાલાલ જ મહાકવિ પદને પાત્ર ઠર્યા છે. મહાકાવ્યોની આપણી વર્ષોની ઝંખના પૂરી તો ન્હાનાલાલ જ પાડી શકે. અસારે કાળબળે એમનુ ' હરિસહિતા 'નું મહાકાવ્ય અધૂરૂ મૂકીને જ તેઓ અવસાન પામ્યા છે

જ્યારે ગુજરાતમાં સમગ્ર જગતસાહિત્યની વાત તો બાજુએ રહી, આતરપ્રાતીય સાહિત્યની કક્ષાએ પહોચે એવી પ્રતિભાં પણ ગણ્યાગાંઠયા સાહિત્યકારની જ છે, ત્યારે જગતના અમર, ચિરંજીવન પ્રતિભાયુક્ત કવિરત્નો–કાલિદાસ ને બાણ, શેક્સપીઅર ને મિલ્ટન, ગેટે ને શેલી, વગેરે–ની પક્તિમા નમ્ર છતા નિશ્ચિત સ્થાને ન્હાનાલાલનુ છે, ગુજરાતનુ તો તે એક અને અદ્વિતીય રત્ન છે ! અને એ સ્વય જાજ્વલ્યમાન રત્નને

કાળની છાયાઓ શી અસર કરવાની છે ? એમની દૃષ્ટિનું જગત માત્ર ગુજરાતમા જ નહોતું સમાતું, માત્ર ભારતવર્ષમા જ નહોતુ આવી જતું, અરે આ પાર્થિવ સૃષ્ટિ પણ તેમને સાંકડી પડતી, તેમની દૃષ્ટિ તો જોતી ' બ્રહ્મમંડળનો મહારાસ ', તેમનો આત્મા તો ઘૂમી રહેતો અનંત વિસ્તરતા વિશ્વમા. તેને મૃત્યુ શું કરી શકે ? એ તો અમર હતા, અમર છે, ને અમર રહેશે કમભાગ્ય છે માત્ર ગુજરાતનું કે એ રત્નનું દર્શન બંધ થયુ; તેની પ્રત્યક્ષ પ્રેરણા ને અસ્ખલિત વહી રહેલ સાહિત્યનાદનો પ્રવાહ અટકયો. ગુજરાત ' રત્નવિહોણુ થયુ. ફરી ત્યા અંધકારના શ્યામ ઓળાઓ - પથરાયા. અને એ '. ઊંડા અંધારેથી...પરમ તેજે ' પ્રભુ કોણ જાણે કયારે લઈ જશે ? ગુજરાતને એક વિરાટઆત્માની ને અનન્યપ્રતિભાશાળા કવિની ખોટ પડી છે તેમના અનેકમણા મહાન આત્માને શાંતિ આપવાની પ્રાર્થના કરવાની પણ આપણી કેટલી ઓછી પાત્રતા લેખાય ? જાણીતો શ્લોક જરા ફેરવીને મૂકીએ તો

न्हानालाले दिवगते निरालम्बा सरस्वती ।

—મુકુન્દરાય પંડયા બી. એ. ( ઑનર્સ )

---

# પ્રકીર્ણ કાવ્યપંક્તિઓ*

ઠોકરો પર ઠોકરો ક્રઇ કેટલી વાગી મને,
વાગી નથી ઠોકર હજી જે માર્ગદર્શક હોય છે,
રોક ના ઉડતું નિરંતર કલ્પના પંખી, કવિ !
પાંખ એની તીવ્રવેગી વ્યોમ–સ્પર્શક હોય છે.

પ્રો. ચિમનલાલ વ્યાસ

જ્યારથી અંતરની ભાષા વાંચતાં શીખ્યો છુ હું,
જેનું પુસ્તક જોઉં છું મારૂં કથાનક હોય છે,
એક કૃતિ સમ છે જગત સાહિત્યમા માનવજીવન,
મિત્ર વાંચક હોય છે, શત્રુ વિવેચક હોય છે.

' ગની '

સાર એનો શો હશે તે હું કહી શકતો નથી,
પણ જીવનની વાતોનું મોત શીર્ષક હોય છે.
મારી મિલ્કત કલ્પનાઓ, ભાવનાઓ, ઊર્મિઓ,
મારી નિર્ધનતાનું ધન પણ મારે લાયક હોય છે

' અમીન ' આઝાદ

---

* સુરત ખાતે શ્રી ઝીણાભાઈ દેસાઈના પ્રમુખપદે મળેલા મહાગુજરાત ગઝલ મંડળના મુશાયરામા ગવાયેલી.

## સંસ્કારસાધક પુસ્તકાલયો

(૧) પુસ્તકાલય એ જીવનપર્યંતનુ શિક્ષણસાધન છે. એના મૂળભૂત સિદ્ધાંત તરીકે સ્વીકારાયુ છે કે, જીવન એક વિદ્યાપીઠ છે, જે વિદ્યાપીઠનો સ્નાતક પદવીની પરવા કરતો નથી

(૨) આ પુસ્તકાલયો એટલી સંખ્યામા અને એટલા વિસ્તારમાં યોજાયાં છે કે જ્યાં હરકોઇ વ્યક્તિ પુસ્તકો પ્રાપ્ત કરવાનો જન્મસિદ્ધ હક્ક ભોગવી શકે છે.

(૩) પુસ્તકાલયો જ્યારે એક સાકળના અંકોડાની માફક સહકારથી કાર્ય કરતાં હોય છે ત્યારે તે વ્યક્તિગત કે એકહથ્થુ કારોબાર કરતાં વિશેષ સેવા બજાવે છે.

(૪) મનુષ્યને સુખી અને સંતુષ્ટ જીવન જીવવાના ધ્યેય પર લઇ જવા માટે પુસ્તકાલય એક ઉત્તમ સાધન છે' શરત માત્ર એટલી જ કે, ગ્રંથપાલો અને ગ્રંથાલયોના સંચાલકોએ જનતાના જીવનધબકારને પિછાનવા જોઇએ.

(૫) પુસ્તકાલયો એ એક પ્રકારના શિક્ષણકેન્દ્રો છે અને તે મનુષ્યનો માનસિક વિકાસ સાધવામા સહાયરૂપ નીવડી શકે. જેમકે.—

અ પુસ્તકાલયમા વાર્તાલાપો, વ્યાખ્યાનો, ચર્ચાસભાઓ અને અભ્યાસવર્તુલો ગોઠવી શકાય,

બ પ્રદર્શનો યોજી શકાય,

ક પુસ્તકાલયો પ્રત્યે જનતાને આકર્ષવા માટે પત્રિકાઓ પ્રસિદ્ધ કરી ભીંતપત્રો ચોઢી આમવર્ગને આકર્ષી શકાય.

ડ જાદુઇ ફાનસના દેખાવો, બોલતી ફિલ્મો, થાળી વાજુ, રેડીઓ વગેરે સાધનો પણ લોકાકર્ષણ માટે સાધનરૂપ ગણી શકાય ઉપરાંત

ૡ ત્યા સ્થાનિક સમાચાર સસ્થા પણ સ્થાપી શકાય.

# પુસ્તકાલયની કાર્યપદ્ધતિ

| પદ્ધતિ | કેવી ? | રીત |
|---|---|---|
| ૧ પસંદગી. | પુસ્તકાલયની આર્થિક કરકસરપૂર્વક વાચકને ઉત્તમ પુસ્તકો મળે | અવલોકનો અને સામયિકોના પુસ્તકપરિચયો, સૂચિપત્રો, વાચકોનાં વિવિધ સૂચનો, અને પુસ્તકપસંદગી સમિતિના નિર્ણયો સ્વીકારીને |
| ૨ નવા પુસ્તકોનો ઉમેરો | પુસ્તકસંગ્રહનો વધારો કરવા | પુસ્તકો ખરીદીને, તેનો બદલો કરીને, ભેટ મેળવીને |
| ૩ ખાતરી | રખેને પુસ્તક અધુરૂં, પાના ફાટેલું નુકસાન પામેલું ન હોય | પુસ્તકના પાનાં ફેરવી તપાસી ખાતરી કરવી. |
| ૪ દાખલ કરવા. | પુસ્તકાલયના નોંધપત્રકો સંપૂર્ણ રાખવા | નામવારી–વિષયવારીના ખાના પૂરીને |
| ૫ સિક્કા કરવા લેબલ લગાડવા | એને પુસ્તકાલયની માલિકી પૂરવાર કરવા | પુસ્તક પર તખ્તી ચોઢીને, કે કોથળી લગાડીને એના પર નિયત કરેલા પૃષ્ઠ પર ક્રમાંક નાખવા |
| ૬ વિષયવારી | પુસ્તકના વિષયને લગતી માહિતી આપવા | પુસ્તકમાનું લખાણ, એની પ્રસ્તાવના, અનુક્રમણિકા વગેરે વાચીને અન્ય પુસ્તકાલયોના સૂચિપત્રો જોઈ જઈને. |
| ૭ લેખકવારી | પુસ્તક તત્કાળ હાથ આવે તે માટે | પુસ્તકના લેખકનું નામ, પુસ્તકનું નામ, વિષય નોંધીને |
| ૮ મુક્તદ્વાર પદ્ધતિ. | વાચકો સહેલાઈથી જોઈ શકે તે માટે | અભરાઈ પર પુસ્તકો એવી રીતે ગોઠવવા કે જેથી વાચક તેને સહેલાઈથી તેનો વર્ગક્રમાંક જોઈ શકે. |
| ૯ નોંધવહી | પુસ્તકોની આપ–લેની નોંધ માટે. | પત્રકદ્વારા અથવા કાર્ડપદ્ધતિથી. |
| ૧૦ પુસ્તકોની ફરીથી બંધાઈ. | પુસ્તકના નવજીવન માટે | પુસ્તકો બાંધનાર પાસે બંધાવીને. |
| ૧૧ રદ કરાવીને | અદ્યતન પુસ્તકો રહે તે માટે જૂનાં પુસ્તકો ફાટી જાય, અથવા અધુરાં થઈ જાય કે સમય બહારના થઈ જાય કે ખોવાઈ જાય તે માટે, યા તો પ્રતિબંધિત હોય | નોંધપત્રકોમાંથી તે છેકી નાખીને |

# ·સાંસ્કૃતિક વિકાસની શાળા

માનવને જેમ ભૂખ લાગે છે, અને કેવી ઇચ્છાથી એ થાળમાં મૂકેલા ખાદ્ય પદાર્થો લેવાની ઇચ્છા કરે છે, તેમ આ માનવીના મગજમાં પણ કંઈક આવા જ પ્રકારની ક્રિયા થાય છે. એના મગજમાં એક પ્રકારના માનસિક ખોરાકની જરૂરિયાત હોય છે. એ ભૂખને સંતોષવા જાણે પુસ્તકાલયો-જ્ઞાનપ્રચારના મંદિરો ખુલ્લા ન મૂક્યા હોય! એની એ માનસિક ભૂખ સંતોષવા પુસ્તકાલયના નાનકડા મકાનમાં અનેક પદાર્થો તૈયાર મૂકેલા છે એને મનમાં ગમે તે પદાર્થ લઈને એની ભૂખ સંતોષી શકે છે. પુસ્તકાલયમાં આવેલા એ નાનકડા કબાટોમાં જગતની મોટામાં મોટી વસ્તુઓ સમાયલી છે એમાં રવિબાબુ કે ચન્દ્રબાબુ, હોમર કે ઇલિયડ અગર નર્મદ કે ન્હાનાલાલના અમર આત્માઓ રહેલા છે. સારાયે જગતના સંવેદનો અહીં જ છે. કલાકો અને કલાકોની તપશ્ચર્યા બાદ કવિતાદેવીની અમૃતવાણી અહીં જ એકઠી થયેલી છે ભૂત, વર્તમાન અને ભવિષ્ય આમાં જ બેઠેલા છે સમાજજીવનનું કંઈક સાચું પ્રતિબિંબ પણ અહીંઆ જ ભાળીએ છીએ એક રીતે કહું તો જીવનની એ શાળા છે. એના કબાટોમાં ભૂતકાળના અણમૂલા અનુભવોનો ભંડાર એકઠો કરી રાખ્યો છે આપણા વિચારકો અને તત્ત્વજ્ઞાનીઓના બુદ્ધિકૌશલ્યનો રસ અનેક સ્ત્રીપુરુષ અહીં એકત્ર કરી શકે છે. પ્રાચીન તેમ જ અર્વાચીન સંસ્કૃતિનું સાચું પ્રતિબિંબ પુસ્તકાલય જ છે

આપણા રાજ્યમાં આ પ્રવૃત્તિનું મંડાણ એક સુંદર દૃષ્ટિથી શરૂ કરવામાં આવ્યું હતું ફરજિયાત કેળવણીનો કાયદો પસાર થયો એથી તો ફક્ત બાળ-કેળવણીના પ્રશ્નનો નિકાલ આવી ગયો, પરંતુ જે પ્રૌઢવર્ગ હતો-જે હવે શાળામાં શિક્ષણ લેવા માટે કંઈક અશક્ત હતો-એવા એ પ્રૌઢ વર્ગના સાંસ્કૃતિક વિકાસ માટે પુસ્તકાલયપ્રવૃત્તિ શરૂ થઈ હતી આજે આપણે ત્યાં સમૂહ-વિકાસ ( Mass culture ) માટે અનેક દિશામાં પ્રયત્નો થઈ રહ્યા છે, ત્યારે શા માટે આપણે પુસ્તકાલયને એ માટેનું એક અગત્યનું અંગ ન ગણીએ ? સાચે જ, એ સમૂહના સાંસ્કૃતિક વિકાસ માટેની શાળા છે. સમાજના ઉપલા અગર નીચલા થરના ભેદ સિવાય ગમે તે સ્ત્રી અગર પુરુષ એનો એકસરખો લાભ પોતાના સાંસ્કૃતિક વિકાસ માટે લઈ શકે છે જગતના એકેએક માનવીની એ ફરજ છે કે પોતાને માટે જગતનું સામાન્ય જ્ઞાન શીખી લેવું જરૂરી છે, અને માટે જ પુસ્તકાલયો એમને સહાયભૂત બની શકે છે

રાજકીય જાગૃતિ લાવવા આજે અનેક પક્ષો તરફથી પ્રયત્નો થવા લાગ્યા છે પુસ્તકાલય એમના વિચારોનો સામાન્ય જનતામાં સહેલાઈથી પ્રચાર કરી શકે છે. જ્ઞાનપ્રચારના નિર્જીવ ભાસતા પુસ્તકાલયના એ મકાનમાં, આપણને એક જીવતો જાગતો સદાનો સાથી મળી આવે છે જીવનની કોઈ પણ મુશ્કેલી લઈને, પુસ્તકાલયમાં દોડી જાવ એ જરૂર તમને એક સુંદર અને સાંસ્કૃતિક જવાબ આપશે એ જરૂર તમારા મનનું સમાધાન કરશે સાથોસાથ આજે આપણો સમાજ જે વિનાશની ઊંડી ખીણ તરફ પૂરવેગમાં ધસી રહ્યો છે, જો એનો અટકાવ કરવો હોય, વિકાસના પંથ તરફ અભિમુખ કરવો હોય તો એ સમાજની દિશા-પલટ કરી, એ પુસ્તકાલય તરફ વાળવો પડશે જ્ઞાનપ્રચારના મંદિરોની ઠેર ઠેર સ્થાપના કરવી પડશે સાચે જ દેશના અનેક પ્રશ્નોની ચાવી પુસ્તકાલય જ છે

આજે આ પ્રવૃત્તિમાં વડોદરા મોખરે છે દેશમા ઠેરઠેર આ પ્રવૃત્તિ અસ્તિત્વમા આવી છે. કરાચીનું વિશાળ પુસ્તકાલય, કલકત્તાનુ વિક્ટોરિયા મેમોરિયલ, મુબઈનું યુનિવર્સિટિ પુસ્તકાલય, અને વડોદરાનું મધ્યવર્તી પુસ્તકાલય—એ આપણા દેશના સુદર અને અભ્યાસપૂર્ણ ગ્રથાલયો લડનમાં આવેલુ 'બ્રિટીશ મ્યુઝિયમ' એ જગતનુ એક અજોડ પુસ્તકાલય છે. દેશનો દરેક આદમી સુશિક્ષિત બને, એ માટે અમેરિકા વિગેરે દેશોમા અનેક સુદર અને અપૂર્વ યોજનાઓ ઘડવામા આવેલી છે એ જ કારણે આજે જગતના બીજા દેશો કરતા, એમનો વિકાસ સારા પ્રમાણમા થયેલો છે.

સામાન્ય રીતે પુસ્તકાલયમા અનેક વિભાગો હોય છે—બાળ પુસ્તકાલય, મહિલા પુસ્તકાલય અને પુરુષ પુસ્તકાલય સાથેસાથ દરેક પુસ્તકાલયમા એક વાચનલય ( Reading Room ) પણ હોવુ જોઈએ. આ વિભાગમા દરેક સામયિકો અને વર્તમાનપત્ર રાખવામાં આવે છે. આ પ્રવૃત્તિને સમાજમા ઓતપ્રોત કરવા માટે 'વાચનાલય' એક અગત્યનુ અંગ છે. એના હળવા વાચનવડે જ માણસ ગભીર વાચન તરફ દોરાશે. 'ફરતાં પુસ્તકાલય'ની યોજનાને પણ મધ્યસ્થ પુસ્તકાલય તરફથી વિસ્તૃત પાયા પર મુકાવી જોઈએ. ગામડું એ રાષ્ટ્રનુ અગ છે એ અગનું કાળજીપૂર્વક જતન કરીશું તો રાષ્ટ્રની પ્રગતિ થશે. એટલે કે હિંદના સાત લાખ ગામડામા પુસ્તકાલયપ્રવૃત્તિ પૂરજોશમાં પ્રવર્તમાન હોવી જોઈએ. અત્યારના સંજોગો પ્રમાણે દરેક ગામમા એક વાચનાલય હોવુ જરૂરી છે પુસ્તકોના લાભ 'ફરતાં પુસ્તકાલય'ની યોજનાથી લઈ શકે છે

કોઈ એક ખાસ વિષયના નિષ્ણાત થવા માટે આપણુ આર્થિક ધોરણ એટલુ બધુ ઊચુ નથી કે એ વિષયને લગતા કિંમતી પુસ્તકો આપણે વસાવી શકીએ. એ માટે પુસ્તકાલય જાહેર જનતાના ઉપયોગ માટે એવા પુસ્તકો વસાવી શકે છે કેટલીક વાર તો એમ બને કે પૈસાદાર માણસો પણ બધા જ પુસ્તકો ન ખરીદી શકે હસ્તલિખિત ગ્રથો અને ઘણા અપ્રાપ્ય ગ્રંથો પુસ્તકાલયમા મળી આવે છે આ ગ્રથો સશોધનના વિદ્યાર્થીને માટે ઘણા જ અગત્યના છે. દરેક વિષયના બધા જ પુસ્તકોની એક સપૂર્ણ Series પુસ્તકાલયોમા રાખવામા આવેલી હોય છે. Reference Books અને Encydopedia જેવા અમૂલ્ય ગ્રથો વિષયની માહિતી પૂરી પાડે છે આ પુસ્તકો વાચકને પોતાને ત્યા ન જ લઈ જવા દેવામા આવે. એનો અભ્યાસ ત્યા જ કરી શકાય. આ કારણને લીધે પુસ્તકાલયનુ મકાન શહેરના ઘોઘાટ અને ગીચ વસ્તીવાળા લત્તાથી દૂર રહેવુ જરૂરી છે, જેથી સપૂર્ણ શાંતિમાં અધ્યયન કરી શકાય.

આજે વડોદરાને આગણે 'અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદ' ભરાય છે હમણા જ યુદ્ધરૂપી દાવાનળ શાંત થયો છે એ યુદ્ધનાં છ છ કારમાં વર્ષોએ આ પ્રવૃત્તિને સખત ફટકો લગાવ્યો છે. સાગમે યુરોપના ઘણાએ પુસ્તકાલયો ભસ્મીભૂત બન્યા છે. એ સમય દરમ્યાન આપણા પુસ્તકાલયો નિષ્ક્રિય સ્થિતિમા પડી રહ્યાં છે સાથેસાથ 'પેપર કન્ટ્રોલ' એની પ્રગતિને રોકે છે હવે સ્થિતિ પલટાઈ છે. હવે પુનર્ગચનાનો સમય આવી લાગ્યો છે. એ માટે હવે દરેક પુસ્તકાલયને દઢ બનાવવા તૈયાર રહેવુ પડશે. આ વિચારો અગ્રીમુવ હકે પ્રમુખસ્થાનેથી ઉચ્ચાર્યા છે. આ ઉપરથી આપણને એના મૂલ્યાકન સમજાશે જેમ જેમ એની વિશાળતા પર વિચારીશુ, તેમ તેમ એની વધુ અગત્યતા સમજાતી જશે. એટલે જ હવે પુસ્તકાલયને આપણી આઝાદી મઝીલ તરફ જનતાને દોરવા વિશાળ પાયા પર મૂકવા તૈયાર રહેવુ જોઈએ —રમણલાલ દ્વારકાદાસ



શ્રીમંત યુવરાજ સાહેબ પુસ્તકાલય પ્રદર્શનનું નિરીક્ષણ કરે છે.



૪ થી પુસ્તકાલય પરિષદને સફળ
રીતે પાર પાડવામાં જેમનો
અગ્રભાગ હતો
ડા. જ્યોતીન્દ્ર મહેતા સાહેબ
( વ. રા. વિદ્યાધિકારી )

# શ્રાદ્ધાંજલિ

સ્વ. મોતીભાઇ ન. અમીન સા.ની
સંવત્સરી નિમિત્તે યોજાયેલું
અને વસોમાં ગવાયેલું
પ્રશસ્તિ કાવ્ય


સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબ

ધન્ય ગુજરાતને, ધન્ય એ ગામને,
જ્યા નિપજ્યા મોતી–ભાઇ.
સાગરમા મોતી કેટલા છુપાયા હશે ?
મોજા દોડયાં પેલાં છીંપલા અગાડી.
—ધન્યે ગુજરાતને૦

સાત વર્ષોથી અમ વચ્ચે નથી શુ ?
પણ અમર એ દિવડો દેખાય,
'પુસ્તકાલય–પિતા' 'શિક્ષક ગરવો',
ગોઠિઓ સરદારનો ને ગોપાળદાસ.
—ધન્ય ગુજરાતને૦

મોન્ટેસોરી–બીજ વાવ્યાં ને લણ્યાં,
અમર થયુ મહાગુજરાત,
નવી ગુજરાતી શાળા–સ્કૂલના પાયા,
ચર્ચા ચલાવતાં થયાં છાત્રાલય ખાસ
—ધન્ય ગુજરાતને૦

બાગ કેળવણીનો મેં'કી રહ્યો છે,
અહા ! વિરડા વ્યાયામની પાસ,
"હા" "ના" વચ્ચે હેતે કહુ છુ,
'સાહેબ' મરજાદી ખાસ.
ધન્ય ગુજરાતને, ધન્ય એ ગામને,
જ્યા નિપજ્યા મોતી–ભાઇ૦

× × ×

ગાદીએ વીરા ઘણા વસે છે, પણ વસે મન–મંદિર માહીં,
મશરૂની ગાદીએ હેતે બેઠા છે–અમીન મોતીભાઇ,
યશગાથાની ધજા ફરકી છે, સદ્‌વિચાર–તિલક તાણી,
રાતદિવસ એની પ્રસાદની–ઘંટડી રણકી રહી છે ભારી

—મૂલદેવ પંડયા




૧. કલાપીનો કેકારવ—( નવી આવૃત્તિ ) લેખક સ્વ. રાજવી કવિ કલાપી, પ્રકાશક કલાપી સ્મારક સમિતિ તરફથી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા. ડેમી આઠ પેજી કદના પૃષ્ઠ ૬૮૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું સળંગ છીંટનું પૂઠું, મૂલ્ય રૂા. સાત

આ ગ્રંથનો પરિચય આપવાની ભાગ્યે જ આવશ્યકતા છે. છેલ્લાં પચાસ વર્ષો થયા જે કાવ્યરસે કાવ્યરસિકોને રસાસ્વાદ આપ્યા કર્યો છે, અને પચાસ વર્ષો વીત્યા છતાં જેનો કાવ્યરસ નવો ને નવો—જાણે તાજો જ હોય તેમ લાગે છે તે મહાગ્રંથ ઘણો વખત થયા મળતો ન હતો, તે આ નવી આવૃત્તિ પ્રસિદ્ધ ,થતા હવે સર્વસુલભ થાય છે. ગુંર્જર સાહિત્યમા એ ખોટ એના કાવ્યરસિકોને ખૂચતી હતી. આજે એ ખોટ પૂરી પાડવા માટે પ્રકાશકોને ધન્યવાદ

સ્વ રાજવી કવિ કલાપીના કાવ્યો આ ગ્રંથમા અપાવા ઉપરાંત, સ્વ સાગરે આ કાવ્યોનો પરિચય આપતી જે સમજૂત આગલી આવૃત્તિમા અપાયેલી તે પણ છપાઇ હોઇને, આ આવૃત્તિપ્રસંગે એમા એક વિશિષ્ટ વિવેચનનો પણ ઉમેરો થયો છે. સ્વ. કલાપીનાં કાવ્યોને ઓળખાવતા અન્ય લેખો ઉપરાત, આ આવૃત્તિમા આપણા સાહિત્યના અગ્રગણ્ય સાક્ષર ( અને વિવેચક પણ ) શ્રી રમણલાલ દેસાઇની, એ કાવ્યગ્રંથની વિસ્તૃત વિવેચના પણ ઉમેરાઇ છે અત્યાર સુધીમા આ ગ્રંથ પર થયેલા વિવેચનો કરતાં નવી જ દૃષ્ટિ રજૂ કરતું આ વિવેચન, "કલાપી એક અભ્યાસ દૃષ્ટિ"મા અપાયુ છે. કલાપીના અભ્યાસીઓને એ ખૂબ માર્ગદર્શક થઈ પડે તેવુ હોઇને એ કાવ્યસાહિત્યના અભ્યાસીઓને ઠીક ઉપયોગી નીવડે તેવુ છે ઉપરાત, 'કલાપી સ્નેહી કે કવિ'ની તુલનાત્મક નોંધ અને નિર્ણય વાચવા યોગ્ય છે જ્યારે, કલાપીના સર્જનો પરત્વે ઊઠેલ નીતિ–અનીતિના વાદની પણ શ્રી રમણભાઇએ ઠીક મીમાંસા કરી છે

વર્ષો થયા અલભ્ય હતો તે આ કાવ્યગ્રંથ સૌ કોઈ વસાવે

૨. મોટી બહેન—લેખકો સ્વ ગિજુભાઇ અને શ્રી જુગતરામ દવે, પ્રકાશક શ્રી સોમાભાઇ ભિખાભાઇ પટેલ, મુ. સુણાવ, (આણંદ થઇને) ક્રાઉન કદના પૃષ્ઠ ૧૨૮+૮, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂા. એક

ગૂજરાત વિદ્યાપીઠની પ્રાથમિક શિક્ષણસંસ્થાઓના પ્રારંભિક વાચન માટે નાનીમોટી ચાલણગાડી લેખકોએ આપી હતી અને તેના વડે નાના રમતા બાળકો અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરવામા ઉત્સાહ પણ દાખવતાં. તે પછીના ક્રમિક વાચન માટે લેખકોએ આ "મોટી બહેન" લખેલું એમા અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરી આગળ વાંચતાં શીખવાનો પ્રયત્ન કરતાં બાળકો

સહેલાઇથી વાચી શકે તેવા સરળ પાઠો આપ્યા છે અને એક મોટી બહેનની વાતો સાભળ-વતિ બાળકો લલચાય તેમ, આ " મોટી બહેન "માની બાલભોગ્ય વાર્તાઓ નવા વાચતા શીખેલા બાળકો જરૂર હોસે હોસે વાચે તેવી છે આ નવી આવૃત્તિ હવે મળતી થઇ હોઇને દરેક પુસ્તકાલય પોતાને ત્યાં વધુ સખ્યામાં પણ વસાવીને બાળકોમા વિશેષ વચાવવા પ્રયત્ન કરે.

૩. **ઊડતાં પાન**—લેખક' પ્રા વિજયરાય ક વૈદ્ય, પ્રકાશક' પદ્મજા પ્રકાશન, વડોદરા ક્રાઉન કદના પૃષ્ઠ ૧૧૬, સાદુ પૂઠું, મૂલ્ય રૂ ૨–૪–૦. ૧૯૪૫

આપણા સાહિત્યના વિખ્યાત વિવેચક 'માનસી'કાર શ્રી. વિજયરાયે તખલ્લુસથી અને સ્વનામે લખેલ ૨૦ નિબધિકાઓનો આ સગ્રહ છે એમાની પહેલી અને છેલ્લી બે નવીન જ હોઇને બાકીની વખતોવખત તેમણે સામયિકોના પૃષ્ઠો પર અવતારેલી કૃતિઓ આમા સંગ્રહાઇ છે

શ્રી. વિજયરાય એક ઉચ્ચ કોટીના વિવેચક હોવા ઉપરાત, એક માર્મિક કટાક્ષલેખક પણ છે. અને તેમણે "વિનોદકાન્ત"ના તખલ્લુસથી કેટલાક સામયિકોમા આમાંની કૃતિઓ આપેલી

આ સગ્રહમા અપાયેલા આ લેખો, ઉચ્ચ શિક્ષણ, પત્રકારત્વ, તેમ જ સ્વગૃહજીવનના દશ્યોને ઉઠાવી અહીં તેમની કલમે જીવત સ્વરૂપ આપ્યુ છે પુસ્તકના વીસેય પ્રકરણોમાના ઘણા ખરા આપણા એ માન્ય વિવેચનકારના જીવનપ્રસગોની આછી ઝાખી જીવનરેખા આપે છે આમ માર્મિકતાપૂર્વક પોતાના જીવનપ્રસગો આપવાની કલાથી આ પ્રસગકથાઓ ઓર જ દીપી ઊઠે છે. સાહિત્યસેવીઓ અને સાહિત્યક્ષેત્રમા શ્રી વિજયરાયના સર્જનોમાં રસ ધરાવનાર સૌને એમની જીવનકિતાબના કહી શકાય તેવા આ પૃષ્ઠો જરૂર રસપ્રદ નીવડશે.

ગુર્જર સાહિત્યકારની આ જીવનસરિતાના વહેણો જોવા–જાણવા માટે પુસ્તકાલયોના મત્રી–સ ચપાતો પોતાને ત્યાં આવતા સાહિત્યરસિકો માટે વસાવી લે પૃષ્ઠસખ્યાના પ્રમાણમા કિમત જરા વધુ પડતી લાગે તેવી છે

૪. **લઘુયોગવાસિષ્ઠ**—અનુવાદક શ્રી ભોગીન્દ્રરાય નાનાનાન વૈદ્ય, કચ્છ–માડવી, પ્રકાશક સસ્તુ સાહિત્ય વ કાર્યાલય, ભદ્ર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૫૨૮, કાર્ડ બોર્ડના પૂંઠા સહિત, મૂલ્ય રૂ અઢી ૧૯૪૫

વેદાંતના એ મહાન ગ્રથનુ આ સક્ષિપ્ત સ્વરૂપ છે મૂળ સસ્કૃત ગ્રથના ૩૨૦૦૦ શ્લોકોમાથી આખાય ગ્રથના સારરૂપ એવા ૬૦૦૦ શ્લોકોની તારવણી કરી કાશ્મીરના અભિનદ નામના પડિતે કરેલા સક્ષિપ્તીકરણનો આ ગુજરાતી અનુવાદ છે અધ્યાત્મજ્ઞાનના જિજ્ઞાસુઓ, જેઓ આત્મજ્ઞાનમાં ઊંડો રસ ધરાવતા હોય તેઓને માટે આ ગ્રથ ઉપયોગી છે એમા આવતા આખ્યાનો–ઉપાખ્યાનો સામાન્ય બુદ્ધિના માનસમગજમા મહામુશ્કેલીએ ઊતરે તેવા હોય છે પરતુ એ વિષયના તલસ્પર્શી અભ્યાસીઓને એ અતિ આનંદદાયક જણાય છે. એવા આત્મમાર્ગના ઉપાસકોને મોટા મહાગ્રથનુ આલબન ન લેવુ હોય તો તેના સારરૂપ આ ગ્રથ ઉપયોગી ભોમિયારૂપ નીવડે તેમ છે અધ્યાત્મજિજ્ઞાસુઓ માટે પુસ્ત-કાલયોમા સુખે વસાવાય સાથે સાથે, શ્રી ગોપાળદાસ જીવાભાઇએ સંપાદન કરેલ અને નવજીવન કાર્યાલય દ્વારા પ્રસિદ્ધ થયેલ શ્રી યોગવાસિષ્ઠ પણ એના અભ્યાસીઓના તુલનાત્મક અભ્યાસ માટે વસાવી લેવા યોગ્ય છે

૫ શ્રીમદ્ શંકરાચાર્ય—લેખક શ્રી. પુરાતન જ. બુચ, પ્રકાશક ઉપર પ્રમાણે પુસ્કેપ આઠપેજી કદના પૃષ્ઠ ૪૮, સાદુ સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૩-૦

ભારતવર્ષમા શાંકર મત પ્રચારક આદ્યગુરુ–જગદ્દગુરુ શંકરાચાર્યનુ જીવનચરિત્ર આ નાનકડી પુસ્તિકામા આપવામા આવ્યુ છે. જગદ્દગુરુ શંકરાચાર્યના જીવનને લગતા જુદા જુદા ગ્રંથો આપણે ત્યા પ્રસિદ્ધ થયા છે, પરંતુ આમજનતા અને તેમા પણ ગ્રામજનતા સરળતાપૂર્વક વાંચી સમજી શકે તેવા અલ્પ જ છે આ નાની પુસ્તિકા ઓછુ ભણેલા લોકો પણ વાંચી સમજી શકે તેવી લોકભાષામાં રજૂ થયેલી હોઇને એ મહાન ધર્મપ્રચારકના જીવનને જાણવામા ઉપયોગી નિવડે તેવી છે. એમા તેમના બાલ્યજીવનથી લઇને દિગ્વિજય કરતાં કરતા થયેલા વાદવિવાદોનુ પણ ટૂંક નિરુપણ છે. એમની આસપાસ ગુંથાયેલી કેટલીક કપોલકલ્પિત દંતકથાઓથી આ સર્જન પર જણાય છે.

ગ્રામપુસ્તકાલયો પોતાને ત્યા અવશ્ય વસાવી લે, અને તેનો બહોળો પ્રચાર કરે.

૬. મારો ભારત દેશ—લેખક શ્રી. કાન્તિલાલ હ. પરીખ, પ્રકાશક ઉપર પ્રમાણે ક્રાઉન કદના પૃષ્ઠ ૧૩૬, સચિત્ર આર્ટ પેપરનુ પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦, ૧૯૪૫.

સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતી સર્વોપયોગી સાહિત્યશ્રેણીનું આ ૧૧ મુ પુસ્તક છે. લેખકે, એમાં ભારતના જોવા જેવાં મુખ્ય મુખ્ય નગરો, જલધોધો, ગુફાઓ, અને ઐતિહાસિક ધામોનુ એમની વિશિષ્ટ શૈલીએ દર્શન કરાવ્યુ છે. એ સ્થળોના વર્ણનોમા લેખકે, એમનો ભારતની પ્રાચીન ભવ્યતાની ભાવના જાણે મૂર્ત કરી દેખાડવા પ્રયત્ન કર્યો છે ઉપરાત લેખનશૈલી પણ કવિત્વભર્યો મધુની હોઇને વાચવી ગમે તેવી છે.

પ્રવાસવર્ણનને લગતા આપણે ત્યા આંગળીને વેઢે ગણાય તેટલા લખાતાં પુસ્તકોમા આ એક ઠીક ઉમેરો કરે છે. ગ્રામજનતાને પણ વાચવુ ગમે તેવુ આ વર્ણનાત્મક પ્રવાસ-પુસ્તક દરેક પુસ્તકાલય વસાવી લે અને ભારતની પ્રાચીન ભવ્યતાનો પોતાના વાચકોને અલ્પાંશે પણ ખ્યાલ આપવા પ્રયત્ન કરે

૭. શ્રી વિચારસાગર—મહાત્મા શ્રી નિશ્ચલદાસજી કૃત ગ્રંથનો અનુવાદ. અનુવાદક સ્વ છોટાલાલ નર્ભેરામ ભટ્ટ, પ્રકાશક ઉપર પ્રમાણે ડેમી આઠપેજી પૃષ્ઠ ૩૯૬, ગાઢુ પૂઠું, મૂલ્ય ૩ા અને ૧૯૪૫

વિચારસાગર એ વેદાંતવિષયનો અભ્યાસગ્રંથ છે મહાત્મા નિશ્ચલદાસે રચેલા ગ્રંથનો આ ગુજરાતી અનુવાદ સ્વ સાક્ષર શ્રી. છોટાલાલ ન. ભટ્ટે કરેલો તે છે અનુવાદકે આ ગ્રંથને ગુપ્ત જ્ઞાન સરખો કહ્યો હોવાનુ તેમની પ્રસ્તાવના પરથી સમજાય છે. એ સંબંધે તેઓ કહે છે

"આ ગ્રંથ શાસ્ત્રીય ક્રિયાઓથી ભરપૂર હોવાથી × × × ગુરુની સહાયતા વિના તે સમજવો કઠિન છે, માટે જેમ બને તેમ એમાના વિષયો વેદાન્તપરિભાષાથી અનભિજ્ઞ અને વેદાન્તના સંસ્કાર વિનાના પણ કેળવાયેલા અધિકારીઓ સહેલથી સમજી શકે એવી તેની રચના કરવા મને ઇચ્છા થઇ આવવાથી અનુકૂળતા પ્રાપ્ત થતા તેનુ સરસ ગુજરાતી ભાષાન્તર કરવાનો પ્રયાસ મેં આરંભ્યો હતો "

ઉપરના શબ્દો પરથી સમજાય છે કે, આ ગ્રંથ ગમે તેવા વાચકના હાથમા જઇ પડતા તેનો શુ ઉપયોગ થાય તે ભાગ્યે જ કહેવી શકાય. અને એટલે જ, સ્વ. સ્વામી શ્રી

અખંડાનંદજીની હયાતીમાં અનેકોની માગણી છતા તેમણે એ પ્રસિદ્ધ કર્યો ન હતો માત્ર અધિકારી વર્ગ જ એનો ગુરુગમ વડે ઉપયોગ સાધી શકે એ જોતા, આ ગ્રંથ એના પાત્ર અધિકારીના હાથમા જાય એ, આ પુસ્તક વસાવનાર ગ્રંથપાલે કાળજી રાખવી ઘટે

**૮. હિંદની આર્થિક પુનર્ઘટના**—લેખક શ્રી મણિલાલ એચ. શાહ, એમ એ, પ્રકાશક સદેશ પ્રકાશન મંદિર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૭૨, સાદુ પૂઠું, મૂલ્ય ૧–૦–૦ ૧૯૪૫.

અર્થશાસ્ત્ર–આંકડાશાસ્ત્રનો અભ્યાસ કરનારા આપણે ત્યા જૂજ માણસો છે, અને તે પણ માત્ર વિદ્વાન અર્થશાસ્ત્રીઓ જ તેનો અભ્યાસ કરે છે, જ્યારે આમજનતા આવા આર્થિક પ્રશ્નોમા અત્યત અલ્પ રસ ધરાવે છે આમજનતા, આર્થિક પ્રશ્નોમા રસ ધરાવતી થાય એ ઉદ્દેશથી ઉપર્યુક્ત સંસ્થાએ શરૂ કરેલી આર્થિક ગ્રંથમાળાનું આ ચોથું પુસ્તક છે.

યુદ્ધ પૂરૂ થયા પછી, યુદ્ધમા પડેલા અને તેની અસર નીચે આવી ગયેલા તેમ જ ઇતર દેશોએ પણ, યુદ્ધોત્તર પુનર્ઘટનાના પ્રશ્નોને હાથ ધરવા માડયા છે, અને હિંદના અર્થશાસ્ત્રીઓએ પણ એ દિશામાં પોતાના પ્રયત્નો ચાલુ કર્યા છે પરિણામે જુદા જુદા અર્થનિષ્ણાતો તરફથી ભિન્ન ભિન્ન યોજનાઓ બહાર પાડવામા આવી હતી. તેમાં ખાસ કરીને મુંબઇ યોજના, જે આપણા દેશના ઔદ્યોગિક નેતાઓએ ઘડી હતી તે તેમ જ પ્રો અગગ્વાલની યોજનાએ દેશનેતાઓનું ખાસ ધ્યાન દોર્યું હતું

આ પુસ્તકના લેખકે, આપણે ત્યા બહાર પડેલ યુદ્ધોત્તર પુનર્ઘટનાઓની વિવિધ યોજનાઓનો સમન્વય કરતુ દોહન આ પુસ્તકમા આપ્યુ છે અર્થશાસ્ત્રના શુષ્ક વિષયને લેખક કેટલેક દરજ્જે વાચનીય બનાવી શકયા હોઇને સામાન્ય માણસને પણ તેમાંના તત્ત્વો જાણવા આકર્ષાય તેવી રીતે આ પુસ્તક રજૂ કરાયુ છે

આજે જ્યારે આર્થિક પુનર્ઘટનાનો પ્રશ્ન, દેશનેતાઓની એરણ પર છે ત્યારે, સઘળી યોજનાઓના સમન્વયરૂપ આ પુસ્તક ઠીક વિચારસામગ્રી આપી જાય છે

**૯ નેતાજી**—સંપાદક શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, પ્રકાશક કદ ઉપર પ્રમાણે. સચિત્ર કવર જેકેટ સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂા ૩–૪–૦, ૧૯૪૬

નેતાજી શ્રી સુભાષ બોઝની છેલ્લી જન્મજયતિ પ્રસગે, આ પ્રકાશન પ્રસિદ્ધ કરાયું છે એમા, એના સંપાદકે, નેતાજી હિંદમાંથી અદશ્ય થયા ત્યારથી લઇને આઝાદ હિંદ સેનાના સેનાપતિઓના ખટલાના ચુકાદા સુધીની તવારીખી સકલના કરી છે.

સુભાષ બાબુએ, આઝાદ હિંદ સેના કેવા ત્યાગ અને ભારે બલિદાનપૂર્વક ઊભી કરી હતી, ભારતની મુક્તિની તમન્નાની એનામા કેટલી ઊંડી જડ હતી અને એને ખાતર તેઓએ શુ શુ કર્યું તેનો, વર્તમાનપત્રોના પાને પ્રસિદ્ધ થયેલ ઇતિહાસ અહીં ગ્રથાકારે રજૂ કર્યો છે. આ પુસ્તકને ભાવિ ઇતિહાસકાર માટેની, આઝાદ હિંદ સેનાની ક્રમબદ્ધ તવારીખરૂપે લેખી શકાય સમાચારો વચાઇ ગયા પછી નિરુપયોગી થઇ જતા વર્તમાનપત્રમાના આ કિંમતી દસ્તાવેજને આમ ચિરંજીવરૂપે રજૂ કરવા માટે એના સંપાદક-પ્રકાશકને અભિનદન

**૧૦. રચનાત્મક કાર્યક્રમ–તેનું રહસ્ય અને સ્થાન**—(ત્રીજી આવૃત્તિ) લેખક મોહનદાસ કરમચંદ ગાંધી; પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૪૪, સાદું પૂઠું, મૂલ્ય ૦–૩–૦

[ સાધનુ પૃષ્ઠ ૭૭ને છેડે ]



**પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરાનાં પ્રકાશનો**

૧ કલાપીના કેકારવ—લેખક સ્વ. રાજવી કવિ કલાપી, મૂલ્ય રૂા સાત.

૨ દીનબંધુ—હિંદી પરથી પ્રયોજક શ્રી રસૂલભાઇ ન. વહોરા; મૂલ્ય રૂા. ૨–૦–૦

**સંદેશ પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો**

૩ નેતાજી—સંપાદક શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, મૂલ્ય રૂા. ૩–૪–૦

૪ હિંદની આર્થિક પુનર્ઘટના—લેખક શ્રી મણિલાલ એચ શાહ, એમ. એ. મૂલ્ય રૂા. એક

**વોરા એન્ડ કંપની-મુંબઇનાં પુસ્તકો**

૫ ગાંધીજીના સમાગમમાં—સંપાદક ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; મૂલ્ય રૂા. અઢી

૬ મૂગો સેવક—લેખક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા દોઢ.

**નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો**

૭ બહેનોને—મૂળ લેખિકા શ્રી અમૃતકૌર, અનુ. શ્રી. કરીમભાઇ વોરા, મૂલ્ય ૦–૬–૦

૮ રચનાત્મક કાર્યક્રમ—લેખક મોહનદાસ કરમચંદ ગાંધી, મૂલ્ય ૦–૩–૦

**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો**

૯ શ્રી વિચારસાગર—મહાત્મા શ્રી નિશ્ચલદાસજી કૃત, અનુવાદક સ્વ. છોટાલાલ નરભેરામ ભટ્ટ, મૂલ્ય રૂા ૨–૮–૦

૧૦ મારો ભારત દેશ—લેખક શ્રી કાન્તિલાલ હ પરીખ, મૂલ્ય ૦–૧૦–૦

૧૧ શ્રીમદ્ શંકરાચાર્ય—લેખક શ્રી. પુરાતન જ. બુચ, મૂલ્ય ૦–૩–૦

૧૨ ખોરાકના ગુણદોષ—(આયુર્વેદની દૃષ્ટિએ) લેખક ડૉ. રસિકલાલ જેઠાલાલ પરીખ, મૂલ્ય ૦–૬–૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો**

૧૩ શ્રીકાન્ત—(ભા. ૧–૨)-(નવી આવૃત્તિ) મૂળલેખક. શરદ્‌બાબુ, અનુવાદક શ્રી રમણલાલ સોની; મૂલ્ય રૂા ૪–૮–૦

૧૪ પરિણીતા—(નવી આવૃત્તિ) મૂળલેખક ઉપર પ્રમાણે અનુવાદક શ્રી. નગીનદાસ પારેખ; મૂલ્ય રૂા ૧–૦–૦

૧૫ સમર્પણની કથાઓ—(ત્રીજી આવૃત્તિ) મૂળલેખક રવીન્દ્રનાથ ટાગોર, ભાષાંતરકાર નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, મૂલ્ય ૦–૧૨–૦

૧૬ રાજમુગટ—(ત્રીજી આવૃત્તિ) લેખક શ્રી. ધૂમકેતુ, મૂલ્ય રૂા. ત્રણ

૧૭ કળોઓ તનનાં ને મનનાં—મૂળ સંગ્રાહક વાસુદેવ વિનાયક જોષી, અનુ શાન્તાબ્હેન મનુભાઇ દેસાઇ, મૂલ્ય રૂ ૨—૦—૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૮ તપોવન—લેખક શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. મૂલ્ય રૂ ૩—૮—૦

૧૯ સાહિત્યનો તપસ્વી—રચયિતા- દેવીભાઇ શંભુભાઇ બારોટ, જૂનાગઢ, મૂલ્ય લખ્યુ નથી

૨૦ મોટી બહેન ( નવી આવૃત્તિ ) લેખકો: સ્વ ગિજુભાઇ અને જુગતરામ દવે, પ્રકાશક સોમાભાઇ કિશાભાઇ પટેલ, સુણાવ, આણંદ થઇને મૂલ્ય રૂ ૧—૦—૦

૨૧ પ્રણયરાત્રિ—લેખક શ્રી. ધૈર્યચંદ્ર ર બુદ્ધ, પ્રકાશક ગુર્જર સાહિત્ય ભંડાર, લાઠી મૂલ્ય ૦-૧૦—૦

---

[ પૃષ્ઠ ૭૫નું ચાલુ ]

ગાંધીજીએ દર્શાવેલા રચનાત્મક કાર્યક્રમના મુદ્દાઓની સમજૂત અને રહસ્ય દર્શાવતી આ પુસ્તિકાની ત્રીજી આવૃત્તિ છે એનો પરિચય અગાઉ અપાઈ ગયો છે જે પણ પુસ્તકાલયોમા હજી એ ન વસાવાયું હોય તેઓ સત્વર વસાવી લે

**૧૧. બહેનોને**—મૂળલેખિકા શ્રી અમૃત કૌર; અનુવાદક શ્રી. કરીમભાઈ વોરા; પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦—૬—૦, ૧૯૪૬

સ્ત્રીસેવાના ક્ષેત્રમા શ્રી. અમૃત કૌરનુ વિશિષ્ટ સ્થાન છે તેમણે, સ્ત્રીઓને સામાજિક કાર્યોમા રસ લેતી કરવાને પ્રયત્નો કર્યા છે, અને એ સેવાકાર્ય દ્વારા મેળવેલા અનુભવોમાંથી સ્ત્રીસેવા કરનાર માટે માર્ગદર્શક સૂચનો આ નાનકડા પુસ્તકમાં આપ્યાં છે. એ ક્ષેત્રમા કામ કરનાર હરકોઇને એ ઉપયોગી નીવડે તેવા છે. શહેરી બહેનો તેમ જ ગ્રામ બહેનોના પ્રશ્નો પણ ભિન્નભિન્ન હોઇને તેને લગતા પ્રશ્નોમા લોકમાનસ જાગ્રત કરવામાં મદદરૂપ થાય તેવા સૂચનોની આ પુસ્તિકા સૌ પુસ્તકાલયો સુખે વસાવે

# : : : : : : : અખિલ હિંદ પુસ્તકાલય

અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું ૭ મું અધિવેશન વડોદરા ખાતે તા. ૨૬ મીને શનિવારે સવારે નવ વાગે ન્યાયમંદિરનાં હોલમાં મળ્યું હતું. તેની ઉદ્‌ઘાટનક્રિયા શ્રી. સૌ. મહારાણી શાંતાદેવી બાઈ સાહેબના શુભ હસ્તે થઈ હતી.

### માનવંત હાજરી

પરિષદમાં શ્રીમંત સૌ. મહારાણી સાહેબ, ને ના દીવાન સાહેબ, તથા ઉચ્ચ અમલદારો, પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવતા સુશિક્ષિત ગૃહસ્થો અને સન્નારીઓ, સ્વાગત સમિતિના સભ્યો તથા બહારના હિંદભરમાંથી આવેલા પુસ્તકાલયોના ૧૩૦ પ્રતિનિધિઓની હાજરી ધ્યાન ખેંચતી હતી હોલ પ્રેક્ષકોથી ચિકાર ભરાયો હતો

શ્રી સૌ મહારાણી સાહેબ, ને ના. દીવાન સાહેબ, પરિષદના પ્રમુખ ઓન. સર અઝીઝુલ હક્ક, અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના ગત વર્ષના પ્રમુખ દી બ. રંગનાથન્ વગેરે પધારતાં સ્વાગતપ્રમુખ મે મોતીલાલ દેસાઈ, વિદ્યાધિકારી મે ડૉ મહેતા, તથા મંત્રીઓ શ્રી. વાકનીસ, શ્રી. રામભાઈ પરેલ અને શ્રી. ઉમેદભાઈ પટેલ વગેરે આવકાર આપ્યો હતો બેઠક વગેરે વ્યવસ્થા સારી રાખી હતી

## શ્રી. સૌ. મહારાણી સાહેબનું ઉદ્‌ઘાટન ભાષણ

### પ્રાર્થના–સ્વાગતગીત

કાર્યક્રમના આરંભમાં કન્યાઓએ પ્રોફેસર ચતુરભાઈ પટેલે રચેલું 'જયતુ જયતુ પરબ્રહ્મ પુરાણમ્' એ બ્રહ્મસ્તવન તથા કવિ સુંદરલાલ પરીખ કૃત 'સ્વજનને જોતાં નયન ભીંજાય, સ્વાગત શા દેવાય'—એ સ્વાગતગીત મધુર કંઠે ગાયા હતા



શ્રી. સૌ. મહારાણી
શાન્તાદેવી બાઇ સાહેબ
[શ્રી "સયાજીવિજય"ના સૌજન્યથી]

પછી શ્રી સૌ. મહારાણી શાંતાદેવી બાઈ સાહેબે અધિવેશન ખુલ્લું મૂકતા નીચે પ્રમાણે ભાષણ અંગ્રેજીમાં કર્યું હતું

અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના ૭ મા અધિવેશનનું ઉદ્‌ઘાટન કરવા મને આપેલા આમંત્રણને હું માન સમજું છું અમારે ત્યાં વડોદરામાં સંખ્યાબંધ જુદી જુદી અખિલ હિંદ પરિષદો ભરાયેલી છે, પરંતુ આ પહેલો જ પ્રસંગ છે, જ્યારે અમને જાણીતા ગ્રંથપાલો અને પુસ્તકાલયના મિત્રોને આવકાર આપવાનો આનંદ ઉપજે છે.

### પરિષદના સ્થળની પસંદગી

આપની સુદીર્ઘ પ્રથમ પસંદગી અમારા

## પરિષદનું ૭મું અધિવેશન : : : : : :

ઉપર ઊતરી તેથી અમને વિશેષ આનંદ થાય છે. પુનર્ઘટનાની ઘણી યોજનાઓ અમલમાં મૂકવાનો સમય હવે આવી પહોંચ્યો છે હું ખાતરીથી માનું છું કે અખિલ હિંદ પુસ્તકાલય મંડળ પાસે પણ તેની પોતાની પુનર્ઘટનાની યોજના છે. પુસ્તકાલયપ્રવૃત્તિની પહેલ અમે કરી છે અને આપની પરિષદ વ્યવહારૂ પરિણામ લાવશે તો ખચિત તેનું કાર્ય અમને ઘણું આનંદદાયી અને અભિમાનજનક થશે.



શ્રી. સૌ શાન્તાદેવી બાઇસાહેબ પરિષદનું ઉદ્દઘાટન વ્યાખ્યાન આપે છે.

### વાઙમય અને પુસ્તકાલયનો સબંધ

તાજેતરમા જ મને વાંગ્મય પરિષદનું ઉદ્દઘાટન કરવાનુ માન મળ્યું હતુ. સાહિત્યવિષયક અને પુસ્તકાલય સબધી કાર્ય એ બને વચ્ચે હું ઘણો નિકટનો સબધ જોઉ છુ વસ્તુત: બને પ્રવૃત્તિ એકબીજાની પૂરક છે. વિદ્વાન સાક્ષરો સાહિત્ય રચે છે અને ગ્રથપાલો તેનો સગ્રહ અને પ્રચાર કરે છે બીજી બાજુએ ગ્રથપાતો એવી સસ્થાઓ નિભાવે છે, જે પડિતજનોને પ્રાચીન જ્ઞાનના ભડાર તરીકે અને અર્વાચીન જ્ઞાનના શક્તિગૃહ તરીકે ઉપયોગી છે. સમાજને એ ઉભયની જરૂર છે, અને તે બને પ્રગતિ કરે અને બૌદ્ધિક જીવનની ઉચ્ચ કક્ષા જળવાઈ રહે તે જોવામા સમાજને રસ છે

### વડોદરા માટે આશા અને શ્રદ્ધા.

હિંદમા બીજાં સ્થળો કરતાં ઘણા વખત આગમચથી વડોદરાએ પુસ્તકાલયની વ્યવસ્થિત પ્રવૃત્તિ શરૂ કરેલી, પણ પહેલ કરવા માત્રથી જ જો તે પોતાને કૃતકૃત્ય માનીને બેસી રહે તો મારા વડોદરાને ખોટા સ્વરૂપમા સમજી છુ એમ જ કહેવાશે કોઇપણ કાર્ય બીજા કરી શકે તે કરતા વધારે સારી રીતે કરી બતાવવામા વડોદરાને શ્રદ્ધા છે. મને આશા છે કે આ પરિષદ અમારા પ્રયત્નોમા સહાય કરશે

મને આશા અને વિશ્વાસ છે કે ઓન મિ. અઝીઝુલ હકકના નેતૃત્વ નીચે આપ ફળદાયી ચર્ચા કરશો અને વડોદરાનો નિવાસ સુખરૂપ બનાવશો. એટલુ કહી આ પરિષદ ખુલ્લી મુકાયલી જાહેર કરતા મને ઘણો આનંદ થાય છે.

# સ્વાગત પ્રમુખ રાજપ્રિય મોતીલાલ દેસાઇનું ભાષણ

આપ સર્વને અખિલ હિંદ પુસ્તકાલયના ૭ મા અધિવેશનમા હાર્દિક આવકાર આપતા મને મોટું માન ઉપજે છે હું જાણું છું કે આપને જે વસ્તુ વડોદરામા લાવી છે તે અમારા હાર્દિક સ્વાગતની ખાતરી નહિ, પણ શ્રીમંત સરકારે વડોદરાને હિંદના પુસ્તકાલયોનું ઘર બનાવ્યુ છે તે પવિત્ર ભાવના છે દૂરથી શ્રમ લઇને પધારેલા મહેમાનોના સહૃદય આતિથ્ય માટે અમારા શક્તિ અને સાધનોને અનુસરીને બનતું કર્યું છે. વિશ્વસર્જનના પ્રાચીન તત્ત્વજ્ઞાના શબ્દોમા વડોદરાનું વર્ણન હિંદના પુસ્તકાલયોની આદ્યશક્તિ તરીકે થયું છે તેમા કોઇને શંકા કે વિવાદ થાય તેવું નથી હું એ વર્ણનમા એક મુદ્દાનો વધારો કરીશ અને તે વાત નિર્વિવાદ છે કે, શ્રી ગાયકવાડનું રાજકુળ તમામ પુસ્તકાલયપ્રવૃત્તિની આદ્યશક્તિ છે.

## કે. શ્રી. સયાજીરાવની પ્રણાલિકા

તેમના પ્રતાપી વારસ હાલના આપણા શ્રી. મહારાજા સાહેબે માત્ર નિભાવી રાખવા કરતા વિશેષ કર્યું છે શ્રીમંતના અંગત પુસ્તકાલયમાંથી મધ્યવર્તી પુસ્તકાલયને પુસ્તકોની વારંવાર ઉદાર બક્ષિસો મળતી રહી છે શ્રી. સૌ. મહારાણી શાંતાદેવી બાઇ સાહેબ જેમણે પરિષદનુ ઉદ્ઘાટન કરીને આપણને માન આપ્યુ છે તેઓ પણ પુસ્તકોનો શોખ ધરાવે છે અને સાર્વજનિક પુસ્તકાલયોની અગત્યતામા માનનારા છે તેથીજ તેઓ શ્રીમંતે નવસારી મહિલા પુસ્તકાલય સાથે પોતાનું નામ જોડવા દેવાની પરવાનગી આપી છે.

## પુસ્તકાલયની મફત સવડ

રાજ્યની પ્રજાને પૂરી પાડીને વડોદરાએ હિંદના રાજ્યોમા જ નહિ પણ હિંદના પ્રાંતોમા પણ અપૂર્વ માનનું સ્થાન પ્રાપ્ત કર્યું છે તેથી આગળ વધીને કહીએ તો વડોદરાએ પુસ્તકાલયપ્રવૃત્તિના વિસ્તાર અને સંગીનતામા ઇંગ્લાંડ અને અમેરિકાનું સ્થાન મેળવ્યું છે રાજ્યનો આઠ હજાર ચો. માઇલનો આખો વિસ્તાર પુસ્તકાલયો અને વાચનાલયોથી અંકિત થયેલો છે તેની સંખ્યા ૧૪ હજારથી વધુ છે અને તેનું પ્રમાણ દરેક ૧૭ ચો. માઇલે એક પુસ્તકાલયનું આવે છે સંયોજિત પ્રદેશને પણ નજીકના ભવિષ્યમાં એવી જ સવડો પ્રાપ્ત થશે એવી આશા છે આ ઉપરાંત ગામડાઓમા ફરતી સુમારે ૪૦૦ પુસ્તકાલય પેટીઓની યોજના પણ થઇ છે

## પુસ્તકાલયો સ્વતંત્ર પ્રજાકીય સંસ્થા

પુસ્તકાલયવિકાસનો ઇતિહાસ ટૂંકમા આપી, જણાવું છું કે વડોદરા રાજ્યમા પુસ્તકાલયો પ્રજાકીય સંસ્થાઓ છે પ્રતિવર્ષ તેના સભ્યોમાથી વ્ય. સમિતિઓ ચુંટાય છે અને તે તેનાં ધારાધોરણો ઘડે છે, અંદાજપત્રકો કરે છે અને ખર્ચના માર્ગો અને સાધનો નક્કી કરે છે પુસ્તકો અને વર્તમાનપત્રોની પસંદગી કરવાની તેમને સંપૂર્ણ છૂટ છે

ખાતું અને પંચાયતો ૨/૩ મદદ આપે છે, છતા તેના સંચાલનમા દખલગીરી હોતી નથી જેમ એક સ્વતંત્ર માણસને પણ પોતાનું ખૂન કરવાનો અધિકાર કાયદાથી મળતો નથી, તેમ આ વ્ય. સમિતિઓને સંસ્થાઓને માર્ગ નાખવા સિવાય બીજું બધું કરવાની

છૂટ છે. આ સ્વાયત્ત શાસનને લીધે પુસ્તકાલયો જાહેર જીવનમા વિરલ લોકપ્રિયતા ભોગવે છે ગજા પ્રજા વચ્ચેના હિતની એકતાનુ ઉત્તમ સાધન સાર્વજનિક પુસ્તકાલયો પૂરૂ પાડે છે. રાજ્ય પુસ્તકાલય સહકારી મંડળમાં હિંદુ–મુસ્લીમ અને પારસી, તેમ જ સરકારી અમલદારો અને પ્રજામડળના આગેવાનો, શહેરીઓ અને ગ્રામ્યજનો, સ્ત્રી–પુરુષો અને યુવાનો બધા હોય, એ બધાથી પુસ્તકાલય સસ્થા સાક્ષરોનુ સાચુ પ્રજાસત્તાક તત્ર બની છે બાળશિક્ષણને પણ આપણાં પુસ્તકાલય ઘણુ મહત્ત્વ આપે છે શાળાઓ અને કોલેજોમા મેળવેલા જ્ઞાનને જીવનભર ચાલુ રાખવાનુ સાધન પુસ્તકાલય છે પણ હિંદમા હજી તેવી સ્થિતિ નથી દર સો માણસોએ એક વાચી શકે છે ફરજીઆત વયમા સગીન અક્ષરજ્ઞાન મળવુ જોઇએ અને તે માટે વડોદરામા શાળાશિક્ષણની પૂર્તિ તરીકે પુસ્તકાલય સસ્થાની યોજના થઇ છે બાળકોને પુસ્તકાલય માટે અભિરુચિ થાય તે માટે આપણે પ્રયાસ કરીએ છીએ

ઉત્કર્ષની પ્રવૃત્તિઓના પાયા તરીકે આપણા પુસ્તકાલય કામ કરે છે. કેળવણી મનુષ્યને જીવનસગ્રામ માટે તૈયાર કરે છે હિંદમા જીવનના વાસ્તવવાદ અને કેળવણી વચ્ચેનો સબધ છુટાછેડાનો કહેવામા આવે છે એ વિચ્છેદની પીંછી પુસ્તકાલયના શિક્ષણ ઉપર ન લાગે તે માટે પુસ્તકાલય વ્યવસ્થાપકોને સરકાર જાહેર આરોગ્ય વગેરે ઉત્કર્ષની પ્રવૃત્તિઓમા ફાળો આપી શકે તેવી રીતે તાલીમ આપવી જોઇએ આવી જાહેર હિતની પ્રવૃત્તિઓનુ કેન્દ્ર પુસ્તકાલય બને તે માટે ઉત્તેજન આપવામા આવે છે તેથી ઘણી સસ્થાઓએ જ્ઞાન અને શિક્ષણપ્રચાર ઉપર વૈદકીય મદદ, વ્યાયામ પ્રવૃત્તિ, ખેતી સાથે સબધ ધરાવતા ગ્રામ્ય ઉદ્યોગો વગેરે પ્રવૃત્તિઓ કરે છે એ વ્યાપક ઉત્કર્ષના યોજક તરીકે–વર્તમાન સ્થિતિના સર્જક તરીકે એ ખાતે સ્વ મોતીભાઇ અમીનની સેવાઓ જાણીતી છે

આપના વિચારોને આ સિદ્ધાતો કેટલા માફક આવશે તે હુ નથી જાણતો, પણ આપના વિચારશીલ ઠરાવો અમારા રાજ્યમા અમલમા મૂકવામા સધિયારતા થાય તેવા થશે તો એથી અમને ઘણો આનદ થશે એટલુ કહીને આપને ફરીથી આવકાર આપી પરિષદના કાર્યમા સફળતા ઇચ્છુ છુ

## પ્રમુખ માટે દરખાસ્ત

પ્રમુખસ્થાન માટેની દરખાસ્ત વકીલ શ્રી દાજી નાગેશ આપ્ટેએ મૂકતા જણાવ્યુ કે આજના પ્રગતિયુગમા દરેક પ્રજાએ પાડોશની સસ્કૃતિ–સ્થિતિ જાણવાની આતુરતા કુદરતી છે તે પૂરી પાડવા પુસ્તકાલય એક મહત્ત્વનું સાધન હોઇ કે શ્રી સયાજીરાવે પુસ્તકાલય-પ્રવૃત્તિની પહેલ કરેલી તે ફતેહમદ થઇ છે એ કાર્યમા વડોદરાએ સ્વ કુડાલકર જેવા નિષ્ણાત પૂરા પાડયા હતા. અને તેઓ મદ્રાસમા મળેલી પહેલી હિંદી પુસ્તકાલય પરિષદના પ્રમુખ હતા. તેથી અહીં પરિષદને આમત્રણ અપયુ છે તે યોગ્ય હોઇ, પરિષદના સચાલન માટે આ પ્રવૃત્તિમા રસ લેતા સર અઝીઝુલ હક જેઓ બગાળના કારોબારી સભ્ય અને કલકત્તા યુની ના વાઇસ ચેન્સેલર હતા અને હાલ ના વાઇસરોયના વેપાર ઉદ્યોગ ખાતાના



અધિવેશનના વરાયેલા પ્રમુખ શ્રી અઝીઝુલ હક્ક સ્વા પ્રમુખ રાજપ્રિય મોતીલાલ દેસાઈ અને પુ ખાતાના વ્યવસ્થાપક શ્રી વાકનીસ સા સાથે

કારોબારી સભ્ય છે, તેઓને પ્રમુખસ્થાન લેવા વિનતિ કરૂં છું

કોલ્હાપુરના લોકપ્રિય નવનકથાકાર શ્રી. ફડકેએ અનુમોદન આપ્યા બાદ ના. સર હક્ક સાહેબે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

### ફૂલહાર-બેજ સત્કાર

પછી સ્વાગતાધ્યક્ષ મે મોતીલાલ દેસાઈએ શ્રી, સૌ મહારાણી સાને ફૂલહાર સત્કાર કરી, પ્રમુખશ્રીને ફૂલહાર કરી પ્રમુખપદનો ચંદ્રક અર્પણ કર્યો હતો

---

## અધિવેશનના વરાયેલા પ્રમુખશ્રીનું ભાષણ

ના. સર અઝીઝુલ હકે પ્રમુખસ્થાનેથી ભાષણ આપતા પ્રમુખપદના માન માટે આભાર માની જણાવ્યું કે, પુસ્તકાલયની વ્યવસ્થિત પ્રવૃત્તિની પહેલ કરવાનું માન વડોદરાને ઘટે છે તેવી જ રીતે વડોદરાએ બીજી કેળવણી તેમ જ સાસ્કૃતિક પ્રવૃત્તિઓની પણ પહેલ કરી છે વડોદરા ભાષા અને સંસ્કૃતિના અભ્યાસનું કેન્દ્ર બન્યું છે અને હિંદમાં ગ્રામોન્નતિનું પણ આદર્શ કેન્દ્ર બનશે એવી આશા છે.

### દશકા પહેલાંની યાદ

દસ વર્ષ ઉપર હું અહીં આવેલો ત્યારે તમારી શાળાઓ અને પુસ્તકાલયપ્રવૃત્તિનો અભ્યાસ કરેલો. અને મને ઘણું જાણવા-શીખવાનું મળેલું શહેરની નજીકના ગામડાઓની મુલાકાત લઈ કેળવણી અને જ્ઞાનપ્રચારની પ્રવૃત્તિ જોઈ હતી તે પછી આજ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ વડોદરામા ભરાઈ છે તેથી મને આનંદ થાય છે તેથી હિંદની પુસ્તકાલયપ્રવૃત્તિના રસિકો અને કાર્યકર્તાઓને લાભ થશે એમ માનું છું

વિશ્વભરમા રાષ્ટ્રોની અથડામણ ચાલી રહી છે યુદ્ધના પરિણામે જનતાને અનેક મુશ્કેલીઓ સહન કરવી પડી છે. આપણા દેશમા પણ સ્થિતિ કષ્ટમય છે દેશ ગરીબ છે, ગ્રામ્ય જનતાનો મોટો ભાગ અશિક્ષિત અજ્ઞાન છે અને તેને લીધે તેને બીજાઓ કરતાં વધુ કષ્ટ વેઠવું પડ્યું છે અને પડે છે એ બાળપણમા પોતે અનુભવેલું ગરીબ કારકુનદ

દયાજનક દષ્ટાંત આપતા જણાવ્યુ કે, કારકુને કામમા ભૂલ કરેલી, અમલદારે તેને ઠપકો આપ્યો તેને પૂછ્યું ત્યારે કહ્યુ કે શું કરૂ, ત્રણ વર્ષથી પૂરૂ ખાવા મળ્યુ નથી અને શક્તિ ક્ષીણ થઇ ગઇ છે ! આવી સ્થિતિ છે. હવે યુદ્ધ પૂરૂ થયુ છે, પણ હજુ આર્થિક મુશ્કેલી ઓછી થઇ નથી.

પુનર્વટનાનો સમય શરૂ થયો છે અને તેના કાર્યક્રમમા પુસ્તકાલયપ્રવૃત્તિ પણ એક મહત્ત્વનો પ્રશ્ન છે.

હાલ આ પુસ્તકાલયપ્રવૃત્તિ સ્થગિત થઇ છે, કાગળોની અછત એટલી છે કે પુસ્તક-પ્રકાશનની મુશ્કેલી ઊભી થઇ છે તેથી જ્ઞાનપ્રચારની ગતિ શિથિલ થઇ પડી છે. સામાજિક સાથે કેળવણીના સુધારા માટે શાળોપયોગી પુસ્તકો સાધનોના વિસ્તારની જરૂર છે અને શાળાનો અભ્યાસ છોડયા પછી જ્ઞાન માટે સારા પુસ્તકાલયોની ખાસ જરૂર છે શ્રી વડોદરા સરકારે એ દિશામા ઘણુ કર્યું અને કરે છે, તેમા સુધરાઇઓ, પંચાયતો વગેરે મદદ અને સહકાર આપે છે આ બધા પ્રવૃત્તિકાર્યમાં આ પરિષદ દ્વારા વડોદરાની પ્રવૃત્તિથી માર્ગ-દર્શન સલાહ અને પ્રોત્સાહન મળે એવી સૂચનાઓ થશે એવી મને આશા છે.

## પુસ્તકાલયો તરફ ઉપેક્ષા

બંગાળના કેળવણી ખાતાના પ્રધાન તરીકે મે સેંકડો શાળાઓની મુલાકાત બંગાળમા તેમ જ હિંદના અન્ય સ્થળોએ લીધી હતી શાળાઓમા પુસ્તકાલયો હોય છે પણ શાળાના મકાનો અને સાધનસામગ્રી માટે ધ્યાન અપાય છે તેટલું પુસ્તકાલય પ્રત્યે અપાતું નથી તે જોઇને ખરેખર ખેદ થાય છે !

## નવાં સારા ઉપયોગી પુસ્તકો

શાળાના પુસ્તકાલયો માટે ચોપડીઓ વિવિધ અને સમૃદ્ધ જોઇએ. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, સામાજિક વગેરે વિષયોમા પાઠ્યપુસ્તકો સિવાય થોડા જ પુસ્તકો સારા હોય છે શાળા પુસ્તકાલય માટે પુસ્તકો સાદાં સરળ ભાષામા લખાવાં અને પ્રસિદ્ધ થવાં જોઇએ અને તે ગામડે ગામડે પહોંચાડવાં જોઇએ મે જાત અનુભવથી બંગાળમા જોયુ છે કે પુસ્તકો ગામડામા હોય છે તેમા ગ્રામ્ય જનતાને રસ પડે છે, વાંચે છે એ ખરૂ. પણ તેમાં વિવિધતા ઘણી ઓછી હોય છે. શાળાઓ તેમજ ગામડાઓ માટે પુસ્તકાલયપ્રવૃત્તિનો યોગ્ય દિશામાં અને યોગ્ય રીતે વિસ્તાર કરવાનો પ્રશ્ન ખાસ વિચારણામા લેવા જેવો છે.

## કિંમતી પુસ્તકો પસ્તી ને પડીકાં બાંધવામાં !

કેટલીક કચેરીઓ તથા શાળાઓમા પુસ્તકો હોય છે. પણ તેની સંભાળ કે રક્ષણ માટે નફરત બતાવવામા આવે છે એક મોટા શહેરનો અનુભવ કહું. મે એક દુકાનની મુલાકાત લીધી, તેમા જૂના પુસ્તકોનો ઢગલો પડેલો હતો દુકાનદાર તેના પાનાં ફાડી પડીકા બાંધવામા ઉપયોગ કરતો દેખાયો મે જઇ જોયુ તો એ ગ્રંથો સો વર્ષ ઉપરના જૂના અને ઉપયોગી હતા મે પૂછ્યુ કે, આ ગ્રંથ અહીં કયાથી આવ્યા ? તેણે કહ્યુ કે કોલેજના

પુસ્તકાલયમાંથી જૂની ચોપડીઓ પસ્તીમાં કાઢી નાખી તેની સાથે આ પુસ્તક આવ્યા છે! પુસ્તકોની આવી સ્થિતિ ન થવી જોઇએ

## રેફરન્સ પુસ્તકો

આવા પુસ્તકો હાલના પુસ્તકાલયોમા ઘણા ઓછા હોય છે, તેનુ કારણ નાણાની મુશ્કેલી જણાવાય છે. બગાળની ધારાસભાએ પણ એ માટે બજેટ ઓછુ કરી નાખેલુ તેમ ન થવુ જોઇએ. હિંદની પ્રગતિ અને જાગ્રતિ માટે પુસ્તકાલયપ્રચારની ખૂબ જરૂર છે

## હિંદના હસ્તલિખિત ગ્રંથોની નકલ બહારથી મેળવો

હવે યુદ્ધ પછી પુસ્તકાલયપ્રવૃત્તિ પણ પુનર્ઘટના માગે છે તે કાર્યમા એક વાત ધ્યાનમા લેવા જેવી છે, કે આપણા પ્રાચીન સાહિત્યના કિંમતી હસ્તલિખિત ગ્રથો હિંદ બહાર પ્રદર્શનોમા પડેલા છે તે અસલ લાવી ન શકાય, પણ તેની ફોટો નકલો કરાવી લાવવા પ્રયત્ન કરવો જોઇએ તે માટે ખર્ચ જોઇએ તે માટે સાધન ઊભુ કરવુ જોઇએ સરકાર તેમા ઘણીય મદદ કરી શકે વડોદરા પણ આ માટે ઘણુ કરી શકે.

## વડોદરાની પ્રવૃત્તિથી લાભ

વડોદરાએ પુસ્તકાલયપ્રવૃત્તિ ઘણા સારા પાયા ઉપર મૂકેલી છે અને એ બાબતમા હિંદમા વડોદરાએ અગ્રસ્થાન મેળવ્યુ છે અને હિંદના પુસ્તકાલયોની પરિષદ પોતાને ત્યા બોલાવી છે, તેથી તેનો લાભ વડોદરા તેમ જ બહારની પ્રવૃત્તિને મળશે એમ હું ઇચ્છું છુ.

## શુભેચ્છાના સદેશા

તે પછી મત્રી શ્રી વાકનીસ સાહેબે બહારથી આવેલા શુભેચ્છા અને સફળતાના સદેશા રજૂ કર્યા હતા, જેમા ઓન. શ્રી એમ. આર જયકર, ઓન. સ્પીકર શ્રી. માવલકર, ઓન શ્રી. જે પી શ્રીવાસ્તવ, મુબાઇના માજી વડા પ્રધાન શ્રી ખેર, શ્રીમતી લીલાવતી મુનશી, સેઇગાવ ગ્રીમાની મથકના મિ ડબલ્યુ ડકન, ઓન સર ફજલુલ હક્ક, શ્રી દીવાન ચમનલાલ, દી. બ. ત્રિવેદી, શ્રી પ્રાણનાથ દેવકરણ નાનજી, શ્રી ગજરત્ન પ્રતાપરાય મહેતા, શ્રી લાયબ્રેરી એસો ।। મા હેડીકાર, અને અમેરિકન લા એસો ચિકાગોવાળા શ્રી કાર્લ મીલાન, વગેરેના મુખ્ય હતા

## આભારદર્શન

પછી મે વાકનીસ સાહેબે શ્રી સૌ મહારાણી સાહેબનો ઉદ્ઘાટન માટે પધારવા બદલ તથા પ્રમુખસ્થાન સ્વીકારવા બદલ સર અઝીઝુલનો તેમ જ પધારેલા ગ્રથપાલો અને પ્રતિનિધિઓ વગેરે સર્વનો આભાર માન્યો હતો.

પ્રમુખશ્રી સર અઝીઝુલ હકે પણ શ્રી સૌ મહારાણી સાહેબનો અખિલ હિંદ પરિષદ ઉદ્ઘાટન કરવા માટે આભાર માન્યો હતો

પછી રાજગીતના સગેરા વચ્ચે ઉદ્ઘાટનસમારભ વિસર્જન થયો હતો

# પુસ્તકાલય પ્રદર્શનનું ને. ના. દીવાન સાહેબ સર મિતરના શુભ હસ્તે ઉદ્‌ઘાટન

અખિલ હિંદ પુસ્તકાલય પરિષદના અત્રે ભરાયેલા અધિવેશન અંગે તા. ૨૫ મીને શુક્રવારે સાંજે મધ્યવર્તી પુસ્તકાલયના હૉલમાં પુસ્તકાલય પ્રદર્શન ને ના દિવાન સાહેબ સર બ્રિજેન્દ્ર મિત્રના શુભ હસ્તે ખુલ્લું મૂકવાનો સુંદર સમારંભ યોજાયો હતો. મોટા અમલદારો, બહારથી આવેલા કેટલાક પ્રતિનિધિઓ તથા અહીંના જાણીતા આમંત્રિત ગૃહસ્થો અને સન્નારીઓની હાજરીથી હૉલ ચિકાર ભરાયો હતો.



ને ના દીવાન સાહેબ
સર બ્રિજેન્દ્ર મિત્ર
[ "સયાજી વિજય"ના સૌજન્યથી ]

### પ્રો. સી. વી. જોશીનું નિવેદન-વિનતિ

રાજ્યના દફતર ખાતાના અધિકારી પ્રો સી વી જોશીએ ના સર મિતરને પ્રદર્શન ખુલ્લું મૂકવા વિનતિ કરતા પ્રદર્શનની યોજનામાં તેનો હેતુ અને લાભ જણાવી પ્રદર્શન, ગોઠવેલા જુદા જુદા વિભાગો અને તેના જોવા લાયક નમુનાઓ-બરોડા લાયબ્રેરી વિભાગ, બાળવિભાગ, ફરતા પુસ્તકાલયોનો વિભાગ, ગ્રંથપાલની પદ્ધતિનો વિભાગ, વર્તમાન પુસ્તકાલયવિભાગ, જૂના ક્ષીણ થઈ ગયેલા ગ્રંથો, તેની દુરસ્તી, પાકા કાચા કાર્ડ કાપડ અને ચામડાના પૂઠાનો વિભાગ, નકશાઓ, ચિત્રો ના દીવાન સા. સર મિતરે ભેટ આપેલો હિંદના સાંસ્કૃતિક અસ્મિતાના વારસાનો નકશો, અંધ વાચકો માટે બ્રેઇલ પુસ્તકો, જયહિંદની માઇક્રોફિલ્મ નકલ વગેરે જોવા લાયક નમુનાઓ સંબંધમાં સુરેખ સંક્ષિપ્ત માહિતી આપી આ સુંદર પ્રદર્શન ખુલ્લું મૂકવા ના દીવાન સાહેબને વિનતિ કરી હતી

### ના. દીવાન સાહેબનું ભાષણ

ના. દીવાન સાહેબે પ્રદર્શન ખુલ્લું મૂકતા આનંદ અને આભાર દર્શાવી જણાવ્યું કે, મેં અત્યાર આગમચ વિવિધ પ્રદર્શનો જોયા છે, પણ આવું પુસ્તકાલય પ્રદર્શન તો આજ પહેલી જ વાર જોવાની તક મળી છે અને તો એ જ આશ્ચર્ય લાગે છે કે પુસ્તકાલયનું પ્રદર્શન હોવું હશે ખરું ! પણ પ્રો જોશીએ આપેલી માહિતી ઉપરથી જણાય છે કે આ પ્રદર્શન ઘણું ઉપયોગી અને રસપ્રદ છે તેમાં મૂકેલા વિવિધ નમૂનાઓ આપણે માટે ખાસ ધ્યાન ખેંચે તેવા જોવા યોગ્ય થઈ પડશે એમ હું માનું છું.

પુસ્તકાલય સંબંધી માહિતી મને પોતાને ઘણી થોડી છે, પણ એક પુસ્તકાલય સાથે



ને ના દીવાન સાહેબ પુસ્તકાલય પ્રદર્શન ઉદ્ઘાટન સમારંભમા

મારે સબધ હતો અને તે અગે મને અનુભવ મળ્યો હતો તે અત્રે આપને કહી સભળાવીશ એ પુસ્તકાલયને અગે ચોપડીઓનુ રક્ષણ કેવી રીતે કરવું તે પ્રશ્ન નિશ્ચિત થયો હતો આ વિષયને લગતા તમામ સાહિત્યનો અભ્યાસ અમારા ગ્રથપાલે કર્યો હતો તેના પરિણામે તે એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે ઉષ્ણ કટીબધ પ્રદેશમા પુસ્તકોનો દુશ્મન સૂર્યનો તાપ છે આપણી સામાન્ય માન્યતા એવી છે કે જ્યારે ચોપડી ભીની કે ભેજવાળી હોય ત્યારે તેને તડકામા મૂકી સુકવવી જોઇએ. પણ આપણને એ ખબર નથી હોતી કે સૂર્યના કેટલાક કિરણો એવા હોય છે કે જે કાગળના તતુઓને બાળી નાશ કરે છે. અમેરિકન નિષ્ણાતોએ એવા યત્રની શોધ કરી છે કે જેનો નિદાન પુસ્તકોને અસર કરે છે. એવાં કિરણોને કાપી નાખવામા આવે છે તેઓ માત્ર અમુક જાતના કિરણોને જ પુસ્તકાલયમા પ્રવેશ કરવા દે છે સૂર્યના નુકસાનકર્તા કિરણોને કાપી નાખનારા એક જાતના આસમાની કાચની તેઓએ શોધ કરી છે

## બરડ કાગળોનું રક્ષણ

બીજો મુદ્દો એ છે કે જે પુસ્તકાલય સાથે હું જોડાયેલો હતો તેમા નુકસાન પામેલી ચોપડીઓની જાળવણીનો પ્રશ્ન ઉભો થયો કેટલીક ચોપડીઓ ઘણી કિંમતી હતી અને ભાવિ પ્રજા માટે ખાસ જાળવી રાખવા જેવી હતી આ પુસ્તકના કાગળ બરડ થઇ જતા સારે કકડા થઇ જતા તે માટે અમેરિકન ઇલાજ એવો છે કે એવા બરડ કાગળને પાતળા રેશમી કાપડના બે કકડા વચ્ચે મૂકવા આથી કાગળને નુકસાન થતું નથી અને લાંબા વખત સુધી જળવાય છે

ત્રીજો મુદ્દો પુસ્તકોને જીવાતથી–ઉધઇથી રક્ષણ આપવાનો છે તેથી કાગળો અને પુસ્તકોમા કાણા પડી ઘણું નુકસાન પહોંચે છે અને કીંમતી પુસ્તકો નાશ પામે છે. આ જીવાતનો નાશ શી રીતે કરવો અને તેને પુસ્તકોમા ઊતરતી શી રીતે અટકાવવી એ પ્રશ્ન છે.

## આગળ વધેલુ અમેરિકા

પુસ્તકાલયની વ્યવસ્થાનો પ્રશ્ન અમેરિકામા એક શાસ્ત્ર અને કળાનો વિષય થયો છે.

આપણે ત્યા પુસ્તકોની જાળવણી માટે, તેના રક્ષણ માટે તથા દુરસ્તી માટે, જુદી જુદી પદ્ધતિના અગત્યના સચિત્ર સાધનો અને રીતો બતાવનાર આ પહેલુ પુસ્તકાલય પ્રદર્શન છે મિ. જોશી કહે છે કે, કેવીઓઆશીનો પ્રાચીન કાળથી છેક આજ સુધીનો વિકાસક્રમ જોવાનું સાધન પ્રદર્શનમા આપણને જોવા મળશે મને પોતાને પુસ્તકાલયની વ્યવસ્થા, પુસ્તકોનું રક્ષણ વગેરે બાબતમા વિશેષ જ્ઞાન નથી, પણ આપનામાના ઘણાની પેઠે હુ પણ અત્રે જે પ્રદર્શન ખુલ્લુ મૂકુ છુ તેમાથી ઘણી અગત્યની બાબતો જોવાની આશા રાખુ છુ.

### ઉદ્ઘાટનવિધિ નિરીક્ષણ

પછી ના. દીવાન સાહેબે પડદો ખસેડી પ્રદર્શન ખુલ્લુ મુકાયનુ જાહેર કરી, ના લેડી મીતર અને માનવંત મડળી સાથે અદર પધારતા પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે તેઓશ્રીને ફૂલહાર સત્કાર કરી, પ્રદર્શનમા સાથે ફરી દરેક વિભાગ અને નમુનાઓ બતાવી દરેકને લગતી માહિતી આપતા ના દીવાન સાહેબ ખુશ થયા હતા. બહારથી આવેલા પ્રતિનિધિઓએ પણ પ્રદર્શન ખૂબ રસપૂર્વક જોઈ સફળ પ્રદર્શન માટે અભિનદન ઇચ્છી સમારભ વિસર્જન થયો હતો.

---

## પુસ્તકાલય પ્રદર્શનમાં શું શું હતું ?

તા ૨૫ મી શુક્રવારે સાજે ૫-૩૦ વાગે ઉપર્યુક્ત પ્રદર્શનની ઉદ્ઘાટનવિધિ ના દીવાન સર બ્રિજેન્દ્ર મિત્ર સા ના હસ્તે સેન્ટ્રલ લાયબ્રેરીમા થઈ હતી પ્રદર્શન હૉલમા પ્રવેશ કરતા જ, ચારે બાજુની ભીંતોએ ટાગેલ સુદર કલાત્મક ચિત્રાવલી નિરીક્ષકની દૃષ્ટિને અત્રેના કલાભવનની કલાનો ખ્યાલ આપતી હતી. પુસ્તકો અને પુસ્તકાલયોના વિવિધ અગોને વ્યવસ્થિત વિભાગમા સુંદર રીતે રજૂ કરવામાં આવ્યા હતાં, જેમા નીચેના દશ્યો આકર્ષક અને અભ્યાસજન્ય હોઈ જુદા જ તરી આવતાં હતા



શ્રી સૌ મહારાણી સાહેબ પુસ્તકાલય પ્રદર્શનનું અવલોકન કરે છે.

(૧) વડોદરા પુસ્તકાલય વિભાગ, (૨) બાલ વિભાગ, (૩) ફરતુ પુસ્તકાલય, (૪) ચાલુ પુસ્તકાલય પદ્ધતિ,

(૫) આધુનિક ગ્રંથપાલ પદ્ધતિ, (૬) ના. દીવાન સાહેબે પુસ્તકાલયને આપેલ હિંદના સાંસ્કારિક વારસાનો તખ્તો, (૭) અંધ વાચક માટેના પુસ્તકો (Braill Books); (૮) જય હિંદની 'માઇક્રો ફિલ્મ' પ્રત

આ ઉપરાંત જ્યારે કાગળોની શોધ થઇ ન હતી તે વખતથી અત્યાર સુધીના લખાણના વિવિધ સાધનો, સારા મુદ્રણકાર્ય માટે જરૂરી તત્ત્વો, પુસ્તકોની બાંધણીમા વપરાતા વિવિધ સાધનો, પુસ્તકોને વાચકો કેવી રીતે ખરાબ કરે છે તે અને નુકસાન પામેલા પુસ્તકોના જીર્ણોદ્ધારની રીતો, પ્રતિષ્ઠાસંપન્ન સિદ્ધહસ્ત લેખકોની જીવન્ત કૃતિઓ, ઓરિએન્ટલ ઇન્સ્ટીટયુટ તરફથી રજૂ કરવામા આવેલ વિવિધ પ્રકારના લખાણના સુંદર નમુનાઓ, રેફરન્સ બુક્સ, અમદાવાદના મુનિશ્રી પુણ્યવિજયજીની હસ્તલિખિત પ્રતો, વગેરેની વાનગી ઘણી જ સુંદર રીતે રજૂ કરવામા આવી હતી કે જે તેના અભ્યાસીને રસપ્રદ નીવડે તેવી હતી

આ ઉપરાંત નીચેના તખ્તાઓ વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસનો સચોટ અને સંક્ષિપ્ત ખ્યાલ આપતા હતા —

(૧) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની વિવિધ પ્રવૃત્તિઓ.
(૨) પુસ્તકો તેનો ફેલાવો અને વાચકોના આંકડા.
(૩) પુસ્તકાલયના અંદાજના સ્પેકટોગ્રામ્સ
(૪) શિક્ષણના આંકડા સૂચવતો તખ્તો

પુસ્તકાલય અંગેના ઉપરના પ્રદર્શિત થયેલા નમુનાઓ જોતાં વડોદરા રાજ્યે આ દિશામા કેવી ગૌરવયુક્ત પ્રગતિ કરી છે તેનો સહેજે ખ્યાલ આવી શકે તેમ છે આ રાજ્યમા આશરે ૧૫૦૦ પુસ્તકાલયો છે અને પ્રત્યેક પાંચ હજારની વસ્તીવાળા ગામમા પુસ્તકાલય ખોલવાની શ્રી સરકારની યોજના ખરેખર પ્રશંસનીય અને આવકારદાયક છે. પુસ્તકાલયો એ જ્ઞાનની પરબ છે એટલે કોઇ પણ રાજ્યની પ્રગતિની સાચી પ્રતીતિ તો તે રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ ઉપરથી જ થાય છે શ્રીમંત સરકાર આવા પ્રકારના પ્રદર્શનો અને પરિષદો યોજી આ પ્રવૃત્તિને પ્રોત્સાહન આપે છે તે જ તેઓશ્રીની રાજ્યઉત્કર્ષ માટેની ઊંચી તમન્ના વ્યક્ત કરે છે.

---

# અખિલ ભારતવર્ષીય પુસ્તકાલય પરિષદનાં સંસ્મરણો

## ( તા. ૨૫, ૨૬ અને ૨૭ જાન્યુઆરી ૧૯૪૬ )

વડોદરા રાજ્યની પ્રજા ઘણા વર્ષોથી પુસ્તકાલયપ્રવૃત્તિના લાભ સમજતી થઇ ગઈ છે. વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, અને વડોદરા રાજ્ય પુસ્તકાલય સહાયક સહકારી મંડળ—એ બે સંસ્થાઓ વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાની સહાયથી અને જુદા જુદા પ્રાન્તના પ્રજાકીય આગેવાનોની મદદથી અનેક દિશામા પુસ્તકાલયને લગતા પ્રજાકીય કાર્યોને અંગે સારી પ્રગતિ સાધી શકી છે

• આ વર્ષે સમસ્ત ભારતખંડની પુસ્તકાલય પરિષદ વડોદરામાં મળી હતી તે પરિષદની કાર્યરેખા જાણવાની વૃત્તિ વડોદરા રાજ્યની પ્રજાને હોય જ એ સ્વાભાવિક છે એ પરિષદના કાર્યનો અહેવાલ વર્તમાનપત્રોમાં પ્રકટ થઇ ચૂક્યો હોવાથી ઘણા લોકોએ ને વાચી લીધો હશે પરંતુ પુસ્તકાલય પ્રવૃત્તિમાં ઝીણવટથી રસ લેનાર ભાઇઓ અને બહેનો માટે થોડી ધ્યાન ખેંચતી બીના રજૂ કરવાની દૃષ્ટિથી આ ટૂંકો લેખ લખાયો છે.

આ પરિષદનાં કાર્યોમાં ધ્યાન ખેંચતા મુખ્ય કાર્યો ૭ હતા

( ૧ ) પુસ્તકાલય પ્રદર્શન અને તે ખુલ્લું મૂકવાનો સમારંભ

( ૨ ) પુસ્તકાલય પરિષદની પહેલા દિવસની બેઠકનું ઉદ્‌ઘાટન, અને તેને અંગે શ્રીમંત મહારાણી શ્રી શાન્તાદેવી સાહેબનું ભાષણ, સત્કાર સમિતિના પ્રમુખનું ભાષણ અને પુસ્તકાલય પરિષદના પ્રમુખ શ્રી હકકનું ભાષણ

( ૩ ) પરિષદમાં ચર્ચાયેલા અને પસાર થયેલા ઠરાવો

( ૪ ) પરિષદમાં વંચાયેલા નિબંધો અને તેને અંગે થયેલી ચર્ચા

( ૫ ) પ્રતિનિધિઓને બતાવવામાં આવેલી—અમેરિકાના પુસ્તકાલયમાં ચાલતા કામકાજનો ખ્યાલ આપનારી સિનેમા ફિલ્મ, તથા છાણી અને રણોલી ગામોની પુસ્તકાલય-પ્રવૃત્તિનું પ્રત્યક્ષ દર્શન પ્રતિનિધિઓને આપવાના હેતુથી યોજાયેલ ગામડાનું પર્યટન

(૬) વડોદરાની સંસ્કારિતાનો ખ્યાલ જુદા જુદા ઇલાકામાંથી આવેલા પ્રતિનિધિઓને બરાબર મળે એ હેતુથી વડોદરા શહેરની સંસ્થાઓની મુલકાત અને ન્યાયમન્દિરના હૉલમાં યોજવામાં આવેલ ગરબા અને સંગીતનો કાર્યક્રમ

**પ્રદર્શન**—પ્રદર્શન ખુલ્લું મૂકતા નેક નામદાર દીવાન સર મિતર સાહેબે ટૂંકું ભાષણ કર્યું હતું તે પરથી સ્પષ્ટ જણાયું હતું કે, એઓ સાહેબને પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ છે અને તેથી પુસ્તકાલયના પ્રશ્નો એઓશ્રી પાસે મૂકવામાં આવશે તો જરૂર તેઓશ્રી તેમાં ઊંડા ઊતરી શકશે. જેમ સર વી ટી કૃષ્ણમાચારી પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપવા અને રાજ્યમાં સંસ્કારિતાનું ઊંડાણ વધારવા સ્વ મોતીભાઇ અમીન સાહેબને મદદ કરતા હતા તેમ જો સર મિતર સાહેબને વડોદરા રાજ્યની પ્રજાની ઉન્નતિની ચાવી પુસ્તકાલયપ્રવૃત્તિના કયા વિભાગમાં રહેલી છે તે કોઇ ખરો પ્રજાસેવક સમજાવશે તો આશા રહે છે કે આ દીવાન સાહેબ તરફથી પણ જોઇતો ત્વરિત સહકાર મળશે એવી આશા રાખી શકાય તેમ છે

પ્રદર્શનને અંગે પુરાતત્ત્વ ખાતાના અધિકારી શ્રીયુત ગદ્રે તરફથી છપાવીને લેખ વહેંચવામાં આવ્યો હતો. વડોદરા રાજ્યમાં પાટણના જૈનભંડારોમાં સચવાઇ રહેલા કીમતી હસ્તલિખિત પુસ્તકો કેમ લખાયા, કયા સાધનોથી લખાયા, કેમ સચવાયા-વગેરે પ્રશ્નો સંબંધી માહિતી આપનાર એ લેખ બહારના મહેમાનોને બહુ ઉપયોગી નીવડે એવો હતો

પ્રદર્શનમાં જોવા જેવું ઘણુંય હતું. પરંતુ વડોદરા રાજ્યના પુસ્તકાલય કાર્ય કરનારાને અને સંસ્કારપ્રેમી જનોને ખાસ જોવા જેવું—સૂક્ષ્મ અક્ષરે ફોટોમાંથી ફિલ્મ

ઉપર છાપેલુ એક આખુ પુસ્તક-હતુ. અમેરિકામા તો એવા અનેક કીમતી પુસ્તકો સગ્રહી રાખવામા આવે છે.

**પુસ્તકાલય પરિષદની ઉદ્ઘાટનવિધિ**–વડોદરામા હમેશ બને છે તેમ, પહેલા દિવસની બેઠકમા બહુ મોટી હાજરી હતી શ્રીમત મહારાણી સાહેબને હસ્તે એ બેઠકનું ઉદ્ઘાટન થયુ તે બહુ ગભીરતાપૂર્વક થયુ હતુ એ સમયે ઘણા સરકારી જનોને સ્વ સર સયાજીરાવ મહારાજા સાહેબ સાભરી આવ્યા હતા અને જેમ ઓરીએન્ટલ કૉન્ફરન્સનુ ઉદ્ઘાટન કરતા એઓશ્રીએ જગતને પણ કંઇક નવુ કહેવાનુ હોય એવું ભાષણ કર્યું હતુ તેમ આ સમયે એઓશ્રી હાજર હોત તો જગત આગળ આ પ્રસગે તેઓશ્રી પુસ્તકાલય-પ્રવૃત્તિની પોતાના મનમા દોરેલી છબી આબેહૂબ મૂકી શકયા હોત એટલુ તો લાગ્યુ જ કે વડોદરા રાજ્યે પુસ્તકાલયપ્રવૃત્તિ માટે જે કર્યું છે તેનો સાચો ખ્યાલ આ અખિલ ભારતવર્ષીય પુસ્તકાલય પરિષદમા–કદી પ્રત્યક્ષ પ્રદર્શનથી અને એકાદ " સોવેનેર " પુસ્તિકાથી અપાયો હશે, પણ જાહેર સંમેલનની વેદી પરથી તો ન જ અપાયો

પરિષદના પ્રમુખનુ ભાષણ યોગ્ય રૂપે રજૂ થયુ થતું સમસ્ત હિંદુસ્તાનની નિરક્ષરતા દૂર કરવા માટે નાની નાની પુસ્તિકા મધ્યસ્થ મડળ તરફથી તૈયાર થાય અને હિન્દની બધી ભાષામાં તે પ્રકટ થાય–એ વિચાર એમના ભાષણમાથી ઉપાડી લેવા જેવો છે.

**પરિષદના ઠરાવો**—પ્રમુખશ્રી પોતે એટલા મોટા માણસ છે કે તેમને આવી પરિષદની બધી બેઠકમા પ્રમુખપદે બેસીને દોરવણી આપવાની ફુરસદ જ હતી નહિ, તેથી પહેલે દિવસે અહીં બે ઠરાવો પોતાની હાજરીમા પસાર કરાવી તેઓ સાહિત્ય પરિષદની દોરવણી શ્રીયુત રંગનાથનને સોપી ચાલતા થયા હતા. વડોદરા રાજ્યની પ્રજાને આવા પ્રકારની રીતભાત ગમે જ નહિ વડોદરા રાજ્યની પહેલી પુસ્તકાલય પરિષદ ગણદેવીમા ભરવામાં આવી હતી. પરિષદના પ્રમુખ સ્વ શ્રી. મટુભાઈ કાટાવાળાની પુત્રી પરિષદની બેઠકને દિવસે જ ગુજરી ગઇ હતી છતા એ સાચા શિસ્ત–ઉપાસક શ્રી. મટુભાઈ પોતાના કાર્ય પરથી જરા પણ ખસ્યા નહોતા.

જે જે ઠરાવો પસાર થવા હતા–તે વડોદરા રાજ્યની પ્રજાને માટે બહુ જ પ્રાથમિક લાગે તેવા હતા. પચ્ચીસ વરસ પહેલા જે ઠરાવો વડોદરા રાજ્યની પુસ્તકાલય પરિષદોની બેઠકમા ચર્ચાતા હતા તે આજે સમસ્ત ભરતખંડની પુસ્તકાલય પરિષદે ચર્ચવાના હોય છે.

પ્રાંતિક સરકારને, વડી સરકારને, અને દેશી રાજ્યોને પુસ્તકાલયપ્રવૃત્તિ માટે સ્વતંત્ર ખાતા ઊભા કરવાની ભલામણના ઠરાવો, અને પુસ્તકાલયમા પુસ્તકોનુ વર્ગીકરણ કયી પદ્ધતિથી કરવુ તેને લગતા ઠરાવો તથા યુનિવર્સિટીમા પુસ્તકાલયશાસ્ત્રનુ શિક્ષણ આપવાની સગવડ કરી આપવાના ઠરાવો–સિવાય ખાસ ધ્યાન ખેચે એવો કોઇ ઠરાવ આ પરિષદમા ચર્ચાયો નહોતો.

**પરિષદમાં વચાયેલા નિબંધો**—અમેરિકાના પુસ્તકાલયના કાર્યની પૂર્વયોજના કેવી હોય છે તે વિષે એક અમેરિકન બાઇ પ્રતિનિધિએ નિબન્ધ વાચ્યો હતો મરાઠી સાહિત્યની કૃતિઓમા છેલ્લા પચ્ચીસ વર્ષમા કેવી રીતે પલટો આવ્યા છે તે દર્શાવનાર નિબન્ધ

પણ વાચનીય હતો. સંશોધન દૃષ્ટિવાળાને ઉપયોગી થાય તેવા પુસ્તકાલયમા પુસ્તકોનુ વર્ગીકરણ કેવુ હોવુ જોઈએ-ડયુઇ પદ્ધતિનું વર્ગીકરણ શાન્તિનિકેતન સંસ્થાના પુસ્તકાલયમા અનુકૂળ પડી ગયુ છે-વગેરે બાબતની ચર્ચા કરનાર નિબન્ધો રજૂ થયા હતા. એક ચર્ચામા ગ્રંથપાલ કેવી લાયકાત ધરાવનાર હોવો જોઈએ એ પ્રશ્ન હાથ પર ધરવામા આવ્યો હતો. ઘણો સમય એ ચર્ચામા ગયો હતો આ પરિષદમા પંજાબ, યુ પી, બંગાલ, બિહાર, મદ્રાસ, મહારાષ્ટ્ર, સિન્ધ, રજપૂતાના, નિઝામ, હૈદ્રાબાદ અને સીલોન-જેવા વિભાગમાથી પ્રતિનિધિઓ આવ્યા હતા પરન્તુ કોઈ ચર્ચા વિદ્યા અને સંસ્કારના વિમલ આંદોલનો ઊભા કરી સભાને મુગ્ધ બનાવે એવી થઈ નહોતી બનવા જોગ છે કે, વિદ્વાન પ્રતિનિધિ વિનયપૂર્વક મુગ્ધ જ રહ્યા હોય અને, મોટે ભાગે મોટા પુસ્તકાલયના ગ્રંથપાલ જ પ્રતિનિધિ તરીકે આવ્યા હશે તેથી વિદ્વત્તાનું વાતાવરણ આ પરિષદમા જામી શકયુ ન હોય

**પ્રતિનિધિઓને બતાવવામાં આવેલી પુસ્તકાલયપ્રવૃત્તિ**—પ્રતાપ ટૉકીઝના રંગમંડપના પડદા ઉપર અમેરિકાના વૉશિંગ્ટનમા પુસ્તકાલય પ્રવૃત્તિ કેવા સ્વરૂપમા ચાલે છે તેની ફિલ્મ બતાવવામા આવી હતી. બધા પ્રેક્ષકોએ ઉચ્ચારવુ પડયુ હશે-' અદ્ભુત ' અદ્ભુત ' કમાલ ' કયા અમેરિકા અને કયા હિન્દુસ્તાન '-' પુસ્તકાલયના ભવ્ય મકાન, ભવ્ય પુસ્તક ભંડાર, ભવ્ય વાચનગૃહ, અને અદ્યતન વિજ્ઞાનની કરામતોનો લાભ લઈ કામ કરવાની ઝડપી રીત સૌ પાસેથી પ્રશંસાના શબ્દો માગી લેતી હતી. મારા જેવા ઘણા પ્રેક્ષકોને એમ લાગ્યુ કે કોઈ રાજા મહારાજા, અને કોઈ કંજુસ લક્ષ્મીપતિઓ અને કોઈ સાંકડા વિચારના રાજદ્વારી અમલદારો આ ફિલ્મનુ ચિત્ર નિહાળે અને પોતાના લોકકલ્યાણના વિચારો તે પ્રમાણે કંઈક સુધારે તો કેવુ સારૂ.

છાણી અને રણોલી ગામડાની પુસ્તકાલયપ્રવૃત્તિથી વડોદરા રાજ્યના ગામડામા થતુ કામ પ્રતિનિધિઓના જોવામા આવ્યુ રણોલીમાં પટેલના ખેતરમા ઉંધીઆની મિજબાની મોટા પાયા ઉપર બસો અઢીસો માણસોને આપવામા આવી તે વખતે બીજા પ્રાન્તના મહેમાનોને ગુજરાતની ગામડાની સંસ્કૃતિનો આછો ખ્યાલ આવ્યો હતો છાણી ગામે જૈન ભંડારના કેટલાક ગ્રંથો પ્રતિનિધિઓએ જોયા એ પણ એક રીતે સારૂ થયુ હતુ

**રંજનકાર્યની સંસ્કારિતા**—તા ૨૭ મીની રાતે ન્યાયમંદિરના દીવાનખાનામા " જ્યોતિ મંડળની " કન્યાઓએ ગરબા અને રાસ ગાઈ બતાવ્યા અને વડોદરા રાજ્યના દરબારી ગવૈયા મંડળે સંગીત અને વાદ્યનો કાર્યક્રમ રજૂ કર્યો ગુજરાતમાં લોકો કયા પ્રકારે શિષ્ટતાપૂર્વક મનોરંજનના ઉત્સવ ઉજવે છે એ જોઈ ઘણા પરપ્રાન્તીય પ્રેક્ષકોએ પોતાના દેશના મનોરંજનની રીતો સાથે ગુજરાતની રીતની સરખામણી અવશ્ય કરી હશે જ

સુશોભીઓવાળા સંજોગમા આવી મોટી પરિષદ વડોદરામા ભરવામા કાર્યકરોએ કેવડી મોટી જુમ્બેશ ઉઠાવી હશે તેની કલ્પના સૌ કરી શકશે. ખરેખર ' આવું કામ વડોદરાએ કરી બતાવી વડોદરાનું વડપણ જાળવી રાખ્યુ એ હરખની વાત છે

—કલ્યાણરાય ન. જોષી

# મુંબઇની પીપલ્સ ફ્રી રિડિંગ રૂમ અને લાયબ્રેરીનો શતાબ્દી મહોત્સવ

---

સદરહુ લાયબ્રેરીની સ્થાપના સો વર્ષ પૂર્વે એટલે તા ૬ ઠ્ઠી ફેબ્રુઆરી ૧૮૪૬ ના દિને મુંબઇમા થઇ હતી તેની શતાબ્દી મુંબઇના ના. ગવર્નર સર જોન કોલવિલના પ્રમુખપદે ગઇ તા ૬ ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૪૬ ના દિને ઉજવવામા આવી હતી. પ્રારંભમા દિ બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ સંસ્થા તરફથી ના. ગવર્નરને આવકાર આપી પ્રમુખપદ સ્વીકારવા વિનંતિ કરી સો વર્ષ અને તે પૂર્વે છપાયલા તેમ જ હસ્તલિખિત પુસ્તકોના પ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા કરવા માટે પ્રાથમિક ભાષણ કર્યું હતું

ના ગવર્નરે પોતાના ભાષણમા જણાવ્યુ કે, લાયબ્રેરી જેવી સંસ્થા પોતાની એકધારી સેવા જનસમાજને એકસરખી રીતે આપતા શતાબ્દી ઉજવે એ પ્રસંગ ઘણો મહત્ત્વનો અને ગૌરવભર્યો છે. ડૉ. જોન્સને જ્ઞાનની બે પ્રકારની વ્યાખ્યા આપી છે. એક તો એ કે ‘ અમુક વિષયનુ જ્ઞાન આપણને હોય જ છે અને બીજું એ કે તદ્દ્વિષયક સૂચના આપણને કોઇક સ્થળેથી મેળવવાની હોય છે ’ અને તેવાં સાધનો લાયબ્રેરીઓ દ્વારા જ મેળવી શકાય છે શિક્ષણ બંને પ્રકારનુ જ્ઞાન આપે છે. લાયબ્રેરી પ્રાથમિક શિક્ષણનુ સાધન નહિ પરંતુ શિક્ષિત મનુષ્યના જ્ઞાનમા ઉચ્ચ શિક્ષણનો વિકાસ કરવા માટે મુખ્ય સાધન છે મુંબઇ અને મુંબઇ પ્રાંતમા સાર્વજનિક પુસ્તકાલયોના ફેલાવા માટે અવકાશ છે. અને તે થાય તો પણ અલ્પસંખ્ય શિક્ષિત વર્ગ જ તેનો ઉપયોગ કરી શકશે વિપુલ ઉપયોગ થવા માટે પ્રાથમિક શિક્ષણના પ્રશ્નનો ઉકેલ આપણને પહેલા કરવો પડશે, અને તેમ કરવા માટે હિંદના દરેક સ્ત્રીપુરુષે અક્ષરજ્ઞાન મેળવી લેખન અને વાચનમા લાયકાત મેળવવાની આવશ્યકતા છે, જેમ થવાથી લાયબ્રેરીનો ઉપયોગ આજે જેટલા પ્રમાણમા થાય છે તેથી વિશેષ થતો રહેશે પશ્ચિમના દેશો પણ એની સાક્ષી આપે છે

ઓગણીસમી સદી અસ્ત થવાના કાળમા વિશ્વશિક્ષણ અમલમા આવ્યુ ત્યારે લાયબ્રેરીની જરૂરીઆત જણાઇ આવી હતી મુંબઇ શહેરમા ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલા લોકોની સંખ્યા જોકે મોટી છે ખરી, છતા પણ તે ઉચ્ચ શિક્ષણમા સુધારોવધારો કરવા લાયબ્રેરીઓની આવશ્યકતા છે

આ પિપલ્સ ફ્રી રીડીંગ રૂમ અને લાયબ્રેરીએ પણ પુસ્તકોના સંગ્રહ અને તેમનાથી આ શહેરના લોકોએ મેળવેલા જ્ઞાનથી તેમની સંસ્કારિતામા કિંમતી વધારો કરી સારી સેવા બજાવી છે, એ એનો ઇતિહાસ જોતા ચોખ્ખુ જણાઇ આવે છે લાયબ્રેરીની શતાબ્દી પણ હિન્દ્યોત્સવવાળા વર્ષમા ઉજવાય છે તે પણ ખુશ થવા જેવુ છે

ના. ગવર્નરે ત્યાર બાદ પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થો અને છપાયલા પુસ્તકોનુ બારીક અવલોકન કરી સંતોષ વ્યક્ત કર્યો હતો, અને બીજી શતાબ્દી ઉજવતી વેળાએ પ્રજામાં વધુ જ્ઞાનનો ફેલાવો થાય એ હેતુથી અને સંસ્થાનો વિકાસ થાય એમ ઇચ્છી ટ્રસ્ટીઓને તેમના કાર્ય બદલ અભિનંદન આપ્યુ હતુ.

---




## વડોદરાને આંગણે મળેલી અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ

અગાઉથી જાહેર થયા મુજબ, વડાદરાને આગણે ગઇ તા ૨૬, ૨૭, ૨૮ ના રોજ અખિલ હિદ પુસ્તકાલય પરિષદનુ સાતમુ અધિવેશન મળી ગયુ. એના વરાયેલા પ્રમુખ હિદી સરકારના વેપારખાતાના સભ્ય અને ના વાઇસરોયની કારોબારીના સભ્ય સર અઝીઝુલ હક તેમની અનેક રોકાણો છતા ખાસ પધાર્યા હતા ઉપરાત, દેશભરમાંથી સખ્યાબધ પ્રતિનિધિઓએ પણ હાજરી આપી હતી.

આ હિંદવ્યાપી સંસ્થાના સ્વાગતની પૂરતી તૈયારી સ્થાનિક સ્વાગતસમિતિએ કરી હતી. અને આ સસ્કારપ્રેરક પ્રવૃત્તિમા નવીન પ્રાણ પૂરાવાની આશા આ અધિવેશન પાસે એ ક્ષેત્રમાં કાર્ય કરનારાઓએ રાખી હતી.

સ્વાગતપ્રમુખ રાજપ્રિય શ્રી મોતીભાઇ દેસાઇએ એઓશ્રીના સ્વાગતવ્યાખ્યાનમાં, વડોદરા રાજ્યની ફાલીફૂલી અને હિદના અન્ય પ્રદેશોને પ્રેરણારૂપ નીવડેલી પુસ્તકાલય-પ્રવૃત્તિનો, અધિવેશનમાં પધારેલા પ્રતિનિધિઓને ખ્યાલ આપ્યો હતો, જ્યારે એ પરિષદનો ઉદ્‌ઘાટનવિધિ કરનાર શ્રી. સૌ. મહારાણી સાહેબે એઓશ્રીના વ્યાખ્યાનમાં, વાઙ્મય અને પુસ્તકાલયના સમન્વયનો સીધો રાહ સૂચવ્યો હતો; ત્યારે, ને ના દીવાન સાહેબે, આ અધિવેશન અંગે યોજાયેલા પુસ્તકાલયપ્રદર્શન અંગે પોતાના અંગત અનુભવોનુ ખ્યાન આપી પુસ્તકોની કાળજી અને સરક્ષણ અગેના પોતાના મ થપાને દર્શાવેલા અનુભવો આપ્યા હતા.

આ ઉપરાત અધિવેશનના વરાયેલા પ્રમુખ સર અઝીઝુલ હકે પોતે કલકત્તા યુનિવર્સિટીમા ચેન્સેલર હતા ત્યારના સ્વાનુભવો વર્ણવી પસ્તીમા કેવા કેવા અપ્રાપ્ય પુસ્તકો પણ, અજ્ઞાનતાના કારણે, કરિયાણાવાળા કે મેવ-અમરાવાળાને ત્યા જાય છે તેનુ કરુણ ખ્યાન રજૂ કર્યું હતુ ઉપરાત, તેઓના વ્યાખ્યાનનો અગત્યનો એક મુદ્દો આ ક્ષેત્રમા કામ કરનાર સૌ કોઇને ધ્યાન પર લેવા જેવો જણાયો હતો અને તે એ કે, આપણા દેશમાથી પરદેશ લઇ જવામા આવેલા અસખ્ય પુસ્તકોના જ્ઞાનભડારોને આપણા દેશમા પાછા લઇ આવવાને લગની પ્રેરણાનો હતો

એમ કહેવાય છે કે, આપણા દેશમાંથી અનેક પ્રવાસીઓ વિપુલ સખ્યામા, આપણુ એ પ્રાચીન ધન એક યા બીજા રૂપે અહીંથી તેમના દેશમા લઇ ગયા છે અને તેમાથી જ્ઞાન પ્રાપ્ત કરીને અવનવી શોધખોળો કરી છે આ કહેતી જો સાચી હોય તો એ દિશામાં, આપણા આ જ્ઞાનવાહકોએ પોતાના પ્રયત્નો ચાલુ કરી દેવાનો વખત આવી ગયો છે

પસાર થયેલા ઠરાવો તરફ નજર કરતાં જણાય છે કે, પરિષદે અ હિં પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા માટે અને યુદ્ધોત્તર પુનર્ઘટનાના ક્ષેત્રમા, આ પ્રવૃત્તિનો સમાવેશ નથી કરાયો તે તરફ હિંદ સરકારનું ધ્યાન ખેંચવાનો અને હવે પછી મળનાર આંતરરાષ્ટ્રીય પુસ્તકાલય પરિષદમા હિંદના પ્રતિનિધિને મોકલવાની ભલામણને લગતા પસાર થયા હતા. બાકીના ઠરાવો ઔપચારિક હોઇને આભારદર્શનના હતા.

આ અધિવેશન પરત્વે વિહંગાવલોકન કરતા જણાય છે કે, એની પાછળ શકિત અને અર્થનો જે વ્યય થયો તેની તુલનામા આપણે અ હિંદ પુસ્તકાલય પરિષદ પાસેથી કેટલુ તુલનાત્મક પરિણામ પ્રાપ્ત કર્યું ? એ પ્રશ્ન પૂછીએ છીએ ત્યારે બહુ જ ઓછા ટકા પરિણામ જણાય છે બાકી, આ કાર્યકર્તાઓને મળવા-હળવાનો અને પરસ્પરના વિચાર-વિનિમયનો જે લાભ મળ્યો તે તો અમૂલ્ય જ લેખાય.

એકંદરે, આ અધિવેશન વડોદરાના આ દિશાના પ્રયત્નોમાથી, એના પ્રતિનિધિઓને તો કંઇક આપશે જ એ નિર્વિવાદ છે હંમેશ બનતું આવ્યુ છે તેમ, એ પ્રતિનિધિઓ વડોદરામાંથી કંઇક વિશિષ્ટ સંસ્કારસામગ્રી પ્રાપ્ત કરીને જશે, અને વડોદરા પોતાના એ અખૂટ સંસ્કારવારસામાથી જેટલુ લેવાય તેટલું લેવાની સૌ કોઇને જે તક આપે છે તેથી એની એ ઉદાર નીતિને વધુ પ્રોજ્જ્વલ કીર્તિ પ્રાપ્ત થશે.

***

## શોકજનક અવસાન

કડા ( તા વિસનગર )ના સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી શ્રી જોઇતારામ મગનલાલ રાવળનુ તારીખ ૨૨-૧૨-૪૫ ના રોજ અવસાન થયુ છે સ્વર્ગસ્થ કાર્યદક્ષ અને કર્તવ્ય પરાયણ હતા પુસ્તકાલયનુ કામ ખંત અને ઉત્સાહથી કરતા હતા પુસ્તકાલયનુ સ્વતંત્ર મકાન કરવા માટે તેઓશ્રીએ તનમનથી મહેનત કરી હતી સ્વર્ગસ્થ શાંત અને સાદુ જીવન ગુજારતા હતા તેમના માનમાં ગામમા હડતાલ પડી હતી. તેઓશ્રી વિધવા, ચાર પુત્રો, ચાર પુત્રીઓ તેમની પાછળ વિલાપ કરતા મૂકી ગયા છે પ્રભુ તેમના આત્માને શાંતિ આપો

***

## મંત્રીની કદર

**સા પુ. વાલમ** (તા વિસનગર)ના પ્રગતિવાન કાર્યથી ખુશ થતા ત્યાના શેઠ સુખચંદભાઇ લલ્લુભાઇ પટેલ જેઓ આ સંસ્થાના પ્રમુખ છે તેમના તરફથી મંત્રી શ્રી ઉમિયાશંકર લક્ષ્મીરામને હાથે બાંધવાનુ ઘડીઆળ રૂા ૪૧)ની કિંમતનુ-( લડાઇ પહેલાની ) શ્રીમંતના જન્મોત્સવપ્રસંગે ભેટ આપ્યુ છે

***

## શ્રી. મહારાણી શાન્તાદેવી મહિલા પુસ્તકાલય—નવસારીમા મેળાવડો

ઉપર્યુક્ત પુસ્તકાલયમા તા ૩-૧-૪૬ ના રોજ શ્રી આયમાય દાણુની દોરવણી હેઠળ શ્રી. સયાજીરાવ હીરકમહોત્સવ દિન તથા તા ૧૫-૧-૪૬ ના રોજ શ્રીમંત પ્રતાપસિંહ

મહારાજાનો જન્મોત્સવ ઉજવાયા હતા. એ પ્રસંગે અનુક્રમે ગાયન-ગરબા અને બાળકોને પાર્ટી અપાઇ હતી, જ્યારે તા ૧૫ મીના રોજ પ્રાંત સુબા સાહેબના પ્રમુખપદે એક શાનદાર મેળાવડો પણ યોજાયો હતો

આ પ્રસંગે પુસ્તકાલયના મકાનને શણગારવામા આવ્યું હતું, તથા શ્રી સૌ. મહારાણી શાન્તિદેવી સા ની તસ્વીરને ફૂલહાર કરવામા આવ્યા હતા. બાળકોના સંવાદનો પણ કાર્યક્રમ યોજાયો હતો.

***

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. પીપળી (તા કોડીનાર) ને ૫) ગ. એભનભાઇ હમીરભાઇ તરફથી

સા પુ, વાલમ (તા. વીસનગર) ને ૧૫) શ્રી નાગરભાઈ નરસિંહભાઈ પટેલ, ૧૧) શ્રી નારાયણભાઈ જેગાભાઈ પટેલ, ૧૧) શ્રી હેમાભાઈ માધાભાઈ પટેલ, ૧૧) શ્રી ભાણાભાઈ ઉકાભાઇ હરિજન, ૧૧) શ્રી આલજી મગન હરિજન, ૧૧) શ્રી નારાયણભાઈ રૂઘનાથ પટેલ, ૧૧) શ્રી નિર્ભયરામ કાશીરામ દવે, ૭) શ્રી પ્રભુદાસ નરસિંહભાઈ પટેલ, ૫) શ્રી વિઠ્ઠલભાઈ મણિલાલ શાહ, ૫) શ્રી. કાંતિલાલ ભોગીલાલ રાવળ, ૫) શ્રી. મૂળચંદ અંબારામ પટેલ, ૫) શ્રી માધવજી પીતાંબર હરિજન, ૫) શ્રી ડાહ્યાભાઈ ભવાન હરિજન, ૫) શ્રી. બેચરભાઈ બાનચંદ હરિજન, ૫) શ્રી જયંતિલાલ અમીન તરફથી

પર્વણી અહેવાલો —પુસ્તકાલય પર્વણીદિન સાલાનુવાર ઘણા સ્થળોએ ઉજવાયો હશે. એ બાબતના અહેવાલો હજી જેમણે ન મોકલી આપ્યા હોય તેમને તત્કાળ તેમ કરી દેવાની વિનુપ્તિ, અહેવાલો રાજ્ય પુ મંડળના મંત્રીને શિરનામે મોકલી આપવા

***

## જયપુરમા શ્રી. પ્રતાપરાય મહેતાની પુસ્તકાલયપ્રવૃત્તિ

જયપુર રાજ્યમા મહાઅમાત્ય સર મીરઝા ઇસ્માઇલની પ્રેરણાથી અમરેલીવાળા શ્રી. રાજરત્ન પ્રતાપરાય મહેતાએ પુસ્તકાલયયોજના રજૂ કરી હતી તે રાજ્યે માન્ય કરી છે ગામડાઓમા અઢાર અને કસ્બાઓમા ૧૭ નવા પુસ્તકાલયો, જયપુરમા છ નવા વાચનાલયો અને એક બાલ પુસ્તકાલય સ્થપાયું છે બાન પુસ્તકાલયને અપાયેલી જગા ત્રણ મહિનામાં ટુકી પડવા માંડી છે અને બે મોટા હૉલ વધારવાનુ નક્કી થયુ છે. વડોદરા રાજ્યની જેમ જયપુરે પણ પુસ્તકાલયપ્રવૃત્તિ અપનાવી લીધી છે

પસાર થયેલા ઠરાવો તરફ નજર કરતાં જણાય છે કે, પરિષદે અ હિં પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા માટે અને યુદ્ધોત્તર પુનર્ઘટનાના ક્ષેત્રમાં આ પ્રવૃત્તિનો સમાવેશ નથી કરાયો તે તરફ હિંદ સરકારનું ધ્યાન ખેંચવાનો અને હવે પછી મળનાર આંતરરાષ્ટ્રીય પુસ્તકાલય પરિષદમાં હિંદના પ્રતિનિધિને મોકલવાની ભલામણને લગતા પસાર થયા હતા. બાકીના ઠરાવો ઔપચારિક હોઇને આભારદર્શનના હતા.

આ અધિવેશન પરત્વે વિહંગાવલોકન કરતા જણાય છે કે, એની પાછળ શક્તિ અને અર્થનો જે વ્યય થયો તેની તુલનામાં આપણે અ હિંદ પુસ્તકાલય પરિષદ પાસેથી કેટલું તુલનાત્મક પરિણામ પ્રાપ્ત કર્યું ? એ પ્રશ્ન પૂછીએ છીએ ત્યારે બહુ જ ઓછા ટકા પરિણામ જણાય છે બાકી, આ કાર્યકર્તાઓને મળવા-હળવાનો અને પરસ્પરના વિચાર-વિનિમયનો જે લાભ મળ્યો તે તો અમૂલ્ય જ લેખાય

એકંદરે, આ અધિવેશન વડોદરાના આ દિશાના પ્રયત્નોમાંથી, એના પ્રતિનિધિઓને તો કંઇક આપશે જ એ નિર્વિવાદ છે હમેશ બનતું આવ્યુ છે તેમ, એ પ્રતિનિધિઓ વડોદરામાંથી કંઇક વિશિષ્ટ સંસ્કારસામગ્રી પ્રાપ્ત કરીને જશે, અને વડોદરા પોતાના એ અખૂટ સંસ્કારવારસામાંથી જેટલું લેવાય તેટલું લેવાની સૌ કોઇને જે તક આપે છે તેથી એની એ ઉદાર નીતિને વધુ પ્રોજ્જ્વલ કીર્તિ પ્રાપ્ત થશે.

***

## શોકજનક અવસાન

કડા ( તા વિસનગર )ના સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી શ્રી જોઇતારામ મગનલાલ રાવળનું તારીખ ૨૨-૧૨-૪૫ ના રોજ અવસાન થયુ છે સ્વર્ગસ્થ કાર્યદક્ષ અને કર્તવ્ય પરાયણ હતા પુસ્તકાલયનું કામ ખંત અને ઉત્સાહથી કરતા હતા પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન કરવા માટે તેઓશ્રીએ તનમનથી મહેનત કરી હતી. સ્વર્ગસ્થ શાંત અને સાદુ જીવન ગુજારતા હતા. તેમના માનમાં ગામમાં હડતાલ પડી હતી. તેઓશ્રી વિધવા, ચાર પુત્રો, ચાર પુત્રીઓ તેમની પાછળ વિલાપ કરતા મૂકી ગયા છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો

***

## મંત્રીની કદર

**સાંપ્રુ. વાલમ** (તા વિસનગર)ના પ્રગતિવાન કાર્યથી ખુશ થતા ત્યાંના શેઠ મુળચંદભાઇ લલ્લુભાઇ પટેલ જેઓ આ સંસ્થાના પ્રમુખ છે તેમના તરફથી મંત્રી શ્રી. ઉમિયાશંકર લક્ષ્મીરામને હાથે બાંધવાનું ઘડીઆળ રૂા ૪૧)ની કિંમતનું-( લડાઇ પહેલાની ) શ્રીમંતના જન્મોત્સવપ્રસંગે ભેટ આપ્યુ છે

***

## શ્રી. મહારાણી શાન્તાદેવી મહિલા પુસ્તકાલલ—નવસારીમાં મેળાવડો

ઉપર્યુક્ત પુસ્તકાલયમાં તા ૩-૧-૪૬ ના રોજ શ્રી બાયમાય દાણુની દોરવણી હેઠળ શ્રી. સયાજીરાવ હીરકમહોત્સવ દિન તથા તા ૧૫-૧-૪૬ ના રોજ શ્રીમંત પ્રતાપસિંહ

ઇચ્છે છે કેટલાક ક્ષણિક આવેશમા ભાવે તેમ કરે, પણ ઘણાખરા માણસો તો અનિચ્છાએ જ મરે છે

એક જમાનામા હજાર—બે હજાર કે તેથી યે વધુ વર્ષનુ સામાન્ય આવરદા હતુ, એમ પુરાણોમા છે વાતો ખરી હશે એમ માની લઇએ, તેયે તેનોયે અત તો આવ્યો જ પાચ હજાર વર્ષ જીવનારા પણ વધારે જીવવાની ઇચ્છા નહિ ધરાવતા હોય એમ ખાતરી નથી કેટલાકને ધનની કદી તૃપ્તિ થતી નથી પણ અમુક હદ પછી તેથી સતુષ્ટ થનારા ઘણા મળશે. પણ વધારે આવરદાના વર્ષો ન ઇચ્છનારા થોડા હોય છે.

અણુમાગી મળેલી ચીજને છોડવી ન ગમે તો તે મનભાવતી બક્ષિસ જ લાગે છે એમ કહેવું જોઇએ ત્યારે જીવન શું કામ છે, એ પ્રશ્ન જ અપ્રસ્તુત છે એ તમને ગમે છે એટલું બસ છે. ન ગમતું હોય તો તેને છોડી દેવાનો માર્ગ સૌને માટે ખુલ્લો છે

પણ જીવન ગમે છે, તેથી તે સદાયે રહે એમ પણ બનવાનું નથી કેટલાક ચિરંજીવ છે, એમ કથાઓ કહે છે, પણ આપણે કદી તેમને મળ્યા નથી કે કોઇને મળેલાની વિશ્વાસ લાયક સાબિતી નથી. આ વાચનારમાથી કોઇ ચિરજીવ રહેવાની ઉમેદ સેવતો હશે કે કેમ તે શકા જ છે. એટલે આ અણુમાગી ભેટ પાછી છોડવી પડવાની જ છે, એમ માનીને ચાલીએ. રોગ કે ઘસારો* કે હિંસાથી નહિ, તો કોઇક અકસ્માતથી યે તેને છોડયે જ છૂટકો છે. જે ધરતી પર આપણે ઊભા છીએ, તે જ નાશ પામશે, તો પછી આપણી પોતાની શી વાત ?

વધારેમા વધારે માણસ એટલી શોધખોળ કરી શકે કે રોગ, ઘસારો કે હિંસાથી મરણ ન આવે એ સિદ્ધિ હજુ સૌને માટે સુલભ થઇ નથી ઊલટુ, મનુષ્ય જે રીતે જીવન જીવે છે તે જાણે રોગ, ઘસારો તથા બીજાઓને પહોંચાડવાનો જ તેનો ઉદ્દેશ હોય તેવી રીતનુ છે.

ખરૂ પૂછતા, 'જીવનનો અર્થ શું' એ સવાલનો કાલ્પનિક ખુલાસો મેળવવાના ફાંફા મારવા કરતા, જે એક માર્ગ આપણી પાસે ખુલ્લો છે તે જ બેઠીએ એ વધારે મહત્ત્વનું છે. ને એ કે આ અણુમાગી ભેટનુ આપણે સ્વરૂપ તપાસીએ, તેના અચળ કે ચળ નિયમો જાણીએ, અને તેનો વધારેમા વધારે તથા સારામા સારો ઉપયોગ, તથા તે ભેટને છેલ્લી ક્ષણ સુધી બને તેટલી તાજી અને નવા જેવી રાખવાનો પ્રયાસ કરીએ.

જીવનને નવી વણેલી ચાદર સાથે સરખાવીને કબીર કહે છે

> સો ચાદર સુર–નર મુનિ ઓઢી,
> ઓઢી કે મૈલી કિની ચદરિયા,
> દાસ કબીર જતનસે ઓઢી,
> જ્યો કી ત્યાં ધરિ દીની ચદરિયા.

---

* ઘડપણને લીધે ઘસારો શબ્દ ઇરાદાપૂર્વક વાપર્યો છે વયના પરિણામરૂપ ઘસારો નિયમાનુસાર કદાચ અનિવાર્ય પણ હોય તે ઘડપણની જરાપણાને ભૂખમરો, તે ઉપરાત અનિયત, સ્વચ્છંદ, નિયમહીન જીવન વગેરેને લીધે થયે ને વધે ઉત્પન્ન થઇ જાય તે ઘસારો

માણસ બુદ્ધિમાન હોવાનો ફાંકો રાખે છે. પણ એ ફાંકો તો બે વર્ષનું બાળક દીવાસળીની પેટી મજવામા રાખવાનો અને તેને સળગાવતા આવડવાનો ફાંકો રાખે, તેના જેવો છે દીવાસળીની પેટી તેની પાસે છે, અને તેને એ સળગાવતા આવડે છે તે કરતા વધારે મહત્ત્વની વસ્તુ દીવાસળીનો ઉપયોગ કયા કરવો તેનો વિવેક તેને છે કે નહિ તે છે, તેમ માણસ બુદ્ધિ ધરાવે એટલે કે તરેહ તરેહની વૈજ્ઞાનિક માહિતી અને યુક્તિઓ જાણે છે અને શોધી શકે છે, તે કરતા તેનો કેવો ઉપયોગ કરવો તે આવડવુ તે વધારે મહત્ત્વનુ છે

આજે આપણને આપણી પોતાની પ્રગતિ પ્રત્યે અહો-અહો થઇ રહ્યુ છે જોતજોતામા કેટલુ વિજ્ઞાન ખેડયુ છે, અને ઝપાટાબધ ખેડાતુ જાય છે ! પદર મિનિટમા સૃષ્ટિમા ભયકર ઉલ્કાપાત મચાવી શકાય તેટલે સુધી વિજ્ઞાનનો વિકાસ થશે એના ભણકારા વાગે છે. પુરાણોએ ભગવાનનો મહિમા ગાતા કહ્યુ છે કે "તેની ભ્રૂકુટિના વિલાસમાત્રથી બ્રહ્માડોનો પ્રલય થાય છે." આ સિદ્ધિ તો આજે માણસના હાથમા આવવા લાગી છે. ચદ્ર અને મગળ, અને ગુરુ તથા શનિ સાથે એ વૈજ્ઞાનિક સપર્ક સાધવાની કળા તે શોધી કાઢશે એવી એને ઉમેદ આવી છે ભોગસિદ્ધિ અને રોગના પણ અનેક ઇલાજો શોધાઇ રહ્યા છે હિંસા કરવાના અને તેની સામે બચવાના પણ નવા નવા માર્ગો ખોળાય છે.

પણ રોગ ઘસારો અને હિંસાને જીવનમાં સ્થાન જ ન મળે, ન પોતાને લાગે ન બીજાને પહોંચે, એવી જાતના જીવનના નિયમોને શોધવા અને તેને અનુકૂળ સંસ્કૃતિને ખીલવવાની બુદ્ધિ હજુ શોધાઇ નથી.

જીવન શુ કામ મળ્યુ છે, પણ જીવન સાથે જીવતા રહેવાની વાસના પણ મળેલી છે એટલુ જ અનુભવપૂર્વક જાણીએ છીએ એમ પણ કહી શકાય કે માનવ-જીવનની અભિલાષા સાથે ઓછામા ઓછા પાચ બીજા તત્ત્વો પણ અનુભવમા આવે છે, તે, જિજ્ઞાસા, કલ્પનાશીલતા, સર્જકતા, સકલ્પ અને શ્રદ્ધામય આશા. પ્રાણીમાત્રને અણમાગ્યા મળેલા જીવન સાથે, મનુષ્યને આ વધારાની ભેટો છે. એ પણ અણમાગી ભેટો છે, અને શુ કામ છે તે ચોકકસપણે કહી શકતા નથી. એટલે એ મનુષ્યત્વના સ્વભાવભૂત અગો છે એટલુ જ કહી શકાય

જીવનની જેમ જ આ અણમાગી મૂડી પણ સ્થૂળપણે અનત નથી. એ સર્વે ખપી જાય છે. આથી, એનો અર્થ અને પ્રયોજન શોધવા કરતા, એ ખપી જાય તે પહેલા તેનો સારામા સારો ઉપયોગ કરી લેવાનુ અને વધારેમા વધારે સતોષ આપનારો નફો તેમાંથી મેળવી લેવાનુ ડહાપણ ખોળવુ, તેને અનુકૂળ સજોગો નિર્માણ કરવા, અને બને તો તેનો બીજાઓને પણ માર્ગ દેખાડવો એ મહત્ત્વનુ છે.

એટલુ તો નકકી કહી શકાય કે આ પાચ પ્રકારની શક્તિઓને અનિયત્રિતપણે વહેતી મૂકવી એ માનવસુખશાતિ કે સમાધાનનો ઉપાય નથી જ એટલે સયમ તો જોઇશે જ

આજની બેહદ મોઘવારીમા શુદ્ધ ઘી જેને પોસાય એમ છે જ નહિ તેને માટે પણ વેજીટેબલ ઘીની ભલામણ કરવાની જરુર નથી એને માટે તલનુ કે મગફળીનું તેલ આપણે ત્યા છે જ. આ બને તેલ વેજીટેબલ ઘીથી સસ્તા છે અને આરોગ્યદષ્ટિએ કોઇ રીતે ઊતરતા નથી કોપરેલ કે કપાસિયાના તેલની તો વાસથી-પણ કદાચ વાપરનારનું મન પાછુ પડે, પરતુ મગફળી કે તલના તેલ સામે તો એ વાંધો પણ ટકી શકે એમ નથી

આમ વેજીટેબલ ઘીની'વપરાશને કોઇ પણ રીતે ઉત્તેજન આપવાનુ પ્રજાના આરોગ્યની દષ્ટિએ ઇષ્ટ નથી —ડૉ. કાન્તિલાલ

( " જ્યોતિર્ધર "માંથી )

---

# પગથિયું

હુ એક પગથિયુ છુ આ જગતમાં મનુષ્યોને રહેવાને ઘર હોય છે તે ઘરને જુદા જુદા ભાગ હોય છે-દિવાનખાના, શયનખડો, રસોડા, જમવાના અને નાહવાના ખડો વગેરે ઘર નાના પણ હોય અને મોટા પણ હોય, ઝૂપડીઓ હોય અને મહેલાતો પણ હોય નાના મકાનોમા કે ઝૂપડીમા જુદા જુદા ખડનો સભવ કયાંથી ? ત્યાં તો એક જ ખંડ હોય, જેમા રાધવાની, જમવાની, સૂવાબેસવાની સગવડ કરી લેવી પડે છે. મુંબઇ જેવા શહેરોમા વસ્તીનો એશી ટકા ભાગ એક ઓરડીમા જ રહે છે કુટુબમા આઠ દસ માણસો હોય અને તેઓ બે ઓરડીમા રહેતા હોય એવા તો અસખ્ય દાખલા છે. જરાતગ સારી સ્થિતિવાળા કુટુબો ચારપાચ ઓરડાના બ્લૉકમા રહે છે અને કોઇ કોઇ કુટુંબ નવદસ ઓરડાના બગલામા પણ રહે છે છોકરાઓને-યુવકયુવતીઓને-વાચવાની જગ્યા જોઇએ, કપડા પહેરવાની જગ્યા જોઇએ, વાળ હોળવાની જગ્યા જોઇએ, પણ એક કે બે ઓરડીમાં જીવન ગાળતા કુટુબોને રહેઠાણના અર્થશાસ્ત્રના બધા નિયમો શીખી લેવા પડે છે. આવાં સાંકડા સ્થળોમા રહીને કાઇ કેટલા યુવક-યુવતીઓ બી એ, એમ એ, ની ડીગ્રીઓ લે છે, જ્યારે કુશાદે મકાનમા રહેનાર કુટુબોના યુવક-યુવતીઓ સ્થળસકોચને લઇને પોતાનાથી અભ્યાસ થઇ શકતો નથી એમ બહાનુ કાઢવાને હિમત ધરાવે છે !

મકાન મોટા હોય કે નાના હોય, મહેલાતો હોય કે ઝૂપડીઓ હોય પણ પગથિયા તો બધાને જોઇએ છે નાના મકાનોને કદાચ એક જ પગથિયુ ચાલી રહે અને ઘણી વાર તો એક પથરો કે ઇટ મૂકવાથી પણ કામ ચાલે મહેલોમા તો આરસના વિશાળ દાદર હોય છે અને સુશોભિત અને સુદર પગથિયાની પરંપરા હોય છે

એક મહેલ જેવા દેખાતા મકાનનું હુ એક પગથિયુ હતું, તેના ઉપર ચડીને લોકો ઉપર જતા-પહેલે માળે, બીજે માળે, ઠેઠ ટેરેસ સુધી જતા બેત્રણ માળ ઉપર જવુ એ મુશ્કેલ ન હતુ, પણ એમ જતી વેળા પગથિયા ઉપર થઇને જ જવાતુ હતુ. પગથિયાને તિરસ્કારથી જોવાતુ હતું. લોકોને ઉપર જવાની આકાક્ષા હતી. તેમનું ચાલત તો બબ્બે ત્રણત્રણ પગથિયા કૂદીને ઉપર જાત, અને કેટલાક એમ કૂદતા પણ ખરા પગથિયા વાપરવા

ન પડે એટલા માટે કેટલાક લિફ્ટનો ઉપયોગ પણ કરતા, પણ એવાઓને પણ મારો ઉપયોગ કર્યા સિવાય છુટકો ન હતો. કારણ કે હુ તો મકાનના આગલા ભાગનુ જ પગથિયુ હતુ મારા ઉપર હળવેથી પગ મુકાતા તેમ સખ્તાઈથી પણ મુકાતા લોકોને પગથિયા માટે શો પ્રેમ હોઈ શકે ? એમણે ઉપર ચડવાને એ તો માત્ર સાધન હતુ ઉપર ચડયા પછી એઓ પગથિયા પ્રત્યે નજર પણ નાખતા નહિ. પગથિયાને ઊર્મિ હોય એવુ પણ એમની કલ્પનામા કઈ રીતે આવી શકે ?

ઉદ્યોગોના કારખાના હોય છે વેપાર માટે જમાનાથી ચાલી આવતી પેઢીઓ હોય છે. આધુનિક યોજના અને કાયદા અનુસાર રચાયેલ વેપારી જોઈન્ટ સ્ટૉક કંપનીઓ, બેંકો, વીમાકંપનીઓ અને વહાણવટાની કંપનીઓ હોય છે. કરોડો અને અબજોના વેપાર લેખાય છે અને તેટલી ઉથલપાથલ થાય છે, આવી કંપનીઓ મોટા મોટા ભવ્ય મકાનોમા હોય છે અને તેમના માલિકો, મેનેજરો અને મોટા મોટા અમલદારો પણ મારા ઉપર થઈને એ મકાનમા પ્રવેશે છે. મારે બીજી જરૂર નથી, પણ જરૂર છે માત્ર શાંત અને મીઠા બોલની, જગતના સ્નેહની, જે મકાનનુ હુ પગથિયુ છુ, તેના હેતભર્યા સ્વીકારની. પણ આટલુ ય જગત આપવાને તૈયાર નથી એ તો જેમ ટ્રેન પાટા ઉપરથી ઝડપથી ચાલી જાય છે, તેમ મારા ઉપરથી ચાલી જાય છે એમને ઉપર ચડવુ છે ઉપર ચડવામા એમનો લાભ છે. મારો ઉપયોગ ફક્ત ઉપર ચડવા પૂરતો જ છે. હું છુ તો માત્ર મકાનનુ પગથિયું, પણ પ્રભુએ મને પણ નિરીક્ષણની શક્તિ અર્પેલ છે, જે સેકડો સ્ત્રીપુરુષો આ પગથિયાને ઉપયોગ કરે છે, તેઓમાંના ઘણાંખરા પોતે પણ પગથિયારૂપે જ હોય છે જેમ લોકો મારો ઉપયોગ કરીને ઉપલે માળે જાય છે, તેમ તેમ તેમની મગજશક્તિ, તેમની વફાદારી, કલા અને ફિલસૂફીનુ જ્ઞાન, અર્થશાસ્ત્રની ઉસ્તાદી વગેરેનો ઉપયોગ કરીને અન્ય મનુષ્યો જગતની જાહોજલાલીની સીડી ઉપર ચડે છે જેમ સીમેન્ટ કોંક્રીટ, પથ્થર અને આરસના મકાનોમા ઉપર જવુ હોય તો મારો ઉપયોગ–ગરીબ બિચારાં પગથિયાનો ઉપયોગ–માનવીઓ કરે છે તેમ દેશના રાજદ્વારી ક્ષેત્રોમા આગળ વધવુ હોય, વેપારઉદ્યોગમા પડી લાખો રૂપિયા કમાવા હોય, પ્રતાપી કાર્યકર્તાઓ તરીકે નામના મેળવવી હોય તો માનવીઓને પગથિયા ગણીને તેમનો ઉપયોગ કર્યા સિવાય છૂટકો નથી અને છેવટે !–જેમ મકાનમા ચડી રહ્યા પછી ચડેલા માણસો પગથિયાને ભૂલી જાય છે તેમ જગતના જગો જીત્યા પછી, આઝાદીની સીડી ચડયા કેડે જીતનાર અને આબાદ થનાર માનવીઓ એવા કમનસીબ માનવીઓને પણ ભૂલી જાય છે જેમ અસલના સમયમા એક વખતનો ગુલામ હમેશનો ગુલામ રહેતો, તેમ આવા પગથિયા પણ કાયમના પગથિયા જ રહે છે જે ઊંચા સ્થાન, ઊંચી પદવી લાખ્ખોની કમાણી પગથિયાના આત્મબલથી, મહેનતથી, શ્રદ્ધાથી પેલા ઉપર ચડેલા માનવીઓને પ્રાપ્ત થાય છે, તેના ઉપર આ પગથિયાનો હક્ક નથી

આવા અનેક વિચારોના તરંગ મને ઊઠે છે અને પાછા ધીમે ધીમે શમી જાય છે. તો માત્ર પગથિયુ–આવા વિચારતરંગો કરવાનો પણ મને હક્ક છે ખરો ?

" જ્યોતિર્ધર "માંથી ) —જયંસુખલાલ મહેતા

# વ્યવસ્થિત અવ્યવસ્થા

## ' મારૂ ધોતિયુ કયાં મૂકયું છે ? '

મારા મિત્રને ત્યા હું એક સવારે જઇ ચડયો ત્યા પેલા ભાઇ કમ્મરે ટુવાલ વીંટી નાહવાની ઓરડીમાથી નીકળીને ધોતિયાની શોધખોળ કરવા મંડી પડયા હતા

' ઘરમા કોઇ વાતનું ઠેકાણુ જ નથી ! '

' શાનુ ઠેકાણુ ને શી વાત ? ' મને વસ્તુસ્થિતિની ઝાખી થઇ હતી, છતાંયે વધુ સ્પષ્ટ સમજવા આ પ્રશ્ન પૂછયો

' આ તે ઘર છે કે ધર્મશાળા ? કોઇ વાતનુ ઠેકાણુય નથી ચોક્કસ ઠેકાણે કોઈ વસ્તુ મૂકવાનું કોઇ શીખ્યા નથી. '

' તમે જ જ્યાની ત્યા વસ્તુ મૂકયા કરો છો તેનુ તો કોઇ કહેતું જ નથી. ' કણુક બાધતા બાધતા મારા મિત્રપત્ની રસોડાની બહાર આવ્યા અને તેમણે પણ શોધખોળ ચલાવવા માંડી

એટલામા નિશાળે જતી નાની સુરેખા આવીને કહેવા લાગી, ' બા, મારી પેન્સિલ કોઇએ લીધી છે ? '

' લે પેન્સિલ ' કહીને મિત્રપત્નીએ તેને એક ધબ્બો લગાવી દીધો. નાના ને મોટા બધા જ આ ઘરમા તો સરખા બબડાટ ફફડાટ કરતા મિત્રપત્ની આખુ ઘર શોધી વળ્યા અને ખાટલાની નીચેથી ધોતિયુ કાઢી આપીને કહ્યુ લ્યો.

' ખાટલા નીચે કોણે નાખ્યું હતુ ? મારા મિત્રે ધુધવાતા ધુધવાતાં પૂછયું.

' તમારૂ જ ઠેકાણુ નથી અને પાછા પૂછો છો કે કોણે નાખ્યું હતુ ? ધોતિયાની ગડી કરવાને માટે તમે ગાદલા નીચે દબાવ્યું હતુ તેય ભૂલી ગયા ? '

' હા, ' યાદ આવ્યુ હોય તેમ કહ્યુ ' પણ નીચે કયાથી આવ્યું ? '

' આ ઘરમા ઉપરથી નીચે ને નીચેથી ઉપર આવતા વસ્તુઓને વાર નથી લાગતી, સમજ્યા ' મારી તો દાળ ઉભરાઇ ચાલી ' કહી મિત્રપત્ની રસોડા તરફ વળ્યા

' થોડી વાર થઇને સુરેશ આવ્યો ' મોટાભાઇ, મારી એક ચંપલ નથી જડતી ! '

' જો માગ ગજવામા ' મિત્રે કટાક્ષ કર્યો અને બિચારો સુરેશ તો મોટા ભાઇના ગજવા ફંફોળવા મંડી પડયો.

એટલી બુદ્ધિ નથી ? અસ્વા ગજવામા તે કોઇ ચંપલ મૂકતું હશે બાપ દિકરાને શિક્ષણ આપવા નીકળ્યા છે ' મિત્રપત્નીએ કહ્યુ.

' ચાલો હુ જઇશ ત્યારે ! ' મને થયુ કે હવે જવું જોઇએ, કારણ કે આજે આ ઘરમા કોઇનું મગજ ઠેકાણે નથી

' કેમ શું ઉતાવળ છે ? ' મારા મિત્રે કહ્યું ' તમારા કોઈના મગજનું આજે ઠેકાણું નથી ' મે સ્પષ્ટ વાત કરી દીધી

' અરે અહીં તો રોજનું એવું છે. અરે બબલી, લે તો જરા સ્ટવ સળગાવી દે અને પ્રશાંત ભાઈ માટે જરી ચાહ મૂકી દે. '

બબલીએ આવીને સ્ટવ સળગાવવા માંડયો. સ્ટવ બરાબર સળગતો ન હતો. મિત્રપત્નીએ કહ્યું, ' પીન કરવાની જરૂર છે, એટલી સમજ પડતી નથી ? ' બબલીએ પીન શોધવા માટે આમ તેમ ઘણી શોધ કરી, પણ પીન હાથ ન ચડી તેણે ગભરાતા ગભરાતા પૂછ્યું, ' પીન કયાં છે ? '

' મારા માથા પર. તે કાલે કયા મૂકી હતી ? '

' અહીં ' તેણે રડમસ ચહેરે જવાબ આપ્યો

' તો ધરતી ગળી ગઈ ? ' મિત્રપત્ની તાડુક્યાં.

મારાથી ન રહેવાયું ' આ બધામાં વાક તમારો છે. તમે કોઈ વ્યવસ્થિત નથી. જીવનમાં વ્યવસ્થા તમે ઉતારી નથી અને રોજ અવ્યવસ્થા પાછળ સમય અને શક્તિ વેડફો છો '

' અને જુઓ, મેં રસોઈનું અને કામની વહેંચણીનું સમયપત્રક બનાવ્યું છે, પરંતુ કોઈ અમલ કરે તો ને ? ' મારા મિત્રે રદીઓ આપવાનો પ્રયાસ કર્યો.

મે સમયપત્રક હાથમાં લીધું અને વાંચતા વાચતા પૂછ્યું ' તમે રોજ ૭ વાગે ઉઠો છો ? '

' ના ' જવાબ મળ્યો

' ત્યારે બધા ૭ વાગે કઈ રીતે ઉઠે ? વ્યવસ્થા અને શિસ્ત હુકમ કરવાથી જ અમલી બનતા નથી તમારે ખુદ પ્રથમ તેને કામકાજ કરવા અને અસરકારક કરવા વ્યવસ્થિત થવું જોઈએ અત્યાર સુધી તમે સિદ્ધાન્તો યોજ્યા કર્યાં છે પરંતુ એમાંના એકે તમારા જીવનમાં તમે ઉતારવાનો પ્રયાસ કર્યો નથી પછી પરિણામ સારૂ કયાંથી આવે ?

આજ ગામના બીજા-એક મિત્રનો દાખલો આપતા જણાવ્યું, કે સુરેશભાઈ રોજ સવારે ૭ વાગે ઉઠે છે, પોતાના બધા જ કાર્યક્રમો નિયમિત રીતે કરે છે અને પોતાની નાનામાં નાની વસ્તુઓ રાખવા માટે જગ્યા નક્કી કરી રાખે છે તેની આંખે પાટા બાંધી દઈએ અને કહીએ કે ' કાતર લાવો ', ' પેન્સિલ લાવો ' તો તે તરત જ લાવી આપશે. એક ઓરડામાં બેઠા બેઠા પણ બીજા ઓરડામાં વસ્તુ કઈ જગ્યાએ હશે તેની તેને ખબર હોય છે આમાં, સ્મરણશક્તિનો પ્રભાવ નથી પરંતુ સવાલ સુટેવનો છે.

## ઘેર ઘેર અવ્યવસ્થાના ચૂલા

' આજકાલ લગભગ બધા જ ઘરોમાં અવ્યવસ્થા નજરે પડે છે કોઈ વસ્તુનું ઠેકાણું નહિ, કોઈ વસ્તુ એકી તડાકે હાથ ન આવે, જાણે કે અવ્યવસ્થાએ વ્યવસ્થિત રીતે

દરેક ઘરનો કબજો લઇ લીધો હોય તેમ લાગે છે. અહીં કર્નલ ધિલોન આવ્યા હતા. તેમણે જનતાને શિસ્ત અને વ્યવસ્થા માટે શિખામણ આપી હતી. પરંતુ તેથી કશો જ અર્થ ખાસ સરે એમ મને નથી લાગતું આપણી ઑફિસોમા પણ જોઇએ તો વસ્તુઓ અવ્યવસ્થિત હોય છે. કામના કાગળ એકી તડાકે હાથ આવતા નથી એવી બહુ જ ઓછી ઑફિસો હશે કે જ્યા સપૂર્ણ વ્યવસ્થિત કાર્ય થતું હશે

આપણા ગૃહની ગળથુથીમાથી જ જો વ્યવસ્થા ઘડાય તો જ આપણા વ્યવસાયી કે જાહેર જીવનમા વ્યવસ્થા આવે, બાકી તો જાહેર જીવનમા કદી કદી દેખાતી વ્યવસ્થા ગૃહ જીવનમા કે જીવનવ્યવસાયમા જો નજરે ન પડે તો તે તો હાથીના દાતના જેવુ જ થયું કહેવાય ઘરમા મેલા કપડા ચાલે અને બહાર નીકળીએ ત્યારે સ્વચ્છ ધોયલા કપડા પહેરવા એ જાતની નીતિ થઈ.

## વ્યવસ્થા–જીવનના ઘડતરનુ અગત્યનુ અગ

વ્યવસ્થાને જીવનના સમગ્ર અગ–ઉપાગો સાથે સાકળવાની જરૂર છે અને નાનપણથી જ જીવનના ઘડતરમા એ ઊતર્યુ હોય તો જ વધુ વ્યાપક સ્વરૂપ પકડી શકે. જીવનના ઘડતરમા અને ચારિત્રના ચણતરમા નિયમિતતા અને વ્યવસ્થા એ બે વસ્તુઓ મોખરાના સ્થાનને શોભાવે છે. નિશાળમા જતા બાળકોના સરાસરી પુસ્તકો કે તેમની નોધપોથીઓ જોશો તો લાગશે કે તે કેટલી અવ્યવસ્થિત છે ? નોધપોથીના પાનાઓ ઉથલાવતા નજરે પડશે કે ભૂગોળની નોટમા કોઇ જગ્યાએ ઇતિહાસ અને ઇતિહાસની નોટમા કોઇ જગ્યાએ ગણિત નજરે પડશે તેને એ નોધપોથીમાથી અમુક વસ્તુ ક્યા છે તે પૂછશો તો બધી જ નોધપોથીના ઢગલા કરશે અને એકેએક પાનુ ઉથલાવીને તેને શોધવા પ્રયત્ન કરશે

## અવ્યવસ્થા ગુલામીનો સહપાન્થ

બ્રિટિશ સરકારના રાજ્યમા વ્યવસ્થા છે, પરતુ એ આપણી ગુલામીને જકડી રાખવાને માટેની વ્યવસ્થા છે. તેવી જ રીતે આપણા ગૃહોમા વ્યવસ્થા છે પરતુ તે અવ્યવસ્થાને પકડી રાખવા પૂરતી જ અવ્યવસ્થા અને ગુલામી એ બે શબ્દો એકબીજાના રૂપક પૂરતા જ અહી મૂકવામા નથી આવ્યા પરતુ તેઓ બને સહપાન્થી છે એટલા માટે એ સહપાન્થીની જુગલજોડી તોડવાનું પાપ કોણ કરે એમ સમજીને જ સમાજે એના તરફ આખ આડા કાન કર્યા છે, ખરૂ ને ? '

' આમ હાથ ઉચા નીચા કરીને ભાષણ હાકો છો તે જરા ધ્યાન રાખજો, નહિ તો ટેબલ પર પડેલો ચ્હાનો પ્યાલો વ્યવસ્થાની વાતોમા અવ્યવસ્થિત થઇ જશે, ' મારા મિત્રપત્નીએ ટકોર કરી અને મે ટેબલ ઉપર મૂકેલા કપને હાથમા લીધો અને હું કેટલું બધુ બોલી ગયો તેનો વિચાર કરવા લાગ્યા

( તા. ૫–૨–૪૬ ના "ગુજરાત સમાચાર"માથી )

# જમીનને ફળદ્રૂપ બનાવનાર અળસિયું

કુદરત અને ચીજો અને પ્રાણીઓની મદદ લઈને એક પડતર જમીન ઉપર હજાર વર્ષમાં એક ઇંચ ફળદ્રૂપ જમીનનુ પડ બાંધવાને સારૂ કુદરતને એકલે હાથે હજારો વર્ષો થાય. સુધરેલા દેશોમા આને સારૂ પ્રયોગો થઈ રહ્યા છે અને ત્યા અમુક ખાતર, અમુક ઝાડ પાન અને જીવાતોની મારફતે બગડેલી જમીનને વહેલી સુધારવા અને પાછી ફળદ્રૂપ કરવા પ્રયત્ન ચાલે છે અને તેમના આ પ્રયત્નમા અળસિયા નામનો લાંબો કીડો તેમને ઘણો મદદગાર નીવડયો છે આવા ઉપકારી અળસિયાનુ અને તેના કાર્યનું વર્ણન ખેતી કે બાગ-બગીચા જેમને પ્રિય હોય તેમણે જાણવાની જરૂર છે એ વાત તેઓ જાણે તો જમીન સુધારવાને માટે બળદ અને ખાતર કરતાએ વધારે જરૂર આ નાના સરખા કીડાની છે, એમ તેમની ખાતરી થશે અને એ કીડા ઉછેરવામા તેઓ રસ લેતા થશે.

અળસિયા આટલા બધા ઉપયોગી છે એ સમજવા સાધારણ પ્રયોગો કરવા, પોતાના વાડા કે વાડી કે ખેતરની સાદી જમીન થોડીક લેવી અને તેને બે કુડામા ભરવી. એક કુડામા થોડાક અળસિયા મૂકવા અને બીજાને એમને એમ રાખવુ. તે બન્નેમાં સરખુ ખાતર પણ મૂકવું ત્રીજા કુડામાં ખેતરો કે બાગની વાડ પાસે અળસિયાંની અવાર પડી હોય તે ઉઠાવી લાવીને તેને ભરવી, પછી તે ત્રણે કુડામા એક જ જાતની ચીજ વાવવી. પ્રયોગો સારૂ જે ચીજો જલદીથી થાય તે વાવવી તેમને સરખુ પાણી વગેરે આપવું અને ત્રણેના પાકનો ઉતાર જોવો સાદી જમીન કરતા અળસિયાવાળા કુંડામા લગભગ ત્રણગણુ અને પેલી અઘારવાળા કુડામા લગભગ પાચગણું તૂન થયેલું જણાશે, આનું કારણ તો સ્પષ્ટ છે અળસિયાવાળા કુડામા એવો કઈક નવો ખોરાક આવ્યો કે જેથી તેમાંનો પાક વધ્યો. આવો જ પુષ્કળ ખોરાક પેલા અળસિયાની અઘારવાળા કુંડામા હોવો જોઇએ. કુડા ન લેવાં હોય તો જમીનના બે નાના ટુકડાઓ લઇ તેમા સરખુ ખાતર નાખો અને એકમા વધારામા અળસિયાની અઘાર નાખો. બન્ને કુડામા જુવાર કે ભીડા એવુ ૬૦ દિવસમા થતુ તૂલ વાવો. તેમાના પાકની નોધ રાખો એટલે લાગશે કે અળસિયાની અઘારમા કઇક એવા તત્ત્વો છે કે જેથી તેનાવાળી જમીનનો પાક વધારે થાય છે. આટલી ખાતરી થયા બાદ આ અળસિયાની મદદ કેવી રીતે લેવી એ સવાલ ઉત્પન્ન થાય છે અળસિયાનું વર્ણન, તેની રહેણી કહેણી, તેનો ખોરાક વગેરે ઉપર પાશ્ચાત્ય દેશોમા તો પુસ્તકો લખાય છે, ત્યારે આપણે અહી આ જીવતી રસાયણની પ્રયોગશાળાની અવગણના જ થઈ છે આથીએ વધારે તો બગલાઓના માલિકો પોતાના બાગમા આ કીડાઓની અઘાર જોઇને સુગાય છે પણ ખરા અને તેઓ બાગને બધેથી વળાવી ઝુડાવીને એવી અઘાર કઢાડી પણ નખાવે છે

અળસિયા જમીનમા રહે છે અને ચોમાસામા જમીન પોચી થાય ત્યારે દર પાડીને ઉપર આવે છે પછીથી જ્યા સુધી ઝાકળ પડયા કરે અને તેથી જમીન પોચી રહે ત્યા સુધી તે સવારે જમીનમાથી બહાર આવશે તેને કોઇ અડકવા જાય કે તેના દર પાસેની જમીન કોઈપણ કારણથી સહેજ પણ ધ્રૂજે તો તે તરત પાછા દરમા સતાઇ જશે, તેનાથી

ખૂબ ભૂખર હવા ખમાતી નથી તેની ચામડી ઘણી સુવાળી છે અને તેથી તેનુ રક્ષણ થતુ નથી અને તેના શરીરમાનુ પાણી આવી હવા હોય ત્યારે એકદમ સુકાઇ જાય છે અને તે મરી જાય છે. તેના શરીર પર સહેજ ચીકણો પદાર્થ હોય છે, જેથી તેને પકડતા તે હાથમાંથી લપસી જાય છે, પણ આ પદાર્થ તેના શરીરના રક્ષણ માટે બસ નથી તેનાથી રેતાળ પ્રદેશમા જીવી શકાતુ નથી, કારણ કે ત્યા જોઇતો ખોરાક અને ભેજ એને મળતા નથી તેનો આગલો ભાગ અણીવાળો છે અને પોચી જમીનને તો તે ભાગ વડે કોચીને બહાર લાવે છે, પણ જો જમીન કઠણ હોય તો તેવી જમીનને તે ખાઇ જાય છે. તે જમીનને પોતાના લાબા આતરડાંથી પસાર કરે છે અને પછી તેને અઘાર તરીકે બહાર કહાડે છે ચોમાસામા તમે આવી અળસિયાની અઘારની અનેક ઢગલીઓ જમીન ઉપર જોશો. આવો નાનો કીડો કઠણ જમીનમાથી એવી મુલાયમ અઘાર કેવી રીતે કરતો હશે, તેનો ઘણા વિચાર પણ કરતા નથી તો પછી તેની અઘારમા શા ઉત્તમ ગુણો છે તેનો તો કોણ વિચાર કરે ?

તે શુ ખાય છે તે જાણવા જેવુ છે તમારા ખેતરમા કે બાગમા ફરતી વખતે તમો બારીકાઇથી જોશો તો કોઇક વખત નાના કાણાની પાસે સડવા માડેલા પાદડા જોશો, તે વળેલાં અને તે કણામા પેઠેલા હશે આ પાદડાને અળસિયા પોતાના દરમા લઇ જઇને ખાય છે તે એવા પાદડા, એઠવાડ ચા કે કોફીનો નકામો કચરો, શાકભાજીની છાલ અને દાડા વગેરે ચીજોને ખાઇ જાય છે તેવો કચરો તમે ખેતરની વાડ પાસે નાખી આવો તો તે થોડા દહાડામા ત્યાથી જતો રહેશે. જો જમીનને સહેજ ખોતરીને તેમા તેને દાટો તો તે કચરો બહાર પડયો નહિ રહે અને તે અળસિયાં માટે ખૂબ મટોડી, જમીનમા રહેલા ક્ષારો તથા આ ચીજોને ખાઈ જાય છે જેમ કેટલાક પક્ષીઓ ઝીણા કાકરા ગળે છે અને તેમની મદદથી ગળી ગયેલુ અનાજ પેટમા દળીને ભૂકો કરે છે, તેમ આ અળસિયા રેતીના કણોને ગળે છે અને તે કણોની મદદથી તે આ મટોડી વગેરેને દળીને તેમનો ભુકો કરે છે. તે ભૂકાની સાથે તેમના શરીરમાંની ગ્રંથિઓમાથી ઝરેલા રસો તથા ઉપયોગી જન્તુઓ પણ ભળે છે. એમાથી તેમને જોઇતુ પોષણ લઇ લીધા બાદ બાકીનો બધો ભાગ વિષ્ટારૂપે તે દરની બહાર કાઢે છે આ વિષ્ટામાથી ભૂકો થયેલી સુવાળી ઉપરની ફળદ્રૂપ જમીન બને છે. આ જમીનમા ઝાડ અને વનસ્પતિને જોઇતા બધા તત્ત્વો ગળાઉ રૂપે હોય છે પૃથ્વીના પટમા આવા મહાન રસાયણશાસ્ત્રીઓ જેવા લાખો કીડાઓ રહે છે અને તેઓ જમીનને ફળદ્રૂપ રાખવા પ્રયત્ન કરે છે જમીન સારી હોય અને ત્યા તે કીડાને માટે જોઇતા ખોરાક અને ભેજ હોય, તો એક એકરે લગભગ ૨૫ લાખ અળસિયા ત્યા હોઇ શકે આ બધા અળસિયાંનું વજન ૧૪૦૦ રતલ થાય, અથવા બળદની એક જોડ કરતા તેમનું વજન વધારે થાય આટલા બધા કીડા તો કોઇક જ જમીનમાં હોય, પણ એકરે ૨૫ થી ૫૦ હજાર કીડા હોય એવી વાડીઓ તો ઘણી બની શકે, અને તેટલા કીડા દર વર્ષે ૫૬૦ મણ સારી પોષણવાળી મટોડી બનાવશે. એ વાત યાદ રાખવા જેવી છે. આટલુ જાણ્યા પછી જે બાગના માલિકો પોતાના બાગમાથી પાદડા, ડાંખળાં વગેરે ખરી પડેલી અને સડી શકે એવી ચીજો વળાવીને બહાર ફેકાવી દે અને તેમને જમીનમા દટાવી ન દે તો ત્યાના અળ-

સિપાને ભૂખે મારે છે, અને તેમની ઉમદા કાર્યશક્તિને તે લાભ લેતા નથી તેઓ ગાલ્લીઓ ભરી બહારનું કીમતી ખાતર લાવીને નાખે છે, પણ જો સાથે સાથે આવા કીડાઓની મદદથી દર એકરે જો તેઓ ધારે તો ૧૬–૧૭ ગાલ્લી સૌથી ઉત્તમ ખાતર બનાવડાવીને પોતાની જમીનને ઉમદા પ્રકારની બનાવી શકે તેમણે તો ફક્ત એક જ કામ કરવાનુ છે વાડીમા પાતરા વગેરેના પડતા કચરા અને તેમના ઘરમા પડતો શાકભાજી અનાજ વગેરેનો કચરા કહોવડાવીને પોતાની વાડીના જુદા જુદા ભાગોમા તેમને દટાવવો અને ત્યા ભેજ રખાવવો, એટલે આ કુદરતી રસાયણશાસ્ત્રીઓ સુદર ફળદ્રૂપ જમીન બનાવશે.

—હરરાય અમુલખરાય દેસાઇ

---

# “ જનાબ ” અને “ શ્રીમાન્ ”

“ હિદુ–પાણી ” અને “ મુસલમાન–પાણી, ” “ હિદુ ચા ” અને “ મુસલમાન–ચાહ ” વગેરેનો આજકાલ આપણા નેતાઓ વારવાર નિષેધ કરી રહ્યા છે. એ ઠીક છે એ ભેદ નાબૂદ થવા જ જોઇએ. પરતુ, સાથે સાથે એક બીજી જાતનો અને અધિક ખરાબ ભેદભાવ ખુદ આપણે જ–એટલે શહેરાના, કોગ્રેસના અને શિક્ષિત લોકોએ–આ ૨૫–૩૦ વર્ષોમાં નવો જ પેદા કર્યો છે, તે તરફ હુ ધ્યાન દોરવા માગુ છુ તે આપણા આદરભાવના શબ્દો અને તેની ફળશ્રુતિની બાબત છે

મને સ્મરણ છે ત્યાંસુધી વીસમી સદીના આરભમા જુદા જુદા પ્રાતોમા કોઇક વ્યક્તિનુ માનપૂર્વક નામ લેવા સારૂ, જનાબ, રા રા (રાજમાન રાજશ્રી), મિ (મિસ્ટર), મહાશય વગેરે શબ્દ બોલાતા હતા કોઇ કોઇ નામની પાછળ ‘જી’ અથવા ‘સાહેબ’ શબ્દ જોડવામાં આવતો હતો. એના વપરાશ વખતે તે વ્યક્તિની જાતિ–જ્ઞાતિ કે ધર્મનો કોઇ પણ પ્રકારનો વિચાર કરવામા નહોતો આવતો જનાબ ભગવાનદાસ સાહેબ અને મહાશય મહમ્મદઅલી, મિ શ્રીનિવાસન્ અને રા. રા જમાલ સાહેબ કોઇ પણ વિશેષણ અમે તે નામની સાથે બેધડક જોડતા હતા સન ૧૯૨૦ સુધી અમદાવાદના શિષ્ટ લોકો ગાધીજીને ‘ ગાધી સાહેબ ’ કહેતા હતા અને મહારાષ્ટ્રમા તાત્યાસાહેબ, નાનાસાહેબ, બાપુ સાહેબ વગેરે કહેવાનો રિવાજ હતો અને તે માનપ્રદ મનાતું હતુ ‘ મિસ્તર ’નો પણ વિનાસંકોચ ઉપયોગ થતો હતો, અને અગ્રેજીમા તો એનો જ વપરાશ થતો હતો

પછી તો દેશમા રાષ્ટ્રીય જાગૃતિનો જુવાળ ચડયો. તેણે બે રૂપ લીધા એક અગ્રેજી વિરોધીનુ અને બીજુ પોતપોતાની જાતિની પુરાણી રસમોના અને સસ્કૃતિના ગર્વની વૃદ્ધિનું અગ્રેજીના વિરોધમા આપણે મિ, રા રા. આદિ અગ્રેજી ભાષા અને રાજની પ્રતિષ્ઠા વધારનાર શબ્દોને આપણે છોડવાનો આરંભ કર્યો આ નવી જાગૃતિનુ સ્વરૂપ જો એટલુ જ રહ્યુ હોત તો સભવ છે કે આપણે ‘મહાશય’ અથવા ‘જનાબ’ એ જનતામા વિશેષ જાણીતા બે શબ્દોથી જ કામ ચલાવી લેત, અને કોઇ પણ જાતના ભેદભાવ વિના

કોઇ પણ શખ્સના નામની સાથે જોડી દેત પણ સાથે સાથે પોતપોતાની પ્રાચીન સંસ્કૃતિનું અભિમાન પણ જાગી ઊઠેલું, એટલે આપણે માત્ર માનવીઓની જાતિ-જ્ઞાતિની નહિ, પણ શબ્દોના બાપ-દાદાઓની પણ તપાસ કરવા લાગ્યા, અને તેમને પણ ધર્મની સાથે સાંકળવા લાગ્યા કેટલાક સમય સુધી કોઇ પણ જાતના ભેદભાવ વિના 'શ્રી' સહુ કોઇના નામ આગળ મુકાવા લાગ્યો અંગ્રેજીમા પણ એ દાખલ થઇ ગયો પણ 'મિસ્ટર 'ની સાથે 'જનાબ' પણ પીછેહઠ કરતો થયો, અને આ સંસ્કૃત 'શ્રીમાન્' શબ્દે સ્થાન જમાવી લીધું. તેમા હિંદુ-મુસ્લિમ ભાવની ગંધ ઊઠી, મુસલમાનો નારાજ થવા લાગ્યા ગુજરાતમા 'જનાબ' શબ્દ ઘણો પરિચિત ન હતો, બલ્કે મુસલમાનોને કયું વિશેષણ પ્રિય છે તેની જ આપણને પૂરી ખબર ન હતી મુસલમાન ભાઇઓના નામ આગળ એમને પ્રિય હોય તેવુ વિશેષણ લગાડવાના હેતુથી, એક પછી એક કેટલાએક શબ્દો કાઢવામા આવ્યા છેવટની પસંદગી તરીકે હમણા હમણા 'જનાબ' શબ્દનો ઉપયોગ કરવામા આવે છે

આ તરફ કેટલાક હિંદુ શ્રીમાનો, સાહેબ શબ્દ તરફ નફરત બતાવવા લાગ્યા. કેટલાક વર્ષ પહેલાં જેઓ તાત્યાસાહેબ, અણ્ણાસાહેબ વગેરે કહેવડાવવામા પોતાની ઇજ્જત સમજતા હતા, તેઓ તાત્યારાવ, અણ્ણારાવ કહેવા-કહેવડાવવાનો આગ્રહ કરવા લાગ્યા. 'હિંદુ પાણી' અને 'મુસલમાન પાણી'ની સગવડ હોવા છતા પણ, એમા શક નથી કે વર્તમાન જમાનામા હોટલોને કારણે ખાવા પીવામા સ્પૃશ્યાસ્પૃશ્યની સૂગ ઓછી થઇ ગઇ છે, પણ વિદ્વાનોના અને રાજકીય નેતાઓના ડાગ્રે શબ્દોના સ્પૃશ્યાસ્પૃશ્યની સૂગ વધી ગઇ છે

જે વાત માનસૂચક શબ્દ જોડવા સંબંધે થઇ, તેવી જ સ્થિતિ વન્દનના શબ્દ અને રીતોના સંબંધમા થઇ, પણ હિંદુઓમા ભિન્ન ભિન્ન પંથોમા પોતપોતાના અનેક પ્રકારના વન્દનાના શબ્દો અને રૂઢિઓ પ્રચલિત છે રામ રામ, જય રામજી, જય ગોપાલ, જય શ્રીકૃષ્ણ, જુહાર, નમસ્તે, પાયેનામણુ વગેરે જાતજાતના શબ્દોથી અને રીતોથી પોતાના સ્વધર્મીઓ, સ્વજનો અને નાનામોટાઓનો સત્કાર કરે છે. પણ, વીસમી સદીના આરંભમા એવુ ન હતુ કે કોઇ હિંદુ 'સલામ' કહેતા કે કરતા ડગમગતો હોય રાષ્ટ્રીય જાગૃતિના પરિણામરૂપ જય ગોપાલ, જયરામજી વગેરે શુદ્ધ સાંપ્રદાયિક શબ્દોનો ઉપયોગ ઘટતો ચાલ્યો, તેમનુ સ્થાન વન્દે, વન્દે માતરમ, નમસ્તે, પ્રણામ વગેરે શબ્દોએ લીધુ. જેમ 'સલામ' શબ્દના અર્થમા કોઇ મજહબી વાત નથી. તેમ એ શબ્દોમા પણ કોઇ ધાર્મિક વાત નથી તેમ છતા તેમાયે સંસ્કૃત-અરબીનો પ્રશ્ન ઊભો થઇ ગયો. કેટલાક હિંદુઓ સલામ તરફ ઘૃણા કરવા લાગ્યા, અને કેટલાક મુસલમાનો વન્દે, નમસ્તે તરફ હમણાં વળી 'જયહિંદ'ની નવી ફેશન શરૂ થઇ છે. છતા, કોઇપણ શબ્દ કાઢવામા આવે, તો પણ હિંદુ-પાણી અને મુસલમાન-પાણીની માફક તેના મા-બાપ સંસ્કૃત છે કે અરબી-ફારસી, એ વાત મહત્ત્વની બની બેઠી છે.

હિંદુ-પાણી અને મુસલમાન-પાણીનો ભેદ એ સારી વાત તો નથી, તો પણ, જો

ખોટું લાગતું નહિ ઊલટું, પુરાણી રીતોને જાણનાર મુસલમાન એવી આશા જ નહોતો રાખતો. તે તો જાણતો હોય છે કે હિંદુ લોકો માત્ર હિંદુ-પાણી અને બીનહિંદુ પાણીનો જ ભેદ નથી કરતા, પણ બ્રાહ્મણ, ક્ષત્રી, વાણિયા, શૂદ્રના પાણીનો ભેદ બરદાસ કરી લેવાની પણ તેને આદત પડી ગઈ છે. પણ, કલ્પના કરો કે એ મુસલમાન સજ્જન હિંદુને કહે કે, " આવો જનાબ, સલામ-અલેકુમ, બોલો સાહેબ શું હુકમ છે ? " અને પેલો હિંદુ તેમને કહે કે, " જી, વહિ હું તો અસલ હિંદુ છું. મને જનાબ, સાહેબ, સલામ કહીને મારી સંસ્કૃતિને બગાડશો ના " તો જરૂર તેમને માઠું લાગશે તે જ રીતે જો કોઈ મુસલમાનને " શ્રીમાન, મહાશય પ્રણામ " કહેવાથી અપમાન લાગતું હોય તો તે પણ ખોટું જ છે

આમ છતાં પણ ગયા ૨૫-૩૦ વર્ષોમા આ નવી બુરાઈ પેદા થઈ ગઈ છે. આદર-સત્કારના શબ્દો અને રીતોમા બે પ્રકાર હોવા તેને જ હું તો ખરાબ માનુ છું ' હિંદુ-ચા ' અને ' મુસલમાન-ચા 'થી પણ ' શ્રીમાન્ હિંદુ નમસ્તે ' અને ' જનાબ, મુસ્લિમ સાહેબ, સલામ 'નો ભેદ તેથી વધારે બુરી ચીજ છે. સહુને માટે આદર અને વન્દનાના એક જ શબ્દો અને રિવાજો પર આપણે આવવું જોઈએ, નિદાન એટલું તો થવું જોઈએ કે ગમે તે એક આદમી શ્રીમાન્ અને નમસ્તેની આદત પાડી લે, ગમે તો જનાબ અને સલામની, માત્ર એના ઉપયોગમા કોઈ પ્રકારનો ભેદભાવ ન રાખે હિંદુ, મુસલમાન, અંગ્રેજ, પારસી, શિખ, સૌને સારુ કોઈપણ રીતનો ઉપયોગ કરવામા તેણે કે સામાવાળાએ સંકોચ માનવો ન જોઈએ અથવા તો માઠું લગાડવું ન જોઈએ. જે રીતે પોશાકમા ધોતિયું અને પાયજામો, તથા કોટ અને અચકન એ બે પ્રકારના રિવાજ છે, અને હિંદુ મુસલમાન સૌમા તેનો એકસરખો વપરાશ છે, તેવો જ પ્રકાર આને પણ ગણવો ઘટે

પરંતુ એક તરફથી તો આપણે જ્ઞાતિપંક્તિ તોડવાની વાતો કરીએ છીએ, અને બીજી તરફથી શબ્દોની પણ જ્ઞાતિ-જાતિ જોવાનો ધંધો શરૂ કરીએ છીએ હિંદુઓને માટે એક લિપિ, મુસ્લિમોને સારૂ બીજી હિંદુઓને માટે સંસ્કૃતિયા ભાષા, મુસલમાનોને માટે આરબી-ફારસી, હિંદુઓને સારૂ બે હાથના પ્રણામ અને મુસલમાનો માટે એક હાથની સલામ-એ જો આપણે વિચાર કરીએ તો બિલકુલ બેહૂદી અને અકલ્પનીય વાત છે.

છતા પણ આજ આપણી એવી મનોદશા છે કે, " શ્રીમાન રાવ, નમસ્તે " કહે તો હિંદુઓની જિત થાય છે, અને " જનાબ, સાહેબ સલામ " કહે તો મુસ્લિમોની, નાગરી શીખે તો હિંદુઓની, ઉર્દૂ શીખે તો મુસલમાનોની શા માટે હિંદુઓ જીતી જાય અને શા સારૂ મુસલમાનો જિતી જાય ? બન્ને હારી જાય તો વાંધો નહિ પણ કોઈ એકની જિત બીજાથી હરગિજ સહન થતી નથી ! હિંદુઓ વધુ સંખ્યામા હોવા છતા પણ, મુસલમાનોથી શા માટે તેઓ હારે ? અને મુસલમાન ઓછા છે તેટલા માટે તેઓ હિંદુઓથી શા માટે દબાઈ જાય ?

પડશે. પછી તે રિવાજ બસેતે માત્ર "ભાઈજી" અને "બાઈજી" તથા "કલ્યાણ થાઓ" એટલો જ હોય

જો જનાબ-સલામથી હિંદુનું હિંદુપણું અને 'શ્રીમાન્-વન્દે'થી મુસ્લિમનું ઇસ્લામી-પણું ઘટી જતું હોય, તો તે હિંદુપણું અને મુસ્લિમપણું બન્ને નકામી વસ્તુઓ છે, એક તજવાને યોગ્ય છે

" તગ્ગ ન હિંદુ પાઇયા, તગ્ગ ન મૂસલમાન,
દોઓ ભૂલે ગહતે, ગાલિબ ભયા શૈતાન. "
( નાનક )

---

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

સૂચના નં. ૧૬ સને ૧૯૪૫-૪૬

# વિષય

અમદાવાદથી "હરિજનબંધુ" સાપ્તાહિક હવે પ્રસિદ્ધ થવા માંડ્યું છે પાછલા વર્ષનું જે જે પુસ્તકાલયોનું લવાજમ ત્યાં જમા હશે તેમને તો એ મળવા માંડ્યું જ હશે. આમ છતાં, કેટલાક પુસ્તકાલયો જે અગાઉ તેના ગ્રાહક ન હોય અને ચાલુ વર્ષથી શરૂ કરાવવા ઇચ્છતા હોય તેમને એ સાપ્તાહિક, પુસ્તકો ખાતેથી વર્ગફેર કરવા સગવડ કરી આપવા તજવીજ થશે. સબબ, જે પુસ્તકાલયો પોતાના બજેટમાંથી સદર સાપ્તાહિક મેળવવા ઇચ્છતા હશે તેમણે આ તરફ તુરત લખી જણાવવું

વડોદરા,
તા. ૧૮-૨-'૪૬

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૧ મું | માર્ચ-૧૯૪૬ | અંક ૩ જો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★મોસ્કોના રાજકીય સાહિત્યના રાજ્ય પ્રકાશન મંદિરે યુદ્ધને અંગે અટકી પડેલ પ્રકાશન-કાર્યની શરૂઆત કરી છે લેનિનના પુસ્તકોના સંગ્રહની ચાલીસ ભાગોની ચોથી આવૃત્તિની તૈયારી ચાલી રહી છે. લેનિનના ચૂંટી કાઢવામા આવેલ પુસ્તકોના પહેલા છ ભાગોની પાચ લાખ નકલો પ્રગટ કરવામા આવશે. લેનિનના જુદા જુદા પુસ્તકો પણ મોટી સંખ્યામા બહાર પાડવામા આવશે ચાલુ વર્ષમા એકંદરે લેનિનના પુસ્તકોની ૬૬ લાખ ૩૦ હજાર નકલો પ્રગટ કરવામા આવશે

★બ્રિટનના ફાસિસ્ટવાદીઓએ સસેક્સમા પેટસવર્થ ખાતે સત્તરમી સદીના ફ્રિડમ હાઉસ તરીકે ઓળખાતા ગૃહમા ‘ હિટલર પંથ ’ની સ્થાપના કરી છે. તેઓ વર્તમાનપત્ર કાઢવાની યોજના કરી રહ્યા છે તેનું નામ ‘ ફ્રિડમ હેરલ્ડ ’ રાખવામા આવશે અને તેનું ધ્યેય હિટલર પંથનો પ્રચાર કરવાનુ રહેશે, કે હિટલર તો જગતમાથી દુષ્ટતાનો નાશ કરવા મોકલાયેલ દૈવી વિભૂતિ હતો

★આગ્લકવિ જ્હૉન મિલ્ટનના ‘ પેરેડાઇઝ લૉસ્ટ ’ની પ્રથમ આવૃત્તિની મનકદન ખાતે હરરાજી થતા ૧,૬૦૦ ડોલર ઉપજ્યા છે.

★એક જાણીતી બ્રિટિશ પ્રકાશનસંસ્થાના અગ્રણી મિ વૉલ્ટર જી. હેરપે સીડનીમા તાજેતરમાં જણાવ્યું હતું કે બ્રિટનમા કામદારોની તંગીને પરિણામે બ્રિટિશ બજારો માટે જોઇતા પુસ્તકો ઑસ્ટ્રેલિયામાં છપાઇ રહ્યા છે

તેણે જણાવ્યું હતુ, “ વાન લૂનના ‘ જીવનચરિત્રો ’નુ પુસ્તક પહેલવહેલા ઇંગ્લાંડમા છાપીને અમેરિકામા મોકલવામા આવ્યું હતું, પરંતુ તાજેતરમાં તે ઑસ્ટ્રેલિયામા છપાઇ બંધાઇને ઇંગ્લંડ મોકલવામાં આવેન છે.

બ્રિટનના પ્રકાશકોની એસોસીએશનના પ્રતિનિધિ તરીકે મિ હેરપ ઑસ્ટ્રેલિયા ગયા હતા તેણે જણાવ્યુ હતુ કે ‘ પ્રકાશકોનો હેતુ બન્ને દેશોમા છપાતાં પુસ્તકોનો

વિનિમય થાય તે છે. અંગ્રેજી પ્રકાશનસંસ્થાઓ ઑસ્ટ્રેલિયન લેખકો તથા પ્રકાશકોને ભોગે ઑસ્ટ્રેલિયામાં પુસ્તક વેચાણનો ઇજારો મેળવવા છૂપી ગોઠવણ ચલાવી રહેલ છે તેવુ સૂચન તદ્દન ખોટું છે '

ઇંગ્લંડના માજી વડા પ્રધાન મિ. ચર્ચિલ અત્યારે ખૂબ જ કામમાં છે , તે પોતાનો સઘળો સમય ' યુદ્ધનો ઇતિહાસ ' લખવામા તથા તેને અંગેની પ્રાથમિક તૈયારીઓમા ગાળી રહ્યા છે, આખા પુસ્તકની બે ભાગમા પ્રકટ કરવાની રૂપરેખા તૈયાર થઇ ગઇ છે અને પહેલો ભાગ લગભગ પૂરો થવા આવ્યો છે

અમેરિકન પ્રકાશકોએ તે પુસ્તક માટે ખૂબ લલચાવનારી માગણીઓ મૂકી છે. પણ હવે ચોક્કસપણે જાણી શકાય છે કે પુસ્તકની પહેલી આવૃત્તિ તો બ્રિટિશ પ્રકાશન-સંસ્થા મારફત પ્રગટ કરવાનો મિ ચર્ચિલનો નિશ્ચય છે. આ નિશ્ચયને અંગે ૫૦,૦૦૦ પૌંડ કે તેથી વધારે નુકસાન ખમવુ પડશે

છેલ્લા એકાદ વર્ષમા સાહિત્યજગતમા એક વિશિષ્ટ પ્રકારનો વિકાસ એ થયો છે કે પુસ્તક ખરીદ કરતી જનતાનો ઝડપી વિસ્તાર વધ્યો છે. બંગાળામા વાચકોની સંખ્યા હમેશા મોટા પ્રમાણમા રહે છે, પણ ખરીદ કરનાર વર્ગ નાનો છે. લેખકોને બદલો ન આપવા માટે તંત્રીઓ તથા પ્રકાશકો અવારનવાર આ બહાનુ આગળ ધરે છે. પુસ્તકખરીદની માગ વધતા જૂનો સ્ટોક ઝપાટાબંધ ખપી રહ્યો છે, એટલું જ નહિ, પણ નવા પ્રકાશનો– નવલિકાસંગ્રહો તથા નિબંધો–પણ જલદીથી ઉપડી જાય છે આ પ્રકારનાં પુસ્તકો અગાઉ ન ખપતા વર્ગમા આવતા હતા. ખરેખર, આર્થિક સ્થિતિ એટલી બધી સુધરી ગઇ છે કે એક લેખકે તાજેતરમા કર્યું તેમ પોતાનાં પુસ્તકોની છાપેલ યાદીની પણ કિંમત રાખવાનુ શક્ય બન્યું છે

લેખકોને પુરસ્કાર આપવાનો નિયમ થઇ પડયો છે અને એનુ પ્રમાણ પણ ઊંચું ગયુ છે થોડા સમય પહેલા નવલિકાની કિંમત પાચ રૂપિયા ગણવામા આવતી હતી. અત્યારે આ દર વધીને રૂા ૨૦) સુધી પહોચ્યો છે જ્યારે પૂજા (નવરાત્ર)ના દિવસોમા બધા સામયિકો ખાસ અંક કાઢે છે અને ભેટપુસ્તકો પ્રગટ થાય છે ત્યારે આ દર ખૂબ ઊંચે પહોચી જાય છે આ વર્ષે એક લેખકને નવી નવલકથા એક વખત છાપવા આપવા માટે એક હજાર રૂપિયા મળ્યાનુ કહેવાય છે કાવ્યની હજુ પૂરી કિંમત થતી નથી અને તે માટે નામની કિંમત જ આપવામા આવે છે.

કમભાગ્યે હજુ કેટલાક જાણીતા સામયિકોમાના કેટલાકે રાષ્ટ્રનાં સાહિત્યજીવનમા અગત્યનો ભાગ ભજવ્યો હોય છે લેખકોને કશુયે આપતા નથી વસ્તુત પૈસા પ્રત્યે તદ્દન દુર્લક્ષ કરનાર બંગાળી લેખકોની સંખ્યા બહુ ઓછી હોવાથી, આ સામયિકો નવા ઊગતા લેખકો પર આધાર રાખે છે. આ લેખકો, પોતાના લેખનો અમુક અગ્રગણ્ય સામયિકે સ્વીકાર કર્યો છે તેથી એટલા સંતુષ્ટ થાય છે કે ખાસ કરીને આઠ લીટીના કાવ્યમાંથી ચાર લીટી કાઢી નાખવામા આવે તો પણ તેઓ વિરોધ ઉઠાવવાની હિંમત કરતા નથી. પરિણામે આ સામયિકોની ગુણવત્તા ખૂબ ઘટી છે

આ બધુ ઠીક છે, પરતુ ચિત્રની બીજી બાજુ પણ છે. લખાણનું સારી રીતે વેચાણ થતું હોઇ ઘણાખરા પ્રખ્યાત લેખકોને શારદાદેવીની સેવા કરવાને બદલે • પરસેવો ઉતારી રળી લેવાનું પ્રલોભન જાગ્યુ છે પત્રકારિત્વ અને સાહિત્ય વચ્ચે અહીં ભેદ રખાવો જોઇએ

★બગાળ વિશ્વવિદ્યાલય, ૧૯૪૬ નુ લીલા સાહિત્યવિષયક પારિતોષિક આપવાની ગોઠવણ કરી રહેલ છે. આ પારિતોષિક રૂ. ૧૦૦)નુ છે અને બગાળી કુટુંબની જે સ્ત્રીએ બગાળી સાહિત્યમા શ્રેષ્ઠ ફાળો આપ્યો હોય તેને તે આપવાનુ છે

★આપણે બધા સર જદુનાથ સરકારને સાહિત્ય કરતા ઇતિહાસલેખક તરીકે વધારે જાણીએ છીએ પરતુ શાતિનિકેતનના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓની તાજેતરમા મળેલી સભામાં તે પ્રમુખ હતા ત્યારે જણાયુ કે બકિમબાબુના બંગાળી પુસ્તકોના સગ્રહની તેમણે લખેલ પ્રસ્તાવના વિદ્વત્તાભરી ગણાય છે. વળી રવીન્દ્રનાથ ટાગોરના કેટલાક પુસ્તકોનુ પહેલવહેલા અગ્રેજી ભાષાતર કરનારાઓ પૈકી તે એક હતા.

★થોડા વખતમા બગાળી સાહિત્યે ત્રણ સારા લેખકો ગુમાવ્યા છે શ્રી. રજનીકાત ગુહાએ મૂળ ગ્રીક ભાષામાથી બગાળી ભાષામા સોક્રેટીસ પર વિદ્વત્તાભર્યો ગ્રથ લખ્યો હતો. 'લોકાંતર'ના લેખક શ્રી સુરેન્દ્રનાથ મિત્ર તથા કેટલીક નવલકથાના લેખક શ્રી ગિરીશચદ્ર નાગ

★મધ્યપ્રાત અને વરાડનું હિંદી સાહિત્ય સમેલન, વિલાસપુરની આર્ટ્સ કોલેજના પ્રિન્સિપાલ ડૉ. બી પી મિશ્રના પ્રમુખપદ હેઠળ નાગપુરમા યુનિવર્સિટી કોન્વોકેશન હૉલમા તા. ૨૪ ડિસેબરે મળ્યુ હતુ સંમેલનની ઉદ્‌ઘાટનક્રિયા શ્રી બ્રિજલાલ બિયાણીએ કરી હતી

★કાનડા સાહિત્ય પરિષદનુ ૨૯મુ સમેલન જાણીતા કાનડા નાટ્યલેખક શ્રી કૈલાસના પ્રમુખપદ હેઠળ મદ્રાસમા ૨૬ ડિસેબરે મળ્યુ હતુ. એની ઉદ્‌ઘાટનક્રિયા શ્રી. રાજગોપાલાચારીએ કરી હતી

★મિથિલાના મહારાજાધિરાજ તાજેતરમા પોતાની કોમાશ (દ્વિતીય વર્ગ) વિધિ કરવા મગારૌની ગયા ત્યારે 'ઝકાર' તથા 'શતદલ'ના વિખ્યાત લેખક પડિત કાશીકાત મિશ્ર 'મધુપે' મહારાજાધિરાજને પોતાનુ કાવ્ય 'કોમાશ-ગીતા' અર્પણ કર્યું હતુ તેમને ૫૦૦) રૂ નુ પારિતોષિક આપવામા આવ્યુ હતુ પ. ત્રિલોકનાથ મિશ્રજીને પણ રૂ. ૨૦૦નુ પરિતોષિક આપવામા આવ્યુ હતું

★ગૌગામમા એક નવુ મૈથિલી પુસ્તકાલય સ્થાપવામાં આવ્યુ છે. બીજુ એક પુસ્તકાલય પટણામા, કવિ તથા પત્રકાર સ્વ બાબુ ભુવનેશ્વરસિંહ 'ભુવન'ના સ્મરણાર્થે જાન્યુઆરીમાં શરૂ કરવામા આવ્યુ છે.

★લહેરિયા સરાઇના પુસ્તક ભડારે શ્રી યોગાનદ ઝાના તંત્રીપદ હેઠળ શરૂ કરેલ નવલિકા માસિકનો પહેલો અક 'જાનકીવિવાહ' પચમીના દિવસે બહાર પડશે તેમા અગ્રગણ્ય મૈથિલી નવલિકાકારોની નવ વાર્તાઓ આવશે.

★પૂરણા પ્રબુદ્ધ મૈથિલ સમાજનો પ્રો ઉમાનાથ ઝાના તત્રીપદ હેઠળ મિથિલા રત્ન લેખોનો પહેલો ભાગ પ્રગટ થયો છે તેને વર્ષના શ્રેષ્ઠ પ્રકાશન તરીકે ગણી શકાય તેમ છે. તેમા

આધુનિક મૈથિલીના વીસ આશાસ્પદ લેખકોના કાવ્યો, નિબંધો તથા ઉચ્ચ કક્ષાની નવલિકાઓ આપવામા આવી છે.

★કોચીનના મહારાજાના એંશીમા જન્મદિને મદ્રાસ યુનિવર્સિટીમા સંસ્કૃત ખાતાના ઉપરી અધિકારી ડૉ. સી. કુન્હન રાજાને 'ગવેષતિલક'નો ખિતાબ આપવામા આવ્યો હતો તેમની સાહિત્યસેવા એવી વિવિધ પ્રકારની છે કે તેમને એક અભ્યાસગ્રંથ ભેટ આપવાની કેટલાક વખત થયા તૈયારીઓ ચાલી રહી છે. આ ગ્રંથના લેખકોમા હિંદ, અમેરિકા તથા યુરોપના વિદ્વાનોનો સમાવેશ થાય છે પુસ્તકનુ મુદ્રણ લગભગ પૂરુ થવા આવ્યુ છે અને, સમારંભવિધિ ફેબ્રુઆરીમાં મદ્રાસમા થઇ ગયેલ હશે.

★પ્રસિદ્ધ ઇતિહાસલેખક રાવબહાદુર ગોવિંદ સરદેસાઇ આજે એકાશી વર્ષની ઉમરે પણ તેવા જ પ્રવૃત્તિશીલ છે. પોતાના જીવનભરના અભ્યાસ તથા ચિંતનનું ફળ તેમણે અંગ્રેજી ભાષામાં તૈયાર કરેલ 'મરાઠા લોકોનો નૂતન ઇતિહાસ 'માં આપ્યું છે. આ ગ્રંથનો પહેલો ભાગ બે મહિનામા બહાર પડશે, બીજા ભાગની છાપખાના માટેની નકલ તૈયાર છે અને ત્રીજો ભાગ લગભગ તૈયાર થવા આવ્યો છે. તાજેતરમા ધૂળિયાના રાજવાડે ઐતિહાસિક મંડળે તેમને માનપત્ર આપ્યુ હતુ અને તેમના નામ તથા ખિતાબ–માર્તંડ–કોતરાવીને સોનાનો ચાંદ આપ્યો હતો. મુંબઇ હાઇકોર્ટના વડા જજ સર લિયોનાર્ડ સ્ટોન પ્રમુખપદે હતા

★અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમા સૌથી સારુ અખબાર કયુ ? એ પ્રશ્નના જવાબરૂપે મતગણતરીમાં છેલ્લા ત્રણ વર્ષથી ' ન્યુ યૉર્ક ટાઇમ્સ 'નુ નામ આવે છે. તેની રવિવારની આવૃત્તિમા આખા જગતમા બનતા બધા બનાવોના સમાચાર પ્રગટ થાય છે અને તે ૧૦૦ પાનાનો નીકળે છે.

★ઇ સ. ૧૯૪૫ નુ સાહિત્યનુ નોબેલ પારિતોષિક લેટિન–અમેરિકન સ્ત્રી ગેબ્રિએલા મિસ્ત્રાલને આપવાની હમણા જ જાહેરાત કરવામા આવી છે તેનો જન્મ ચિલિમા થયો હતો તથા તે શાળા ભણાવતી હતી અને સ્વીડન તેને દક્ષિણ અમેરિકાની 'સેલ્મા લેગર્લોફ' ( Selma Lagerlov ) ગણતુ હતુ.

પદર વર્ષની નાની વયે લ્યુસિલાગોડોય પ્રાથમિક શાળાની શિક્ષિકા થઇ. ૧૯૦૪ થી ૧૯૧૪ સુધી–દશ વર્ષો પર્યંત–તેણે કન્યાશાળામા કામ કર્યું. ત્યાર પછી માત્ર દક્ષિણ અમેરિકામા જ બની શકે તેવા બનાવે તેનો જીવનક્રમ બદલાવી નાખ્યો મધ્યયુગના પ્રતીકરૂપ કાવ્યના મુશાયરા ત્યા યતા હતા. સાન્ટિયાગોમા થયેલ આવા એક સમારંભમા તેને સર્વોત્કૃષ્ટ ઇનામ–સુવર્ણચંદ્રક મળ્યુ તે એટલી શરમાળ હતી કે જાહેરમા નિર્ણય સ્વીકારવાની તેનામાં હિંમત ન હોઇ તે પોતાના કાવ્યનું વાચન સાંભળવા તથા ન્યાયાધીશોનો નિર્ણય સાભળવા લોકોના ટોળામા છુપાઇ ગઇ. તેને ઇનામ અપાવનારા ત્રણ કાવ્યો ' મૃત્યુને ધ્વનિત ' ( Sonnets ) હતા. તે સમયે તેની ઉમર ૨૫ વર્ષની હતી – ગેબ્રિએલા 'મિસ્ત્રાલ' લેખિકા તરીકેનું તેનું તખલ્લુસ હતું

ઇ સ. ૧૯૨૨ મા ન્યુ યૉર્ક શહેરના કોલંબિયા વિશ્વવિદ્યાલયના ડૉ. ફેડરિકો દ ઓનીસે તેનાં કાવ્યોને ગ્રંથસ્થ કરવાની માગણી કરી આ કઇ રીતે બન્યુ તે વિષે

ડૉ. ઓનીસ જણાવે છે કે ' સ્પેનનાં પત્રોમાથી પુનર્મુદ્રિત થયેલા કેટલાક કાવ્યો મે વર્તમાનપત્રોમાં વાચ્યા અને એ કાવ્યો વાચીને બીજાઓને થાય તેમ મને પણ થયું કે આ એક મહાન નવી કવયિત્રી છે. મે તેના ઉપર ' ઇન્સ્ટિટ્યુટો દ લા એસ્પાનાસ 'મા ભાષણ આપ્યુ અને તેના કેટલાક કાવ્યોનુ વાચન કર્યું. શ્રોતાઓ મુખ્યત્વે શિક્ષકો હતા તેમનો ઉત્સાહ સત્વર ઊભરાઇ આવ્યો. તેમના પોતાના ધંધામાં પડેલ એક શિક્ષક મહાન કવિ હતો. તેઓએ તેનાં કાવ્યો કયા મળી શકશે તેમ પૂછ્યુ. હું તો તેમને થોડી કાપલીઓ જ આપી શકયો મે તેમને જણાવ્યું કે જો તમારે પુસ્તકરૂપે કાવ્યો જોઇતાં હોય તો છાપકામ પૂરતા પૈસા થાય તેટલી નકલો તમારે ખરીદવી પડશે ' ખૂબ, મે મિસ મેસ્ત્રાલને પત્ર લખતા તેની પાસે જે કાવ્યો હતા તે તેણે મોકલી આપ્યાં. ' આ ગ્રથે બે દશકા પછી તેને નોબેલ પારિતોષિક અપાવ્યું

માડ્રિડમાં તેનો બીજો ગ્રંથ ' ટર્નુરા ' (Ternura) છપાયો. તેમા બાળકો માટેના થોડા કાવ્યો હતા.

જે દેશ તથા ભાષામા થોડી જ સ્ત્રીઓ જાહેરમા બોલી શકે છે તેવે સ્થળે તે હમેશા તોફાનનું કેન્દ્ર બની હતી. તેના પહેલા પ્રેમકાવ્યમા તેના પ્રેમિકના આત્મઘાતની હકીકત આવતી હતી, જેથી જૂના વિચાર ધરાવનારાઓને આઘાત લાગ્યો. તેના ધાર્મિક કાવ્યોની અશ્રદ્ધાળુ ભાષા માટે ચુસ્ત વિચાર ધરાવનારાઓ તેના પર ઉખડી પડયા. તેના રાજકીય વિચારો પણ જનતાને પસંદ નહોતા. ૧૯૩૮ મા ત્રીજુ પુસ્તક ' તાલા ' પ્રગટ કરતાં તેણે જણાવ્યુ કે ' જગતના ચારે ખૂણે પડેલા સ્પેનના બાળકોને મારે બીજું કશું આપવાનું ન હોવાથી હું આ આપુ છુ ' આ પુસ્તક આર્જેન્ટિનામા વિકટોરિયા ઓકેપોએ છાપ્યુ હતુ અને તેના વેચાણના પૈસામાથી સ્પેનના આતર્યુદ્ધના બાળક અનાથોને મદદ કરવાની હતી. ફ્રાંકોના અનુયાયીઓને આ ન ગમ્યું અને ફરીથી તેના પર હુમલા થવા લાગ્યા.

તેનું ઘણુ ખરુ લખાણ વિષાદને અગે લખાયુ છે. નાની ઉમરે પ્રેમિકનો આપઘાત, પોતાના પ્રિય ભત્રીજાનો આપઘાત, ફ્રાંકોના ભોગ થઇ પડેલાઓનો—ખાસ કરીને બાળકોનો—સ્વીકાર કરવાની પોતાના દેશની ના—આ બધા કરુણાજનક બનાવોનો તેના જીવનવૃત્તાતલેખકો નિર્દેશ કરે છે.

તેનુ પ્રગટ થયેલ સાહિત્ય બહુ થોડુ—માત્ર ત્રણ જ ગ્રથો—છે. ૧૯૨૨ મા ન્યુયોર્કમાં પ્રગટ થયેલ ' ડેસોલેશન ' માડ્રિડમા ૧૯૨૪ મા પ્રગટ થયેલ ' ટર્નુરા ' અને ૧૯૩૮ મા બુએનોસએર્સમાં પ્રગટ થયેલ ' તલા. ' આ ઉપરાત ગ્રામ્ય કેળવણી માટે તેણે મેક્સિકોમાં ૧૯૨૭ માં પ્રગટ કરેલ એક પુસ્તકમા તેનાં થોડા કાવ્યોનો સમાવેશ થાય છે.'

તેના કાવ્યોનો ફ્રેંચ, જર્મન, સ્વીડીશ, તથા ઇટાલિયન ભાષામા અનુવાદ થયો છે—અગ્રેજીમા તેના થોડાક કાવ્યો કાવ્યસંગ્રહોરૂપે પ્રગટ થયાં છે

—છોટાલાલ માનસિગ-કામદાર

# ગ્રંથો વડે ભારતનું અખંડત્વ

આજના કાર્યનો પ્રારંભ કરતા પહેલા અત્યારે મારા અંતરમાં ઉભરાતી આનંદ અને કૃતજ્ઞતાની લાગણી વ્યક્ત કરવા હું આપની રજા લઉં છું. પુસ્તકપર્વણીના ઉદ્‌ઘાટન-કાર્ય માટે ભારતીય પુસ્તક સંઘના કાર્યવાહકોએ મને આમંત્રણનું જે માન આપ્યુ છે તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનુ છુ. આ કાર્ય માટે મારા કરતા વિશેષ યોગ્યતા ધરાવનાર વ્યક્તિ તેઓ લાહોર અગર તેની સમીપના પ્રદેશમાથી મેળવી શકયા હોત એમ હું સારી પેઠે સમજુ છુ. છતા દેશની ભાવિ પ્રજાના ઘડતરમા પુસ્તકોને વધારે મહત્ત્વનું સ્થાન આપવાની પહેલ કરનાર દેશી રાજ્યને વન્દના કરવામા વડોદરા જેવા દૂરના પ્રદેશ પર તેમણે દૃષ્ટિ લંબાવી હોય એમ હું માનું છું. ગ્રામ અને તાલુકા પુસ્તકાલયો દ્વારા પુસ્તકોનો બહોળો પ્રચાર કરવામા વડોદરા રાજ્યના પ્રયત્નો સારી પેઠે જાણીતા છે, તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી ઉલ્લેખ કરવાની જરૂર છે એના માટે કે પુસ્તક ઉત્પાદનના બહુ જાણીતા નહિ પણ કમી મહત્ત્વના નહિ એવા કાર્યમાં પણ વડોદરા ખાસ પ્રવૃત્તિશીલ છે; અને છેલ્લા ચાળીસ વર્ષથી પુસ્તકોનુ ઉત્પાદન અને પ્રચાર એ બે ધ્યેયોને હસ્તગત કરવા વડોદરા મથી રહ્યુ છે લાહોરે પણ એ જ ક્ષેત્રમા, એ જ ધ્યેયોને પ્રાપ્ત કરવા પગલા માંડ્યા હોય એમ જણાય છે. ચકભિલ્લુની રમતની પેઠે જેમ પહેલા દોડેલો સાથી પોતાના પક્ષના સાથીને રમતની દોડમા સામેલ કરવા આગળ કરે તેવી રીતે હું પણ હાલમા જ સ્થપાયેલા ભારતીય પુસ્તક સંઘે યોજેલા પુસ્તકપર્વણીના ઉદ્‌ઘાટનકાર્યનુ આમંત્રણ સ્વીકારીને આવ્યો છું.

ભારતીય પુસ્તક સંઘ એ આપણા દેશનું પ્રથમ પુસ્તક મંડળ છે, એ સર્વથા સાચુ છે. પહેલા પુસ્તક સમાજ અને પુસ્તક મંડળો બેઉ હતાં, પણ તેમનો હેતુ સાંસ્કૃતિક વૃદ્ધિનો નહિ પણ વ્યાપારી હતો. તેમને આગળ લાવનાર પુસ્તક વિક્રેતાઓ, પ્રકાશકો અને વર્તમાન-પત્રોના વ્યવસ્થાપકો પણ કંઇ નફો ખોટને જ જોવા ઘણા ઇંતેજાર હતા. ભારતીય પુસ્તક સંઘ આવી વ્યાપારી વૃત્તિથી અલગ છે. તેનો ઉદ્દેશ પુસ્તકવાચનનો જેમ બને તેમ વિસ્તૃત પ્રચાર થાય એવો છે માણસને કુશળ કારીગર અને કુશળ કારીગરને સંપૂર્ણ માણસ બનાવે એ સૂત્રને સમર્થન આપે એવા પુસ્તકોની તરફદારી આ સંઘ તરફથી થનાર છે કાર્યપદ્ધતિની સાંસ્કૃતિક અસર બહુ જબરી છે તેમ જ દેશની સ્વાતંત્ર્યપ્રાપ્તિની પ્રવૃત્તિમા પણ એ જીવન રેડનારી છે આ કાર્યપદ્ધતિ તે શુ છે અને રાષ્ટ્રપ્રવૃત્તિમા પુસ્તકસંઘ તેને કેવી રીતે મદદરૂપ બનાવી શકે એ મારૂ આજનુ વકતવ્ય છે આ પુસ્તક સંઘની ઉત્પત્તિ પશ્ચિમના એક દેશમા કેવી રીતે થઈ તે હુ આપને ટૂંકમા જણાવુ છે?

ખરેખર જોતાં પુસ્તકસંઘ એ રશિયન વિચારકોના પ્રયત્નનું ફળ છે સોવિયેટ સરકારે પહેલા સપ્તાબંધ સમાજોપકારક અખતરા કરવા માંડ્યા. તેમા સામુદાયિક ખેતી અને વિસ્તૃત ઉદ્યોગીકરણ એ બે જાણીતા હતા. આ પ્રયોગોની સફળતાનો આધાર સમાન વિચારશ્રેણી અને સમાનકૃતિ ઉપર ખાસ કરીને હતો. આ સમાન વિચારશ્રેણીનો સમુદાય એ હવે રાષ્ટ્રની વિચારમાળા તરીકે નિશ્ચિત થયો. જનતામા આ વિચારતત્ત્વનો ચેપ, ધીમે ધીમે ફેલાવા લાગ્યો જેઓ તેનાથી વિરુદ્ધ થઈ તેને ફગાવી દેવા માગતા હતા તેમને

" ઇઆંન વાલ્ટાઇન "ના પુસ્તક " આઉટ ઑફ ધી નાઇટ "માં જણાવેલા દીવેલ પીવડાવી દેવાના કે કાકડાથી ડામવાના ભયકારક અને મારક પ્રયોગોથી સાફ કરવામા આવ્યા. આવા વારવાર થતા પ્રયોગોના પરિણામે રશિયામાં છેવટે સમાન વિચારશ્રેણી અને સમાનકૃતિવાળા સ્ત્રીપુરુષોનો એક સમુદાય શેષ રહ્યો.

રશિયાના આ વિચારતત્ત્વની સિદ્ધિના પ્રયોગો ઇટલી, જર્મની અને જાપાનમા પણ ઓછાવત્તા પ્રમાણમા ચાલુ કરવામા આવ્યા. અને પરિણામે એ દેશોમા પણ વિચારો અને કાર્યનુ 'આ ભયંકર' સરખાપણું સ્થપાતા મનુષ્યો યત્રવત્ પૂતળાં જેવા બની ગયા !

ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સ જેવા લોકશાહી દેશો પણ આ ચમત્કારિક પ્રયોગને સચિન્ત હૃદયે નિહાળવા લાગ્યા. તેઓ અમાનુષી પ્રયોગથી ખરેખર કંપી ઊઠયા, પણ જનસમૂહની વિચારકૃતિની સમાન રેખા પરની સ્થિતિ જોઈ તેમને આનદ જ થયો. લોકશાહી તત્ત્વની રીતે જો આ વિચારસામ્ય પ્રાપ્ત થયુ હોય તો તે ખરેખર ઉપયોગી છે એમ તેમને લાગ્યુ. જનતાના માનસને શરીરબળથી ખળભળાવવા કરતા તે સ્વતંત્ર બુદ્ધિબળથી ધારેલી સ્થિતિએ પહોચે એવા કોઇ બળનો ઉપયોગ તેમને હિતકારક લાગ્યો. આ બળ તે લશ્કરી સિપાઇઓ કે તેમની બંદુકની ગોળીઓનું નહિ, પણ સ્વતંત્ર વિચારના લેખકો અને નિર્બંધ રીતે પ્રકાશિત થયેલા પુસ્તકોનુ હોવુ જોઇએ, એવુ તેમણે જાણી લેવું. લંડનની " બુક સોસાયટી " અને ન્યુયૉર્કની " બુક ઑફ ધી મન્થ કલ્બ "ની છેલ્લા વીસ વર્ષથી થયેલી સ્થાપના એ જાણ્યે કે અજાણ્યે ભાવિ યુગબળના પ્રતિબિંબરૂપે હતી, અને જનતાને એક બીજા સાથે સાકળી લેવાની પુસ્તકોમા અજબ શક્તિ છે એ તેણે પારખી કાઢયુ હતુ. બે વાચકોથી વચાતુ એક પુસ્તક એ બે વાચકો વચ્ચે મૈત્રી જન્માવનાર બનતું. આ સિદ્ધાન્તના વિસ્તાર વડે ઘણાયે વંચેલાં સંખ્યાબંધ પુસ્તકો તેમને સ્વેચ્છાએ સમાનકક્ષાના મડળમા જોડતાં અને તેમને તે મંડળની દરેક વ્યક્તિના મનોભાવ અને બુદ્ધિના સમભાગી બનાવતા. સને ૧૯૩૦ ના અરસામા લેખકસંઘ નામની આતરરાષ્ટ્રીય સસ્થા સ્થપાઇ તેને રાષ્ટ્રસંઘની સંસ્થા કરતા પણ ઘણે ઠેકાણેથી હાર્દિક ટેકો મળ્યો. પુસ્તકો એકલા એક જ રાષ્ટ્રમા સાસ્કૃતિક એકતાની સ્થાપના કરનાર નહિ પણ પરરાષ્ટ્રોમાંણે એલચી પાતાના કામ કરનાર વ્યક્તિઓથી પણ અધિકતર પોતાના રાષ્ટ્રની વકીલાત કરનાર સુસસ્કૃત એલચી તરીકે લેખાતા એલચીઓની અદલાબદલીની માફક યુગ પરત્વે પુસ્તકરૂપી એલચીઓની પણ અદલાબદલીની જરૂર જણાવા લાગી. આ પ્રમાણે ઇગ્લંડ, ફ્રાન્સ અને રશિયાની પ્રકાશનસસ્થાઓ વચ્ચે પોતાની પ્રકાશનસસ્થાઓના મહત્ત્વના પુસ્તકોની આપલે માટે કરારો પણ થયા છે ઇગ્લડ અને અમેરિકા વચ્ચે પુસ્તકોની અવરજવર માટે એ બેઉ દેશો સાવધાન રહે છે અત્યારની લોકશાહીના શસ્ત્રાગારમા પુસ્તકો એ વિશ્વસનીય અને કિંમતી શસ્ત્રો બની ગયા છે. નિ:સ્વાર્થપણે સાહિત્યિક માહિતી આપતા આ સાસ્કૃતિક સઘોએ પણ ઘણાખરા દેશોના સાહિત્યક્ષેત્રમાં ખુલ્લી રીતે મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે,

આ સાસ્કૃતિક મંડળોની પ્રવૃત્તિઓની યશપ્રાપ્તિથી રાષ્ટ્રોન્નતિ સાધક અને પક્ષહિત રક્ષક સાધનની જેમને જરૂર હતી તેવા જુદા જુદા પક્ષોના અગ્રેસરોનુ ધ્યાન ખેચાય

તેમાં નવાઇ નથી. આના પરિણામે ઇગ્લંડમા " ધી લેફ્ટ બુક કલબ, " " ધી રાઇટ બુક કલબ " અને " ધી નેશનલ બુક કલબ " જેવાં ગજકીય પુસ્તક મંડળો જન્મ્યાં બીજાં કેટલાક વ્યાપારી નફાથી કે પોતાના અમુક વિભાગીય હિતના ઉત્કર્ષની લાલચથી આકર્ષાયા. આના પરિણામે પરદેશમા " ધી સાયન્ટિફીક બુક કલબ, " " ધી ટ્રાવેલ બુક કલબ " અને " ધી ક્રાઇમ કલબ "ની સસ્થાઓ અસ્તિત્વમાં આવી. અને હિન્દુસ્તાનમાં તારાપોરવાળાની " યુનિવર્સલ બુક કલબ " ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ અને સ્ટેટ્સમેનની " હોમ લાઇબ્રેરી " એ સંસ્થાઓ ઉદ્ભવી આ બધી સસ્થાઓએ સાસ્કૃતિક પુસ્તકસમાજની પ્રથાનુ અનુકરણ કર્યું અને દરેક મહિને એક પુસ્તક-પત્રિકા પ્રસિદ્ધ કરી, પસંદગીનુ પહેલુ પુસ્તક પ્રચારમા મૂકવાનુ શરૂ કર્યું. પહેલા, જે પ્રકાશકોના ખોટા બણગાં અને જાહેરાતો કહેવાતી તે અત્યારે તટસ્થ અને નિઃસ્વાર્થ પુસ્તકાવલોકન તરીકે લેખાય છે. પહેલાં જ્યારે પ્રકાશકો જનતાના વાચનની રૂપરેખા દોરવા માગતા ત્યારે પોતાના માણસોને અમુક વિષયને લગતા અને અમુક પદ્ધતિના પુસ્તકોની યોજના તૈયાર કરવા કહેતા. પછી " હોમ યુનિવર્સિટી લાઇબ્રેરી, " ' એવીમેન્સ લાઇબ્રેરી " અને " ધી લાઇબ્રેરી ઑફ મૉડર્ન બુક્સ " વગેરે સસ્થાઓની માફક આવાં પુસ્તકો નામીચા લેખકો પાસે લખાવાતા. હવે તો આ જાતના પુસ્તકોનું ઉત્પાદન અને વાચનવૃદ્ધિનુ કાર્ય પુસ્તક મડળોએ ઉપાડી લીધુ છે.

પોતાના દેશની જનતાને સાંસ્કૃતિક સમરેખા પર લાવી મૂકનાર પાશ્ચાત્ય લોકશાહીનો આ ચમત્કાર ખરેખર ઉત્તેજનદાયક હોઇ ભારતીય પુસ્તક સઘે તે જતો કરવો જોઇએ નહિ હિન્દુસ્તાનમા આ સાસ્કૃતિક સમતા અતિ જરૂરી હોઇ તે વગરવિલબે સાધવી જોઇએ. જો તે આ પ્રમાણે તાત્કાલિક નહિ સધાય તો જે દેશના છેલ્લા દોઢસો વર્ષથી ઓછાવત્તા પ્રમાણમા ભાગલા પાડવાની ક્રિયા ચાલુ છે તેના અનેક ભાગલા પડી જઇ તે સદંતર છિન્નવિચ્છિન્ન થઇ જશે આ ભાગલા તે ભાષાના, ન્યાતના, જાતના, ધર્મના, લિપિના, વસતિના વગેરે અનેક જાતના ગણી શકાય જો ભારતીય પુસ્તકસઘ સાંસ્કૃતિક એકતા સાધવા માટે ભૂમિકા તૈયાર કરશે તો તે ફાટફૂટના ચીરા ભૂંસી શકશે, સમગ્ર દેશને સમકક્ષા પર લાવી શકશે, અને જેઓ ભારતને અખડ બનાવવા અને તેની જન્મસિદ્ધ સ્વતંત્રતા મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે તેમને મદદરૂપ થઇ પડશે.

ઇચ્છિત ધ્યેય પ્રાપ્ત કરવામા સર્વોત્તમ સાધનોની ગોઠવણી કરવા માટે ભારતીય પુસ્તક સઘના ઉત્પાદકો દરેકની પ્રશસાને પાત્ર છે. આ ધ્યેયપ્રાપ્તિના માર્ગને અવરોધનારા વિઘ્નો જેવા તેવા નથી. તેમાના હું એક બે જણાવીશ. હિન્દુસ્તાનમા પુસ્તકોએ નથી અને વાચકોએ નથી. શિક્ષિતોની સખ્યા દશ ટકાથીએ ઓછી છે અને દેશી ભાષામા નાટક, નવલકથા વગેરેથી ભિન્ન સાહિત્યના પ્રસિદ્ધ થતા પુસ્તકોની સખ્યાં દસવીસ જેટલી જૂજ ગણુતરીની છે. ભારતીય સંઘે પુસ્તકોના ઉત્પાદન અને વાચનને ઉત્તેજન આપવુ પડશે જો કે આ બાબતમા પણ ખોટ તો છે જ. પુસ્તકો નથી માટે વાચકો નથી અને વાચકો નથી માટે પુસ્તકો નથી. પુસ્તકો અને વાચકો સિવાય ભારતીય પુસ્તકસઘ પાત્રો અને પ્રેક્ષકો સિવાયની રંગભૂમિ જેવો થઇ રહે ગ્રંથોના ઉત્પાદન અને તેના વાપર માટે બુદ્ધિમંતોની આ મોટી અડચણો છે. તેવી જ રીતે વળી પુસ્તકોના ઉત્પાદનના સાધનો માટે પણ બીજી

ત્રાસજનક ઉપાધિઓ છે. આપણે છાપકામનાં યંત્રો, બીબા માટેની ધાતુ, કાગળો, પુસ્તક બાંધણીનું કાપડ વગેરે બહારથી આવે તેના પર આધાર રાખવો પડે છે પુસ્તકોમા આવતાં ચિત્રોની કલા પણ વિકસાવવાનો હજુ બાકી છે પરદેશના, " સ્ટ્રેન્ડ ", " સ્ટીયર ", " લાઇફ " જેવા સામયિકોના પાનાને શોભાવે છે એવા રંગીન ચિત્રો, ફોટોગ્રાફો વગેરે તો આપણે મન હજુ સ્વપ્ન જેવા અને આકાંક્ષારૂપ છે. આપણા પુસ્તકોના રક્ષણ માટે જોઇતા સાધનો પણ આપણી પાસે નથી. જેવા કે વાતાવરણનિયમનયંત્ર, ગ્રંથસુરક્ષીકરણયંત્ર, અને ઉધાઇ, જન્તુ કે સૂર્યના તાપથી આપણા કિંમતી પુસ્તકોને બચાવી શકાય એવો રાસાયણિક પદાર્થ પણ આપણે મેળવી શક્યા નથી

આ બધા વિઘ્નોથી આપણે નાસીપાસ થવાની જરૂર નથી વાસ્તવિક રીતે જર્મનો કહે છે તેમ, જેમ વિઘ્નો મોટા તેમ તેને પાર કરવાનો યશ પણ મોટો. આપણે પણ પુસ્તકોત્પાદન કરવામા રહેલી અશક્યતાઓને દૂર કરવી જોઇએ મારી માન્યતા પ્રમાણે હિન્દમા પુસ્તકો નિર્માણ થતા નથી, કારણ, લોકોના મનમાં બે બાબતનું ખોટુ ભૂસું ભરાઇ ગયું છે. એક તો ફક્ત અંગ્રેજી જાણનાર જ પુસ્તકો લખી શકે એ, અને બીજું તવલકથા, નાટક અને કવિતા સિવાયનું બીજુ કોઇ વિષય ઉપરનુ લેખન સાહિત્ય જ નથી તે. આ બન્ને માન્યતાઓ મારા જેવા આપના આ નમ્ર સેવક કરતા વિશેષ ગુણજ્ઞોને હાથે ફગાવી શકાય તેમ છે અને ભારતીય પુસ્તક સઘ તે સારી રીતે કરી શકે તેમ છે. હિન્દુસ્તાનમાં કેવળ અંગ્રેજી ભણેલાઓ ભારતીય પુનર્જીવનના શત્રુઓ છે, તેઓ પોતાના દેશની પરંપરાગત સંસ્કૃતિથી વિમુખ છે તેમ જ પરકીય સંસ્કૃતિને પણ ઝીલી શકવા જેટલી તાકાદ તેઓ કેળવી શક્યા નથી. તેઓ પોતાના દેશબન્ધુઓ સમજી શકતા નથી તેવી ભાષામાં બોલે છે અને લખે છે મહાયુદ્ધના કપરા દિવસોમા જ્યારે આપણને દરેક બાબતમા કરકસર કરવા સૂચવવામા આવતુ ત્યારે એક સૂત્ર " વિજળીની બચત કરો " એવુ પણ બહાર પડયુ હતું. એક કલેકટર પોતાની ફેરણીમા એક જગાએ મુકામ કરીને રહ્યા હતા ત્યારે તે રહેઠાણની પાછળની ઓસરી પરની વીજળીની બત્તી આખી રાત બળતી રહી હતી તેમણે ગામલોકોને " વીજળીની બચત કરો " એ સૂત્રની માહિતી છે કે નહિ એ વિષે પૂછ્યું, અને તેમનું ધ્યાન જાહેરાતના પાટીઆ પર ત્રણ ભાષામાં લખેલા સૂત્ર તરફ ખેંચ્યું. લોકોને તેમણે પૂછ્યુ " બિજલીકી બચત કરો " એ નથી સમજી શકતા ? મુખીએ જવાબ આપ્યો, કે, " ના " કારણ કે " બિજલીકી બચત કરો " એ ઉપરથી તેમણે શું કરવું તેની જ, તેને ખબર નહોતી તેની સમજમા હતુ કે, પોતાની પાસેની વધારેની સિલક જેમ પોસ્ટ માસ્તરને સેવિંગ સર્ટિફિકેટ ખરીદવા અપાય છે તેવી રીતે આ વિજળીના તાર પણ કાપીને ઇલેક્ટ્રીકલ એન્જીનિયરને તો આપવાના નહિ હોય ? આ સાંભળી કલેકટરને હસવું આવ્યું અને તેમણે કહ્યું કે એનો અર્થ એવો છે કે " જ્યારે તમો ઘરમાં ન હો ત્યારે વિજળીનો દીવો બળતો ન રાખો " જો આવો સ્પષ્ટ અર્થ થતો હોય તો પછી સરકારે " વિજળી બગાડશો નહિ ". એમ કેમ ન લખાવ્યું ? કારણ એમ હતું કે કલેક્ટરનો હેડકલાર્ક આપણે ઉપર કહ્યુ તેવો અંગ્રેજી જ ભણેલો અર્થાત્ અંગ્રેજી શબ્દાર્થને વળગી રહેનારો અતોભ્રષ્ટસ્તતોભ્રષ્ટ જેવો અર્ધદગ્ધ હતો વળી આપણે નવલિકાઓ, નિબંધો, નવ થાઓ અને કવિ ... લખી લેખકો ... માટે

દરેક માણસ પુસ્તક લખી શકે છે અંગ્રેજી ભાષા જાણનાર પ્રદેશોમાં છેલ્લાં પાંચ વર્ષમાં ઇગ્લાંડના ગાડીવાન અને પીરસણિયાની આત્મકથાઓ પુસ્તકવિક્રેતાઓની દુકાનોમાં અગ્રસ્થાન ભોગવતી હતી અત્યારે આપણા હિન્દીઓ ગવર્નરની, લશ્કરી, દરિયાઇ, હવાઇ, મુલ્કી, વ્યાપારઉદ્યોગ વગેરે ખાતાઓમાં મોટી મોટી પાયરીઓ પર નિયુક્ત થયેલ છે. જો આ મહાશયોને પોતાના સ્વાનુભવો કાગળ પર તેમની સ્વેચ્છાએ એનો કોઇ પ્રબંધ કરવામા આવે તો દેશનું ગૌરવ વધારનારુ અને જનતાને સુશિક્ષણ આપનાર કેટલું બધું આશ્ચર્યકારક જાણત સાહિત્ય ઉદ્ભવે! ભારતીય સંઘ તેમને આવા સાહિત્યના વિપુલ વાચનની ખાતરી આપી શકે તેવી જ રીતે વખતોવખત પુસ્તકનિર્માણ માટે જોઇતી સામગ્રીઓનું પ્રદર્શન ભરાવી આગળપડતા ઉદ્યોગપતિ કે કારીગરોની સ્પર્ધાને, આ સામગ્રી ઉત્પન્ન કરવા ઉત્તેજિત કરે તો આપણને જોઇતું સાહિત્ય થોડા વખતમાં જરૂર તૈયાર થાય વિઘ્નોથી ગભરાવામા આપણું કર્તવ્ય નથી. વાદળા ભલે કાળા ઘેરા થાય પણ ભવિષ્યની પ્રજા આપણે માટે "આ તેમનો અપૂર્વ સમય હતો" એવું બોલે એવા ખબરદાર થવા માટે આપણે કમર કસવી જોઇએ. *

—અં. દિ. વાકનીસ

---

## શ્રી પાર્વતીબાઇ હિન્દુ લાયબ્રેરીનો ઇ. સ. ૧૯૪૫ની સાલનો અહેવાલ

મજકુર સંસ્થા મુંબાઇમા છેલ્લા ૧૦ વર્ષ થયા નિયમિત રીતે ચાલે છે જેમા ઇગ્લીશ, ગુજરાતી, હિંદી એમ ત્રણેય ભાષામા મળીને કુલે ૫૦૦૦) પાચ હજાર પુસ્તકો છે પુસ્તકો વિનાલવાજમે માત્ર રૂા ૫) પાચ રૂપિયા ડિપોઝીટના લઇ ઘેર લઇ જવા દેવામા આવે છે આ રીતે પુસ્તકાલય તથા વાચનાલયનો લાભ જનતા તરફથી બહોળા પ્રમાણમા લેવામા આવે છે રોજના સામયિકોના વાચકોની સંખ્યા સરેરાશ ૩૦૦ માણસોની હોય છે આમ સને ૧૯૪૫ વર્ષ દરમિયાન દૈનિકો, સાપ્તાહિકો, પાક્ષિકો, માસિકોના વાચનનો લાભ કુલે ૧૦૬૫૦૦ માણસોએ લીધો હતો તેમ જ પુસ્તકાલય વિભાગમા દરરોજ ૧૦૦ એકસો પુસ્તકો ઇસ્યુ થાય છે ૧૯૪૫ના પુરા થતા વર્ષ દરમિયાન ૧૯૫૧૬ ( જનરલ રજી નબર મુજબ ) પુસ્તકો વાચનના ઉપયોગમા આવ્યાં હતા.

હાલ સંસ્થામા નીચે મુજબ પત્રો નિયમિત રીતે આવે છે અને પ્રતિદિન જનતામા શ્રી વાચનાલય આ પુસ્તકાલયનો લાભ અપાય છે ૨૩ માસિકો, ૩ પાક્ષિકો, ૧૨ સાપ્તાહિકો, ૬ દૈનિકો એ મુજબ ૪૪ પત્રો આવે છે.

સંસ્થાના મંત્રીની સાહિત્યક્ષેત્રમા રસ લેતા વિદ્વાન ભાઇ બહેનોને વિજ્ઞપ્તિ છે સંસ્થામા જાતે આવી જઇ પોતા તરફથી યોગ્ય સલાહ સૂચના આપી સહકાર આપે.

* લાહોર ખાતે મળેલ હિંદ પુસ્તક સંઘના ઉદ્ઘાટન પ્રસંગે આપેલું વ્યાખ્યાન

# સ્વ. મો. ન. અમીન સ્મારક અધ્યાપન મંદિર

સ્વ. શ્રી. મોતીભાઈ સા. ના અવસાન બાદ તેઓની યાદગીરી કાયમ રહે તે માટે, એક સ્મારક ફંડ ઊભું કરવામાં આવ્યું હતુ. એ ફંડની રકમમાંથી, તેઓ જીવનપર્યંત જે પ્રવૃત્તિમાં તન્મય રહ્યા હતા તે જ પ્રવૃત્તિ ઊભી કરવામાં આવી છે અને તેના પરિણામે, આણંદ ખાતે સ્વ. મો ન અમીન સ્મારક અધ્યાપન મંદિર ચાલુ કરવામાં આવ્યું છે એની સ્થાપનાને એક વર્ષ પૂરુ થયુ છે તે સંસ્થાના પ્રથમ વાર્ષિકોત્સવ પ્રસંગે, એ અધ્યાપનમંદિરની પ્રવૃત્તિનું દિગ્દર્શન આ નીચે આપ્યું છે. તે પરથી વાચક, એ અધ્યાપન મંદિરે સાધેલી પ્રગતિને જોઈ શકશે :—તંત્રી

**સ્મારક**—સ્વ. મોતીભાઇ સાહેબે કરેલી પ્રજાની અનેકવિધ સેવાઓ અને તેની પાછળ રહેલી લોકકલ્યાણની પવિત્ર ભાવનાનુ સ્મરણ ચરોતર અને ગુજરાતની પ્રજા સમક્ષ કાયમ માટે રહે તે હેતુથી સદ્દગતની ભાવનાને અનુરૂપ સ્મારક ઊભુ કરવા પૂ સરદાર સાહેબના પ્રમુખપદે એક સ્મારક સમિતિ રચાઇ હતી એ સ્મારક સમિતિના પ્રયાસે લગભગ રૂ. ૫૦૦૦૦) જેટલી રકમ એકઠી થઇ એટલે સ્મારકની યોજના વિચારાવા લાગી સન ૧૯૪૨ ના જાન્યુઆરી માસમા બારડોલી મુકામે પૂ સરદાર સાહેબના પ્રમુખપદે મળેલી સ્મારક સમિતિની સભાએ પ્રાથમિક શિક્ષકોની ટ્રેઇનિંગ કોલેજ કાઢવા અંગે યોજના રજૂ કરવા એક પેટાસમિતિ નીમી. એ પેટાસમિતિનો અહેવાલ રજૂ થયો ન થયો ત્યા તો ૧૯૪૨ ના ઓગસ્ટની રાજકીય આંધી આવી અને પરિણામે સ્મારકની યોજનાને અમલી સ્વરૂપ આપવાનું ખોળબે પડ્યું

**અધ્યાપન મંદિર**—પરિસ્થિતિ સુધરતા ગયે વર્ષે એ પ્રશ્ન હાથ ધરાયો અને પૂ સરદાર સાહેબની સંમતિ મળતાં એ કામને આગળ ધપાવવાનુ નક્કી થયુ સ્મારકના નાણા ઉપર્યુક્ત સંસ્થા માટે પૂરતાં ન હોવાથી સંસ્થાની જવાબદારી કોણ ઉપાડે એ પ્રશ્ન થયો. ચરોતર એજ્યુકેશન સોસાયટીએ સદ્દગતને પોતાની એક અંજલિરૂપે નાણાકીય જવાબદારી વહોરી સ્મારક અંગેનું અધ્યાપન મંદિર ચલાવવાનુ માથે લીધુ અને ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર શ્રી. ઘાટેના સહાય અને સહકાર મળતા સ્મારકના કાર્યને મૂર્તિમંત કરવાનુ નક્કી થયુ. પરિણામે "મોતીભાઇ અમીન પ્રાથમિક શિક્ષક અધ્યાપન મંદિર"ની ઉદ્દઘાટનક્રિયા મુંબઇ પ્રાંતની ઉપલી ધારાસભાના પ્રમુખ માનનીય શ્રી. મંગળદાસ પકવાસાના વરદ હસ્તે તા. ૧૧ જુન ૧૯૪૫ના રોજ કરવામા આવી

**અભ્યાસક્રમ**—સદરહુ અધ્યાપન મંદિરને મુંબાઇ સરકારના કેળવણી ખાતાએ માન્ય રાખ્યું છે અને પોતાના શિક્ષકોને પણ તાલીમ માટે મોકલ્યા છે. અધ્યાપન મંદિરના પ્રથમ વર્ષના ચાલીસ ઉમેદવાર શિક્ષકોનો એક વર્ગ ચાલે છે આવતી સાલે બીજા વર્ષનો એક વર્ગ ઉઘડતા અધ્યાપન મંદિરમા તાલિમ લેતા શિક્ષકોની સંખ્યા ૮૦ થશે મકાનોની સગવડ થતા વધુ શિક્ષકોની તાલિમ માટે જોગવાઇ થઇ શકશે અને એ દિશામા અવકાશ

પણ ઘણો છે. આજે પણ મુંબાઇ કેળવણી ખાતા ઉપરાંત, ખંભાત, ઇડર, વાસદા વગેરે દેશી રાજ્યો પોતાના શિક્ષકો માટે અનામત જગા રાખવા ઉત્સુક છે અને તે અંગે પત્ર વ્યવહાર પણ ચલાવી રહ્યા છે

આ અધ્યાપન મંદિરમાં સરકારી કેળવણી ખાતાએ નક્કી કરેલા બે વર્ષના અભ્યાસક્રમ ઉપરાંત પ્રાથમિક શિક્ષક ગામડાના સર્વદેશીય વિકાસ અને પ્રવૃત્તિઓનું કેન્દ્ર બને એ દૃષ્ટિથી પ્રતિષ્ઠિ લોકસેવકો અને કેળવણીકારોનો સમાગમ અને પ્રવચન, પર્યટન, રાષ્ટ્રીય પર્વ, જયંતી વગેરેની ઉજવણી, હિન્દુસ્તાની-નાગરી અને ઉર્દૂ બંને લિપિવાળી,-ચિત્રકલા, વ્યાયામ વગેરેનું આયોજન કરવામાં આવે છે અને તે ઉપર ખાસ લક્ષ અપાય છે. પરિણામે આઠ માસના આ ટૂંકા ગાળામાં ૪૦માંથી ૨૪ શિક્ષકોએ હિન્દુસ્તાનીની પરીક્ષાઓ આપી છે, ૬ ચિત્રકલાની પરીક્ષામાં બેઠા છે તેમાંથી ૪ સફળ થયા છે, જ્યારે ૬ ગાંધર્વ મહાવિદ્યાલયની સંગીતની પરીક્ષાઓમાં બેસવાના છે. એકંદરે ઉમેદવાર શિક્ષકોની આ પ્રગતિથી અમને સંતોષ થયો છે એટલું જ નહિ પણ ઉત્તર વિભાગના એજ્યુ ઇન્સ્પેક્ટર શ્રી ધાટેએ તેમની તપાસણી અહેવાલમાં તેની સુંદર શબ્દોમાં તારીફ કરી છે.

**અધ્યાપન મંદિરની જરૂરિયાતો**—અધ્યાપન મંદિરનો વર્ગ આજે તો સાંકડે માંકડે દાનં હાઇસ્કૂલના મકાનમાં બેસે છે આવતી સાલે બીજો વર્ગ ખુલશે એટલે એ મુશ્કેલી વધશે તાલિમ હેઠળના શિક્ષકોના છાત્રાલય માટે સ્વતંત્ર મકાન નથી. આર્યસમાજના ભાડાના મકાનમાં હાલ તો જોગવાઇ કરી છે, પણ બીજા વર્ષના ઉમેદવારો આવતાં એ પ્રશ્ન મૂંઝવતો બનશે. યુદ્ધજન્ય મુશ્કેલ પરિસ્થિતિને લક્ષમાં લઇને અગવડ સગવડ વેઠીને હાલ તુરત આ સંસ્થા નભાવી રહેલ છે, પણ એ બોજો લાંબો સમય ખેંચાય નહિ એમાં સંસ્થા અને વિદ્યાર્થીઓ બંનેનો વિકાસ અટકે અને આપણું આરંભેલું કાર્ય લક્ષ્યસિદ્ધિ ન કરી શકે આ અંગેની સંસ્થાની અનિવાર્ય જરૂર નીચે પ્રમાણે છે —

૧ અધ્યાપન મંદિરનું મકાન રૂા ૫૦૦૦૦)
૨ છાત્રાલયનું મકાન રૂા ૫૦૦૦૦)

**વિનંતિ**—સ્મારકની આખી યે રકમનું ટ્રસ્ટ કરી તેનું વ્યાજ જ કોલેજના નિભાવ ખર્ચમાં પ્રતિવર્ષ વાપરવાનું સ્મારક સમિતિએ નક્કી કર્યું છે એટલે અધ્યાપન મંદિરનાં મકાનો માટે જનતાનો નાણાકીય સહકાર અનિવાર્ય છે. સોસાયટીને જ્યારે જ્યારે નાણાંની ભીડ પડી છે ત્યારે જનતાએ ઉદાર દિલે મદદ કરી સોસાયટીના કેળવણીકાર્યના પવિત્ર પ્રયાસને સતત વેગ આપ્યો છે આજે અધ્યાપન મંદિર માટે અમે અમારો હાથ આપ શ્રીની આગળ લંબાવીએ છીએ સ્વ મોતીભાઇ સાહેબના ચાહકો, તેમના કાર્યના પોષકો અને સૌ ભાઇબહેનોને અમારી નમ્ર વિજ્ઞપ્તિ છે કે અમારી ટહેલનો સુંદર જવાબ વાળી અમને અમારા કામમાં વેગ અને ઉત્સાહ આપો

ફરીથી એક વાર અમે જણાવી લઇએ, કે કેળવણીના કોયડાનો સાચો ઉકેલ લાવવા માટે પાયામાંથી ફેરફાર કરી સંગીન કાર્ય શરૂ કરવું જોઇએ. પ્રાથમિક શિક્ષણને માટે

[ સાંધણ સામેના પૃષ્ઠને ૭૩ ]



**નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકો**

૧ **માનવ અર્થશાસ્ત્ર**—લેખક શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ, મૂલ્ય રૂા. ૧–૦–૦

૨ **મલેરિયા**—સંપાદક શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી, મૂલ્ય ૦–૪–૦

**એન. એમ. ઠક્કરની કું. મુંબઇનાં પુસ્તકો**

૩ **પરાક્રમી ભીષ્મપિતા**—લેખક શ્રી ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, મૂલ્ય રૂા. ૨–૦–૦

૪ **કુમારકથાઓ**—લેખક અને પ્રકાશક. શ્રી. રમણલાલ સોની, મૂલ્ય રૂા ૩–૦–૦

૫ **ગુપ્ત ધન**—મૂળ લેખક કવિવર રવીન્દ્રનાથ ટાગોર; અનુવાદક શ્રી. રમણલાલ સોની, મૂલ્ય રૂા. ૨–૮–૦

૬ **બુદ્ધિનો બાદશાહ**—લેખક શ્રી. " પ્રકાશમ્ " રાવળ, મૂલ્ય રૂા. ૨–૪–૦

**નવયુગ પુસ્તક ભંડાર રાજકોટનાં પુસ્તકો**

૭ **પૂર્વજોના પાપે**—લેખક શ્રી ગુણવંતરાય આચાર્ય, મૂલ્ય રૂા. ૩–૮–૦

૮ **ગામને ઝાંપે**—લેખક શ્રી. દેવશંકર મહેતા, મૂલ્ય રૂા ૩–૮–૦

**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય અમદાવાદનાં પુસ્તકો**

૯ **વિવેક ચૂડામણિ**—અનુવાદક શાસ્ત્રી દેવશંકર દવે, મૂલ્ય ૦–૧૨–૦

૧૦ **એકાદશ ઉપનિષદો**—સંપાદક શ્રી મનુ સૂબેદાર, મૂલ્ય રૂા. ૦–૧૨–૦

૧૧ **ભગવાનનાં છોરુ**—લેખક શ્રી. પુરાતન બુચ, મૂલ્ય ૦–૧૦–૦

૧૨ **સંત કબીર**—લેખક ઉપર પ્રમાણે મૂલ્ય ૦–૩–૦

૧૩ **આરોગ્ય સાધના**—લેખક શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, મૂલ્ય ૦–૧૦–૦

૧૪ **અજવાળાં અંધારાં**—અનુ શ્રી નાજુકલાલ ન. ચોકસી, મૂલ્ય ૦–૧૦–૦

૧૫ **ખોરાકના ગુણદોષ**—લેખક ડૉ. રસિકલાલ જેઠાલાલ પરીખ, મૂલ્ય ૦–૧૦–૦

---

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

શિક્ષકોને તૈયાર કરનારા અધ્યાપન મંદિરનું સ્થાપન એ આવું જ પાયાના ચણતરનું કામ છે. આ રીતે ચાલુ કેળવણીનો કૂટ પ્રશ્ન ઉકેલાય એવા અમારા શ્રદ્ધા અને આશા દિન-પ્રતિદિન વધતા જાય છે એ ઉકેલ માટે અમારો ઉત્સાહ અને ઉમંગ ચાલુ રાખવા આપ સૌનો મુખ્યત્વે નાણાકીય સહકાર માગીએ છીએ.

કેળવણીના આ રચનાત્મક કાર્યમાં આપ સૌના સૂચના, સલાહ ને સહકાર અવશ્ય મળશે, એવી આશા છે.

**શાવજીભાઇ ચતુરભાઇ પરેલ**

૬ ૩ ' તાજેતરના વર્ષોમા, ઑસ્ટ્રેલિયન પોકેટ લાઇબ્રેરીમાં પુસ્તકો પ્રગટ કરવાની પ્રકાશકો સાથે ગોઠવણ કરી છે. ઑસ્ટ્રેલિયન પુસ્તકોમાથી પચીસ પસંદ કરેલા પુસ્તકોની સસ્તી આવૃત્તિઓ તેમાં નીકળી છે. *

★અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમા એક સરસ અખતરો થઇ રહ્યો છે. ફક્ત ત્રીસ વર્ષની યુવાવસ્થામા મૃત્યુ પામેલ ટોમસ વુલ્ફની નવલકથાઓમાથી 'સંગીતમય ગદ્ય' પસંદ કરીને જ્હૉન. એસ બાર્નેસે તેને પદ્યનું સ્વરૂપ આપ્યુ છે અને તે ટોમસ વુલ્ફના કાવ્યો તરીકે પ્રગટ કરવામા આવેલ છે. ' એ સ્ટોન ' ' એલીફ ' ' એ ડૉર ' ૧૬૬ પાનાનુ પુસ્તક છે. આ પુસ્તક પરથી ૧૭૮૮ મા વૉરન હેસ્ટિંગ્સની તપાસ વખતે શેરીડનના ભાષણ સંબંધે બર્કે ફૉક્સને જે શબ્દો કહ્યા હતા તે યાદ આવે છે. આજ ખરી શૈલી-પદ્ય અને ગદ્ય વચ્ચેની શૈલી અને બન્ને કરતા વધારે સારી. *

★શ્રી કરુણાનિધાન બંદોપાધ્યાય અત્યારે બંગાળાના કવિઓમાં વૃદ્ધ ગણાય છે તેમની ઉમર અડસઠ વર્ષની છે. જાન્યુઆરીના પહેલા અઠવાડિયામા કલકત્તાના લેખકોએ તેમના માનમાં સમારંભ ગોઠવ્યો હતો તે વખતે કવિને માનપત્ર, રૂા ૧૦૦૧ ની થેલી, એક ધોતિયુ તથા ટસરની ચાદર ભેટ આપવામાં આવ્યા હતા અખિલ હિંદ રેડિયોએ આ કાર્યક્રમને ' બ્રોડકાસ્ટ ' કર્યો હતો. *

★પ્રવાસી બંગીય સાહિત્ય સંમેલનની વાર્ષિક બેઠક આ વર્ષે મીરત ખાતે મળી હતી. શાંતિનિકેતનવાળા પંડિત ક્ષિતિમોહન સેન સામાન્ય પ્રમુખ તથા શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય સાહિત્ય વિભાગના પ્રમુખ હતા પંડિત ક્ષિતિમોહન સેને હિંદમાં આવી રહેલા નવયુગમા સંગઠિત કાર્ય કરવા પર ભાર મૂકયો હતો તેમના કહેવા પ્રમાણે હજુ ઘણું સંશોધનકાર્ય બાકી રહ્યુ છે, શબ્દકોષો તથા સર્વસંગ્રહો રચવાના છે અને બીજી ભાષાઓમાથી બંગાળીમાં અનુવાદ કરવાના છે. સંસ્કૃત ગ્રંથોના સંતોષકારક કહી શકાય તેવા ભાષાંતરો આંગળીના વેઢે ગણી શકાય તેટલા છે અને તે પણ અપ્રાપ્ય છે. કબીર, મીરાબાઇ, રવિદાસ, અને શીખ ગુરુઓ તથા બીજા ઘણાના પુસ્તકો બંગાળી જનતાને આપવાનાં છે.

સંમેલનનું આકર્ષક તત્ત્વ બંગાળી વર્તમાનપત્રો તથા સામયિકોનું બીજું પ્રદર્શન હતું. પહેલુ પ્રદર્શન કાનપુર ખાતે શ્રી. તુષારકાંતિ ઘોષના પ્રમુખપણા હેઠળ ભરવામા આવ્યું હતુ *

★મહાન બંગાળી લેખક સ્વ અક્ષયચંદ્ર સરકારના જન્મની શતવર્ષી છેલ્લા ડિસેમ્બરમા બંગાળમા ઠેકઠેકાણે ઉજવવામા આવી હતી ચિન્સુરાની જાહેર સભામાં પ્રમુખપદેથી ભાષણ આપતા શ્રી. હેમેન્દ્રપ્રસાદ ઘોષે જણાવ્યુ હતુ કે ' અક્ષયચંદ્ર સરકાર બંકિમચંદ્ર ચેટરજીના સાહિત્યવાડાના છેલ્લા શિક્ષક હતા તેમણે એકપનો સંદેશો ફેલાવ્યો હતો. '*

★કલકત્તાની લેડી બ્રેબોર્ન કોલેજના તત્ત્વજ્ઞાન ખાતાના અગ્રણી શ્રીમતી રોમા ચૌધરીને તાજેતરમા બંગાળાની રોયલ એશિયાટિક સોસાયટીના ફેલો તરીકે ચૂંટી કાઢવામા આવ્યા છે. તત્ત્વજ્ઞાનની નિંબાર્ક શાખા પર તેમણે સંખ્યાબંધ પ્રમાણભૂત પુસ્તકો લખ્યા છે.

સૌસાયટીએ આ પુસ્તકો ત્રણ ભાગમાં પ્રગટ કર્યાં છે સોસાયટીના ફેલો તરીકે ચુંટાનાર તે પ્રથમ મહિલા છે.*

★શરતચંદ્ર ચેટરજી સ્મારક કમિટીના મંત્રી શ્રી. ઉમાપ્રસાદ મુકરજીએ કલકત્તામાં ભરાયેલ એક જાહેર સભામા જણાવ્યુ હતુ કે ' અત્યાર સુધીમા રૂ. ૨૬,૦૦૦ ભેગા થયા છે, પણ થોડા સમયમા પચાસ હજાર રૂપિયા પૂરા થતા તે રકમ કલકત્તા યુનિવર્સિટીને સોંપી દેવામા આવશે તેમાથી બંગાળી સાહિત્ય પર ભાષણોની હારમાળા ગોઠવવાની છે અને શ્રેષ્ઠ બંગાળી નવલકથાના લેખકને દર ત્રણ વર્ષે રોકડ રકમનુ ઇનામ અપાશે.*

★ગુજરાતી સાહિત્યમાં, મુંબઇની મોડર્ન સ્કૂલના પ્રિન્સિપાલ શ્રી. રમણ એન વકીલનું નામ જાણીતુ છે ગુજરાતીમા પુસ્તકો લખવા ઉપરાન્ત તેમણે અંગ્રેજીમા ' ટુ યુરોપા ' ( To Europa ) નામે કાવ્યગ્રંથ પ્રગટ કર્યો છે, અને તેની પ્રાય આવૃત્તિઓ થઇ છે એ તે ગ્રંથ કેટલો લોકપ્રિય બન્યો છે તે બતાવે છે *

★સ્વ. દયારામ ગીડુમલનુ નામ, સિંધના સાહિત્યમા હવે આગળ આવવા લાગ્યું છે તેમના જીવનકાળ દરમિયાન એમના સાહિત્યવિષયક કાર્ય પર ખાસ ધ્યાન ખેચાયુ નહોતું આપણામાના બહુ જ ઓછાને ખબર હશે કે દયારામ ઘણી ભાષાઓ જાણતા હતા સંસ્કૃતમાથી ઉદ્ભવ પામેલી બધી હિંદી ભાષાઓ તે શીખ્યા હતા પર્શિયન તથા અરેબિકના તે મોટા વિદ્વાન હતા અંગ્રેજી, ગ્રીક, લેટિન તથા ફ્રેંચના તે તજ્જ્ઞ હતા સિંધીના તો તે અપ્રતિમ વિદ્વાન હતા. તેમનુ ખાસ પુસ્તક ' મનનો–ચાબુક ' હતુ *

તામિલ ભાષામાં પુસ્તકો તથા પત્રોની સતત માગ રહ્યા કરી છે. તામિલ લેખકો તથા પ્રકાશકોએ પરિસ્થિતિને પહોચી વળવા માડ્યું છે મિલાપોરની એલાયન્સ કંપનીએ નવલિકાના સખ્યાબંધ પુસ્તકો બહાર પાડયા છે, અને તેનો સારો ઉપાડ થઇ રહ્યો છે. શાસ્ત્રીરત્ન થેતિયુર સુબ્રહ્મણ્ય–શાસ્ત્રીગલે સુવાચ્ય તામિલમા ' અયોધ્યા કાંડ 'ના બે ભાગ બહાર પાડયા છે શ્રી સત્યમૂર્તિના પુત્રી પર લખાયેલ પત્રોનો તામિલમા અનુવાદ થયો છે, તથા કેટલાક અમેરિકન અને અંગ્રેજી નાટકોનો પણ અનુવાદ થયો છે *

★પ્રખ્યાત ઉર્દૂ કવિ તથા વૈયાકરણી મૌલાના અબ્દુલ બારીઅસીનુ લખનૌ ખાતે અવસાન થયુ છે. તેમનાં પુસ્તકોમા ઉર્દૂ કાવ્યરચના, ઘાલિબના કાવ્ય પર ટીકા તથા ઉર્દૂ કહેવતોના કોશનો સમાવેશ થાય છે.*

★બાઇબલના અભ્યાસ પાછળ ખૂબ મહેનત લેનાર ડૉ હોર્ને પોતાની ફુરસદના સમયમાં એવી ગણતરી કરી છે કે બાઇબલના જૂના અને નવા કરારોનાં સત્તાવાર ભાષાતરમા ૩,૫૬૬,૪૮૦ અક્ષરો છે બીજા એક વિદ્વાને તે શબ્દો ૩,૫૮૬૪૮૯ હોવાની ગણતરી કરી છે આ આકડા ગમે તે હોય પણ તેમા ઘણા મુદ્રણદોષો હોવાનો સંભવ છે કેટલાક મુદ્રણદોષો નિર્દોષ હોય છે તો કેટલાક એવા ચમકાવે તેવા હોય છે કે તે આવૃત્તિઓ મુદ્રણદોષોના નામથી જ ઓળખાવા માડી છે. આ મુદ્રણદોષોને અંગે કેટલીયે વાર અર્થમા પરિવર્તન થઇ ગયુ છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

* નિશાનીવાળી નોંધો ઇન્ડિયન પી ઇ. એન પરથી લીધી છે.

# જાહેર પુસ્તકાલયોમાં પુસ્તકપસંદગીના સિદ્ધાંતો

### ચોક્કસ આદર્શ

કોઇપણ સંસ્થાની શરુઆત ચોક્કસ આદર્શને લઇને થાય છે યુનિવર્સિટીએ નિયત કરેલ ધારાધોરણો હેઠળ પરીક્ષા આપવા માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવા સ્થાપન કરેલ શાળા અથવા કોલેજના સબંધમા આ સત્ય સાચુ છે માત્ર "વાચવા માટે કંઇક" પૂરુ પાડવા માટે જ પુસ્તકાલય હોવુ ન જોઇએ. પરંતુ અમુક આદર્શને પહોચી વળવા ચોક્કસ યોજના મુજબ પુસ્તકાલય બંધાવુ જોઇએ.

### પુસ્તકોની પદ્ધતિસર પસંદગી તથા પુસ્તકોનો આંતર્સબંધ

"ન્યુયૉર્ક લાઇબ્રેરીઝ" ના ૧૯૧૪ ના મે માસના અંકમા મિસિસ એસ. સી. ફેરચાઇલ્ડ લખે છે કે "પુસ્તકાલય ન હોવા છતા એક મકાન પુસ્તકોથી ભરી શકાય. જેમ એક મકાનમા લાકડાના કકડા એ મકાન નથી, માત્ર ફર્નિચર એ કંઇ સુવ્યવસ્થિત ગૃહ નથી, તેવી રીતે પુસ્તકોનો સંગ્રહ એ પુસ્તકાલય નથી ગમે તેના નાના પુસ્તકાલયમાં પુસ્તકોની પદ્ધતિસર પસંદગી થયેલ હોવી જોઇએ કોઇક યોજના ઉપર તેનુ બંધારણ થવું જોઇએ અને તે યોજનાને અનુકૂળ થાય તેવી બધી સામગ્રી ભેગી કરવી જોઇએ. ઘર બાંધવામા આપણે તે જ સિદ્ધાંતનો ઉપયોગ કરીએ છીએ નાના ઘરની માફક નાના પુસ્તકાલયની યોજના બહુ સાદી હોય છે પરંતુ તેથી તેનુ મહત્ત્વ ઓછુ થતુ નથી.

### ત્રણ હેતુઓ

પુસ્તકનો સંગ્રહ એવી દષ્ટિથી થવો જોઇએ કે જેથી તે કેટલાક મનુષ્યોને પ્રેરણા, માહિતી અથવા આનંદ આપવામા ખરેખર ઉપયોગી થઇ પડે શકય હોય તો એકથી વધારે રીતે પણ તે ઉપયોગી થાય.

### માત્ર જાહેર વલણ જ જોવુ ન જોઇએ.

જાહેરપ્રજાના વલણ અથવા માત્ર માગણી ઉપર જ પુસ્તક ખરીદવામા ભાર દેવાવો ન જોઇએ સમાજની એક જાહેર સંસ્થા તરીકે, પોતાના આદર્શમાંથી ચ્યુત ન થઈ જવાય તે માટે પુસ્તકાલયે સભાળ રાખવી જોઇએ. આનંદ માટે પુસ્તકોનો સંગ્રહ થાય ત્યારે આ ચ્યુતિ માટે ખાસ ભય રહે છે આનંદના બહાને અથવા વ્યક્તિગત લાગવગના બહાના હેઠળ જનસમાજની વૃત્તિને અધમ માર્ગે દોરી જનારા કેટલાયે ચિથરિયા પુસ્તકો પુસ્તકાલયમાં ઘૂસી જાય છે

### નિયમ તરીકે હિંદી વિદ્યાર્થી ગંભીર છે

હિંદી કેળવણી ખાતાવાળા મિ એલ. ટિ વૉટ્કિન્સ કહે છે તેમ, "સમાન ઉમરના ઇંગ્લાડના વિદ્યાર્થી કરતા હિંદી વિદ્યાર્થી વધારે ગંભીર છે હિંદી વિદ્યાર્થી માટેનુ આ સત્ય હિંદીઓને સામાન્યત લાગુ પડે છે

### લલિતકળા વિનોદ ઉત્પન્ન કરે છે

ખરેખરી ઉચ્ચ કક્ષાની નવનકથા ઉપરાત લલિત કળાના ગ્રંથોનો અભ્યાસ પણ

તાજગી આપે છે. આપણા લોકોનુ–ઘરની સ્ત્રીઓનું પણ–ધ્યાન નવલકથા પ્રત્યેથી ખેચી લઈ લલિતકળાના ગ્રંથો તરફ આકર્ષવાનો કદાચ આ યોગ્ય સમય છે. આથી કાવ્ય અને આનંદની જનેતા કલ્પનાને પણ ઉચ્ચ ઉડ્ડયનનો અવકાશ મળશે વ્યક્તિગત વાચકને માટે કેટલીયે વાર એવુ બને છે કે તેના શોખના વિષયને જો જુદા રૂપમા આપવામાં આવે તો તેને તાજગી મળશે તે પણ યાદ રાખવુ જોઇએ.

## વિષયાંતરથી તાજગી મળે છે

ઉચ્ચ બુદ્ધિશાળી તથા મહેનતુ પુરુષો હમેશા કહેતા આવ્યા છે કે જ્યારે મગજને આરામની જરૂર હોય છે ત્યારે થોડા ઓછા રસવાળા વિષયની બદલીથી પણ સારો આરામ મળે છે

## આરામ એ લક્ષ્યબિંદુ નથી.

આવો આરામનો અભ્યાસ એ વિદ્યાર્થીનું લક્ષ્યબિંદુ હોતુ નથી જેવી રીતે શાળામા તંદુરસ્તી પ્રત્યે લક્ષ અપાવા ઉપરાત આરામનો વખત બીજા અભ્યાસ માટે રસ ઉત્પન્ન કરવા વાસ્તે યોજાયેલ હોય છે, તેમ નવલકથા અથવા બીજા હળવા સાહિત્યનુ વાચકથી બીજી નક્કર બાબતોથી ભરેલા પુસ્તકોના વાચન માટે વિદ્યાર્થી તૈયાર થવો જોઇએ જે માણસે નવલકથાના સેકડો પુસ્તકો વાચ્યા હોય છતા જે જગતમા તે રહે છે તે વિષે તમને કંઇ કહી શકે નહિ અથવા એકાદ પુસ્તક અથવા કલ્પનાથી તેનામાં પ્રેરણા ઉત્પન્ન ન થાય અથવા તે જગતને એક પણ નવો મંત્ર આપી ન શકે તેણે આટલા બધા પુસ્તકો વાચ્યા ન વાચ્યા સર્વ સરખુ છે.

## પુસ્તકાલયનું કાર્ય

મિસિસ ફેરચાઇલ્ડ પોતાના લેખમા કહે છે કે પુસ્તકાલયનું કાર્ય, લોકોના પુસ્તકો તેમની દૃષ્ટિ સમક્ષ લાવીને મનુષ્યજીવનનો વિકાસ તથા ઉચ્ચતા સાધવાનુ છે. 'લાઇબ્રેરી પ્રાઇમર'મા મિ જે સી ડના કહે છે કે પુસ્તકાલયનું કાર્ય (૧) લોકોને ડાહ્યા બનાવવાનુ (૨) ભલા થવા તેમને ઉત્તેજન આપવાનુ અને (૩) સુખી થવા તેમને મદદ કરવાનુ છે

## બીજા ઉપયોગી બળો

જે લોકો પુસ્તકાલયનો ઉપયોગ કરે છે તેમને તો પુસ્તકાલય લાભ કરે જ, એટલુ જ નહિ પરંતુ જાહેર અથવા ખાનગી જીવનમા તે લોકોના સહવાસમા આવનારાઓના સમુદાયને પણ તે લાભ કરે છે માટે પુસ્તકો મેળવવાનો નિર્ણય કરવામા ફક્ત સભ્યો હોય તેટલા જ નહિ પરંતુ બની શકે તો બધા લોકોનો મત મેળવવો જોઇએ ઘેર વાચનારાઓની 'સગવડ માટે પુસ્તકાલયના અન્ય વાચકોના હિતનો ભોગ અપાવો જોઇએ નહિ.

## સ્થાનિક હિત

જેની વચ્ચે પુસ્તકાલય આવેલ હોય તે જ્ઞાતિ, ધંધાદારી અને ધાર્મિક પંથના લોકોની દૃષ્ટિએ વિષયની ઉપયોગિતાનો વિચાર કરવો ઘટે છે પુસ્તકપસંદગી કેટલેક દરજ્જે, દરેક જાતિ, ધંધો, રાજકીય મત અને ધાર્મિક માન્યતા પણ લક્ષમાં લેવાય એ ઇચ્છનીય છે

### લોકભોગ્ય સાહિત્ય પહેલું–ધ ધાદારી પછી

ભારે કિંમતના ધધાને લગતાં અથવા ખાસ વિષયના પુસ્તકો ખરીદવાનો તમારા બજેટમા સમાસ કરતા પહેલા લોકભોગ્ય સાહિત્યનાં પુસ્તકો પહેલા ખરીદ કરજો.

કોઇપણુ વિષયપર શ્રેષ્ઠ લેખકના શ્રેષ્ઠ પુસ્તકો જ પસંદ કરજો

અમુક લેખકનું અમુક પુસ્તક સારૂ ન હોવા છતા ફક્ત સ ૫ુટ (Set) પૂરો કરવા ખાતર પુસ્તક ખરીદ ન કરતા. અલબત્ત, તમારે તે પુસ્તકની જરૂર હોય તો જુદી વાત છે. તમારા સમાજનો બરાબર અભ્યાસ કરો તેમની માગણી સાથે ખરી જરૂરીઆતને સૂક્ષ્મતાથી સરખાવી જોજો. વ્યક્તિગત સૂચનાનો સાભાર સ્વીકાર કરજો, પરતુ તેને અનુસરવામા તમારી વિવેકશક્તિ વાપરજો.

### ગ્રથપાલ

જેવી રીતે કાપડિયો પોતાના ઘરાકને કયુ કાપડ ગમશે તે માટે ઝીણવટભરી ચીવટ રાખે છે, તેવી રીતે ગ્રથપાલે પોતાના વાચકોની જરૂરીઆત જાણવાની જરૂર છે. ગ્રાતિ તથા પેટાગ્રાતિનું, ધાર્મિક, રાષ્ટ્રીય અને કોમી ગ્રાન તથા સહેજ હુંશિયારી, પુસ્તકોના વર્ગ પાડવા તથા યાદી બનાવવાના કાર્ય કરતા ગ્રથપાલમા વધારે જરૂરી છે વર્ગ પાડવાનુ કાર્ય તો તે બાબતના તજ્જ્ઞને અથવા ભાડુતી માણસને પણ સોંપી શકાય જે કાર્ય માટે તેને રોકવામા આવેલ છે તે સેવાનુ તેને સર્વદેશીય દષ્ટિબિન્દુથી ગ્રાન ન હોય તો પુસ્તકાલયને લગતું ગ્રાન તેને સારો ગ્રંથપાલ બનાવી શકશે નહિ.

### હિંદી પુસ્તકાલયોની ખાસ વિશિષ્ટતા

હિંદી લોકોને ખાસ રસ પડે તેવા પુસ્તકોનો સગ્રહ કરવા બધા હિંદી પુસ્તકાલયોએ કાળજી રાખવી જોઇએ. ઇતિહાસ, પ્રવાસ, હિંદુસ્તાન ખડનુ, તેના દેશો તથા પ્રાંતો, અને રાજ્યો તેમ જ રાજાઓના સાહિત્ય પાછળ પુષ્કળ પૈસા ખરચવા જોઇએ. બહારના વિદેશીઓ જે દષ્ટિબિન્દુથી જગતમા પ્રજા તરીકે હિંદનુ સ્થાન શુ છે તે પણ વાચકવર્ગના ધ્યાનપર લાવવુ જોઇએ. હિંદી સસ્કૃતિના ગ્રથો, જુદા જુદા ક્ષેત્રોમા હિંદનુ કાર્ય, ઇતિહાસ, તથા લોકગીતોના ગ્રંથો પણ ખરા હિંદી પુસ્તકાલયમા ગમે તે ખર્ચે ખરીદાવા જોઇએ 'આ સંબંધમા આપણુા એક સામયિક ' ડૅાન ' ( Dawn )નો મુદ્રાલેખ પ્રશ્નોત્તરરૂપે આપવો ઠીક પડશે —

પ્રશ્ન—હિંદી વિદ્યાર્થીઓ પોતાનો માતૃપ્રેમ કઇ રીતે વધારી શકે ?

ઉત્તર—તેઓ નીચેની રીતે તેમ કરી શકશે

(૧) હિંદ અને હિંદી સસ્કૃતિનું તેમનું ગ્રાન વધારીને.
(૨) પોતાના ગામ, શહેર અથવા પ્રાંત માટે એકત્ર થઇને કંઇ ઉપયોગી કાર્ય કરીને.
(૩) આત્મભોગ આપીને પણ સ્વદેશી ઉદ્યોગ તથા સાહસને ઉત્તેજન આપીને.
(૪) હિંદી માનસની રચનાત્મક વિદ્યાના વિકાસને ઉત્તેજન આપવા માટે હિંદી કેળવણીની અને તેના જેવી બીજી હિલચાલોને ઉત્તેજન આપીને *

છોટાલાલ માનસિંગ કામદાર

* " મોડર્ન રિવ્યુ "મા સતીશ સી ગુહાના લેખ ઉપરથી

# પેંગ્વિન ગ્રંથમાળાની પ્રગતિ

[ અંગ્રેજી પુસ્તકોથી પરિચિત કોઈ પણ વાચક પેંગ્વિન ગ્રંથમાળાથી અજાણ્યુ નહિ હોય. યુદ્ધ પહેલા માત્ર ૭ આનાની કિંમતે દરેક વિષયનાં શ્રેષ્ઠ પુસ્તકો આ માળામા પ્રસિદ્ધ થતાં હતા, અને હજુ થોડી વધારે કિંમતે પ્રસિદ્ધ થયે જાય છે. તેની પ્રગતિ વિષેનો આ લેખ સામાન્ય વાચકને તથા વિશિષ્ટપણે પ્રકાશકોને ઉપયોગી થઇ પડે તેવો છે ]

દશ વર્ષ પહેલાં પોતે શરૂ કરેલ પ્રકાશનસાહસ માટે એલન લેઇન પાસે મોટી નવી યોજનાઓ છે.

ઇ. સ. ૧૯૩૫ મા બોડલીહેડની જૂની સ્થપાયેલ પ્રકાશનસંસ્થા પોતાનું અસ્તિત્વ ટકાવવા ધમપછાડા મારી રહી હતી ઇ સ ૧૮૯૦ મા તે સસ્થાએ ' યલો બૂક ' પ્રગટ કરી તે તે સમયના સાહિત્યજગતનું મધ્યવર્તી કેન્દ્ર હતું. ત્યાર પછી તેની પડતીની શરૂઆત થઇ. ૧૯૩૫ મા થોડા વર્ષ પહેલાં નિમાયેલ બાબલિયા ડિરેક્ટર એલન લેઇને નિર્ણય કર્યો કે આમાથી ઉગરવાનો એક જ રસ્તો સસ્તા પુસ્તકોની બજારને કસી જોવાનો હતો તેને પોતાને ખાતરી થઇ ચૂકી હતી કે એ દિશામા હજુ ઘણો અવકાશ હતો

મુશ્કેલીઓનો આરોવારો નહોતો, પુસ્તકવિક્રેતાઓનો ટેકો નહોતો અથવા તેઓ ખુલ્લી રીતે વિરોધી હતા લેનના સાથી ડિરેક્ટરો તેને પ્રોત્સાહન આપે તેમ નહોતા તેઓએ કહ્યુ ' તમે બીજી કોઇ બાબત હાથમા લો ' બોડલીહેડ પર આવી પડેલ આર્થિક કટોકટીમાથી બચવા માટે લેઇને તેમની શિખામણ વખતસર માની. પોતાની સાથે તેણે તેના બે ભાઇઓ રિચર્ડ અને જ્હોનને લીધા ફકત એકસો ( હજી સુધી તે રકમ વધારવામાં આવી નથી, ) પૌંડની મૂડી લઇને લંડનની મહાન પોર્ટલેન્ડ શેરીમા ' આવેલા ટ્રિનિટી-ચર્ચનુ ન વપરાતુ ભોંયરૂ ભાડે રાખ્યુ, ' ત્યા કબરો તથા દેવળના સંગીત વચ્ચે તેઓએ કાગળના પૂઠાવાળા વિવિધ રંગનાં પેંગ્વિન પુસ્તકો પેક કર્યાં આ પુસ્તકો બ્રિટિશ પ્રકાશનમાં ક્રાંતિ લાવનારા હતાં.

શરૂઆતના ઑર્ડરો નાના હતા. બીતાં બીતા વૂલ્સ્વર્થે પોતાના ભંડારોની વિશાળ હારમાળા માટે એક ગ્રુસનો ઓર્ડર આપ્યો હતો સેલ્ફ્રિજે તો તેથી પણ ઓછી સંખ્યામાં ખરીદી કરી હતી આખા દેશના ઓર્ડરોનો સરવાળો ૭,૦૦૦ નો હતો. લેઇને ધડકતા હૈયે પહેલા ઓર્ડરોના પુસ્તકો મોકલ્યા પોતાના પહેલા દશ પેંગ્વિન પુસ્તકો ખપાવવા માટે તેણે એક જૂની મોટરમા બ્રિટનનો પ્રવાસ ખેડ્યો હતો.

બીજા દિવસ ( શનિવાર )થી ઓર્ડરો ઝપાટાબંધ આવવા લાગ્યા સોમવારે તો વૂલ્સવર્થે ૮૦,૦૦૦ નો ઓર્ડર આપ્યો. લેઇને સાવચેતીપૂર્વક બંધાવ્યા વિના રાખી મૂકેલ ૨૦,૦૦૦ નકલોને ઝપાટાબંધ બાંધી તૈયાર કરાવી દીધી. પરંતુ હવે સફળતા માટે સંદેહ રહ્યો નહોતો પ્રાથમિક યોજનામા ભાઇઓએ એક પુસ્તકની ૧૭,૫૦૦ નકલોના ઓછામા ઓછા વેચાણની આશા રાખી હતી ત્રણ વર્ષમાં તો તેઓ ૫૦,૦૦૦ થી ઓછો આંકડો સ્વીકારવા માટે તૈયાર નહોતા અને તે પણ પહેલી આવૃત્તિ માટે.

જનતા મુગ્ધ બની ગઈ. બ્રિટનના પ્રકાશનના ઇતિહાસમા સસ્તા પ્રકાશનનું હમેશ માટે સ્થાન છે, પણ પેંગ્વિન ( એક સમાલોચકના કહેવા પ્રમાણે ' નવી ટાંકણી જેવી તેજસ્વી )ની વાત જુદી હતી. તેમનુ છાપકામ સ્વચ્છ, બાધણી મજબૂત તથા દેખાવ સુદર હતો. તેમને કંઈ મર્યાદા દેખાતી નહોતી અને હજુ દેખાતી નથી પુનર્મુદ્રણથી શરૂઆત કરીને તે માળામા ખાસ લખાયેલ નવા પુસ્તકોનો સમાવેશ થવા માડયો છે

૧૯૩૮ મા ' વિશિષ્ટ ' માળાની શરૂઆત થતા પ્રકાશકોએ વિસ્તૃત વેચાણની રૂપરેખા દોરી. આ માળામા પહેલુ પ્રકાશન, એડગર મોરરનું ' જર્મની પુટસ ધ કલૅાક બૅક ' ( જર્મની ઘડિયાળને પાછી મૂકે છે ) અગાઉ પ્રગટ થઇ ગયેલ પુસ્તકની સુધારા વધારાવાળી આવૃત્તિ હતી પરતુ ૧૯૩૮ ના ફેબ્રુઆરીમાં બે તદ્દન નવા પુસ્તકો જી. ટી ગેરેટનુ ' મુસોલિનીનુ રોમન સામ્રાજ્ય ' તથા ' બ્લેક મેઇલ ઑર વૉર '–પ્રગટ થયાં.

પાછળનાં પ્રકાશનોએ ત્વરિત પ્રકાશનોમા રેકર્ડ કર્યો એલન લેઇન પેરિસમા ગ્રથકારની સાથે બપોરનું ભોજન લેવા એરોપ્લેનમા ગયો અને તે જ રાત્રે બ્રિટન પાસે આવ્યો જાન્યુઆરીના બીજા અઠવાડિયામા મળેલ લખાણનુ અંગ્રેજી ભાષાતર કરાવી ફેબ્રુઆરીના બીજા અઠવાડિયામા ' વિશિષ્ટ શ્રેણી 'મા તે પ્રગટ કરવામા આવ્યુ. છ મહિના પછી ફ્રેંચ આવૃત્તિ પ્રગટ થઇ ત્યારે તેની એક લાખ ઉપરાત નકલો ખપી ગઇ હતી. ત્યારબાદ વિશિષ્ટ માળામા પ્રગટ થયેલ ૧૫૦ પુસ્તકોમા ચાલુ બનાવોથી માડીને ઑપેરા તથા સસલાની ઉછેર સુધીના બધા વિષયોનો સમાવેશ થઇ જાય છે.

૧૯૩૯ મા લેઇને પ્રકાશનનો ઇતિહાસ સર્જ્યો. તેણે એક કરોડ પેગ્વિનનુ વેચાણ કર્યું છાપેલ દર બે નકલ દીઠ એક નકલ પરદેશ ખાતે જતી હતી ૧૯૪૦ ના એપ્રિલ મહિનામા જ સાડાબાર લાખ નકલો ખપી હતી લેઇને વિનયપૂર્વક જણાવ્યું કે આ આંકડો વ્યક્તિગત વેચાણને અગે જ નથી પરતુ કિમતમા વધારો થવાના ભયથી વિક્રેતાઓ જથ્થાબંધ ખરીદ કરે છે તેને ઘણે અશે આભારી છે 'કાગળ તથા ઉત્પાદનનુ ખર્ચ ૧૩ પૌડથી વધીને ૩૫ પૌડ થતા એક હરીફ બ્રિટિશ સસ્થાએ કિમતમા એક પેનીનો વધારો કર્યો હતો. પુસ્તકવિક્રેતાઓને ભય હતો કે પેગ્વિનનુ પણ તેમ થશે

૧૯૩૭ મા લેઇને હિમત કરીને લડન છોડી દીધુ અને મિડલ સેકસમા હાર્મન્ડઝ-વર્થ ખાતે જઇ ત્યા એક કારખાનુ બાંધ્યુ. તે અત્યારે બાથ રસ્તા પર આગળ પડતું દેખાય છે બોબમારાની શરૂઆત પહેલા આવા ગામમાથી પ્રકાશન કરવુ તે કાળવ્યુત્ક્રમ ગણાતો હતો, રવાનગી વિભાગ તથા ગોદામ લડન બહાર સારામા સારા સ્થળે આવેલા હતાં પરંતુ શહેરમા સચાલનવિભાગ હોવાનું અગત્યનુ ધારવામા આવતું હતુ

લેઇને જેમ બીજી ચાલતી આવતી પ્રથાની અવગણના કરી હતી, તેમ આની પણ અવગણના કરી. ત્રણે ભાઇઓ અત્યાર સુધી કુવારા હતા તેઓએ નજીકની કોલ્ન નદીના કાઠા પર આવેલ મોટુ વિશાળ ' એડવર્ડગૃહ ' ખરીદ કર્યું.

તેઓએ અંદર અદર કામની વહેચણી કરી લીધી હતી. ૪૩ વર્ષની ઉમરનો એલન મુખ્ય તત્રી તથા વ્યવસ્થાપક હતો ૪૦ વર્ષની ઉંમરનો રિચર્ડ પૈસા સબધી વ્યવસ્થા

સભાળતો હતો. જ્હૉન લેઇન હુ ગિયાર તથા સરળ વેચાણ વિભાગ સભાળતો. યુદ્ધની શરૂઆત થતા તે નૌકાદળમા જોડાયો ત્યા સુધી તે વહેચણીનું કામ સભાળતો હતો. ૧૯૪૨ ના નવેબરમા ઉત્તરઆફ્રિકામા મિત્રદળોના ઉતરાણ દરમિયાન તે માર્યો ગયો.

જનતાને માત્ર આનદ આપવાથી એલન લેઇનને સતોષ થયો નહિ તેણે આસમાની પૂંઠાવાળી, પ્રખ્યાત, કેળવણીવિષયક ' પેલિકન ' માળાની શરૂઆત કરી. તેની શરૂઆત જ બનાર્ડ શૉની ' ઇન્ટેલીજન્ટ વુમન્સ ગાઇડ 'થી થઇ તેના મૂળ ૭૦,૦૦૦ શબ્દોમા શૉએ ૧૧,૦૦૦ શબ્દોની પૂર્તિ ઉમેરી આજે આ માળામા કિમ તથા સાહિત્યથી માડીને દરેક વિષયનો સમાવેશ થાય છે

થોડા સમય પહેલા લેઇન ભાઇઓએ બ્યુએનોસએર્સ તથા રિયો ડી જેનેરોમા પેંગ્વિન ડીપો ખોલ્યા છે ત્યા અગ્રેજી પ્રકાશનો સ્પેનિશ તથા પોર્ટુગીઝ ભાષામા એકીસાથે છપાય છે એલન લેઇન કહે છે કે ' સસ્તા પુસ્તકો માટે ઘણી ભાષાઓમા હજુ અવકાશ છે અમે તો હજુ ચોક્કસપણે ભોયતળિયે છીએ ' તેના હાર્મંડ્ઝવર્થના કારખાનામાથી દર મહિને પેન્ગ્વિનની દશ લાખથી વધારે નકલો કાઢવાની તે આશા ધરાવે છે

દશ વર્ષના અનુભવે લેઇનની મૂળ માન્યતા સાચી પડી છે કે સસ્તા પુસ્તકોથી સામાન્ય પુસ્તકોના વેચાણ પર કાપ પડતો નથી પ્રકાશનનુ ભાવિ નિરાશાજનક હોવા છતાં પેન્ગ્વિને પુસ્તકવેચાણમા કઇ ખાચો પાડયો નહિ, પણ તે સમાજના બધા થરો જ્યાં એક વખતે પુસ્તકો ખર્ચાળ મોજશોખ ગણાતા ત્યા પહોચી વળ્યો

યુદ્ધે પેન્ગ્વિનમાળાને અચાનક ઝડપી લીધી નહોતી ૧૯૩૯ મા તેમની પાસે પચાસ લાખ પુસ્તકોનો જથ્થો હતો બીજા પ્રકાશકો જ્યારે પ્રગટ કરેલ પુસ્તકો પર પણ કાપ મૂકતા હતા ત્યારે લેઇન પોતાની પ્રવૃત્તિ કેમ વધાર્યે જતો હતો તે આથી સમજાય છે.

તેણે કરેલ વિસ્તારમા નીચેની બાબતોનો સમાવેશ થાય છે. ' કિંગ પેન્ગ્વિન ' ( અધુ' લખાણ અને અર્ધામા રગીન તથા સાદાં ચિત્રો ), ' પફીન પુસ્તકો ( યુવાનો માટેના પેન્ગ્વિન ચિત્રો, તથા વાર્તાઓ ), ' પેન્ગ્વિન પેરેડ ' ( વાર્તાઓ, કાવ્યો, ભૂલ-ભૂલામણી વગેરેનો ત્રિમાસિક સગ્રહ ) ' પેન્ગિન ન્યુ રાઇટીંગ ( આધુનિક લખાણોનો ત્રિમાસિક સગ્રહ ) ' મોડર્ન પેઇન્ટર્સ ' ( આધુનિક ચિત્રકારોના રગીન તથા સાદા ચિત્રો )

લેઇનની માન્યતાની સાબિતી એ વાતમા મળી રહે છે કે પેન્ગ્વિનમા પહેલી વખત પ્રગટ થયેલ પુસ્તકોની વધારે કિંમતની આવૃત્તિ કઢાવવા માટે બીજા પ્રકાશકો રાજી હોય છે આ રીતે પુનર્મુદ્રણની યોજના અવળી થઇ ગઇ છે

હવે પછીના થોડા વર્ષો સુધી સસ્તા પુસ્તકો માટે ગ્રાહકોની પડાપડી થવા સભવ છે પણ પેન્ગ્વિન તે પડાપડીને પહોચી વળશે તેઓની નિકાસની વ્યવસ્થા ઉચ્ચ કક્ષાએ પહોચી ગઇ છે. સમયને અનુકૂળ થઇ જવાની તથા નવીન શરૂઆત કરવાનો તેમનો રેકર્ડ જાણીતો છે. તેમની અમેરિકન ઑફિસ, દરિયાપારના દેશોમા તેઓ શુ કરવા ધારે છે તેના પ્રતીકરૂપ છે

—છોટાલાલ માનસિંગ કામદાર

## સ્વ. મો. ન. અમીન પ્રાથમિક શિક્ષક અધ્યાપન મંદિરના પ્રથમ વાર્ષિકોત્સવના પ્રમુખપદેથી

# શ્રી. બાળાસાહેબ ખેરનું વ્યાખ્યાન

સ્વ મોતીભાઇના સ્મારકમા શરૂ કરેલા આ અધ્યાપન મંદિરના ઉદ્ઘાટન માટે શ્રી. દાદા સાહેબ માવલકરે મને આગ્રહ કરેલો, પણ ત્યારે શ્રી. મોરારજીભાઇ જેલમા હતા. એટલે એમની હાજરી વિનાના ગુજરાતમા આવતા મને બેચેની રહેતી એટલે એ ક્રિયા શ્રી. પકવાસાએ કરી. આજે હુ અધ્યાપન મદિરની મુલાકાતે આવી શકયો તેથી મને આનંદ થાય છે.

### મોતીભાઈ આજેયે જીવતા છે

મોતીભાઇ આજેયે જીવતા છે જ્યાસુધી કેળવણીનું આ પવિત્ર ઝરણું અહીં વહ્યા કરશે ત્યા સુધી એમની સ્મૃતિ કાયમ રહેશે આપણા પૂર્વજો જ્ઞાન અને કેળવણીની અમત્ય સમજતા હતા અને એટલે જ માનતા કે જ્ઞાન જેવી પવિત્ર ચીજ બીજી કોઇ નથી અને જ્ઞાનની એ ઉપાસના જારી રહે તે માટે સમાજમા એક અલગ વર્ગ પણ ઊભો કર્યો હતો અધ્યયન અને અધ્યાપન, યજન અને યાજન એ સતત ચાલતા અને ચાલતાં રહેવા જોઇએ. દુનિયાની આધ્યાત્મિક ઉન્નતિ માટે એની જરૂર છે.

### શિક્ષકો અને કપોતવૃત્તિ

સત્યની ઉપાસના કરનારને ન રાજાનો ડર હોવો જોઇએ, ન દ્રવ્યનો લોભ. ' બ્રિટિશ સામ્રાજ્યે હિંદનો નાશ કર્યો છે ' એ સત્ય રજૂ કરતા શિક્ષકને ડર રહેતો હોય કે ઇન્સ્પેક્ટર મારૂ પ્રમોશન અટકાવશે તો એ સત્યની ઉપાસના ન કરી શકે. સત્યના પૂજારીને પ્રભુ સિવાય બીજા કોઇનો ડર હોઇ શકે નહિ પૈસો, ભોગ, આરામ, માન, અકરામની પાછળ પડનારથી સત્યની પૂજા ન થઇ શકે, વિદ્યાની ઉપાસના ન થઇ શકે, અને એટલે આપણા પ્રાચીન આચાર્યોએ જીવનનિર્વાહ માટે ' ભિક્ષાનો માર્ગ સ્વીકાર્યો હતો એ ભિક્ષા માગતા પણ તેયે કેટલી ? છ માસ ચાલે એટલી નહિ એમને માટે તો ' અસ્વસ્તનવૃત્તિ ' હતી-આવતી કાલ માટે પણ સચય નહિ. તેટલુ જ લો જેટલુ આજ માટે જરૂરી હોય. આ ' કપોતવૃત્તિ ' તેમની સૌથી મોટી વૃત્તિ હતી

### આપણે શિક્ષણનુ ધ્યેય ચૂકયા છીએ

પ્રો આલ્ટેકરે હિદની પ્રાચીન કેળવણી ઉપર એક પુસ્તક લખ્યું છે તેમા બયાન આવે છે, કે ત્યારે હિદમાં એક જ સ્થળે હજારોની સખ્યામા શિષ્યો અને આચાર્યો રહેતા ઉપર જણાવેલી ' કપોતવૃત્તિ ' રાખતા અને અધ્યયન-અધ્યાપન કરતા તેમા માત્ર હિદના જ ઉપાસકો ન હતા, પણ ચીન, જાપાનથી પણ આવતા તો આજે આપણી દશા આવી કેવી કે આપણે જ્ઞાનપ્રાપ્તિ બદૂને કરાવી-શકતા નથી ? કારણ એ જ છે કે આપણે જીવનની કળા ભૂલી ગયા છીએ, શિક્ષણનું ધ્યેય ચૂકી ગયા છીએ

દુનિયારૂપી આ કર્મભૂમિમા આથી દરેકે કામ કરવાનુ છે. ને તે પણ જિન્દગીભર. न हि कश्चिद् क्षणम् अपि जातु तिष्ठत्यकर्मकृत् । એટલે આપણે ભાગે આવેલુ કામ સર્વથી શ્રેષ્ઠ રીતે કેમ કરવુ તેનો વિચાર કરવો જોઇએ અને એમા જ જીવનની કળા

સમાયેલી છે આપણું જીવન એ ' કેમ 'નુ છે, ' કેમ ' માટેનું છે. એમ નહિ થાય તો આજના હિંદની માફક સડી જશે આધ્યાત્મિક વિદ્યા પ્રાપ્ત કરવાનું કેટલાકને માટે મુશ્કેલ છે પણ જીવનસાફલ્ય માટે જ્ઞાન તો દરેકે પ્રાપ્ત કરવુ જોઇએ. અને એ જ્ઞાન-પ્રાપ્તિ–શિક્ષણ–જન્મથી મરણ સુધી ચાલે છે આપણે આટલુ સમજી લેવાની જરૂર છે

## બાળકની શક્તિઓનું શિક્ષણમાં સ્થાન

ડૉ. જોન્સન પાસે એક સમયે એક માતા પોતાના ચાર વર્ષના બાળકને લઇ આવી કહેવા લાગી ' આ બાળક તમારા જેવા વિદ્વાન થાય એવી મારી ઇચ્છા છે. તો એનું શિક્ષણ હું ક્યારે શરૂ કરૂ ? " ડૉકટરે જવાબ આપ્યો " ચાર વર્ષ તો વીતી ગયાં. બાળકના જીવનના પ્રથમ આઠ વર્ષમાં તે જે શીખે છે, જે સ્વભાવ નિર્માણ થાય છે તેના પછીથી ઝાઝો ફેર પડતો નથી આ વાત ઉપર આપણે પૂરતું લક્ષ આપ્યુ નથી. માનસ-શાસ્ત્રે આપણને બતાવ્યુ છે કે બાળકની શક્તિઓના સંપૂર્ણ વિકાસ માટે બાળકનામા થતું આ શરૂઆતનુ પરિવર્તન ખાસ લક્ષમા લેવુ જોઇએ.

## જ્યારે વિચારો પણ અંગ્રેજીમાં આવે છે '

અંગ્રેજોએ હિંદમા આ બધી વાત જોરે મૂકી છે, કારણ કે તેમનો ઇરાદો એ નહોતો કે હિંદ જ્ઞાની થાય અને એ દ્વારા સ્વતંત્ર થાય. सा विद्या या विमुक्तये એમણે તો એમના તુમારોમા એ વાત સ્પષ્ટ કરી છે કે હિંદના રાજ્યવહીવટમા મદદ કરનાર, અંગ્રેજી ભણનાર માણસો ઉત્પન્ન કરવા તેમણે આ પદ્ધતિનું નિર્માણ કરેલું છે અને વાત એમ ગોઠવી કે હિંદની સંસ્કૃતિ પછાત છે એટલે અંગ્રેજોના બધા સંસ્કાર તેમના ઉપર પડે. પરિણામ પણ એવુ જ આવ્યું કે આપણે મનથી તો અંગ્રેજી જ બન્યા, શરીરથી જ હિંદી રહ્યા કેટલાક તો એવા છે કે જેમને મગજમા વિચાર જ અંગ્રેજીમાં આવે છે તો પછી માતૃભાષાનુ તો સ્થાન જ ક્યા રહે ? આટલા જ માટે પૂ મહાત્માજી માતૃભાષાના શિક્ષણ ઉપર ભાર મૂકે છે અને તેને રચનાત્મક કાર્યક્રમનું એક અંગ ગણે છે. અને આજે ય મદ્રાસમા એ તામીલ તેલુગુમા બોલવા પ્રયત્ન કરે છે

## હિંદમાં શિક્ષિતોના કેટલા ટકા ?

જ્ઞાન માટે દરેક ભાષા જાણવાની છૂટ હોઇ શકે, પણ અંગ્રેજોએ તો આપણને આપણી ભાષા, સંસ્કૃતિ બધુયે ભુલાવ્યુ અને ભણેલાઓની એક નવી જમાત પેદા થઇ, એટલું જ નહિ પણ કેળવાયેલાઓની વ્યાખ્યા પણ બદલાઇ ગઇ કેળવાયેલો એટલે અંગ્રેજી લખી વાંચી જાણનાર એવુ થઇ ગયુ એટલે ઇંગ્લેંડ જઇ આવેલ અને સારૂ અંગ્રેજી બોલનાર વધુ કેળવાએલ ત્યા જઇ મોટર ચલાવવાનું કે હજામતનુ શીખી આવે તો પણ તે " England-returned " કહેવાય તેનો બજારભાવ પણ વધારે. આ છે અંગ્રેજી શિક્ષણ-પદ્ધતિનુ પરિણામ અને એટલે જ માતૃભાષાનો વિકાસ એ રચનાત્મક કાર્યક્રમનુ અંગ છે. આજે મે માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની વાત જવા દઇએ તો પણ પ્રાથમિક શિક્ષણ કેટલાને મળ્યુ છે ? લખવા વાચવાનુ જાણનાર કેટલા ? અજાયબીની વાત છે કે લખી વાંચી જાણનાર અહેનો ૨૩% છે બાઇઓ ૧૦% મુંબઇમા હાલ ૨૪% પ્રમાણુ છે પણ તે પ્રજાકીય પ્રધાનમંડળ પછીથી–એટલે ૧૯૩૭ પછીના છેલ્લા દાયકામા. મુંબઇ અને બંગાળમા ૧૧% પ્રમાણુ વધ્યુ. બાકી તો સરકારી ગતિ દર વર્ષે ૦% વધારાની હતી.

માત્ર લખવા વાચવાનું જાણવું તેને જ્ઞાનવૃદ્ધિ ન કહી શકાય છતાં યે આટલું જ જાણનાર આટલા ઓછા છે તો માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લેનારની તો વાત જ શી! બસો વર્ષે આટલી પ્રગતિ થાય તો તો સંપૂર્ણ અક્ષરજ્ઞાન-૧૦૦% માટે પાચસો વર્ષ રાહ જોવી જ પડે. એ ન પાલવે તો કેળવણીની નવી પદ્ધતિ, નવો રસ્તો શોધવો જ પડશે

### સંશોધનનો અભાવ શાથી ?

આજની યુનિવર્સિટીમા અંગ્રેજી ભાષાના જ્ઞાન પાછળ બધી શક્તિ ખર્ચાય છે તો યે આપણને સરવાળે મળે છે શું ? આજ સુધીમા સંશોધન કરનાર વ્યક્તિઓના નામ તો આંગળીઓને વેઢે ગણાય એટલા જ છે

આટલા બધા સંશોધનના અભાવનુ કારણ હવે સમજાયુ છે, કે પારકી ભાષા દ્વારા શિક્ષણ અપાય તેનુ એ જ પરિણામ હોય એટલે જ માતૃભાષા દ્વારા બધું જ શિક્ષણ અપાવુ જોઇએ એ થશે તો જ આપણે આગળ વધીશુ ' Filteration theory ' તો નિષ્ફળ નીવડેલી જ છે. ઉપરના થરનુ જ્ઞાન નીચલામા જતુ જ નથી, એ આપણો અનુભવ છે કારણ કે એમને જ મળતુ હોય તો બીજાને આપે ને ? આપણને અંગ્રેજીનો એવો તો પાસ લાગ્યો છે કે લખવા વાચવાનુ બધુ જ અંગ્રેજીમા ચાલે છે. એ તો પૂ. મહાત્માજીના પ્રતાપ છે કે આજે હુ આપ સૌની સમક્ષ હિન્દુસ્તાનીમા ભાષણ કરું છું.

### શિક્ષણનો ઇજારો

આજે તો શિક્ષણ અમલદારોનો ઇજારો થઇ પડયો છે ફી નહિ તો શિક્ષણ નહિ, શિક્ષણનો અધિકાર નહિ એ વાત કેવી ? સાચી રીતે તો જેનામા જે શક્તિ હોય તે શક્તિનો સંપૂર્ણ વિકાસ કરવો એ શિક્ષણનુ ધ્યેય હોય તો જ ચમારનો છોકરો શંકરાચાર્ય બને. શિક્ષણમા પણ લોકશાહીનો એ જ રીતે ફેલાવો થવો જોઇએ, પણ આજે તો સ્લેટ ને કાગળ એટલું જ શીખવવાનું ચાલે છે અને સાચી રીતે સહેલી ચીજો મુશ્કેલ બની છે.

### આપણી મૂળ ભાષા

સંસ્કૃત આપણે માટે આસાન હોય કારણ કે આપણી એ મૂળભાષા છે પણ એના રૂપ અને શીખવવાની રીતે તેને કડવુ બનાવી મૂક્યુ છે અને પરિણામે બાળકો એટલા બેદિલ બને છે કે શાળાએ જતા તેને ગ્લાનિ ઉપજે છે. અને કેટલીક વખત તો તેને ઊચકીને લઈ જવા પડે છે. શિક્ષક ચાર બાળકોને ઘેર મોકલે જે પગ પકડી તેને ઉંચકી લાય છે બાળકની તો આ એવી ઉમર છે કે જ્યારે ખેલવુ કૂદવુ એ એને માટે કુદરતી છે એ જ એની પ્રવૃત્તિ હોઈ શકે, પણ આપણે તો એમની એ કૂદવા જેવી વૃત્તિને કાપી નાખીએ છીએ બળપૂર્વક અદબપનાથી વાળી ચૂપચાપ બેસવુ એને માટે સહેલ નથી પરિણામે આપણા શિક્ષણનો પ્રચાર થતો નથી કારણ કે આ શિક્ષણ તેને જીવન નહિ, પોતાનો માર્ગ બનાવે છે.

### પેટ ભરવાનું શિક્ષણ

છોકરો મેટ્રિક થાય એટલે પેટ કેમ ભરવુ તે પ્રશ્ન તેને ઉદ્ભવે છે. પૈસા ન હોય એટલે ઘરમાં તો જવાબ શી રીતે ? કોને ત્યા જાય તો પણ બી એ થાય એટલે રોટીનો પ્રશ્ન તો ખડો થાય જ છે. રતનત્રના ને મુક્તિ ને બદલે શિક્ષણ પરાવલંબન આપે છે અને આપણે ઉંધે રસ્તે-ખાડે પગે ચઢી ગયા છીએ આજના આપણા મેટ્રિક, બી એ, વકીલ કે ડૉક્ટર કોઇનેયે પગભર બનતી, અને કેટલાક તો પરિણામે માત્ર બેકાર નહિ

પણ સ્વાભિમાન વગરના વિવશ બની જાય છે રેશનીંગનો આજ તો આભાર માનવો રહ્યો કે બેકારને પણ નોકરી મળી. પણ આખરી ઉકેલ માટે પદ્ધતિમા પલટો લાવવો જ જોઇશે આપણુ કામ કુશળતાથી, કૌશલ્યતાથી કરવાનુ શીખવવુ તેનુ નામ સાચુ શિક્ષણ એ કામ વધુ અનાજ ઉગાડવાનુ હોય કે મકાન બાંધવાનુ. શિક્ષણને જીવન સાથે સીધો સબધ હોવો જ જોઇએ અને એટલે જ વર્ધાશિક્ષણની અગત્યતા છે કોઇને કોઇ પ્રવૃત્તિ દ્વારા શિક્ષણ અપાવું જોઇએ કંઇક ને કંઇ સર્જનાત્મક હોવુ જોઇએ.

## બાળકોની સર્જકશક્તિનો વિકાસ સાધો

બાળક સર્જક બનવો જોઇએ. એવુ થશે ત્યારે બાળકો હોશે હોશે દોડતા દોડતા શાળામા જશે હમણા જ આવી એક શાળાની મુલાકાતે હુ ગયો હતો છોકરા-છોકરીઓ મેથીની ભાજી વાવતા હતા ત્યા એક લાલ કીડો આવ્યો બાળકે પ્રશ્ન પૂછતા શિક્ષકે જવાબ આપ્યો કે એ તો આપણો દોસ્ત છે અને પછી બીજા પાન ઉપરના છોડ વિનાશક સૂક્ષ્મ જતુઓને તે કેવો ખાઇ જાય છે. અને એ રીતે છોડનુ રક્ષણ કરનાર એટલે દોસ્ત છે એમ બતાવ્યું અને સાથે જ જણાવ્યુ કે એક સેકડમા એક જતુ એ ખાઇ જાય છે તો એક કલાકમા કેટલા ખાય ? બાળકો ઝટ ગણવા લાગી ગયા અને એ થયુ ગણિતનું શિક્ષણ. આવુ થાય તો અધ્યયન અને અધ્યાપન બને રસપ્રદ બને

## બાળકના પ્રેરણાદાતા શિક્ષક

અને જ્ઞાન આપવાની તાકાત તો શિક્ષકમા પણ ક્યા છે ? બાળક પોતાની તાકાતે જ શીખે છે ગુરુ જડ બાળકોને કશુ શીખવી શકતા નથી " **वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे** " વગેરે જ્ઞાની થવાની શક્તિમા નથી શિક્ષક વધારો કરી શકતા નથી કે ઘટાડો કરી શકતા નથી પેટી બનાવવાનુ શક્ય છે પણ ઝાડ બનાવી શકાશે ખરૂ ? શિક્ષકનુ કામ તો શીખીને મદદ કરવાનું છે એના માર્ગમા રહેલી મુસ્કેલીઓ દૂર કરવાનું છે.

સાર્જન્ટ સાહેબે શિક્ષણની એક નવી યોજના રૂા ૩૦૦) કરોડના ખર્ચે યોજી છે. એમા મુબઇ પ્રાતને ફાળે ૧૬ કરોડ આવે છે ૧૬ કરોડની કુલ આવક હોય તો ૧૬ કરોડ કેળવણીની પાછળ કેમ ખર્ચી શકાય ? અને એટલે જ આપણે માટે સાચી પદ્ધતિ વર્ધા શિક્ષણ જ છે

માનવીનું શિક્ષણ દરેક અવસ્થામા ચાલવુ જોઇએ જન્મથી મૃત્યુ સુધી તેનુ શિક્ષણ ચાલે આજ સમગ્ર શિક્ષણ કહેવાય વર્ધા યોજના આવુ શિક્ષણ આપવા માગે છે. અને એમા નીચે પ્રમાણે વર્ગીકરણ કરેલું છે.

## પાયાની કેળવણી

ઉમર ૩ થી ૭ પૂર્વ પ્રાથમિક, ૭ થી ૧૪ પ્રાથમિક, ૧૪ થી ૧૯ માધ્યમિક, ૧૮ થી ઉપર પ્રૌઢશિક્ષણ

આજ સુધી શિક્ષણશાસ્ત્રીઓ વર્ધાશિક્ષણને હસી કાઢતા હતા, હવે એનો સ્વીકાર થવા લાગ્યો છે પ્રયોગની ભૂમિથી આપણે આયોજનની ભૂમિકા પર પહોંચવાનુ છે હુ આશા રાખું છું કે આવુ કામ અહીં થશે સ્વ મોતીભાઇએ પોતાનુ સારૂ જીવન કેળવણીના પ્રચાર પાછળ અર્પ્યું છે, અને ખાઈ-પીને પુસ્તકાલયરૂપી પરબો

[ સાનઘ પૃ. ૧૪૩ને છેડે ]

# કવિ ન્હાનાલાલની કૃતિઓમાંના માર્મિક મૌક્તિકો.

સાહિત્યકાર સમાજને ઘડે છે, એ વાત અર્વાચીન ગુજરાતમા મહાકવિ ન્હાનાલાલે સફળતાપૂર્વક સિદ્ધ કરી બતાવી છે. ઈ સ ૧૯૦૪ થી ઈ સ ૧૯૪૫ સુધીની સાહિત્યોપાસના ન્હાનાલાલને પોતાના ઉદ્ધાર માટે જેટલે અંશે ફળદાયી બનાવી છે તેના કરતાં વધારે ફળદાયી બનાવી છે ગુજરાતી સમાજની વિચારસૃષ્ટિને ઉન્નત બનાવવામા

ન્હાનાલાલની કેટલીક અણગમતી રીતોને આગળ કરી એમના સાહિત્યકાર્યને પણ અણગમતા બનાવવાની મેલી ઇચ્છાવાળા વાડાભક્ત ભણેલા જનમંડળને પણ અજાણપણે ન્હાનાલાલના ચટકદાર સૂત્રાત્મક વિચારમૌક્તિક પર મોહિત થવુ પડ્યુ છે આટલો બધો વિરોધ વહોરીને પણ પોતાનુ ગમ્યુ કાર્ય ન્હાનાલાલ કર્યે જ ગયા. અને છેવટે ગુજરાતમાં એક નવો સાહિત્ય-પંથ એમણે ઊભો કર્યો, આજે તો સૌ કોઇ કહે છે કે ન્હાનાલાલની કૃતિઓ અણમૂલ છે, માર્ગદર્શક છે પ્રકાશ-પ્રેરણા આપનાર છે, યુગજીવનની સાચી છાપથી વિભૂષિત છે. ( શુ પાપાચરણની કે શુ પુણ્યાચરણની ' )

જો કોઈ મોટો વિપ્લવ સાહિત્યસૃષ્ટિમા નહિ જાગે તો ન્હાનાલાલે ગુજરાતના સાહિત્યબાગમા મ્હેકાવેલા વિચારમૌક્તિકરૂપી પરાગવંતા પુષ્પો ગુજરાતની ગેરકારી જનતાની જીભ ઉપરથી ઝટ ખસશે નહિ બલ્કે કેટલાક તો કહેવત જેવાં દ્દઢતર બની જશે અને કાળાન્તરે એ મૌક્તિકને ઘાટ આપનાર છીંપનુ નામ પણ કદાચ ભુલાઇ જશે–તો પણ તે માર્મિક વાક્યો અને વાક્યગુચ્છ વિસરાશે નહિ. જેમને એ મૌક્તિકોની કુમાશ અનુભવવી હોય, તેનુ પાણી તાગી જોવુ હોય તેમણે ન્હાનાલાલના કાવ્યગ્રંથો, નિબંધગ્રંથો, વ્યાખ્યાનો, અને નવલકથાઓ આ વરસમા વાંચી જવાની અમે ભલામણ કરીએ છીએ

જે પુસ્તકાલયમા ન્હાનાલાલના પુસ્તકો ન હોય તે પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ અવશ્ય આ વરસે ન્હાનાલાલના પુસ્તકો પુસ્તકાલયમા વસાવી લેવા ઘટે છે જેમની પાસે પૈસો છે, અને સત્કાર્યમા એ પૈસો ખર્ચાય એવી જેમની ઇચ્છા છે તેમણે આ વરસે ન્હાનાલાલનાં પુસ્તકોની લ્હાણી સમાજમા કરી ન્હાનાલાલનુ શ્રાદ્ધ યોગ્ય રીતે ઉજવવુ ઘટે છે.

થોડા માર્મિક વિચારમૌક્તિક—ન્હાનાલાલની સાહિત્યવાડીમાથી ચૂંટીને અહીં વાનગીરૂપે ઉતાર્યાં છે

૧

સુખડાંને શોભા રે સુલભ છે
દુઃખડાંના હેતુ રે ગહન છે
માજીના ગહન-સુલભ આદેશ—
દુઃખ સુખ આવે રે તે સ્હેજો

૨

એ અદ્દભુત દેશની બાળ સ્મરીને વીરની
સૌરાષ્ટ્ર તણી સન્તાન ! પધારો ભારતની.

૩

માડી મનનો મહેલ, જીવના સિંહાસન ઢરી,
પધરાવી અલબેલ સ્વામીને સત્કારજો.

૩

સન્ધ્યા સમે અવનીના પટ ફોડી ફોડી
જેવી ફૂટે તિમિરની વિણુ ગોજમાળા
તેવા સરોવર તણા તટ તોડી તોડી
તોફાની મસ્ત જલના ઉછળે ઉછાળા.

૪

ખુચે ફૂલની પાંદડી, ખૂચે ચન્દ્રની ધાર
સ્નેહીનાં સંભારણાં—
એવાં એવાં ખૂચે દીલ મોઝાર રે.

૫

એકાકીવ્રત સ્મૃતિકારોએ સ્થાપ્યા તે
માનવીના હૃદુદ્યાનમાંથી કાંટા નીંદવા,
કુલાશ્રમો ધોવા, રંગોળી પૂરવા,
સંસાર સોહવવા, પ્રભુતા પમરવા.

૬

નિદ્રા એટલે અર્ધમૃત્યુ, અને અર્ધસમાધિ
ને પ્રભાતે પ્રભાતે પાછા સજીવન.

૭

રાજપ્રવૃત્તિની ચાખડીએ ચ્હડનારને
નથી વિલાસ-સ્વાર્થ માટેની નવરાશ
કે વિરક્તિ માટેની અશ્રદ્ધા વા અવગણના.

૮

ગુલશનના ગુલ વેચવે પાપ
ગન્ધવતીની ગન્ધ પાંદડીના
રૂપા ને સોના કરવે પાપ,
તો આત્મધેનુના દૂધમાખણનાં
મૂલ મૂલવવે ય પાપ હો !

૯

સંસારીઓને સુખસિદ્ધિથી સંતોષ નથી
સમૃદ્ધિના પ્રદર્શનની તૃષ્ણા છે
ન્હેચીને લે તો તો સૌ શણગારાય.

૧૦

મનુષ્ય એટલેજ અવધિ, મર્યાદા.

૧૧

દેહમાં મોહ ભૂલ્યો નરક વાસે
આત્માનો અમીર સ્વર્ગનો સામન્ત થાય.

૧૨

બાળકનો મનુષ્ય, અને મનુષ્યનો દેવ.
સૌ માનવદ્વિજના એ બે બ્રહ્મજન્મ.
પૃથ્વીમાના કલ્યાણકારી એ પુનર્જન્મ.

૧૩

દુઃખમાયે દેવનાં દર્શન છે.
દુ:ખના યે સુજન વિકાસમા સ્થાન છે.

૧૪

પુરુષાર્થ પર છે તે પ્રારબ્ધ અંક.

૧૫

અભિલાષ તો ઊંડા હોય સૌના, પુત્રી !
સંકલ્પમાં માયા બન્ધન છે
પણ પરમાર્થના પુણ્ય તે છોડવે છે.

૧૬

રાજ્ય ચલાવવાં અઘરાં છે
પણ એથી યે અઘરાં
ખેડવાં રાજકુટુમ્બમાંનાં રાજતંત્ર.

૧૭

કાલોદધિના તરંગો ઉપર
જીંદગી એટલે કલ્યાણ-યાત્રા.

૧૮

સૌન્દર્ય શોભે છે શીલથી
ને યૌવન શોભે છે સંયમ વડે,

૧૯

વડાં પાથર્યા આભના પત્ર કાળા
લખી તેજના શબ્દથી મત્રમાળા
દિશા કાલ દોરે ગુથ્યા સૌ ખગોળે
મહાગ્રન્થ બ્રહ્માડનો બ્રહ્મ ખોલે.

૨૦

જેવો અહાર એવા ઉદ્‌ગાર
હિસાના અગ્નિમા હિમ ક્યાથી ?

૨૧

ઉગ્યા દુખનાં ઝાડ એ પાને પાને પ્રેમ છે.
પડયા વિતકના પ્હાડ
એ પથ્થર પથ્થરમાં પ્રભુ.

૨૨

સ્થળના રસને ડેખ્યું મારે
પ્રેમધર્મ હૃદયે પાળે,
શીલ સન્તોષમા શૂરાપૂરા
હકબોલે, સત પથ ચાલે.

૨૩

સત્ય તેનો મુદ્રામત્ર છે,
તપ તેનુ કવચ છે,
બ્રહ્મચર્યનો તેનો ધ્વજ છે,
અખૂટ ક્ષમાજલ તેને કમડલે છે
સહનશીલતાની તેની ત્વચા છે,
સનાતન યોગીકુલનો યોગવારસ,
રાગદ્વેષના ઝઝાનિલથી પર,
ભારતનો વર્તમાન મહાગુરુ
એ તો ગુજગતનો તપસ્વી
મહાત્મા મોહનદાસ ગાધી.

(સ ) કલ્યાણરાય નથુભાઇ જોષી

---

[ અનુસધાન પૃ ૧૪૩ નુ ]

**તેમણે બધાવી. ગ્રથોના સગ્રહ કઈ પુસ્તકાલય ન હોય અને એટલેથી જ ગ્રન્થો હોવા છતાં ઠક્કરની ફાં. કે દુકાન એ પુસ્તકાલય ન કહેવાય.** એની પાઠ-શાળાની ભાવના અને કામ જુદા પ્રકારના છે અહીં પણ એવું જ કામ થાય અને શિક્ષણની નવી નવી યોજનાઓ અને રીતિઓની અજમાયશ થાય એમ હુ ઇચ્છુ છુ

### ભારે જવાબદારીનુ કામ

આપણે અહીં પ્રાચીન સમયમા નાનદાની વિદ્યાપીઠ હતી અને હજારોની સખ્યામા અધ્યયન ચાલતુ આજે તે સ્થિતિ લુપ્ત થઇ છે અને એટલે સારા શિક્ષકો તૈયાર કરવાની એક ભારે જરૂરિયાત આપણે પૂરી કરવાની છે તમે બધા શ્રેષ્ઠ સિદ્ધાતો શીખજો અને એ રીતે મોતીભાઇનુ સાચુ સ્મારક ઊભુ કરજો કારણ કે તેઓની જવાબદારી ઘણી ભારે છે એ જવાબદારી ઉપાડી એ અધ્યાપન મદિરનો વિકાસ કરે સેવકોનુ નિર્માણ કરે અને કામ આગળ વધારે અને એક વખત નાલદાનું સર્જન અહીં કરે

આપ સર્વેની પ્રગતિથી મને સતોષ થયો છે. આપનુ કામ જોઇ આનદ થયો છે. અને એ કામને આગળ ધપાવવા અને તેની ઉણપો પૂરી લેવા આગ્રહ કરૂં છુ જ્ઞાનનો પ્રચાર મારૂં કામ છે. એ કામનો આજે મોકો મળ્યો તે માટે આપ સર્વનો આભાર માનુ છુ

શ્રી બાળાસાહેબ ખેર

# ફરતા પુસ્તકાલયની પ્રેરણા

**સુરતના જાણીતા મૂક સેવક અને વાચનપ્રચાર માટે પ્રયત્નશીલ રહેનાર શ્રી. દયાશંકર શુક્લે, શરૂ કરવા ધારેલી ફરતા પુસ્તકાલયની યોજનાના પ્રચારની રૂપરેખા અહીં રજૂ કરે છે.**

સને ૧૯૧૯ ના ઑગસ્ટની ૨૮ મી તારીખે સેવામંડળ–સુરતની સ્થાપના થઇ અને તેના સંચાલનકાર્યમા હું જોડાયો એટલે શાળાના કાર્ય ઉપરની કોઇ પણ મારી જાહેર પ્રવૃત્તિ સેવા મંડળથી ભિન્ન રહી નહિ એટલે મારા સમાજસેવાના જે અનુભવો છે તે સેવામંડળ દ્વારા કરેલા કાર્યોથી જ થએલા છે

સેવામંડળ સ્થાપન થયુ ત્યારે પ્રથમ તો દર અઠવાડિયે જાહેર વ્યાખ્યાનો આપવાની પ્રવૃત્તિ શરૂ કરેલી, પણ તે સાથે ફરતા પુસ્તકાલયની પ્રવૃત્તિ બીજી પ્રવૃત્તિઓ કરતા વધારે સહેલાઇથી હાથ ધરી શકાય તેવી હતી એમ જણાયુ આથી એ પ્રવૃત્તિ હાથ ધરવામા કયી કયી બાબાતો વિચારવા જેવી છે તે વિચારી જોયુ.

ગુજરાતમા એ પ્રવૃત્તિ દાખલ કરનાર અને તેના અઠંગ અભ્યાસી શ્રીયુત મોતીભાઇ નરસિંહભાઇ અમીન ( વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીના મદદનીશ વ્યવસ્થાપક ) હતા તેમની સાથે આ સંબંધમા પત્ર દ્વારા ચર્ચા કરી અને જરૂરી માહિતી મેળવી

ફરતુ પુસ્તકાલય ચલાવનારે નીચેની હકીકત ધ્યાનમા રાખવી એમ તેમણે જણાવ્યુ.

(૧) લાકડાની નાના કબાટના આકારની પેટીઓ, ફેરવવામા મુશ્કેલ ન પડે તેવી તૈયાર કરાવવી.

(૨) દરેક કબાટમા આશરે ત્રીસથી ચાળીસ પુસ્તક રહે તેવી સગવડ રાખવી જોઇએ.

(૩) દરેક કબાટમાં પુસ્તકની ગોઠવણ પણ વિવેકબુદ્ધિથી કરવી દાખલાતરીકે થોડાંક જીવનચરિત્રો, થોડીક સામાજિક નવલકથાઓ, થોડાક કાવ્યો, થોડાક ધાર્મિક અને નૈતિક પુસ્તકો, થોડાક સ્ત્રીઉપયોગી, થોડાક બાળોપયોગી, થોડાક નિર્દોષ હાસ્યજનક પુસ્તકો વગેરે પ્રકારના સિલકમા હોય તે પુસ્તકોમાથી મૂકવા. ટૂંકમા, કોઇ પણ કબાટમા એક જ જાતના પુસ્તકો ભરવા નહિ, પણ વિવિધ વિષયના ગોઠવવાનું ખાસ ધ્યાનમાં રાખવુ

(૪) જે ગૃહસ્થને ત્યા એ પુસ્તકાલયની પેટી મૂકવી હોય તે ગૃહસ્થના ...શિયસ એક પતરુ કે પાટિયુ ચીતરીને મૂકવુ ને તેમા " ફરતુ' મફત પુસ્તકાલય ' ઓછા બે કલાકનો સમય જણાવવો, જે જોઇને પુસ્તકાનયનો લાભ લેવ્યમ અને વૈરાગ્ય પડે કે કયારે પુસ્તક લેવા આવવુ

જે ગૃહસ્થને ત્યા પેટી મૂકવી હોય તે ગૃહસ્થની અનુકૂળ... સમય નોધવો

(૫) એક પેટી એક ગૃહસ્થને ત્યાં બે કે ત્રણ મહિ...

આમ કરવાનું કારણ એ કે ૪૦ જેટલા પુસ્તકો તે

...દિવસ કાળજી રાખુ
...ર પાક ઊતરે છે પ્રેમના
...ગેરા આપવા માટે સહાય
...ા સરાતા જ જાય છે આવી
—ગૌતમ બુદ્ધ

અને પછી નવા પુસ્તકો જોવાની ઇચ્છા થાય તેથી નવી પેટી ત્યા આવે તો વાચનારનામાં વાચવાનો ઉત્સાહ પેદા થયો હોય તે મરી ન જાય

(૬) પુસ્તકો વાચવા લઇ જનાર માટે થોડા નિયમો નક્કી કરી ટીગાવી રાખવા. જેમકે-(૧) પુસ્તકો સાચવીને રાખવા, (૨) ગુમ કરનાર કે બેદરકારીથી વાચનારે પુસ્તકની કિંમત ભરી આપવી પડશે, (૩) પુસ્તક વાચીને પંદર દિવસે પાછુ આપી જવુ. તેટલી મુદતમાં ન વંચાયું હોય તો ફરીથી નોધાવવુ, પણ પદર દિવસથી વધારે મુદત વાચનારે પોતાને ત્યા પુસ્તક રાખવુ નહિ વગેરે ઉપર જણાવેલી સૂચનાઓ ધ્યાનમા લઈ અમે સેવામંડળ તરફથી પ્રથમ આઠ પેટીઓ તૈયાર કરવા વિચાર્યું અને શ્રીયુત મોતીભાઇ અમીન પાસેથી જ પેટી નમૂના તરીકે વેચાતી મગાવી. તે આવી, અને એવી જાતની બીજી ,પેટીઓ અહીં તૈયાર કરાવી.

આરભ કરવો હતો અને પૈસા પૂરતા ન હતા તેથી મિત્રવર્ગમાથી આ કાર્યને માટે પુસ્તકોનુ ઉઘરાણુ કર્યું અને કામચલાઉ કાર્ય થઇ શકે તેટલાં પુસ્તકો મળ્યા, અને તેને નિયમ મુજબ ગોઠવ્યા

ફરતુ પુસ્તકાલય કાઢવામા અમને મુખ્ય હેતુ એ જણાયેલો હતો કે સામાન્ય રીતે ભણેલી બહેનો પોતે પુસ્તકાલયોમા જઇને પુસ્તકો વાચવા લાવે એ બનવું મુશ્કેલ હતુ, જ્યારે પોતાના જ મહેલ્લામા એક સેવાભાવી ગૃહસ્થને ત્યા ફરતુ પુસ્તકાલય હોય તો ત્યાથી એ ગૃહસ્થનાં પત્ની જ પુસ્તક આપતા હોય તો તેમની પાસે જઇને વાચવા માટે પુસ્તક લેવુ એ તેમને મન સહેલુ થઇ પડે તેવુ હતુ

બાકી, સામાન્ય રીતે ઘરકામથી પરવારી બહેનો એટલે એકઠી મળી એકબીજાની ખોટી વાતો કે ટીકાઓ કરે ને કેવળ રાગદ્વેષ કેળવ્યા કરે તેના કરતા સારા પુસ્તકો વાચે ને વિચારે તો તેમાથી કઇક તો જરૂર લાભ મેળવી શકે અને જો આમ બહેનોમા અમુક અંશે પણ સારા વિચારો ફેલાય તો ભાવિ પ્રજાને તેનો લાભ જરૂર મળે

આ શુભ હેતુથી ફરતા પુસ્તકાલયની યોજના ઘડીને તેને અમલમા મૂકવા અમે તત્પર થયા અને શહેરના જુદા જુદા લત્તામા ઉત્સાહી સેવાભાવી ભાઇઓ જણાયા તેમને ત્યાં તૈયાર કરેલી ફરતા પુસ્તકાલયની પેટીઓ અમે મૂકી

આરભશૂરાની માફક શરૂઆત તો અમને સુદર લાગી, પણ છ–આઠ મહિના જતા એક પેટ઼ા઼ટ્યનભવ થયો. આરભમા જ્યા વધુ઼ ઉત્સાહ દેખાયો હતો ત્યા સૌથી વધારે બેદરકારી રીતે મોતીભાઇનુઅને તેને લઇને તેવાઓને ત્યાથી ફરતા પુસ્તકાલયની પેટીમાંનાં થોડા પુસ્તક એ જવાબદારી ઉપાડી અમને પાછુ મળી શક્યુ નહિ પુસ્તક નોધીને આપવાની ચોપડી કામ આગળ વધારે અને ' વાચનનો શોખ ખિલવવાને અમારામાના એક વવારેપડતા ઉદાર

આપ સર્વેની પ્રગતિથઇને અમે પેટીઓ મૂકી પણ તેમની પાસેથી જવાબદારીનું અને એ કામને આગળ ધપાવવા પુસ્તકો પાછા મેળવવામાં મુશ્કેલી પડી આ મુશ્કેલી જોઇને પ્રચાર ,મારૂં કામ છે. એ કામનો અમે ચર્ચા કરી તેમા તેમણે બે જરૂરી બાબતો તરફ અમારુ

(૧) જે ગૃહસ્થ પોતાને ત્યા ફરતા પુસ્તકાલયની પેટી રાખવા ખુશી હોય તેમની પાસેથી અરજી માગવી ને તેમા પેટી ને તેમાંના બધા પુસ્તકોની પૂરેપૂરી જવાબદારી સ્વીકારવા પોતે ખુશી છે એમ જણાવવા કહેવુ, એટલુ જ નહિ, પણ પુસ્તકની પેટી આપતી વખતે જવાબદારીનુ લખાણુ લખાવી લેવું. આ રીતની છાપેલી અરજીનો નમૂનો પણ તેમણે અમને આપ્યો હતો

(૨) આ સાથે પેટી રાખનાર ભાઇને સત્તા આપવી કે પુસ્તક વાચવા આપતી વખતે તેમને જણાય તો પુસ્તકની કિમત જેટલી અનામત રકમ તે વાચનાર પાસેથી લઇ શકે એટલે બીજાથી ગુમ થએલા પુસ્તકના પૈસા પેટી રાખનારને ભરવાનો પ્રસગ ન આવે.

આ બે નિયમો અમને જરૂરી જણાયા, પણ તે નિયમો અમલમા મૂક્યા પછી તે નિયમને અધીન રહીને ફરતા પુસ્તકાલયની પેટી લઇ જનાર ગૃહસ્થો ઘણા ઓછા મળ્યા. અને તેમાં કેટલાક ગૃહસ્થ એવા જ મળ્યા કે પોતાનુ મોટુ કુટુબ હોય તે, ને પાસેના એક–બે જાણીતા જ ઘર તેનો લાભ લે છતા અમે તે ઉદારતાથી સ્વીકાર્યું.

આ પુસ્તકાલયને ખીલવવાને સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના સસ્થાપક ભિક્ષુ અખડાનદે પોતાને ત્યા છપાએલા દરેક પુસ્તકની નકલ આ કાર્ય માટે સેવામડળને ભેટ આપી અને બીજી કેટલીક પુસ્તકપ્રકાશનની યોજનાઓના વાર્ષિક ગ્રાહક બનીને નવા પુસ્તકો મળ્યા કરે એવી વ્યવસ્થા કરી છતા પુસ્તકોની પેટીઓ રાખનાર ગૃહસ્થોના અભાવે આ યોજના સુરતમા તો ફતેહમદ રીતે ચાલી નહિ કેટલાક ગૃહસ્થો નવલકથાઓના પુસ્તકોની પેટીની માગણી કરતા, પણ માત્ર કાલ્પનિક નવલકથાઓ જ આપવી એ અમારુ ધ્યેય ન હતુ અમે તો પેટીઓમા વિવિધ પ્રકારના પુસ્તકો મૂકવાના મતને વળગી રહ્યા હતા.

આ યોજનાં સુરતમા સફળ નીવડી નથી, છતા એ યોજના સુદર છે, જરૂરી છે, ને જ્યા શક્ય હોય ત્યા ઓછા ખર્ચે સારી રીતે ચાલી શકે તેવી છે, એમ હજુ મને દેખાયા કરે છે

અમારા કાર્યમા કેટલીક ઉણપો હશે કેટલીક સાચી ને ઉત્સાહી સેવાભાવી વ્યક્તિઓની પેટીઓ રાખવામા પૂરતી મદદ ન મળી તે પણ કારણુ હશે ગમે તેમ હો, પણ સુરતમા તેમા સફળતા ન મળી પણ બીજે તેવુ જ થાય એમ માનવાને કારણુ નથી *

— દયાશકર ભાઇશકર શુક્લ

---

—મને આટલી વાતથી ખેદ થાય છે, કે લોકો સદ્ગુણ કેળવતા નથી, જ્ઞાનને સ્પષ્ટ કરતા નથી, લોકો ધર્મની વાત સાભળે છે પણ આચરતા નથી, લોકોમા અવગુણ છે, પણ સુધારવા કશુ કરતા નથી

શ્રેષ્ઠ પુરુષ કોઇ વસ્તુના પક્ષમા કે કોઇ વસ્તુની વિરુદ્ધમાં ગાઠ વાળી લેતો નથી, જે સાચુ હોય છે તેને અનુસરે છે

—કૉન્ફ્યૂશિયસ

---

" મારા હૃદયમા હુ ખેડ કરુ છુ વિવેક મારૂ હળ, સયમ અને વૈરાગ્ય મારા બેલ; પ્રેમ, જ્ઞાન, અહિંસા એના બી હુ વાવુ છુ રાતદિવસ કાળજી રાખુ છુ, ચિતા કરુ છુ, પશ્ચાત્તાપના પાણી સિંચુ છું, અને ભરપૂર પાક ઊતરે છે પ્રેમના વિચારના ધાન્ય હુ જગતને વહેચી આપું છુ મારા કોઠારો આપવા માટે સદાય સભર ભર્યાં રહે છે, આપવાથી ખાલી થવાને બદલે ઊલટા ભરાતા જ જાય છે આવી છે મારી ખેતપરની ખેતી "

—ગૌતમ બુદ્ધ

---

* " કાડીઓ "ના એક અકમાથી



**૧. આરામખુરશીએથી**—લેખક શ્રી ધનસુખલાલ કૃ મહેતા, પ્રકાશક જીવન સાહિત્ય મંદિર, રાવપુરા, વડોદરા. ક્રાઉન કદના પૃષ્ઠ ૨૪૦+૮, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ ૩-૪-૦, ૧૯૪૫.

શ્રી. ધનસુખલાલ મહેતા આપણા સાહિત્યના એક અચ્છા હાસ્યલેખક છે તેમ તેઓ આપણા વિવેચકોમાં પણ વિશિષ્ટ સ્થાન ધરાવે છે. એમણે અનારનવાર વાર્તાસાહિત્ય તેમ જ હળવા હાસ્યયુક્ત કેટલીક નિબંધિકાઓ પણ લખી છે આ પુસ્તક એમના ૨૮ વિવેચનલેખોનો સંગ્રહ છે.

આ સંગ્રહમા અપાયેલા લેખકના ૨૮ વિવેચનલેખો પૈકી પહેલાં પાચ વિવેચનો ગુજરાતના ગણ્યમાન્ય ચિત્રકારો શ્રી. કનુ દેસાઈ અને રસિકલાલ પરીખના ચિત્રસંપુટોના ચિત્રોનો અવલોકનાત્મક પરિચય આપી, તે પછીના ૬ થી ૮મા બે અભિનયપ્રયોગોના નૃત્યાભિનયનું લેખકે અવલોકન આપ્યુ છે, જ્યારે ૯ અને ૧૦મામા એમની વિશિષ્ટ શૈલીએ જીવનચિત્રોનું દર્શન કરાવ્યુ છે તે પછીના બધા જ લેખોમા લેખકે આપણા અગ્રગણ્ય વાર્તાકારો અને નવપ્રનવેશોનાં વિશિષ્ટ સર્જનોનો વિવેચનયુક્ત પરિચય આપ્યો છે

આ બધા જ લેખોમા લેખકની વિવેચનશકિત અને સુરુચિપ્રેરક લેખનશૈલી સ્થળે સ્થળે જોવા મળે છે. અને કેટલેક સ્થળે એમની માર્મિકતા પણ અછતી નથી રહેતી.

આપણા સાહિત્યમા વિવેચનસાહિત્ય હજી પૂરેપૂરુ પ્રગટ્યું નથી મળતું તેવે પ્રસંગે આ પુસ્તકોના પરિચયલેખો અને કલાવિવેચનોનો સંગ્રહ દરેક પુસ્તકાલય અને વ્યકિત આવકારશે.

**૨. કુમાર સાથે જીવનચર્ચા**—લેખક શ્રી. સોપાન, પ્રકાશક, કદ, ઉપર પ્રમાણે. સાદા પૂઠા, મૂલ્ય રૂ. ૦-૯-૦. ૧૯૪૫.

શ્રી સોપાન સામાજિક પ્રશ્નોની છણાવટ કરનાર જાણીતા લેખક છે. એમણે આપણા સમાજને લગતા વિવિધ વિષયોને સ્પર્શતા અને તેની છણાવટ કરતા લેખો અને પુસ્તકો લખ્યા છે. આ પુસ્તકમા, એમણે જીવન જીવવાની શરૂઆત કરતા કુમારને એના જીવનધ્યેય અને એ જીવન જીવવામા આવતા ક્રમિક તબક્કાઓ અને મુશ્કેલીઓનુ નિરૂપણ કરી કંઇક આદર્શની રજુઆત કરી છે

હજી આપણા કુમારો, લેખકે આ પુસ્તકમા નિરુપ્યુ છે તેમ, જીવનનો મર્મ સમજવાની જિજ્ઞાસા કેળવતા થયા નથી. પરંતુ સંભવ છે, આવા પુસ્તકોના વાચનથી કદાચ તેમનામા એ જિજ્ઞાસાવૃત્તિ જાગે એટલે દરજ્જે પણ આ પુસ્તકની ઉપયોગિતા સ્વીકારી લેવાય.

**૩. કુમાર સાથે લગ્નચર્ચા**—લેખક-પ્રકાશક કદ, પૂઠા ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૬૪, મૂલ્ય ૦-૯-૦ ૧૯૪૫

આગલા પુસ્તકમાં લેખકે કુમાર સાથે જીવનચર્ચાની છણાવટ આપી છે, ત્યારે આ પુસ્તકમાં એમણે કુમાર સાથે લગ્નચર્ચા કરી છે

લગ્નસમય પાકવા અગાઉ કુમાર એના લગ્ન સબધે વિચાર કરતો થયો હોય તેને લેખક, એક શિષ્યને ગુરુ મહારાજ જે રીતે ઉપદેશ આપે છે તેવો કંઇક ઉપદેશ લેખકે પરણુવા–ન પરણુવાના વિચાર કરતા કુમારને આપ્યો છે.

જીવન જીવવાની અને લગ્ન કરવા કે નહિ અને કરવા તો શા માટે, કેવી કન્યા સાથે અને ઇતર પૂર્વાપર સબધોની વિચારણા કરવા જેટલી તત્ત્વસ્પર્શી તીવ્ર બુદ્ધિ આપણા કુમારોમા લેખકે કલ્પી છે તેટલી હજી સેકડે એકાદ ટકામા મળી આવે તો મળી આવે. બાકી, લેખક કહે છે તેમ, શહેરી જીવન જીવનારાઓમાથી એવા વાદવિવાદ કરનારા કેટલાક કુમારો નીકળી આવે ખરા, જ્યારે સેકડો ગામડામા વસતા કુમારોના પ્રશ્નને લેખકે આ પુસ્તકમા ગૌણ ગણ્યો છે એ શોચનીય છે

માત્ર કલ્પનાકુમાર સાથેની આ સંવાદાત્મક ચર્ચા આપણા કુમારોને કેટલે દરજ્જે ઉપયોગી નીવડે તે તો એ કુમાર વાચકની વિચારશક્તિ પર અવલબે છે

૪. **સારોદ્ધાર–પ્રથમ ખડ**—લેખક ડૉ. શિવપ્રસાદ કુશળજી ત્રિવેદી, પ્રકાશક આર. આર. શેઠની કપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઇ ૨. ક્રાઉન કદના પૃષ્ઠ ૯૦+૮, સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦ ૧૯૪૧

આ પુસ્તકના લેખક શ્રી શિવપ્રસાદ ત્રિવેદી "કિશોર" માસિકના વાચકોને પરિચિત છે. "કિશોર" માસિકમા એમણે 'સારોદ્ધાર' શીર્ષક હેઠળ આપેલા તેમ જ ઇતર વૈજ્ઞાનિક લેખો મળી ૩૮ ટૂકા પણ જાણુવા જેવા લેખો આ પુસ્તકમા રજૂ કર્યા છે. આપણા કિશોરોની નિત્યવાચન ભૂખને કેટલેક અશે સંતોષે તેવા આ સગ્રહમાના લેખો છે

કિશોર વાચકો ઘણે ભાગે નવલિકા–નવલો વાચવા તરફ જ વિશેષ આકર્ષાય છે, પરતુ તેમના જ્ઞાનમાં ઉમેરો કરે તેવા સાહિત્ય તરફ જવલ્લે જ આકર્ષાય છે એવા વાર્તાશોખીન કિશોર વાચકોના હાથમા આવા વિવિધ વિષયને લગતુ જ્ઞાન આપતા ટૂંકા લેખો મુકાય તો તેમના જ્ઞાનમા વૃદ્ધિ થઇ ક્રમે ક્રમે નવુ નવુ જાણુવાની તેમની જિજ્ઞાસા વધશે

લેખો ટૂકા અને સરળ હોઇને કિશોરો રસપૂર્વક વાચે તેવા છે ઉછરતા વાચકોના હાથમાં આ પુસ્તક મૂકવા માટે પુસ્તકાલયોમા સુખે વસાવી લેવાય

૫. **શુક્રતારક**—લેખક શ્રી. વિજયરાય ક. વૈદ્ય, પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૧૭૮+૧૦, સાદુ સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા ૨–૦–૦

માનસીકાર શ્રી વિજયરાય પોતે જ એક વિવેચનકાર હોઇને એમના પૂર્વે થઇ ગયેલા મધ્યયુગના ગુજરાતી વિવેચક સ્વ. નવલરામની જીવનરેખા એમના હાથે તૈયાર કરાઇ છે. એક ચિત્રકારની અદાથી જ્યા જ્યા જે રેખાઓ અને રગપૂરણી યોગ્ય લાગી ત્યા તેમણે એ આદ્યવિવેચકના જીવનચિત્રને રગપૂરિત કરી આપણી સમક્ષ રજૂ કર્યું છે

આપણા સાક્ષરો–સાહિત્યકારોના જીવનચરિત્રો અવારનવાર મળે છે, પરતુ એ માત્ર ખોખા રૂપે જ, પરતુ આવી ભવ્ય રગભરી કલાયુક્ત જીવનચિત્ર કૃતિ તો શ્રી વિજયરાય જેવા ચિતારાની પિછીથી ક્વચિત જ પ્રાપ્ત થાય છે. જીવનચરિત્ર હમેશા મુખ્યત્વે પ્રસગો અને વિશિષ્ટ બનાવોની સંકલનાથી તૈયાર કરાય છે, પરતુ જો તેનો લેખક એક ચિત્રકારની અદાથી તૈયાર કરે તો એ એ જીવનચિત્ર જોનારને આહ્લાદજનક અને પ્રેરક પણ નીવડે જ.

આ જીવનચિત્રમાથી પણ આપણને તત્કાલીન સસ્કૃતિ અને શિક્ષણવિષયક તેમ જ સાહિત્યની પરિસ્થિતિનો અચ્છો ખ્યાલ મળ છે. અને એ જમાનામા વિદ્યાવ્યાસગ કેટલો હતો તે પણ જાણી શકાય છે.

મધ્યયુગી સાક્ષર નવલરામની જીવનકથાનુ આ પુસ્તક દરેક પુસ્તકાલયમા વસાવી લેવાય. ગુ વ સોસાઇટિના નોધાયેલાં પુસ્તકાલયોને તો એ અવસ્ય મળશે જ

૬. **વૃત્તવિવેચન**—લેખક શ્રી રમેશનાથ ગૌતમ, પ્રકાશક ભૂરાલાલ ર. શેઠ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૩૦+૧૮, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૨–૦–૦.

આપણે ત્યા હમણા હમણા વર્તમાનપત્રોનો ઠીક વિકાસ સધાતો ચાલ્યો છે અને અખબારોના આકર્ષણો પણ નિત્ય નૂતન દૃષ્ટિએ વધતા જાય છે એ વર્તમાનપત્રોની સળગ ઇતિહાસકથા સરખુ આ પુસ્તક આવકારદાયક છે

લેખકે, પ્રાચીનકાળના વૃત્તવિવેચનથી લઇને આજના છાપાળવા ગજખિયા સુધીનુ તલસ્પર્શી નિરૂપણ આ પુસ્તકમા આપ્યુ છે

વર્તમાનપત્ર વિષે અભ્યાસ કરનારાઓ માટે તેમ જ તેના તજ્જ્ઞ બનવા માગનાર માટે આ પુસ્તક ઠીક સામગ્રી આપી જાય છે. દેશ–વિદેશના વર્તમાનપત્રો તેમ જ ગુજરાત–બૃહદ્-ગુજરાતના વર્તમાનપત્રો–સામયિકોને લગતી માહિતી આ પુસ્તકમા ભરપૂર ભરી છે.

પત્રકારત્વના પદ્ધતિસરના શિક્ષણનો યુગ આપણે ત્યા હજી આવ્યો નથી, પરંતુ એ યુગ આવશે ત્યારે આવા પુસ્તકો જરૂર ઉપયોગી નીવડવાના તેમ છતા વૃત્તપત્રનો વ્યવસાય સ્વીકારનાર માટે આમા વિપુલ સામગ્રી એકઠી કરાઇ છે

૭. **ઇતિહાસની કેડી**—લેખક શ્રી ભોગીલાલ જ સાડેસરા, પ્રકાશક પદ્મજા પ્રકાશન, વડોદરા. ક્રાઉન કદના પૃષ્ઠ ૨૯૦+૮=૨૯૮, સચિત્ર આચ્છાદન સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂા ૪–૮–૦ ૧૯૪૫

શ્રી. સાડેસરા ગુજરાતના ઇતિહાસસશોધકોમાના એક છે. એમણે જુદા જુદા સામયિકોમા અવારનવાર લખેલા સખ્યાબધ લેખોમાથી ગુજરાતની ઐતિહાસિક સસ્કૃતિ અને પ્રાચીન ગુજરાતી ભાષાને લગતા ૧૪ લેખો આ પુસ્તકમા સગ્રહવામા આવ્યા છે. લેખકની પુરાતત્ત્વાન્વેષણની ઝીણવટભરી તલસ્પર્શી શોધખોળના પરિણામરૂપ આ લેખો, ગુજરાતના મધ્યયુગી ઇતિહાસ પર ઠીક પ્રકાશ આપે તેવા છે

મૂળે ગુજરાતનો પ્રમાણભૂત ઇતિહાસ આપણને અલ્પ પ્રમાણમા ઉપલબ્ધ છે ત્યારે, અને એ અલ્પપ્રાપ્ત સામગ્રીનો આગળીને વેઢે ગણાય તેટલા સશોધકો ઉપયોગ કરી રહ્યા છે ત્યારે, એ અલ્પધનમા આ પુસ્તકમાના ઐતિહાસિક લેખો ગુજરાતનો ઇતિહાસ આપવામા સારો ફાળો આપે છે

ગુજરાતનો ઇતિહાસ જાણવાને ઉત્સુક વાચકોને પ્રાચીન ગુજરાતની સસ્કૃતિ અને તત્કાલીન વિદ્વત્તાનો સારો ખ્યાલ આ લેખોમાથી મળશે. ઉપરાત, તત્કાલીન સ્થળોના નામ નિર્દેશો આજના ગુજરાતના સ્થળોને ઓળખવામા મદદરૂપ થઇ પડે તેવી અપાયેલી સૂચિ પણ ઇતિહાસજિજ્ઞાસુને ઉપયોગી નીવડે તેવી છે, જ્યારે પ્રાચીન ગુજરાતી ભાષાના

અભ્યાસીઓને પણ વિવિધ અભ્યસનીય બાબત મળી આવશે ગુજરાતના ઇતિહાસને લગતું આ પ્રકાશન દરેક પુસ્તકાલયમા અવશ્ય હોવુ ઘટે

૮ **પરિહાસ**—લેખક સ્વ પ્રો 'નવલરામ જ. ત્રિવેદી, પ્રકાશક. યુગધર્મ કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઇ ૨ પ્રાપ્તિસ્થાન આદર્શ પુસ્તક ભડાર, ભદ્ર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૧૫૬+૧૬, પાકુ પૂઠુ, મૂલ્ય રૂ ૨–૮ ૦ ૧૯૪૫

સ્વ નવલરામ ત્રિવેદી આપણા સાહિત્યના એક ઠાવકા કટાક્ષલેખક છે એમણે આ અગાઉ લખેલા આવા કટાક્ષલેખોનો એક સંગ્રહ " કેતકીના પુષ્પો " દ્વારા આપ્યો હતો. આ " પરિહાસ "મા તેના નામને અનુરૂપ એવા એકવીસ લેખોનો સગ્રહ છે એમા એમણે ભિન્ન ભિન્ન વિષયો પર પોતાની માર્મિક–લાક્ષણિક ઢબે હાસ્ય વેરતી કલમે નર્મ કટાક્ષ આપ્યો છે લેખકને વરેલી હાસ્યનિષ્પત્તિની કલા સ્થળે સ્થળે જોવા મળે છે આપણે ત્યાં ગણ્યાગાંઠ્યા હાસ્યકટાક્ષના પુસ્તકોમા આ ઉમેરો આવકારદાયક છે પુસ્તકાલયો, આવા નિર્દોષ હાસ્યભર્યા કટાક્ષપુસ્તકને અવશ્ય વસાવે **મ પ્ર. વ્યાસ**

## સામયિકો

***ચિત્રમય જગત*—કોંગ્રેસ હીરકમહોત્સવ વિશેષાંક**—સપાદક તુળજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક, પ્રકાશક ચિત્રશાળા પ્રેસ, પૂના મૂલ્ય રૂ દોઢ

છેલ્લા ત્રણ દાયકાથી પ્રસિદ્ધ થતુ આ સામયિક એની સ્વીકૃત નીતિ અનુસાર ગુજરાતી સાહિત્યમા પોતાનો ફાળો નોંધાવતુ આવ્યુ છે દર વર્ષે એના તરફથી માર્ચ અક ખાસ અક તરીકે પ્રસિદ્ધ થાય છે. આ વર્ષે, હિંદી રાષ્ટ્રીય મહાસભાનો હીરકમહોત્સવ ઉજવાયો તેને અનુલક્ષીને આ કોંગ્રેસ હીરકમહોત્સવ વિશેષાક પ્રસિદ્ધ કરાયો છે

આખા ય અકમાં, મહાસભાના થઇ ગયેલા પ્રમુખો, નેતાઓ અને કાર્યકર્તાઓ તેમજ તેમના કાર્યોને લગતી માહિતી અપાઇ હોઇને કેટલેક દરજ્જે મહાસભાના સક્ષિપ્ત ઇતિહાસ સરખો આ અક તૈયાર થયો છે

સ્થળેસ્થળે આપેલા રાજદ્વારી કટાક્ષચિત્રો હિંદના જુદા જુદા તબક્કાના રાજકારણનો અચ્છો ખ્યાલ આપી જાય છે

ત્રણ દાયકાના આ સામયિકને અમારા અભિનદન.

**" ગીતાધર્મ "ના શ્રી સદ્‌ગુરુગાથાંક**—પ્રકાશક ગીતાધર્મ કાર્યાલય, સાક્ષી-વિનાયક, કાશી ક્રાઉન આઠ પેજી પૃષ્ઠ ૫૩૦, બોર્ડ પટીનું પાકુ પૂઠુ, મૂલ્ય રૂ. ૫–૦–૦

સ્વામી શ્રી વિદ્યાનદજી દ્વારા પ્રસિદ્ધ થતા " ગીતાધર્મ " માસિકમા આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનને લગતા લેખો વખતોવખત પ્રસિદ્ધ થાય છે

આ ખાસ વિશેષાકમા સ્વામીશ્રી વિદ્યાનદજીનુ જીવનવૃત્તાત અપાયુ હોઈને એઓશ્રી પ્રત્યે ભક્તિભાવ ધરાવનાર અને તેઓના ગીતાપ્રચાર કાર્યના પ્રશસકોને તેઓશ્રીનુ; તેમણે સ્થાપન કરેલ ગીતામદિરપ્રવૃત્તિ સુધીના તબક્કાઓનુ જીવન આમાથી જાણવા મળશે

એક જીવનચરિત્રના પુસ્તકરૂપે પણ આ ખાસ અક પુસ્તકાલયોમાં સુખે વસાવાય

**મ. પ્ર. વ્યાસ**



## ગુજરાત વર્નાક્યુલર સોસાયટી—અમદાવાદનાં પુસ્તકો

૧ શુક્રતારક—લેખક શ્રી વિજયરાય ક વૈદ્ય, મૂલ્ય રૂા ૨–૦–૦.
૨ ઝાંશીની રાણી લક્ષ્મીબાઇ—લેખક શ્રી ગોવિંદરાવ પાંડુરંગ ભાગવત, મૂલ્ય રૂા ૨–૦–૦.
૩ ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો—લેખક દી બ શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મૂલ્ય રૂા ૧–૦–૦
૪ ભાલણ, ઉદ્ધવ અને ભીમ—લેખક શ્રી. રામલાલ ચુનીલાલ મોદી, મૂલ્ય રૂા ૦–૧૪–૦.

## આર. આર. શેઠની કંપની—મુંબઇનાં પુસ્તકો

૫ ત્રિપુટી—લેખક શ્રી. ગોવિંદભાઇ રા અમીન, મૂલ્ય રૂા ૨–૮–૦
૬ સારોદ્ધાર ( પ્રથમ ખંડ )—લેખક શ્રી. શિવપ્રસાદ કુશળજી ત્રિવેદી, મૂલ્ય રૂા ૦–૧૨–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૭ દંતરક્ષાવિધાન—લેખક વૈદ્યભૂષણ કિશોરદાસ ભાગીરથ ગુપ્તા, પ્રકાશક સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર, મૂલ્ય રૂા ૨–૪–૦
૮ અણુનું રહસ્ય—લેખક સ્વામી શ્રી. માધવતીર્થ, પ્રકાશક ધી સંદેશ લિ. સારંગપુર, અમદાવાદ. મૂલ્ય રૂા ૧–૦–૦

---

# પુસ્તકાલયોની તપાસણી

પુંગારદાર પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ માહે માર્ચ માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના–સમજૂત આપી છે, તેમ જ પુસ્તકાલય વગરના શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છે—

કરજણ મહાલમાં—(૧) રારોદ (૨) ઓઝ (૩) કેસવાડા (૪) મીઆગામ

( સાંધણ સામેના પૃષ્ઠને છેડે )

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

ગુજરાત સાહિત્ય સભા તરફથી દરવર્ષે અપાતો રણજિતરામ સુવર્ણચંદ્રક આ વર્ષે, જાણીતા ઐતિહાસિક નવલકથાકાર શ્રી. ગુણવંતરાય આચાર્યને આપવાનું ઠરાવાયું છે.

*

ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ અને વડોદરા સાહિત્ય સભા તરફથી જાણીતા નાટયકાર શ્રી મૂળશંકર મૂલાણીના સન્માનસમારંભો ઉજવાયા વડોદરામા ગઇ તા. ૭મીના રોજ સન્માનસમારભ પ્રસગના એક વકતા શ્રી. વિશ્વનાથ ભટ્ટ એ સમારભમા પ્રવચન કરતા એકાગ્ર થઇ જતા તેમનું હૃદય બધ પડતા અવસાન થયુ. સ્દ્દગત એક સારા લેખક હોવા ઉપરાત નાટયશાસ્ત્રના પણ સારા જ્ઞાતા હતા

*

અમદાવાદ પુસ્તકાલય સમેલનનુ એક અધિવેશન ગઇ તા ૧૪ મીના રોજ અમદાવાદમાં માડવીની પોળમા, અમદાવાદ શહેર સુધરાઇના પ્રમુખ શ્રી મણિલાલ ચતુરભાઇ શાહને પ્રમુખપદે મળ્યુ હતુ. આ પ્રસગે એક પુસ્તક પ્રદર્શન પણ સુધરાઇ સચાલિત શેઠ મા જે. પુસ્તકાલયમા યોજાયુ હતુ

*

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયને શ્રી. મનુ સુબેદારે મુબઇમા મરીન લાઇન્સપરનું રૂા. ૩૦ હજારનુ ભાડુ આવતું પોતાનુ મકાન ભેટ આપ્યુ છે સ્તુત્ય

*

મુંબઇ ખાતે લેખક મિલનના આશ્રય હેઠળ શ્રી. મેઘાણીનો વાર્તાલાપ યોજાયો હતો. તેમા શ્રી મેઘાણીએ લોકસાહિત્ય અને સાહિત્યકારની વ્યાખ્યાને લગતુ વિવેચન કર્યું હતું.

---

( સાધણ સામેના પૃષ્ઠનુ )

(૫) કરખડી, માવલી મહાલમાં (૬) લીમડાપુરા કામગીરી દિ ૧૨. શિક્ષક હડતાલને કારણે સદર માસમા વિશેષ કામગીરી થઇ શકી નથી.

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ કરવા જે તે મત્રી ભાઇઓને ખાસ ભલામણ છે

ના નં. ચોકસી
સહમંત્રી વ રા પુ મંડળ



## ગયા અંકની " પુસ્તકાલય " પૂર્તિ અને લેખકો

ગયા અંક સાથે, અમદાવાદ ખાતે મળનાર અમદાવાદ પુસ્તકાલય સંમેલન પ્રસંગે પ્રકટ કરવાના ૫૦૦, ૧૦૦૦ અને ૧૫૦૦ રૂા ની કિંમતમાં કયા કયા પુસ્તકો ખરીદી શકાય તેનું માર્ગસૂચન કરતી સૂચિ, અમદાવાદના શેઠ માણેકલાલ જેઠાભાઇ સા પુસ્તકાલયના મંથપાલ, શ્રી કિકુભાઇ દેસાઇએ તૈયાર કરી મોકલેલી તે પ્રસિદ્ધ કરાઇ હતી.

આ યાદી જોનાર કેટલાક લેખક બંધુઓ એ યાદીમાં તેમનાં પુસ્તકો સમાયેલા નહિ જોતા અમને મીઠો ઠપકો પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે આપવા પ્રેરાયા છે

" પુસ્તકાલય "ની પૂર્તિરૂપે એ યાદી પ્રસિદ્ધ થઇ હોઇને અમે એની અવગણના કરતા નથી, તેમ છતા એટલું નમ્ર નિવેદન તો કરવું આવશ્યક છે કે, આવી યાદીઓમાં દરેક લેખકના પુસ્તકો સમાવી શકાય તે અશક્ય હોય અને તેમા પણ, આજના યુગના અને આથમેલા યુગના લેખકોના પુસ્તકોની યાદી આપવા જતા ઘણા લેખકોના સર્જનો રહી જવા પામે એ સંભવિત છે.

એથી કોઇપણ લેખકને તેમના પુસ્તકની ગુણવત્તા કે ઊતરતી કક્ષાના ગણવાનો પ્રયત્ન હરગીજ નથી, એ તેઓ કૃપા કરીને ખાતરીપૂર્વક માની લે

કોઇ પુસ્તક આ યાદીમા સમાવવામા આવ્યુ કે ન આવ્યુ હોય છતા જે તે પુસ્તકની ઉપયોગિતા અને ગુણવત્તા મંત્રી મંથપાલોની નજર સામે પરંપરાએ પહોંચ્યાં વિના ભાગ્યેજ રહે છે અને વહેલેમોડે એ ઉત્તમ પુસ્તકો જે તે પુસ્તકાલયમા અવશ્ય સ્થાન પામે જ છે

આ યાદી તો માત્ર પુસ્તકાલયોના મંત્રી–મંથપાલોને કંઇક માર્ગદર્શન કરાવવા પૂરતી જ પ્રસિદ્ધ કરાઇ છે, કે જેથી તેમાથી વા અન્ય સાધનો વડે કોઇપણ પુસ્તકાલયને પોતાને જોઇતા પુસ્તકો પસંદ કરવાની સરળતા થાય ને કે એ યાદી તૈયાર કરવાના સંપૂર્ણ યશભાગી તો શ્રી કિકુભાઇ જ છે.

અંતે, સૌ લેખક ભાઇબ્હેનોને વિનંતિ છે કે એ યાદીમા પોતાના પુસ્તક અપાવા રહી ગયા હોય તો તેનો વૃથા દોષારોપ અમારા પર ન ઉતારે

***

## પુસ્તકાલયોને મદદ

ઇન્દુમતી સા પુ મેથી ( કરજણ )ને ૧૦) મેથીના પટેલ મોતીભાઇ નાથાભાઇની પુત્રીના લગ્નપ્રસંગે ૧૫ ) ઓસલામના પા દયાળભાઇ ઇશ્વરભાઇ તરફથી

---

# પુસ્તકાલય પર્વણી

**પ્ર**જોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિનો સદેશ ઘેરઘેર પહોચતો કરી ભણેલી જનતાનો વાચનરસ જાગ્રત કરવાના તથા પુસ્તકાલયપ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમા ઠસાવી સ્થાનિક સસ્થાને પોષવાની ફરજનુ ભાન આમજનતાના દિલમા પ્રગટાવવાના શુભાશયથી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે, દરસાલ વસત પંચમીને દિવસે, **પુસ્તકાલય પર્વણી** ઉજવવાનો શિરસ્તો પાડયો છે તદનુસાર રાજ્યના અનેક પુસ્તકાલયો એ દિન પુસ્તકાલયોની સાફસુફી ને શણગાર, પ્રભાતફેરી વા સરઘસો, પુસ્તકપ્રદર્શન, વાચનશ્રવણના વર્ગો, વાર્તાકથન, ભજન મડળીઓ, જાહેર સભા, ગરબા સવાદ ને ઇતર મનરંજનના કાર્યક્રમો, રોશની વગેરે પૈકી સવડ પડતા વિધવિધ કાર્યક્રમોથી ઉત્સાહભેર ઉજવે છે

ચાલુ સાલે પણ એ **પર્વણી દિન** તા ૬-૨-૪૧ ને બુધવારે રાજ્યના અનેક પુસ્તકાલયોએ ઉજવ્યો હતો પૈકી જેમના અહેવાલ અમારા તરફ આવ્યા છે તેમની જરૂર જોગી નોંધ આ નીચે પ્રગટ કરીએ છીએ.

**મહાપુરા તા. વડોદરા**—સાફસુફી, શણગાર, પુસ્તકપૂજન, પ્રશસ્તુતિ, ગરબાના કાર્યક્રમ પછી ભેગા મળેલા લોકોને પુસ્તકોના વાચન દ્વારા જ્ઞાનપ્રગતિ સબધી બોધ કરવામા આવ્યો, ગોળ-ધાણા વહેચાયા

**કંડારી તા કરજણ**—આતરબાહ્ય સફાઇ ને સ્વચ્છતા કરવામા આવી. પુસ્તકોના કબાટ પણ સાફ કરી પુસ્તકોને નવેસર વિષયાનુક્રમમા ગોઠવ્યા કન્યાઓ મારફત ગામમા ઘેરઘેર વાચી શકતી સ્ત્રીઓને પુસ્તકો પહોચડાવ્યા લગભગ સોએક જેટલા પુસ્તકો ઇસ્યુ થયા રાત્રે ભજનમડળીની રમઝટ

**શિનોર**—પુસ્તકાલય મકાનની અદર તેમ બહારથી સફાઇ ને શણગાર. સવારમા સરઘસ કાઢી તે દ્વારા પ્રચારકામ કરાયુ. દાન મેળવવા પેટીઓ ફેરવાઇ જેમા રૂા. ૧૨૮-૫-૦ નુ ગુપ્તદાન મળ્યુ. સાજના હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રીયુત નિર્મળચદ્ર કે દેસાઇના પ્રમુખપદે જાહેરસભા રખાઇ, જેમા પ્રાસગિક પ્રવચનો, ઉપરાંત અગ્રેજી શાળાના વિદ્યાર્થીઓએ "**પુસ્તકાલય**"ના વિષય પર લખેલા નિબધો બદલ ઇનામ વહેચી આપવામા આવ્યા બાળકોને મીઠાઇ માટે રૂા ૫) તથા વિદ્યાર્થી મંડળને રૂા ૧૧) શ્રીયુત ભાઇ રામપ્રસાદભાઇ તરફથી મળ્યા રાત્રે રોશની કરવામા આવી.

**કનોડા તા ચાણસ્મા** - આતરબાહ્ય સાફસુફી ને શણગાર ઊઠી ગયેલા બાળકોની ટૂકડીઓ બાધી વાચન પ્રચાર માટે પ્રબધ કરાયો સ્ત્રીઓને ઘેર બેઠા પુસ્તકો પૂરા પડાયાં.

**વાલમ તા. શિનોર**—સાફસૂફીને શણગાર. શ્રીમતની છબિ સાથેનુ સરઘસ ગામભરમાં ફરી વળી સાડા દશને શુમારે જાહેર સભામા ફેરવાઇ ગયુ પ્રમુખ શેઠશ્રી લલ્લુભાઇએ રાજધ્વજવદનની ક્રિયા કરાવ્યા બાદ મત્રીએ પુસ્તકાલયનુ નિવેદન વાચી સભળાવ્યું. ને વક્તાઓએ પ્રાસગિક વિવેચનો કર્યાં ખજૂર વહેચાયું.

**ગલુદણ તા દહેગામ**—પુસ્તકો તથા ઉપકરણોની સાફસૂફી. પુસ્તકોની વિષયવારી ક્રમે ફેરગોઠવણી, બાળકો તેમ કિશોરોને સ્વ મોતીભાઇ સાહેબના જીવનસુવાસની માહિતી આપવામા આવી ઉપલા ધોરણના બાળકોએ પોતે વાચેલા પુસ્તકોનો સાર બોધ કહી સભળાવ્યો, બાલ સાહિત્યના વિવિધ વિષયના પ્રકાશનો સબધી ઉપયોગી માહિતી આપી

તે વાચનાની ભલામણ કરવામા આવી. ગ્રામવાચક મંડળના સભ્યોનુ પ્રતાપદુ સમેલન ગખવામા આવ્યુ ગ્રામસેવા કરવાની ધગશવાળાને ઉપયોગી થઇ પડે એવા વાચનની ચર્ચા ઉપરાત ગ્રામજનતાનો વાચનરસ ખીલવવાની યોજનાઓ વિચારવામા આવી હરિજન ભાઇઓ સાથે વાર્તાલાપ ગોઠવી તેમની અભણતા દૂર કરવા સારૂ શિક્ષણની તથા ભણેનાઓને પુસ્તકો આપવાની ગોઠવણ કરાઇ

**ઓરણા તા કામરેજ**—ધ્વજ વાવટાનો શણગાર, સવારે શ્રીમત મહારાજા સાહેબની છબિ અને ભગવા ઝંડા સથેનુ સરઘસ બધે ઘૂમી વળ્યુ શ્રી. રણછોડભાઇ ગોપાળજી તરફથી બાળકોને દૂધ પાવામા આવ્યુ તથા કેળા વહેચવામા આવ્યા રાત્રે શ્રીયુત દયારામ થરાના પ્રમુખસ્થાને જાહેરસભા થઈ, જેમા ગરબા-સવાદ ઉપરાત પ્રાસગિક વિવેચનો થયા બાદ, રૂા. ૨૫) શ્રી. ડાહ્યાભાઈ પટેલ ઓરગામવાળા તરફથી અને રૂા ૧૦) રા માધવભાઇ ભક્તિભાઇ ઓરણાવાળા તરફથી મળેલ ભેટની જાહેરાત કરવામા આવી

**ઘાંટવડ તા કોડીનાર**—શ્રીમતની છબિ સાથેનુ પાલખી સરઘસ આખા ગામમા ફરી વળ્યુ બાળકો વિવિધ વિષયના પુસ્તકો હાથમા રાખી પુસ્તકપ્રચારના સૂત્રો ઉચ્ચારતાં હતા તથા મીઠે સૂરે ગાયનો લલકારતા હતા રૂા ૩૦)ની ભેટ ગ ધૂળાભાઇ શાહ તરફથી સ્વ પત્નીના સ્મરણાર્થે મળી.

**બેટ**—બાલસાહિત્ય તથા ગૃહઉદ્યોગના નમૂનાઓનુ પ્રદર્શન ગોઠવ્યું ઉત્તમ નમૂનાઓ બદલ આઠ બેનોને ઇનામ અપાયા સવારના ભાગમા સરસ્વતી દેવીના ફોટા સહિતનુ સરઘસ પ્રચારાર્થે ગામમા ઘૂમ્યુ બપોર પછી મહિલાઓનું સમેલન સૌ ગજરાબેન જોશીના પ્રમુખસ્થાને રખાયુ, જેમા ગરબા-સવાદો ઉપરાત પ્રાસગિક વિવેચનો થયા. સાજરે મહાલકરી શ્રી ચતુર્ભુજ દો. ભટ્ટ સા ના પ્રમુખપદે જાહેર સભામા પ્રાસગિક પ્રવચનો થયા

**ના. ન. ચોકસી**

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૫ / ૪૫–૪૬

### શિષ્ટ વાચનની ૨૪ મી પરીક્ષા સબધમાં

ડિસેબર અકમાની જાહેરાત અન્વયે મજકુર ૨૪ મી પરીક્ષા માટે (૧) ઇન્દુનુ શિક્ષણ તથા (૨) ઉધઇનું જીવન, એ પુસ્તકો નક્કી થયેલા, પરંતુ ઉધઇનું જીવન એ પુસ્તકની નકલો સુપ્રાપ્ય નહિ હોવાથી ઇન્દુનુ શિક્ષણ એ એકજ પુસ્તકની પરીક્ષા લેવાનુ રાખ્યુ છે તેની લાગતા વળગતા સર્વેએ નોધ લેવા કૃપા કરવી

પુસ્તકના અભાવે કે બીજા કોઇ કારણે પણ પરીક્ષા માટેની અરજીઓ પણ પૂરતા પ્રમાણમાં આવી નથી એટલે અગાઉ જાહેર થયા પ્રમાણે **પરીક્ષા એપ્રિલની ૨૮ મી તારીખને બદલે જુનની ૯ મીએ** લેવાનુ ઠરાવ્યુ છે

આશા રાખવામા આવે છે કે ઘણા ભાઇબેનો આ પરીક્ષાનો લાભ ઉઠાવવાની તત્પરતા દાખવશે. બાળકોના શિક્ષણ અને સસ્કારઘડતરના વિવિધ પ્રયોગોની માહિતી ધરાવતું "ઇન્દુનુ શિક્ષણ" એ પુસ્તક તો રાજ્યના લગભગ એકેએક પુસ્તકાલયમા છે એટલે પુસ્તકને અભાવે પરીક્ષા નહિ આપી શકવાપણુ તો કોઇને માટે પણ ન રહી શકે. શિક્ષક માત્ર આ પરીક્ષાનો લાભ લે એમ ઇચ્છવામાં આવે છે **ના. નં ચોકસી**

સહમત્રી.

# સામયિક ચિંતન

## મહત્તા કોને કહેવી ?

આપણામા મહત્તા વિષે એક ખોટો ખ્યાલ છે દુનિયામાં જેની નામના ચારે દિશામા ફેલાઇ ગઇ, જેણે કંઇક નવીન શોધ કરી, જેણે કંઇક પરાક્રમ કરી બતાવ્યું તેને માથે આપણે મહત્તાની મ્હોર મારી દઇએ છીએ. મોટા માણસોની જીવનકથામા આપણે હંમેશા ચમત્કાર અનુભવીએ છીએ અજાયબી પમાડે એવી બુદ્ધિ, સાગર જેવુ હૃદય, કે અપ્રતિમેય શક્તિ લઇને જ એ સૌ અવતરતા હોય છે એના મહામાનવ માટે એમ જ કહેવાય છે કે એ તો બધા જુદી માટીના ઘડેલા. એમની ખોપરીના તતુ જુદી રીતે વણાએલા. માત્ર મુઠ્ઠીભર ભાગ્યશાળીઓ જ આવો વારસો લઇને દુનિયામા અવતરી શકે

ને વાત કાઇ ખોટી પણ નથી. પારણામાથી જ મોમા આગળા નખાવી દે એવા લક્ષણ ધરાવતા પુત્રો જન્મે છે, થોડા જ કાળમા અજબ પ્રગતિ કરે છે અને છેવટ જગતના કીર્તિશિખરે ચપટી બજાવતા ચડી જાય છે વાત સાવ સાચી છે પણ એ જ કાઇ માણસની ખરી મહત્તાનુ માપયત્ર નથી. માણસ કેટલો મહાન છે એ તેની વિદ્યુતવેગી ઝડપ કરતા એ કઇ દિશામા, કેવા સજોગોમા, કયા સાધનોથી આગળ વધે છે એ જોવામા આવે છે. એટલે, જ્યારથી આવી અસાધારણ શકિત ધરાવતા મનુષ્યો પર જ આમ મહત્તાની છાપ મૂકવામા આવી ત્યારથી સ્વાભાવિક વિકાસ સાધતા માણસ પર મોટો ફટકો દુનિયાની કદરની દષ્ટિએ પડયો.

આપણી દૃષ્ટિ હમેશા ઝગમગાટભર્યો પ્રકાશ ભણી ખેચાય છે ત્રીસ વરસની જામતી જુવાનીમા જીવનના મોખરા સર કરનારાઓ આગળ ગામડાગામનો એંશી વરસ થયા પોતાના ગામનું નૂર ટકાવી રાખવા મથતો કોઇ મહેતાજી કે પગી ભુલાઇ જશે મહત્તા કાર્યક્ષેત્રની વિશાળતામા જ સમાઇ જાય છે કોઇ ઉચ્ચ ધ્યેય ( જે નામ એને ઘણી વાર આપવામાં આવે છે તે )મા જ એની પૂર્ણાહુતિ થાય છે એમ માનવુ એ દષ્ટિભ્રમ છે

જે મહાન જીવન બીજાને પોતાની તરફ ખેંચી પોતાના જેવા બનવાની પ્રેરણા ન આપી કેવળ અહોભાવ ઉત્પન્ન કરાવી શકે-દેવસ્થાન પ્રાપ્ત કરી શકે એ ગમે તેટલુ ચમત્કારિક છતા સગ્રહસ્થાનની એક અજાયબીભરી વસ્તુ કરતા તેનુ મૂલ્ય જરા યે વધારે નથી. અપવાદમા ભળવા કરતા માણસાઇનું ધોરણ ઊંચું રાખી, પોતાના આદર્શ માટે લડતો-ઝગડતો, પડતો-આખડતો ને એમ છતાં ઊભો થઇ આગળ વધતો માનવી માણસની સાચી પ્રેરણામૂર્તિ બની શકે મહત્તા વિજયને સિંહાસને ચડી બેસવામા નથી, પ્રયત્નમા છે-સતત અને સાચા દિલનો પ્રયત્ન અને એ મેળવીશું ત્યારે સઘળું આપણે મેળવી શકીશું સાચી મહત્તાની કૂંચી ત્યારે આપણા હાથમાં આવશે આપણા ઘરના જ બાળકને આપણે સાચા સસ્કાર આપી શકીએ, આપણા નોકરચાકર કે પડોશી સાથે આપણે એક દિલનો પ્રેમ વણી શકીએ,

એક નાના સરખા સમાજને કે આપણા મામૂલી ગણાતા ગામડાને આપણે જીવનપળથી સૌરભ બનાવી શકીએ તો એ પણ નોબેલ પ્રાઇઝ મેળવવા જેવું જ મહાન કાર્ય છે, એ સમજવાની જરૂર છે.

આપણા જીવનમાં આવતી ખરી મહત્તાને આપણે ક્ષુલ્લક ગણી હસી કાઢીએ છીએ, ને જેમના પર પ્રતિભા ને અદ્ભુત મેધાના ઢોળ ચડાવવામા આવ્યા છે તેમના પગ તળાસના અભિભૂત બનીને નિરર્થક બેઠા રહીએ છીએ. આના જેવી આત્મવંચના–પોતાની જ ક્રૂર મશ્કરી–બીજી કઇ હોઇ શકે ?

આપણે સૌ જ મહાન થવા સર્જાયા છીએ મહત્તા કોઇ અદ્ભુત દેશની પરી બનો પાંખો ફફડાવતી નથી આવતી, પણ આપણા હાથમા જ એ છે આપણે કરી શકીએ એવું ઘણુ છે જે માણસ માગમા શક્તિ નથી, કહી રડવા બેસે છે એ તેના સર્જનહાર ઈશ્વરને દુઃખ પહોચાડવા સિવાય બીજું કશુ નથી કરતો. આપણી મહત્તાના માર્ગે કદાચ લોકોની તાળીઓના અવાજ નહિ હોય, કોઇ ચિરંજીવ મહાકાવ્યના શ્લોક નહિ હોય, કોઇ જગવિજેતાના યશસ્વી ઘોડાના ડાબના નહિ હોય, પણ એક સાચા માનવીના હૃદયનું ગૌરવ હશે, આત્મનિષ્ઠા હશે ને આપણે જે ધરતી પર ઊભા રહ્યા છીએ તેનુ શક્તિ પ્રમાણે, ઋણ મને કલ્યાણ કર્યાની સંતોષરેખા હશે

( " કુમાર "માંથી ) —' પૂર્ણિમાયન મિત્ર '

# ગ્રામ–પુનર્રચના

અણુબોમ્બે આપણને સૌને જાગ્રત કર્યા છે. મહાન વિનાશક શક્તિ તરીકે એ વિજ્ઞાનની વસ્તુ છે, એ વાત સમજાઇ ગઇ છે પરંતુ જે એને સર્જે છે એના કરતા એ વધુ મહાન નથી એટલે કે વ્યક્તિ કરતા વિજ્ઞાન વધારે મહાન નથી એટલા માટે આપણે સામાજિક રચનામાં એવા ફેરફાર કરવા જોઇએ કે જેથી દરેક વ્યક્તિમા રહેલ સુંદર અંશનો વધુ ને વધુ વિકાસ થાય તો જ અણુબોમ્બ છતા–આપણે એક સુખી સ્વસ્થ શાંત દુનિયા જોઇ શકીએ આ વસ્તુસ્થિતિ શક્ય બનાવવા માટે ગ્રામજીવનની પુનર્રચના એ અત્યારની દુનિયાનો મહાન પ્રશ્ન છે

ઔદ્યોગિક શહેરના વિકાસની પાછળ દુનિયા આંધળિયાં કરી રહી હતી વધુ ઉદ્યોગ, વધુ ઉત્પાદન, વધુ વ્યાપાર, વધુ પ્રવૃત્તિ–અને એ સઘળાના પરિણામરૂપે વધુ યુદ્ધ–એ એક વખતનો દુનિયાનો કાર્યક્રમ હતો. આજે એમા પલટો આવ્યો છે–ને પલટો આવેલો ન દેખાતો હોય તો એને આવ્યા વિના છૂટકો નથી ઔદ્યોગિક શહેરને અહીં–શહેરના તમામ સાધન ને સાધના ધરાવનારા, પામેલ સેના નાનકડા ગામડાંઓ સ્થાપ ને એ ગામડાંઓ શહેરની સમરૂ ધરાવના ( ના શહેરી જીવનનાં કુત્સિત અંગો ન ધરાવે, એ હવે પછીની ગ્રામરચનાનું પ્રધાન લક્ષ રહેવું જોઇએ અત્યારે શહેરો–મોજ મઝેલા શરીર જેવાં સુખમ ને શક્તિહીન છે ગામડાં, માંદા પડેલા રૂગ્ણ શરીર જેવાં અશક્ત ને અપંગ છે. શહેરો પોતાની મેળે ચાલી શકતાં નથી. ગામડાં પોતાની મેળે જોઈ શકતાં નથી શહેરોની ધમાલ નજરે

ચડે છે, ગામડામા કુથની મળે છે શહેરોમા ભપકો ને વિલાસ છે, ગામડામા ધૂળ, અપગતા, તૃષ્ણા, અને ઈર્ષા છે ગ્રામજીવનની પુનર્રચના કરનારો એની ખેતી અને ખેતીને લગતા સામાન્ય ઉદ્યોગો—અને એ તમામ ઉદ્યોગોનુ વિજ્ઞાનીકરણ, એના ઉપર જેટલુ ધ્યાન કેન્દ્રિત કરશે, તેટલુ જ એ ગ્રામને નવીન બનાવી શકશે. ગામડાઓમા તમે કોઈ પણ વાતનો ઝપાટાબધ પ્રચાર કરી શકો. કેવળ એટલા પ્રચારમાત્રથી ગામડા સરજી શકાતાં નથી એને માટે તો આપણી પ્રાચીન પરંપરાના તલસ્પર્શી અભ્યાસની ને એ પરપરાના સદ્દશને તો સમજીને રાખી લેવાની શક્તિ ઉત્પન્ન કરવી જોઈએ એ શક્તિને જાગ્રત કરવા માટે અત્યારના તમામ સાધનો પણ ઓછા પડશે કારણ કે શક્તિ ત્યા છે પણ એના ઉપર જે થર બાઝયા છે તે ઉખેડતા જતા—મૂળતત્ત્વો પણ, અણઘડ ગ્રામસેવકને હાથે કે અણઘડ રાજકીય પ્રચારકને હાથે, ઊખડી જવાનો ને એ રીતે સર્જનાત્મક રચના કરતા તો વધારે વિનાશ થવાનો સભવ છે. એવુ પણ બને કે અત્યારે આ વસ્તુ ન જ સમજાય, છતા સમય જતા એનુ કડુ પરિણામ તો ત્યા દેખાય એટલા માટે ખરી અગત્ય તો એ છે કે એ આખા કાર્યક્રમને અસાધારણ કુશળતાથી, વૈજ્ઞાનિક રીતે, આર્થિક રીતે, સામાજિક રીતે ને ધાર્મિક રીતે પણ, અભ્યાસના વિષય તરીકે ને ક્રૂરમા ક્રૂર ટીકાઓ સામેથી માગીને પણ, દિવસોના દિવસો સુધી સતત પરિશ્રમ કરીને ઘડવાનો પ્રયત્ન થવો જોઈએ. ઉદાહરણતરીકે ગામડામા કોઈ પણ દિવસ આધુનિક શિક્ષણ લીધેલા કારકુનો 'બેકીંગ'નો પ્રશ્ન ઉકેલી નહિ શકે એને માટે તો દરેક ગામડામા પરપરાથી જે વ્યાજ ખાનારો માણસ બેઠો છે—ને જે માણસે છેલ્લા થોડા વર્ષોમા ગામડાને ઉજ્જડ કર્યાં છે—એ જ માણસને અથવા એવા માણસને ધીરજ અને શાતિથી, પ્રેમથી, બને તો ધાર્મિક વાતાવરણ સરજાવીને ને શક્ય તેટલા રાજકીય બધનો ઘડીને પણ—એના કાર્યક્રમમા નવુ રૂપ અપનાવી લેવા સમજાવવો પડશે જે પ્રશ્નો ગામડામા હતા જ નહિ—એવા નવા પ્રશ્નો પણ આવશે આ સઘળા પ્રશ્નોને છણવા માટે સાહિત્ય, રાજકારણ, સિનેમા, રેડિયો, પ્રદર્શન, મેળાવડા, શિક્ષણ, પુસ્તકપ્રવૃત્તિ ને બીજી અનેક વસ્તુઓ કરવી પડશે. એ આખા કાર્યક્રમને અમુક વર્ષોમા ને અમુક પ્રદેશમા વહેચી લેવો પડશે. અને તે છતા અસખ્ય માણસો આ આખા કાર્યક્રમને સમજવાનો ને એ કાર્યક્રમને સફળ બનાવવા માટે પોતાની તમામ શક્તિનો વ્યય કરવાનો સકલ્પ ન કરે, ત્યાં સુધી એ સફળ ન જ થાય એવુ પણ બને કે કેટલાક કાર્યક્રમો તો કેવળ સેવાભાવી વ્યક્તિઓ જ કરી શકે એમા રાજસત્તા—પછી તે ગમે તેના હાથમાં હોય—ડખલ કરે એ અસહ્ય ગણાવી જોઈએ પ્રૌઢશિક્ષણનો કાર્યક્રમ એવો છે અંગ્રેજોએ શિક્ષણને રાજસત્તાનુ ગુલામીપદ આપ્યુ પણ સાચી રાજસત્તાએ, જેમ ન્યાયમા તેમ શિક્ષણમા, માથુ મારવું યોગ્ય નથી કોઈ પણ 'ગમરાજ' પ્રૌઢશિક્ષણનો પ્રયોગ કરતા, પોતાના ગામડામા સાચુ રામરાજ શી રીતે આવી શકે એ સમજાવવાનુ જોખમ નહિ વહોરે. એ તો એટલુ જ ઇચ્છે કે અત્યાર સુધી એની પ્રજા અભણ હતી ને અણઘડ રીતે એને નમતી હવે એ અક્ષરજ્ઞાન ભને મેળવે, પણ એ સત્તાને નમતી ભજતી તો રહે જ એ પ્રૌઢશિક્ષણમા કોઈ દિવસ એમ કહી ન શકે કે "રાજા ખરાબ હોય તો એને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકવાનો પ્રજાને હક્ક છે" આ દષ્ટિએ જોતા પ્રૌઢશિક્ષણના વર્ગો ચલાવનારી રાજસત્તા એ નવીન રચનાના કાર્યક્રમમા હસ્તક્ષેપ કરે છે એમ જ કહેવાય. એનો

હેતુ ભલે ગમે તેટલો સારો હોય તો પણ એ સારો રહેવા વિષેની કુશંકા અસ્થાને નથી. પ્રૌઢશિક્ષણ એ લોકસેવકોનો જ પ્રશ્ન રહેવો જોઈએ.

ગ્રામપુનર્રચનામા શિક્ષણ, આરોગ્ય, ઉદ્યોગીકરણ અને વસ્તુઓની વૈજ્ઞાનિક સમજ—એ મુખ્ય અગો થઈ શકે. એનુ રચનાત્મક અગ આપણા સમાજને અનુરૂપ એવુ જ રહેવુ જોઈએ અને જે સામાજિક દોષોને લીધે પ્રગતિ અટકે છે તે તમામ દોષોને, કુશળ વૈદ્ય કરે છે તેમ, નિદાન કરીને, કકડે કકડે કાઢી નાખવા માટે, વાતાવરણની સજાવટ ઉપર ઘણો આધાર રાખવો ઘટે આને માટે તો નિત્ય ને નૈમિત્તિક એવી વ્યવહારુ અનેક રચનાઓ કરવી પડે.

આપણે વિશેષ કાંઈ નહિ તો આટલુ તો કરીએ. ગ્રામપુનર્રચનાનો પ્રશ્ન આવે તે પહેલા ગામડાના તમામે તમામ પ્રશ્નોનો એક સગ્રહ તો કરીએ એ પ્રશ્નોનો સગ્રહ જ બતાવી આપશે કે આપણી ઊંચામા ઊંચી શક્તિઓ પણ—હજી તો ગામડાના પ્રશ્નો સમજવામા જ—અણઘડ ને અવ્યવહારુ જણાશે એ વખતે જ ખબર પડશે કે આપણા અત્યારના શિક્ષણે એક એવો તો મહાન સમુદ્ર—આપણી પ્રાદેશિક એકતામા પણ સર્જ્યો છે કે આપણે સૌ પોતપોતાના બેટમા રહી શકીએ એવા આળા ને કઢગા બની ગયા છીએ
જનતાજનાર્દનને સમજવા માટે આપણો પહેલો પ્રયત્ન નહિ હોય તો આવા રાજકીય વાતાવરણમાં જે અનિવાર્ય પરિણામ આવે તે એ જ આવવાનુ કે જનતાને સમજવાનો પ્રયત્ન ન કરતા, સૌ એને સમજાવવાનો પ્રયત્ન કરશે અને એના જેવી ગ્રામ પુનર્રચનાની બીજી કોઈ પણ અણઘડ શરૂઆત નહિ હોય.

આપણે આપણી નવી સસ્કૃતિનો ધ્વજ ગ્રામ-પુનર્રચનામા મોખરે રાખવા માગીએ છીએ એ કુદરતી જ છે, પણ આપણી પોતાની સસ્કૃતિની શ્રેષ્ઠતાનો દાવો આપણે સિદ્ધ કરવો હોય તો આપણે એ કેવળ નિષ્ક્રિયતાને આધારે સિદ્ધ કરી જ ન શકીએ. આપણે પણ વિજ્ઞાનને અપનાવીએ છીએ—માત્ર એ વિજ્ઞાનને જગલી જરૂરિયાતોનુ દાસ બનાવવામા આવ્યુ. એવુ દાસત્વ એને ન મળે એ જોવાનુ કામ આપણે કરવાનુ છે આપણી સસ્કૃતિનો આટલો જ દાવો હોઈ શકે જૂનવાણી તમામ સાધનોનો ઉપયોગ—એટલે ગ્રામ-પુનર્રચના, એવી અણઘડ ને એકપક્ષી સમજ આપણને યુગબળની સામે ટકવાનુ પણ સામર્થ્ય નહિ આપે. આપણે—આપણા નાનામા નાના ગામડે પણ નવી દૃષ્ટિની તાલીમ લેવી જ રહી એ પોતાના બાપદાદાના હળ જેવી તેવી જ રીતે હજી વાપર્યા કરે અને તમામ વૈજ્ઞાનિક મદદનો ઇનકાર કરીને પોતાનુ સ્વત્વ જાળવી શકે, એવી મોહક જણાતી સારી રીતથી, ગામડુ પુનર્રચના પામશે એ ખ્યાલ અવૈજ્ઞાનિક ને અણઘડ છે. ગ્રામપુનર્રચના માટે તમામ આધુનિક સાધનો વાપરવા જ પડશે એ આધુનિક સાધનો સરજવા માટેની વૈજ્ઞાનિક મનોવૃત્તિ પણ ગામડાએ કેળવવી પડશે અને વિજ્ઞાનનો તિરસ્કાર કરવાથી જ ગ્રામ રચી શકાશે એ મનોદશા છોડી દેવી પડશે જૂના ખ્યાલો ઉપર નહિ, તેમ જ નવા ખ્યાલોના પોપટિયા અનુકરણમા નહિ—એવી એક સમન્વયી પૂર્વભૂમિકા રચવાનો સમય હવે આવ્યો છે. તો જ ગ્રામ-પુનર્રચના શક્ય બનશે

# મહારાષ્ટ્રનું કાશ્મીર–ગોવા

મહારાષ્ટ્રની સુદૂર દક્ષિણે, અરબી સમુદ્રને કિનારે આવેલા પોર્તુગીઝ સરકારના હિંદુસ્તાની સંસ્થાન ગોવામા પ્રવેશતા વેત જ ભાષા, વાતાવરણ, અધિકારીઓના પોષાક, નામના પાટિયા આદિ ઉપરથી આપણે કોઇ નવા જ શાસનાધિકારવાળા પ્રદેશમા આવી પહોંચ્યા છીએ એ સમજતા જરીયે વાર લાગતી નથી

ગોવા ત્યાના કુદરતી સૌન્દર્યને માટે પ્રસિદ્ધ છે. દક્ષિણોત્તર ૬૫ માઇલ અને પૂર્વ–પશ્ચિમ ૩૭ માઇલના આ નાના પ્રદેશને નિસર્ગદેવતાએ સુન્દરતા અને રમણીયતા છૂટે હાથે પ્રદાન કરી છે પશ્ચિમઘાટના ઊચા ઊચા પહાડ પોતાના શિર ઉન્નત રાખી સામેના વિશાળ અરબી સમુદ્ર ભણી સ્નેહભાવે જોઇ રહે છે, વચ્ચે વચ્ચે વહેતા નાના નિર્મળ ઝરણા આસપાસની શોભાને કયાક અધિક મનોહર બનાવી મૂકે છે જ્યા ત્યા નારિયેળ, સોપારી, તાડ, કાજૂ, ખજૂર, આબા ઇત્યાદિ ફળઝાડ એટલા પ્રમાણમા છે કે સરકારી આવકનુ આ એક ખાસ સાધન થઇ પડેલ છે અહીં પશ્ચિમઘાટ અને અરબી સમુદ્ર વચ્ચેનું અતર વધુમા વધુ ૩૦–૩૫ માઇલ છે કયાક કયાક નાની નાની ડુગરમાળ સમુદ્રની અદર પણ ઘૂસી ગઇ છે નજીકના પહાડોમાથી નીકળી ચારપાચ નદીઓ પોતાની અનેક ધારાઓ વિખેરતી સમુદ્રને જઇ મળે છે પોતાની સખીઓ સાથે પિયેરથી નીકળેલી આ જલકન્યાઓ સાગરને મળવાના ઉત્સાહમા આખા ય ગોવાને પોતાના આનદ ઉલ્લાસમા સમ્મિલિત કરી લે છે એક ગામથી બીજે ગામ જતા એકાદ બે વાર તો હોડીમા બેસવુ જ પડે સમુદ્રતટ, અસખ્ય નિર્ઝરણા, અને લીલાકુજાર વૃક્ષો, વેલીઓથી ખચિત પહાડો આ બધા પરસ્પર નિકટ આવી જતા આ નાનો અમથો પ્રદેશ અનુપમ સુદર બની ગયો છે રુક્ષ અને પહાડી પ્રદેશમા વસતા મરાઠાઓએ પાડોશના નિસર્ગરમ્ય ગોવાને મહારાષ્ટ્રનુ કાશ્મીર કહ્યુ હોય તો એમા નવાઇયે શી ?

પૂનાથી ધારવાડ–હુબળી જતા રસ્તામા લોંઢા સ્ટેશન આવે છે. ગોવા જવા માટે અહીંથી ગાડી બદલવી પડે છે એમ એસ એમ. રેલવેની આ શાખા ઠેઠ મુરગાવ બદર સુધી પહોચી ગઇ છે આખા ગોવામા આ એક માત્ર રેલવે માર્ગ છે, જેની લંબાઇ ગોવા રાજ્યના વિસ્તાર ભીતરે તો માત્ર ૫૦ માઇલ જ છે. બાકીના પ્રદેશમા મોટર, સ્ટીમબોટ કે હોડીમા જવુ પડે છે ગોવા જવા માટે મુબઇથી બોટ પણ મળે છે લોંઢાથી નીકળીને કેસલરોક સ્ટેશન બ્રિટિશ સીમાનુ છેલ્લુ સ્ટેશન ગાડી પ્લેટફોર્મ પર પહોચતા જ કસ્ટમ અધિકારીઓ બધા ડબ્બાને તાળા લગાવી દે અને પ્રત્યેક મુસાફરનો સામાન તપાસાય. એમની દૃષ્ટિએ જે ચીજો વાધાભરેલી લાગે એ ત્યાં રાખી લેવામા આવે. કોરુ કાપડ, ગ્રામોફોન રેકર્ડઝ, લખેલા પત્રો, ન વપરાયેલી વસ્તુઓ આદિ બ્રિટિશ સીમા બહાર લઇ જવાની મનાઇ છે. રૂા ૧૦૦) થી વધારે રકમ લઇ જવાની ય કોઇને છૂટ નહિ । પ્લેટફોર્મ પર કેટલાય મોટા મોટા ટેબલ રાખેલાં હોય છે. આના ઉપર જ બધી વસ્તુઓ તપાસ માટે મૂકવામાં આવે છે એટલે જોનારને ઘડીભર તો નાનાશા પ્રદર્શનનો જ ખ્યાલ આવે. ગ્રામોફોન, હાર્મોનિયમ અને બીજા વાજિંત્રો વાગતા હોય એટલે મુસાફરોને પૂરતુ મનોરંજન

પણ સહેજે મળી રહે છે કસ્ટમની આકરી તપાસથી કોઇને નાહક હેરાન પરેશાન થવુ પડે છે, તો કેટલાકને વળી એમાથી જ રમૂજ પણ સાપડી જાય છે.

કેસલરોક વટાવ્યા બાદ ગાડી ઢોળાવે ઊતરતી ચાલે છે અહીંથી દસ માઇલને અતરે બીજુ મોટુ સ્ટેશન કોલેમ છે, જે ૧૩૦૦ ફીટ નીચાણમા છે. સમુદ્રની સપાટીથી આની ઊંચાઇ માત્ર ૨૩૮ ફીટ છે કોલેમ જતા ગોવાનું પ્રાકૃતિક સૌન્દર્ય જોવા મળે છે એક કોર આકાશ સાથે સ્પર્ધા કરતા ઉન્નત ગિરિશૃંગો, તો બીજી કોર આખે અધારા આવે એટલી ઊંડી ખીણો. પહાડોની આસપાસ ગોળાકારે ઘૂમતી, પહાડી પૂલો ઓળગતી, અધારાં બોગદાં વીંધતી ગાડી આગળ ને આગળ વધ્યે જાય છે કયારેક દૂર સુદૂરમા મહેરામણની શ્વેત આભા નજરે પડે છે તો કયારેક વળી કાળમીંઢ શિલાઓ દૃષ્ટિ આવરી લે છે. અડધોએક માર્ગ વટાવીને ગાડી દૂધસાગર સ્ટેશને પહોચે છે અહીં કઇક પડયા કરતું હોવાનો નિનાદ કાનમા ગુંજ્યા જ કરે છે આ સ્ટેશન છોડતાં જ ગાડી એક અધારી સુરંગમા થઇને બહાર નીકળે છે અને ડાબી બાજુએ પાસે જ દૂધસાગરનો વિખ્યાત અને મનોહર જળધોધ નજરે પડે છે. અહીં લગભગ ૨૦૦ મીટરની ઊંચાઇએથી પાણી પડે છે આ પ્રચડ સ્રોત આટલી ઊંચાઇએથી પડવાને કારણે દૂધ જેવો સફેદ અને ફેનિલ દેખાય છે, આથી જ એનુ નામ દૂધસાગર પડયુ છે સૃષ્ટિના આ હૃદય-સ્રોતને આખો ભરીને જોઇએ ન જોઇએ ત્યા તો ગાડી બીજી સુરગમા ઘૂસીને નિરાશ કરી દે છે. મનમા થાય છે કે મનુષ્યની યાત્રિક સસ્કૃતિએ નિસર્ગનુ દર્શન કરાવવાનુ શ્રેય અવશ્ય દીધું, પરતુ એની સાથે સવાદિતા સાધતા રોકયા ય ખરા નિસર્ગની અખડ અને અક્ષમ્ય સસ્કૃતિને પારખવાની રસિકતા માનવની નાશકારી કૃત્રિમ સસ્કૃતિમા કયા છે ? ગાડી આગળ ને આગળ ધપ્યે જાય છે નાળિયેર, તાડ, સોપારી આદિ વૃક્ષો નીચેની ઘાટીઓમા દૂર સુધી ફેલાયેલા દેખાય છે આ ઉપવનોમા વહેતી નાની નાની નદીઓ નાના નાના મત્સ્યોને સ્વચ્છદ વિહાર કરવા દે છે પાણીની સપાટી પર પડતા હલેસાના થપ્થપ્ અવાજ અને માછીમારોનાં ગ્રામીણ લોકસગીતના મસ્ત સ્વર જગતના એક છેડાથી બીજા છેડા સુધી ગુજી રહે છે અહીં થોભી જઇને પ્રકૃતિની અનુપમ શોભા નીરખવા આખો વ્યાકુળ બની જાય છે, પરતુ ગાડીને ફુરસદ જ કયા છે ? એ તો પોતાની તેજ ઝડપે પ્રકૃતિમાતાની ગોદથી સૌને દૂર ખેચી લઇ જાય છે અને આખરે પોર્ટુગાલ સરકારના કોલેમ સ્ટેશને પહોચ્યે જ જપે છે

અહીં પોર્ટુગાલ સરકારની કસ્ટમ ઑફિસ છે કેસલ રોકવાળુ નાટક અહીં ફરી એક વાર ભજવાય છે ગજ્યમા કોઇપણ પ્રકારના રોગ ઘૂસવા ન પામે એ માટે સરકાર પૂરતી તકેદારી રાખે છે. મુસાફરોને ડોકટરી તપાસના ભોગ થવુ પડે છે આ તપાસ પણ કોઇ બારે અનોખા ઢગની છે એજીનથી માડીને ગાર્ડના ડબ્બા સુધી માત્ર બારી કને બેઠેલા મુસાફરોની નાડ જોઇને સરકારી ડૉકટર એક આટામા તપાસ કરી લે છે ! અહીંથી અગ્રેજીનુ પ્રભુત્વ સમાપ્ત થાય છે અધિકારીઓની પોર્ટુગીઝ ભાષા કાને પડે છે સામાન્ય લોકો કોકણીમા બોલે છે કોલેમથી આગળ આશરે ૩૮ માઇલ ઉપર મુરગાવ બદર રેલવેનુ ટર્મિનસ છે

• કલકત્તા મુંબઈના સહેલાણીઓને ગોવા શહેર જોઈ નિરાશા જ સાંપડે. અહીં વારકો દા ગામા, પણ્જીમ કે નોવા ગોવા, અને મડગાવ આટલા જ શહેરો છે, જેમની વસ્તી ૨૫-૩૦ હજારથી વધુ નહિ હોય. ગોવાનું આકર્ષણ એના શહેરોમાં નહિ પરંતુ પ્રકૃતિની ગોદમાં વસેલા નાના નાના ગામડાઓમાં વિશેષ છે. જુવારી નદીના મુખ ઉપર વસેલું વારકો દા ગામા સુંદર શહેર અને બંદર છે મુગ્ગાવ જતી ટ્રેન અહીં થઈને આગળ જાય છે આવજાની સુવિધાને લીધે વિદેશ સાથેના વેપારનું આ પ્રધાન કેન્દ્ર બની ગયું છે. વારકોમાં જૂનો કિલ્લો છે, જેના ઉપરથી આસપાસની શોભા સુંદર દેખાય છે.

પણ્જી ગોવાની રાજધાની છે. અહીંથી ૫-૬ માઈલ છેટે પ્રાચીન રાજધાની છે, જે ૧૭૧૯ માં પ્લેગને લીધે ઉજ્જડ થઈ ગઈ હતી ત્યારથી પોર્ટુગાલ સરકારે પણ્જીને રાજધાની બનાવી દીધું અહીં ગવર્નરની ઑફિસ અને સેક્રેટરીએટ છે. રાજધાની હોવાથી એ શિક્ષિત સમાજનું કેન્દ્ર બની ગયેલ છે શહેરની વચ્ચોવચ એક ટેકરા પર વિશ્વવિદ્યાલય છે-જેનું નામ છે ' અફોસ દ અનબુકર્ક સેંટ્રલ લિસેવ ' નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓને માટે મેટ્રિકની પરીક્ષા સુધી પોર્ટુગીઝ, ફ્રેન્ચ, લેટિન અને અંગ્રેજીનું જ્ઞાન અનિવાર્ય કરી દીધું છે.

અહીંથી પાંચ ૭ માઈલ દૂર પુરાણું ગોવા છે, જે પ્રાચીન કાળમાં રાજધાનીનું શહેર હતું. ઇ સ ૧૫૧૦ માં આજ સ્થાન ઉપર પહેલવહેલા અલબુકર્કે પોતાની ફોજ સાથે આક્રમણ કર્યું હતું પ્રાચીનકાળમાં એની આબાદી ત્રણ-ચાર લાખની હતી અને પોર્ટુગાલ લિસ્બન નગરથી આ કોઈ વાતે ઊતરતું નોંતું આજ એ તદ્દન વેરાન થઈ ગયું છે ત્રણચાર ભવ્ય ગિરજાઘર અને પાદરીઓની વસ્તી સિવાય અહીં બીજું કશું નથી. ગિરજાઘર અવશ્ય જોવા જેવા છે આમાંના એકમાં પ્રખ્યાત સેન્ટ ઝેવિયરનું મૃત શરીર સોના-ચાંદીના પટારામાં રાખ્યું છે

મડગાંવ રેલ્વે સ્ટેશન છે અહીં નાના નાના સુંદર બંગલા છે એક રીતે હિંદુઓનું પ્રધાન કેન્દ્ર કહી શકાય.

ગોવાની કુલ વસ્તી દસ લાખથી વધારે નથી એમાં અધઝાઝેરા ઇસાઈ અને બાકીના હિન્દુ છે મુસલમાનોની સંખ્યા માંડ આઠેક હજાર હશે ગોવાવાસીઓને ચાર વર્ગમાં વહેંચવામાં આવ્યા છે (૧) 'કાસ્તીસ' અથવા અહીં આવીને સ્થાયી રૂપે રહેતા યુરોપીય લોકો, (૨) 'નિસ્તીસ' અર્થાત્ યુરોપીય અને હિંદુસ્તાનીઓની મિશ્ર સંતતિ, (૩) 'કાનારી' એટલે ઇસાઈ બનાવાયેલા-વટલાયેલા-લોક, અને (૪) 'જેંતિવ' એટલે હિંદુ સરકારી ઑફિસો અને મોટા મોટા હોદ્દા 'કાસ્તીસ' અને 'નિસ્તીસ' લોકોની નિમણુક કરવામાં એમના પછી 'કાનારી' લોકો ભરતી કરવામાં આવે છે હિંદુ-મુસલમાનોના તો અહીં ભાવે નથી પૂછાતા.

આખા ગોવામાં ઇસાઈઓનો ભારે દાક છે સત્તા અને સંખ્યાના બળે એમની ધાક જામી ગઈ છે. ઇસાઈઓની આટલી મોટી સંખ્યા હોવાનાં કેટલાય કારણો છે, જે જાણવા માટે ઇતિહાસના કાળા પાના ઉથલાવવા પડશે મુસલમાનો દ્વારા હિંદુઓ ઉપર કરવામાં

આવેલા અત્યાચારો તો બધા લોકો જાણે છે પરંતુ ગોવાના પાદરીઓ અને ઇસાઇ ધર્મ-પ્રચારકોનો ઇતિહાસ સફેદ ચામડીવાળા સંગદિલ ગોરાઓ દ્વારા થયેલા અત્યાચારોનો સાક્ષી છે. ધર્મપ્રચારને નામે આ લોકોએ હિંદુસ્તાનના આ ખૂણામાં ઓછી અમાનુષિકતા નથી વર્તાવી એ કરુણ કહાણી વાચતા દિલ પીગળી જાય છે. હિંદુ દેવતાઓ અને તહેવારોની તુચ્છતા બતાવવા માટે આજે પણ અહીં બ્યગ ચિત્રો બતાવાય છે અને દેવતાઓના વેશ વાટેવાટે ફેરવવામાં આવે છે.-જો કે આ પ્રવૃત્તિ દહાડેદિવસે ઓછી થતી જાય છે ખરી

ઇસાઇઓની રહેણીકરણી, ખાનપાન, પોશાક આદિ બધુય યુરોપીય ઢંગનુ છે. જો કે ભણેલાગણેલા લોકો પોર્ટુગીઝ અને અંગ્રેજી ભાષામા અધિકાધિક વ્યવહાર કરવા લાગ્યા છે છતા ય આમજનતાની ભાષા કોંકણી જ છે આ બદલ એમને ગર્વ પણ છે. આમ તો આખા ગોવાની ભાષા કોંકણી છે અને સાંસ્કૃતિક ભાષા મરાઠી મનાય છે પરંતુ ઇસાઇ લોકોની ભાષાનિષ્ઠામા ભારે રસાકસી છે. તેઓ પોર્ટુગીઝ કે ફ્રેન્ચને સાંસ્કૃતિક, અને કોંકણીને માતૃભાષા માને છે એમની દષ્ટિએ મરાઠી માત્ર હિંદુઓની ભાષા છે. આ કારણને લીધે પોર્ટુગીઝ ગોવાની નિશાળોમા મરાઠી ભાષાનુ શિક્ષણ ફરજિયાત નથી. શિક્ષણનુ માધ્યમ પોર્ચુગીઝ અને ફ્રેન્ચ છે ઇસાઇઓના ભાષાસંબંધી ભાવ અને મનોવૃત્તિ પ્રત્યેક વાતમા પ્રગટ થાય છે. એમના ગીતોની ભાષા કોંકણી અને તર્જ યુરોપીય ઢંગની હોય છે કોંકણી લખવા માટે તેઓ નાગરીને સ્થાને રોમન લિપિનો ઉપયોગ કરે છે કોઇ ઇસાઇને દૂરથી ગાતો સાભળીએ તો એમ જ લાગે કે કોઇ યુરોપીય ગાઇ રહ્યો છે પાસે પહોચતા ભાષા અને તર્જનો અજબ સંગમ જોવા મળે છે. તહેવારોના દિવસોમા આ લોકો રસ્તાના મોટા મોટા ચબૂતરા ઉપર પશ્ચિમી ઢંગના નાચ (બૉલ) નાચતા દેખાય છે રંગ અને ભાષા સિવાયની બધી બાબતમા તેઓ પાશ્ચાત્ય બની ગયા છે.

મધ્યમ કદ, દૂબળા પાતળા, સીધુ નાક, મોટી મોટી સતેજ આખો, કાળા–શામળા, હસમુખા અને આનંદી ગોવાના લોકો સુંદરતા અને કલા–પ્રિયતાને માટે પ્રસિદ્ધ છે. પ્રકૃતિની મનોહારિતા અને સાદાઇ એમના વ્યવહારમા પણ પ્રતિબિંબિત થાય છે પાશ્ચાત્ય ઢંગનુ પાકશાસ્ત્ર, યુરોપીય સંગીત અને વાદનકલા, દરજીકામ, ચામડાની વસ્તુઓ ઇત્યાદિને માટે ગોવાવાસીઓ ખ્યાતનામા છે. યુરોપીયનોને ત્યા રસોઇયા અને સંગીતશિક્ષક ઘણુ ખરુ આ આ લોકો જ મળશે આ કળાઓમા ગોવાનુ નામ યુરોપમા પણ સુપ્રસિદ્ધ છે

હિંદુસ્તાની સંગીતના જાણકારોની પણ અહીં અછત નથી કેટલાક વર્ષો પહેલા સુધી અહીં દેવદાસીઓની પ્રથા પ્રચલિત હતી, જેમા દીકરીઓને દેવતાની સેવામા અર્પણ કરવી એ પુણ્ય મનાતુ હતુ. અવિવાહિત રહીને મંદિરોમા ભગવાનની સેવામા એમને આખુ ય જીવન વીતાવવુ પડતુ'તુ ભગવાનના ચરણોમા કાળજાના ટુકડા રાખનારની ધાર્મિક અંધશ્રદ્ધા સમાજના તથા કહેવાતા શિષ્ટોની વાસના, આવી સ્ત્રીઓની વધતી જતી સંખ્યા અને શરીરની પ્રાકૃતિક પુકાર–આ બધાનુ આખરી પરિણામ આ જ આવ્યુ કે દેવદાસીઓએ સંગીત–નૃત્યનો ધંધો અપનાવીને ધનિકોનો આશ્રય લીધો આ પ્રથા બંધ પડયે ઠીક સમય વહી ગયો છે, છતા અહીં દેવદાસીઓની સંતતિથી અલગ સમાજ બની ગયો છે. આ 'ગાયક' સમાજના નામથી પ્રખ્યાત છે દક્ષિણના કેટલાય સારા સારા કલાકારો આ જ સમાજના છે.

. અહીંના લોકોનો મુખ્ય ખોરાક ભાત અને માછલી છે ચોખા પૂરતા પ્રમાણમા ઊગે છે. આમ તો રવી અને ખરીફ બને પાક લણાય છે. આ સિવાય બટાટા કંદ, તરબૂચ અને કાદાની પણ ખેતી થાય છે. ગોવાભરમા સોપારી, નારિયેળ, કેરી, કાજૂ અને અખરોટની અછત નથી. દર વર્ષે પાચ કરોડથી વધુ નારિયેળ અને દોઢ કરોડથી વધુ કેરી ગોવાથી નિકાસ કરવામા આવે છે. સમુદ્રના પાણીથી મીઠું પણ બને છે દરવર્ષે આશરે દોઢ કરોડ મણ મીઠુ બહાર મોકલવામા આવે છે ગોવાના હાફૂસ ( આલ્ફાઝો ) ખાસ મશહૂર છે.

ગોવામાં હિંદુઓના કેટલાંક મંદિરો જોવા જેવા છે, જેમા સૌથી પ્રસિદ્ધ મંગેશ, રામનાથ, શાંતાદુર્ગ આદિ છે ×

—મોહન ઠક્કર

# કેટલાક વિદેશી લેખકોની વિચિત્રતાઓ

શેકસપીઅરને કીર્તિ અને મોટાઈ મેળવવા રગભૂમિ એ યોગ્ય વાહન લાગ્યુ. પ્રથમ તો તેને નાટકશાળામા જોવા આવનાર પ્રેક્ષકોના ઘોડા સભાળવાનુ કામ મળ્યુ. તેમા તેણે એટલી બધી ચાલાકી બતાવી કે તેને દ્વારપાળ બનાવાયો ત્યા તે નટો અને પ્રેક્ષકોનો માનીતો થઈ પડયો પછી તે પોતે રગભૂમિનો નટ અને નાટ્યકાર બની ગયો

* * *

પ્રસિદ્ધ પદાર્થશાસ્ત્રી 'બફન' ને સવારના બહુ મોડા ઉઠવાની ટેવ હતી. આથી તેના બાહોશ નોકરે તેને વહેલા ઉઠવાની ટેવ પડાવી આથી બફનને ઘણો ફાયદો થયો. શરીરમા સ્ફૂર્તિ આવી અને સાહિત્ય સબધી વિચારો ઝટપટ આવવા લાગ્યા એક પુસ્તકમા બફન લખે છે " જો મારા નોકરે–જોસેફે–પ્રભાતમા પથારીત્યાગ કરવાની ટેવ ન પાડી હોત તો હું આજે વાચકો સમક્ષ પદાર્થજ્ઞાન વિષેના મારા પુસ્તકો રજૂ કરી શકયો ન હોત !"

* * *

' કવિ બ્લુમ્સ ફિલ્ડે ' રચેલી કવિતા " ફાર્મર્સ બોય " (ખેડૂતનો છોકરો ), બીજા મોચીઓની સાથે જોડા સીવતાં સીવતા કાગળ ઉપર એક પણ અક્ષર પાડયા સિવાય બનાવી, તપાસી અને છેવટે સુધારી હતી મોચી કવિ બ્લુમ્સ ફિલ્ડ કાવ્ય મોઢે જ રચી શકતો. જો કોઇ વખતે કવિતામા વધુ શબ્દો ઉમેરવાની જરૂર લાગે તો જોડા ઉપર લખી લેતો

* * *

'સર વૉલ્ટર સ્કૉટ'ને રાત્રે એક વાગ્યે ઘોડા ઉપર ફરવા જવાનો ને રાત્રિના દૃશ્યોનું નિરીક્ષણ કરવાનો ભારે શોખ હતો. સ્કોટલેન્ડની પોલિસે રાત્રિના ઘણી વાર તેને ચોર કે ડાકુ ધારીને પકડેલો પણ ખરો.

જોન મિલ્ટન જ્યારે કાવ્ય રચવા બેસતો, ત્યારે પોતાના મગજમા કવિતા રચવાનો જુસ્સો પેદા કરવા માટે પ્રથમ એકાદ સગીતશાસ્ત્રી પાસે ગાયન સાભળવા બેસતો. તેની પાસે કેટલાક વિખ્યાત સગીતકારો પણ હતા

* * *

શેલીને હોડીમાં બેસીને ફરવા જવાનો ભારે શોખ હતો. તેને તેના એક સાહિત્યપ્રેમી મિત્રે પૂછયું કે ' તમારા જેવી સુદર કવિતાઓ રચવા માટે શુ કરવુ ? ' શેલીએ ઉત્તર આપ્યો કે, ' અવશ્ય, હોડીમાં બેસીને ફરવા જવુ, તેથી તમારા મગજમા કવિતા કરવાના વિચારો જાગઇ જશે. '

( " યુગાન્તર " માથી )

× શ્રી ઓ પ્ર. નેનેના હિંદી લેખને આધારે " કિશોર "માંથી

# સમ્રાટ અકબરની વિદેશ નીતિ

આજના વિજ્ઞાન–યુગમા એક દેશ બીજા દેશ સાથે રાજકીય યા કોઇ પણ પ્રકારનો સંબધ રાખે તે તેને માટે સાવ સહેલુ છે, પરંતુ હિદ તો ભૂતકાળમા પણ આંતરરાષ્ટ્રીય સંબંધથી સંકળાએલું હતુ આની પ્રતીતિ, સમ્રાટ અકબરની વિદેશનીતિના વિહંગાવલોકનની વિગતોમાં જેમ જેમ ઊંડા ઊતરશું તેમ તેમ વધુ ને વધુ થતી જશે

અકબરના આંતરરાષ્ટ્રીય વ્યવહારનો આરંભ કરીએ એક આશ્ચર્ય–ઘટનાથી. એ વખતની ઇગ્લાંડની રાણી ઇલિઝાબેથને એટલી પણ ચોક્કસ ખબર નહોતી કે સમ્રાટ અકબર ગુજરાતનો બાદશાહ હતો કે પછી સમગ્ર હિંદનો સમ્રાટ ? આ હતી તે આશ્ચર્યઘટના

આ રાણીએ ૧૫૮૩ મા અકબર પર એક પત્ર પાઠવ્યો હતો આ પત્ર ન્યુબેરી, લીડઝરટોરી અને ફીચ નામક બ્રિટિશરો લઇને આવેલા આ પત્રમા રાણી તરફથી અકબરને, નમ્રતાપૂર્વક એવી વિનવણી કરાઇ હતી કે સમ્રાટ અકબર પોતાની પ્રજા સાથે સુવર્તન દાખવે પત્રમા આના બદલામા પ્રત્યુપકારનું વચન પણ આપવામા આવ્યુ હતુ

આ પત્ર–સંદેશવાહકોમાના એક મિ. લીડઝે તો અકબરના દરબારમા નોકરી પણ સ્વીકારી લીધી, જ્યારે મી ફીચે હિંદના પ્રવાસનો વૃત્તાંત આલેખ્યો છે. આ પછી ૧૨ ફેબ્રુ ૧૫૯૯ મા લડનથી નીકળેલ મિ મીલ્ડેનહોલ નામે સદેશવાહક પાચ વર્ષે હિદ આવી પહોચ્યો અને સમ્રાટ અકબરને તેણે ૨૯ ઘોડા ભેટ આપ્યા આ વખતે સમ્રાટના મત્રીઓ સમક્ષ તેણે નિવેદન કર્યું હતુ કે ઇલીઝાબેથ રાણી સમ્રાટ અકબરની મિત્રતા ચાહે છે અને તેમના સામ્રાજ્યમા પોર્ટુગાલના જેવા જ વ્યાપાર અધિકારો ચાહે છે

" ઇલીઝાબેથ રાણીએ ભેટ અને દૂત મોકલાવવા, " બસ માત્ર આટલી જ શરતે પોતાના સામ્રાજ્યના સમુદ્રતટ પરની અગ્રેજોની માગણી અકબરે મજૂર કરી. ઇગ્લાડ જેવા દૂર આવેલા દેશમાં પોતાની લાગવગ પ્રતિષ્ઠા વધારવાનો હેતુ, આ મજૂરી પાછળ સમ્રાટનો હતો.

*

### ઇસ્ટ ઇંડીઆ કંપનીનો જન્મ

આ તો થઇ અંગ્રેજોના વ્યાપારહેતુપ્રેરિત આગમનની અને ઇસ્ટ ઇડીઆ કપનીની સ્થાપનાની પૂર્વભૂમિકા આ પછી સને ૧૬૦૦ની છેલ્લી તારીખે આ કપની હિદ સાથે વેપાર કરવાની સત્તા સાથે સ્થપાઇ. ઉપરાત ૧૬૦૨ મા સ્થપાએલી સમકાલીન બીજી સસ્થા તે હોલાડની યુનાઇટેડ ઇસ્ટ ઇંડીઆ પરતુ અકબરના જીવનકાળ પર્યંત સામ્રાજ્ય સાથે કોઇ રીતે સકળાઇ નહોતી, જ્યારે પોર્ટુગીઝો તો, સમુદ્રતટે વેપાર કરતા કરતા ત્યા ક્રમશ એટલા જામી પડયા હતા કે કેટલીક તટવર્તી ભૂમિના એ લોકો શાસક થયા હતા. આ તો શુ, સમ્રાટના રાજ્યારોહણ અગાઉના દાયકામા તો તેઓએ, ગુજરાતના સુલ્તાનને હટાવી ત્યાના કેદ્રોમા ઇસાઇ ધર્મનુ પ્રચારકાર્ય સુદ્ધાત શરૂ કરી દીધું હતુ

પરતુ અકબરની કુટિલ નીતિના કારણે અકબરયુગ પછી એમના પતનનો પ્રારભ

થઇ ચૂકયો હતો. અકબરની એ તો મહત્ત્વાકાંક્ષા જ હતી કે દક્ષિણના સુલતાનનો પરાભવ કરીને આ ઇસાઇઓની સાન ઠેકાણે લાવવી. આ માટે તે પોતાના પ્રતિનિધિને મોટે ભાગે તો, પોર્ટુગલ મોકલતો અને તેની દ્વારા પોર્ટુગાલની સાંપત્તિક–લશ્કરી શક્તિની તપાસ કરી લેતો.

### કુશળ રાજનૈતિક

અકબર કુશળ રાજનૈતિક હતો. હૃદયગત ભાવોને તે છુપાવી શકતો. વટોલીના કહેવા મુજબ તે પોતાના હૃદયભાવો અથવા વિશ્વાસ અને ધાર્મિક વિષયોને ઠીક ઠીક જાણવાની તે કદી તક આપતો નહિ. બધી વાતોમા અકબરે એમ જ કર્યું હતુ દેખીતો તો તે ખૂબ સાચો અને નિશ્ચલ હતો, પરંતુ વસ્તુત એના શબ્દો ને કાર્યોમા ભિન્નતા હતી.

એ પણ નિ સંદેહ છે કે, આ નીતિને કારણે જ એને સફળતા સાપડી હતી, જેમાનું એક દષ્ટાંત આ રહ્યું.

પોતાનો એક દૂત ગોવા મોકલી ત્યાથી જીસસના શિષ્ય–પાદરીને દિલ્હી તેડાવ્યો. આ સદેશામા ધર્મની આડમા તે રાજપ્રકરણી રમત રમ્યો હતો. પોર્ટુગાલવાસીઓ તો બિચારા સમ્રાટને આથી ' ઇસાઇ ' બનાવી રાજકીય દાવપેચ રમવાના સ્વપ્ના સેવી રહ્યા હતા ત્રણ ત્રણ વાર આવો પ્રયાસ અકબરે કરેલો, એટલુ જ નહિ પણ એ ધર્મગુરુઓને સારી પેઠે સન્માનતો પણ ખરો, પણ પરિણામે ન તો સમ્રાટનો પોર્ટુગાલવાસીઓને પરાજિત કરવાનો ઉદ્દેશ બર આવ્યો કે ન તો ઇસાઓનો અકબરને ધાર્મિક દીક્ષા આપવાનો

### સમ્રાટના નિમંત્રણ પછી......

૧૫૮૦ની આ વાત છે એક વાર આ પાદરીઓ સમ્રાટના નિમંત્રણને માન આપી દિલ્હી આવવા નીકળી પડયા હતા આજ સમયે સમ્રાટે કુતુબુદ્દીનખાનને પોર્ટુગાલ કબ્જેના બદરો પર ચડાઇ કરવા મોકલ્યો ૧૮૫૨મા તેણે દમણ તથા દીવ પર આક્રમણ કરવાના અસફળ પ્રયાસો કર્યાં આ સમાચાર જાણી ધર્મગુરુઓએ અકબરને ફરિયાદ કરતા તેણે પોતાના અફસરોના આ કાર્ય માટે પશ્ચાત્તાપ પ્રકટ કર્યો અને કસમ ખાઇને તે વિષે પોતાને જાણ ન હોવાની ખાત્રી આપી

પરંતુ આ પછી ઝઘડો જરાય પત્યો નહિ. પોર્ટુગીઝો તો પોતાને સમુદ્ર–પ્રદેશના સ્વામી ગણતા હતા અને મક્કા–મદીના જતા સામ્રાજ્યના જહાજો એમની રજા સિવાય ક્ષેમકુશળ પસાર થઇ શકતા નહિ દેશના ઉત્તર પ્રદેશ પરના વિજય અને આધિપત્યને કારણે ત્યાર પછી ફુરસદ નહિ મેળવી શકેલ અકબર, હિંદમાંના પોર્ટુગીઝ અડ્ડાનો ધ્વસ કરી શકયો નહિ.

*

### યુરોપ–આફ્રિકા સુધીનો વેપાર

આથી વધુ સબધ સમ્રાટ અકબર યુરોપ સાથે નહોતો ધરાવતો. મધ્ય એશિયામાંના પોતાના પૂર્વજોના રાજ્યો જીતવાની એના મનની ઇચ્છા તો મનમા જ રહી ગઇ. એને કાર્યમાં પરિણત કરવાના અવસરને અભાવે, આમ બનેલું ફ્રાન્સ, ટર્કી વગેરે દેશો સાથે

શિક્ષકોની વિરુદ્ધ પોતાના અધિકારોનુ સરક્ષણ કરવાને માટે વિદ્યાર્થી–સગઠન કરવાનુ મન થાય છે !

નિષ્ઠા જાણે ગુલામોનો ગુણ હોય એમ લાગે છે. જે કોઇ આપખુદ સુલતાનની માફક વર્તે છે તેને નિષ્ઠા આપોઆપ મળે છે, અને જે મિત્રની માફક વર્તવા જાય છે તેનો કોઇ ભાવ પૂછતુ નથી !

પણ આજનો શિક્ષક કહે છે, " ગુલામોનો ગુરુ થવા કરતા બળવાખોરોનો મિત્ર થવાનું મને વધારે પસદ છે અમે સ્વતંત્રતાની મહત્તા તેમને ગળે ઉતારીએ છીએ તેથી જ તો અમારા વિદ્યાર્થીઓ બંડ કરે છે. ગુરુની વિદ્યા ગુરુને ફળે એમા કશું જ ખોટું નથી. તેને એવી ખાતરી હોય છે કે, દરેક ધર્મસંસ્થાપક, પેગબર, જન્મદાત્રી માતા તેમ જ જ્ઞાન અને તેજસ્વિતા આપનારો શિક્ષક—એ બધાની કદર તેમના મરણ પછી જ થવાની હોય છે !

---

## ૨—ઇન્સપેક્ટર–નિરીક્ષક

અગાઉ શિક્ષકો વિદ્યાર્થીઓના શિકારી હતા પ્રભુથી એ સહન થયુ નહિ તેથી તેણે ' શિક્ષકોના શિકારી 'ઓ નિર્માણ કર્યા આ નવા પ્રાણીનુ નામ છે નિરીક્ષક !

પરીક્ષક જેમ વિદ્યાર્થીઓને શુ આવડે છે તે ન જોતા શું ન આવડવાનો સભવ છે તે જોઇને અચૂક અઘરા અને ક્લિષ્ટ પ્રશ્નો પૂછે છે અને છોકરાની કતલ કરવામા આનદ માને છે, તે જ પ્રમાણે નિરીક્ષકો, શિક્ષકો કેટલી મહેનત લે છે, કેટલા શિષ્યવત્સલ છે, તેમની જ્ઞાનનિષ્ઠા કેટલી છે, એ જોવાને બદલે તેમ જ જ્ઞાનમા પાછળ પડેલા શિક્ષકોને પોતાના બહોળા જ્ઞાનનો લાભ આપવાને બદલે, શિક્ષક જ્યારે માંદો હોય અથવા પોતાની વૃદ્ધ માતાને મળવા ગયો હોય, તે જ દિવસે અચૂક દુર્વાસાની જેમ ' अयं अहं भो ' એમ કહેતો આવીને હાજર થાય છે, અને શેરાપોથીમા જાણે ફાંસીની જ સજા ફરમાવતો હોય એટલી ગભીરતાથી શિક્ષકનો ગુનો તેમા નોધી રાખે છે.

શિક્ષક છોકરાઓને જેમ મારે છે તેમ પ્રેમથી તેમને પોતાની પાસે ખેચે છે. છોકરાઓને પ્રસગવશાત્ વઢે છે, તેમ જ ભણાવવામા તલ્લીન પણ થાય છે. મોડા આવવા માટે છોકરાઓને કલાક કલાક સુધી ઊભા કરે છે તેમ જ માબાપ છોકરાઓના તદ્દન નાનપણમા લગ્ન કરાવતા હોય તો છોકરાઓ વતી વચ્ચે પડીને તેમનુ રક્ષણ પણ કરે છે જ્યારે નિરીક્ષક તો કેવળ કસાઇની માફક અથવા કોઇ મારાની માફક માત્ર શિકાર જ કરે છે,

એક ભાઇએ મને પૂછ્યુ, " નિરીક્ષક એટલે શુ ? " મે કહ્યુ, " નિરીક્ષક એટલે શિક્ષકોનુ પાપ ! " શિક્ષકો જો પોતાનો ધર્મ સમજશે અને પોતાની ફરજ બિનચૂક પાર પાડશે, તો આટલો મોટો પગાર અને આમતેમ દોડધામ કરવા માટે મોટરો આપીને આટલા નિરીક્ષકો નીમવાની જરૂર નહિ પડે. નિરીક્ષકોને કારણે જેટલો પૈસો ખર્ચ થાય છે, તે બધો શિક્ષકોમાં વહેંચી આપવામા આવે, તો શિક્ષકો કર્તવ્યનિષ્ઠ થવાની બાયધરી આપશે કે ?

શિક્ષકોનુ જ પાપ નિરીક્ષકનુ રૂપ ધારણ કરીને તેમને કનડે છે, તેને કોઇ શુ કરે ?

( મરાઠી ' વનશોભા ' પુસ્તિકામાથી ) —કાકાસાહેબ કાલેલકર

# પૂર્વપ્રાથમિક શિક્ષણ

' યુનિવર્સિટીના આ કોન્વોકેશન હોલમા ઉચ્ચ શિક્ષણ માટેની ડિગ્રીઓ લેવા સારૂ એકઠા થવાનો રિવાજ હોય છે. એ સ્થળે આજે આપણે તદ્દન નાના બાળકોના શિક્ષણનો વિચાર કરવા એકત્ર થયા છીએ તે મુબઇ યુનિવર્સિટીના ઇતિહાસમા પ્રથમ દાખલો છે, અને એ એક શુભ ચિહ્ન પણ છે. પૂર્વપ્રાથમિક શિક્ષણનુ મહત્ત્વ આપણે સમજવા લાગ્યા છીએ એની એ નિશાની છે પૂર્વપ્રાથમિક શિક્ષણનો પ્રશ્ન એ એક અતિ વિકટ પ્રશ્ન છે. આપણા દેશમા અઢી કરોડ નાના બાળકો છે તેમાથી ફક્ત ૨૫ લાખ શહેરોમા વસે છે, બાકીના સવાબે કરોડ ગામડાઓમા રહે છે તેમના શિક્ષણનો પ્રશ્ન આપણે ઉકેલવાનો છે.

પૂર્વપ્રાથમિક શિક્ષણનું પ્રથમ તત્ત્વ ખાનપાન, શૌચસ્નાન વગેરે છે. નાનુ બાળક દેઢ વરસનું થાય છે ત્યારે ફક્ત ' હા ' ને ' ના ' 'એટલા બે જ શબ્દ બોલ્યા કરે છે છતા એ વખતે એ પોતાનુ ભાષાશિક્ષણ તૈયાર કરતુ હોય છે ઉપરાત રમત, સગીત, ફળફૂલ મારફત કુદરતનુ જ્ઞાન તે મેળવે છે

## અઢી કરોડનો પ્રશ્ન

અઢી કરોડ બાળકો માટે આપણે શુ કરશુ ? એમને સુદર મકાન, કિંમતી સાધનો, સુશિક્ષિત શિક્ષકો કેવી રીતે પૂરા પાડી શકીશુ ? એ એક કોયડો છે

પણ મે' ભંગીવાડામા પૂર્વપ્રાથમિક શિક્ષણનો પ્રયોગ થતો જોયો છે અને મને આનદ થયો છે. કેટલાક ગામડાઓમા એવો પ્રયોગ ચાલતો જોયો છે અને મને આશા બધાઇ છે.

ગામડામા નાના બાળકોને તેમના માબાપ કામે મોકલે છે. ગામડિયો પોતે શિક્ષણનુ તત્ત્વ સારી રીતે સમજે છે. તે પોતાના ધધામા શિક્ષણ આપે છે. ગામડાંના બાળકને ચોપડી વાચવા કરતા પોતાના નાના ભાઇને રાખવો કે બકરી ચારવા જવુ એ વધારે અગત્યનુ લાગે છે શ્રમ એ આપણા જીવનનુ સાચુ' રહસ્ય છે એમા કેળવણી અને વિકાસ રહેલા છે. ઉત્પાદક, ઉપયોગી પરિશ્રમ એ જ જીવનનુ શિક્ષણ છે. પૂર્વપ્રાથમિક શિક્ષણમાં આ વસ્તુ રહેલી છે મહાત્મા ગાધીજીની વર્ધાયોજનામા એ વસ્તુ રહેલી છે એને ત્રણ વિભાગમા આ રીતે ગણાવી શકાય —

(૧) ઉદ્યોગ દ્વારા શિક્ષણ
(૨) માતૃભાષા દ્વારા શિક્ષણ
(૩) સ્વાવલબી શિક્ષણ

મારા સાત વર્ષના અવલોકનથી મને ખાતરી થઈ છે કે આપણી પાસે કરોડો રૂપિયા નહિ હોય તોપણ આપણે આ પ્રશ્નનો ઉકેલ લાવી શકશુ

## ગર્ભાધાનથી શિક્ષણ

પ્રાચીન કાળમા ગર્ભાધાનથી શિક્ષણની શરૂઆત થતી સગર્ભા સ્ત્રીના ઓરડામા કેવાં ચિત્રો રાખવા તેની પણ કાળજી રાખવામા આવતી જન્મ પછી ત્રણ વર્ષ સુધી

માતાની પાસેથી બાળકને શિક્ષણુ મળે છે ત્યાર પછીના શિક્ષણુનો ક્રમ આપણે નીચે પ્રમાણે ગોઠવી શકીએ —

(૧) પૂર્વપ્રાથમિક ૩ થી ૭ વર્ષ સુધી
(૨) પ્રાથમિક શિક્ષણ ૭ થી ૧૪ વર્ષ સુધી
(૩) માધ્યમિક શિક્ષણુ ૧૪ થી ૧૮ વર્ષ સુધી
(૪) પ્રૌઢ શિક્ષણુ ૧૮ થી મૃત્યુ પર્યંત

આપણા દેશમા સ્વચ્છતાથી આપણે શરૂઆત કરવી પડશે. કયા થૂકવુ, કયાં પેશાબ કરવો એની પણ આપણને ખબર નથી, એ દેશમા ચોપડીઓનુ શિક્ષણુ નકામુ છે મેં એક ગામડામાં બાલવાડી જોઇ હતી તે અત્યારે મારી નજર સામે તરે છે. નાની છત્રી જેવી ઝૂપડી હતી; એમા એક અરીસો ને કાસકી હતી મોટી છોકરી નાની બહેનના વાળ ઓળતી હતી. ઝૂપડીમા મજાનો ઓળાપો કર્યો હતો બાળકો આનંદથી નાચતા હતા. એ જોઇને મને ખાતરી થઇ કે ગામડામા પૂર્વપ્રાથમિક કેળવણીનું કામ ચાલી શકશે.

## સાર્વત્રિક કેમ થઇ શકે ?

આપણી સામે પ્રશ્ન એ છે કે આ કેળવણી સાર્વત્રિક કેમ થઇ શકે ? જ્યા માતાને ખાવાનુ મળતુ નથી, બાપને મળતું નથી, ૪૧ ટકાને પેટપૂરતુ મળતું નથી, ત્યા શિક્ષણુનો વિચાર કરનારે ખોરાકનો વિચાર કરવો પડે છે ઊંચાઇ કેમ વધારવી એ પ્રશ્ન આવે એટલે દૂધનો પ્રશ્ન આવવાનો જ. એને માટે સરકારે પ્રયાસ કરવાની જરૂર છે, લોકોએ પ્રયોગ કરવાની જરૂર છે દૂધ ન મળે ત્યા સોયાબિન વાટીને આપવી એમ પ્રયોગ ચાલુ કરવા.

× × ×

## માતા એ કુદરતી શિક્ષક છે.

પૂર્વપ્રાથમિક શિક્ષણુની શાળામા તો સ્રીશિક્ષક જ જોઇએ. એમા પુરુષો શું કરે ? આજકાલ સ્રીઓ બદૂક ફોડતા, મોટર ચલાવતાં, વકીલાત કરતા શીખે છે, પણુ એ એમનુ કુદરતી કાર્ય નથી કુદરતે તેમને સોપેલ મહાન ને પવિત્ર કામ તો બાલશિક્ષણુ એ જ છે માતા જેવો કુદરતે નિર્માણુ કરેલો શિક્ષક બાળકોને કયાથી મળે ? મહારાષ્ટ્રની બહેનો સુશિક્ષિત છે તેમા પરણેલી, કુમારિકા, વિધવા કે વૃદ્ધા ગમે તે હોય, જેમને અવકાશ હોય– પૈસાને માટે કામ કરવાની જરૂર હોય, તેમને માટે બાલશિક્ષણુ એ કુદરતી ક્ષેત્ર છે. બાલ-શિક્ષણુના મહાન ક્ષેત્રમા લક્ષાવધિ બહેનોની જરૂર છે સતાન ન હોય તેવી બહેનોને માટે અનેક બાળકો તેની માતૃત્વની ભાવના પૂરી કરશે. *

**શ્રી. બાળાસાહેબ ખેર**

* નૂતન બાલશિક્ષણુસંઘના મહારાષ્ટ્ર વિભાગ અને મુબાઇ શાખા તરફથી તા. ૧૮ મી જાન્યુઆરી-૧૯૪૬ ના રોજ મળેલ સમેલનના ઉદ્દ્ઘાટનપ્રસંગે આપેલુ પ્રવચન

# પુસ્તકો માટે થોડા વધારે પૈસા ખર્ચો.

**આ**પણે જે પુસ્તકો વાંચીએ છીએ તે પૈકી કેટલા ખરીદ કરીએ છીએ ? હિંદમાં એક તો વાચકવર્ગ જ બહુ મર્યાદિત છે અને તે પૈકી ભાગ્યે જ ૨૦ ટકા પુસ્તકો તથા માસિકો માટે પૈસા ખરચતો હશે બાકીના બીજાઓએ ખરીદેલ પુસ્તકો વાંચે છે અથવા તો જાહેર પુસ્તકાલયો તથા વાચનાલયો પર આધાર રાખે છે.

પુસ્તકાલય અગર વાચનાલયનો હેતુ, વ્યક્તિઓની પુસ્તકખરીદીને દાબી દેવાનો નથી. કેટલાયે પુસ્તકો ભારે કિંમતને કારણે સઘળા લોકો ખરીદી શકે તેમ હોતું નથી પુસ્તકાલયનો એક હેતુ વાચક જનતાને આવા પુસ્તકો મેળવી આપવાનો છે. વળી વાંચવાની ઇચ્છા થાય તેવા બધા પુસ્તકો એક વ્યક્તિ ખરીદી શકે નહિ પુસ્તકાલય એક વ્યક્તિને બધા જોઈતા પુસ્તકો પૂરા પાડે છે. વાચનાલય અગર પુસ્તકાલયના અસ્તિત્વનો ખોટો અર્થ કરવામા આવે છે કે વ્યક્તિઓનુ પુસ્તકો, તથા માસિકો પાછળનુ ખર્ચ બચાવવુ, આને અંગે આપણા છાપખાના, વર્તમાનપત્રો, માસિકો તથા પુસ્તકોની પ્રગતિ ધીમી પડી ગઇ છે હિસાબ ચોખ્ખો રાખવામા તત્પર હોય તેવા પ્રકાશકો પણ આપણા દેશમા વિરલ છે બધા લેખકો એટલા શ્રીમંત હોતા નથી કે પોતાની મહેનતનો બદલો મેળવવા માટે તેઓ વર્ષો સુધી રાહ જોઇ શકે લેખનપ્રવૃત્તિમા પડેલ મહેનત તથા તે પાછળ ખર્ચાયેલા પૈસાનો બદલો મેળવવાની મુશ્કેલીને અંગે કેટલાયે લેખકોએ પોતાનાં પુસ્તકો પ્રગટ કરવાનો વિચાર સદાને માટે માંડી વાળેલ છે જો વાચકસમાજ, લેખકોને પૈસા આપવાની આતુરતા ન દર્શાવે તો પ્રકાશકો શું કરે ?

એક માણસ વર્તમાનપત્ર અથવા માસિકનુ લવાજમ ભરે અને ઘણા વાંચે તે તો આપણી નજર સમક્ષનું હમેશનુ દૃશ્ય છે શહેરમા ગામડા કરતા માથા દીઠ આવક વધારે હોય છે. ત્યાં પણ ઘણા માણસો દૈનિક પત્ર મંગાવતા હોતા નથી લવાજમ ભરીને મંગાવનાર માણસને પાડોશના માણસો વાંચવા આવીને અથવા છાપુ ઘેર લઇ જવા માટે સતાવતા જોવામા આવે છે. વાંચવા માગી જનારાઓ લવાજમ ન ભરી શકે તેવા હોતા નથી તેમાના ઘણાની આવક તો લવાજમ ભરનારના જેટલી–કેટલીક વખત વધારે પણ હોય છે; પરંતુ તેઓ બની શકે તેટલા પૈસા બચાવવાના મતના હોય છે કેટલાક તો એવા હોય છે કે ગ્રાહકે અગર તેના ઘરના માણસોએ છાપુ વાંચ્યુ છે કે કેમ તેની પણ દરકાર કરતા નથી ફેરિયો અથવા ટપાલનો પટાવાળો ગ્રાહકને ત્યા છાપુ નાખી જાય કે તરત જ બાઇ સાહેબ ગ્રાહકને ઘેર પહોચી જાય છે અને હસતા હસતા ' જરા છાપુ જોઈ લઉ ' તેમ કહે છે.

જ્યારે મદ્રાસ ખાતે થતું હતુ ત્યારે જાણીતા લેખક શ્રી મી આર મેનન દક્ષિણ-હિંદના એક મોટા શહેરમા હતા. ઘણા નીવૃત્ત સરકારી અમલદારોનુ તે શહેર આરોગ્યધામ છે અને ઘણા પોતાનુ શેષ જીવન ત્યા પૂરુ કરે છે ત્યાં ભાગ્યે જ અર્ધો ડઝન અધિકારીઓ છાપા મંગાવતા હતા બીજાઓ કંઇપણ કર્યો વિના દિવસો વીતાવી રહ્યા હતા કેટલાક તો એવો ભય સેવી રહ્યા હતા કે વર્તમાનપત્રોના સતત વાચનથી તેઓ આંધળા થઇ જશે કેટલાક

તો તેમના પૌત્ર-પૌત્રીઓના હાસ્યમા જ સર્વસ્વ માની બેઠા હતા અને બહારના જગતમા શુ બની રહ્યુ છે તેમની તેમને કશીયે પડી નહોતી, કેમકે તેમની ઇચ્છા બહારના જગત સાથે સબંધ નધારવાની નહોતી કેટલાકનુ એમ કહેવુ હતુ કે ' છાપામા શુ આવે છે ? જગતમા જે સત્ય છે તે બધુ કયારનુ કહેવાઇ ગયુ છે આપણા વખતમા જે બની રહ્યુ છે તેના કરતા વધારે વિચિત્ર બીજુ કઇ હોઇ શકે નહિ. આપણા વૃદ્ધોના આ બુદ્ધિભ્રશને સિત્તેર વર્ષના ચર્ચિલ અથવા રુઝવેલ્ટ જેવાની પ્રવૃત્તિ સાથે સરખાવી જુઓ.

આ તો વર્તમાનપત્રો તથા માસિકોની વાત થઈ પુસ્તકો સબધી ઘણાનુ એવુ કહેવુ છે કે પુસ્તકો તો વિદ્યાર્થીઓ જ ખરીદ કરે અને તેનો અભ્યાસ કરે મને ઘણા ગ્રેજ્યુએટો મળ્યા છે. તેમાના કેટલાયે કોલેજ છોડયા પછી પુસ્તકમા શુ છે તે કદી જોયુ નહિ હોય ગ્રેજ્યુએટ થયા પછી તેઓ ઓફિસમા નોકરી કરે છે અને ટી થોડી બઢતી મેળવવા માટે અને ઉપરીઓને ગજી રાખવા માટે તેઓ હદ ઉપગત કામ કરે છે અને પુસ્તક વાંચવાની દરકાર કરતા નથી, ત્યા પછી ખરીદવાની તો વાત જ શી ! આગળ નિર્દેશ કરેલા ગૃહસ્થોની માફક કેટલાક એમ ધારે છે કે ' આ જગતમા અભ્યાસ કરવાનો હતો તે બધો થઇ ગયો છે અને હવે કઇ વાચવાનુ રહેતુ નથી. ' બહુ જ થોડા ટકા પુસ્તકો ખરીદ કરે છે, પણ તેમાના ઘણાખરા વાર્તાના અથવા ડિટેકટીવ નવનકથાના પુસ્તકો વાચે છે, મનન કરવા યોગ્ય પુસ્તકો નહિ

ઇગ્લડ, જાપાન અથવા અમેરિકા જેવા દેશોમા વર્તમાનપત્રો તથા માસિકોની લાખો નકલો છાપવામા આવે છે ત્યારે હિદમા દશહજારનો ફેલાવો હોય તેવા પત્રોની સખ્યા આગળાના ટેરવા પર ગણી શકાય તેટલી છે પુસ્તકોની પણ એક હજાર કરતા ભાગ્યે જ વધારે નકલો છાપવામા આવતી હશે.

આપણા દેશના યુવકો તથા યુવતીઓની આ અપેક્ષાવૃત્તિ, દેશની પ્રગતિમા મહાન અતરાયરૂપ છે. એથી મનુષ્ય મદ તથા વધતા જતા જ્ઞાનથી અપરિચિત રહે છે યુવક તથા યુવતીઓ દેશની દૈનિક પ્રગતિ સાથે રહી શકતા નથી પુસ્તકો તથા માસિકો પ્રત્યેના દુર્લક્ષને અગે ઉત્પન્ન થતી પ્રેરણાના અભાવે તેમનામા નૂતન વિચારો તથા કલ્પના આવતા નથી જો યુવાન લોહી રાષ્ટ્રનુ હિત કરવા તત્પર હોય તો આપણા યુવકો તથા યુવતીઓએ વાચન તથા મનન કરવા જોઇએ

આ વાત સાચી છે કે આપણામાથી ઘણાની પુસ્તકો તથા માસિકો ખરીદવાની શક્તિ હોતી નથી અને તેથી પુસ્તકો તથા માસિકો તેમને મન મોજશોખ જ ગણાય પણ જેઓ પુસ્તકો ખરીદી શકે તેમનુ શુ ? ખરીદ કરી શકે તે પૈકી બહુ જ થોડા તે દિશામા ધનનો વ્યય કરે છે

લેખકો તથા ગ્રંથકારોની સ્થિતિ પણ બહુ દયાજનક છે પુસ્તકો અથવા માસિકોની સારી ખપતના અભાવે પ્રકાશકો લેખકોને સારા પૈસા આપી શકતા નથી વસ્તુત લેખકોને પૈસા આપતા હોય, તેવા માસિકોની સખ્યા હિદમા બહુ જૂજ છે બીજા દેશોમા બીજી

[ સાંધણ પૃષ્ઠ ૧૮૩ને છેડે ]

# શહીદ પત્રકારો

યુરોપની પ્રજાઓ ઉપર હિટલરે લાદેલી ગુલામી સામેના યુદ્ધનું એક અતિ ઉ પ્રકરણ ભૂગર્ભના છાપખાનાઓ શાહીથી તથા રક્તથી લખી રહ્યા છે

સ્વતંત્ર મતદર્શનને લાગેવળગે છે ત્યાં સુધી આપણા સમયનું પત્રકારિત્વ ઉચ્ચ દરજ્જે પહોંચ્યું છે કે, કોઈ પણ વિજેતા તેનો નાશ કરી શકે નહિ અને પુરુષો ( ીઓ તે માટે લડવાને અને છેવટે મરણ પામવાને પણ તૈયાર થાય છે.

યુરોપના નાઝી ગુલામી હેઠળના પ્રદેશોમાં અત્યારે તેમ જ બની રહ્યું છે પોતાન જાતિભાઈઓ માટે સત્ય પ્રગટ કરવા માટે તેઓ ન માની શકાય તેવી મુશ્કેલીમાં કામ કરી રહ્યા છે અને તેમના જીવન પર ભય ઝઝૂમી રહ્યો છે

તંત્રીઓ, મુદ્રકો, વહેંચણી કરનારાઓ પૂરેપૂરી રીતે જાણે છે કે ગેસ્ટાપોના હાથે પકડાવું એટલે ચોક્કસ યાતના તથા લગભગ ચોક્કસ મૃત્યુ

અને છતાં દિનપ્રતિદિન, દર અઠવાડિયે, દર મહિને આ બહાદુર દેશભક્તો ભૂગર્ભ પત્રો, હજારોની સંખ્યામાં પ્રગટ કરીને વહેંચે છે

તેઓ લાખો દલિત લોકોના માનસિક વલણને જાળવી રાખે છે, નાઝી પ્રચારકાર્યનો સામનો કરે છે, તથા વિજેતાની સામે થવાની વ્યવસ્થા કરે છે

ધમકી, દેહાતદંડ, ફાંસી, સામુદાયિક વેર તથા જાસૂસીએ તે નામવાદને અટકાવેલ નથી એક શહેરમાં પત્રને બંધ કરવામાં આવે તો તે સત્વર બીજા શહેરમાંથી પ્રગટ થાય છે

હોલેન્ડમાં એક ડચમેને (વલંદાએ) એક અગત્યના છૂપા પત્રની સ્થાપના કરી અને તે ચલાવ્યું હતું તેણે તાજેતરમાં ન્યુયૉર્કની મુલાકાતે આવતા પોતાના કમનસીબ સાથીઓને પડતાં દુઃખોનો ચિતાર આપ્યો હતો

એક મુદ્રક પાસેથી ખબર કઢાવવા માટે ગેસ્ટાપોના એજન્ટોએ તેના પગ પાણીના ટબમાં મુકાવ્યા પછી પાણીને ઉષ્ણતાબિંદુ સુધી ગરમ કરવામાં આવ્યું.

આ ભૂગર્ભના પ્રકાશનો તમે જુઓ તો તેની અદ્‌ભુત ભાવનાથી તમે છક થઈ જાઓ.

ભૂગર્ભમાંનું કદાચ સૌથી મહાન પત્ર ' લા લિબ્રે બેલ્જીક ' ( સ્વતંત્ર બેલ્જિયમ ), તંત્રી તથા પ્રકાશન વિભાગનું સરનામું, બ્રસેલ્સના જર્મન લશ્કરના વડા મથકનું આપે છે

મગરૂબીથી તથા મરડાટમાં તે પોતાના પહેલા પાના પર નીચે પ્રમાણે છાપે છે.

તંત્રીવિભાગ તથા કામકાજ માટેની ઑફિસ, ઓબેર કેલ્ડો માન્ડર ડુર ૧ પ્લેસ ડુ ટ્રોન, બ્રસલ્સ

જુદાજુદા દેશોના ભૂગર્ભ વર્તમાનપત્રો વિષે આ નીચે થોડી ટૂંકી હકીકત આપવામાં આવી છે.

બેલ્જિયમમાં લગભગ ૧૫૦ છૂપા વર્તમાનપત્રો પ્રકટ કરવામાં આવે છે ઘણાંખરા ફ્રેન્ચ ભાષામાં પ્રગટ કરવામાં આવે છે, પરંતુ કેટલાંક ' ફ્લેમિશ ' ભાષામાં પણ પ્રગટ થાય છે. બેલ્જિયમની સ્ત્રીઓ માટેનું પત્ર બન્ને ભાષાઓમાં પ્રગટ કરવામાં આવે છે તેનો ફેલાવો ૯,૦૦૦ નકલોનો છ

આમા મુખ્ય પત્રો નીચે મુજબ છે ' લ બેલ્જ, ' લ વોઇ૰ બેલ્જીસ, ' ' લ પ્યુપસ, ' ' બેલ્જિવિજ, ' ' લ પેસન, ' ' લ ડ્રેપોફ્જ ' તેમની કિમત પહેલા પાના પર છાપેલી હોય છે ૫૦ સેન્ટાઇમથી માંડીને એક ફ્રાન્કની કિમત હોય છે ' લ લિબ્રે બેલ્જીક ' તો શુ કિંમત આપવી તે ગ્રાહક પર છોડે છે.

બેલ્જિયમની હિંમત, પ્રમાણિકતા તથા હાસ્યરસથી સનસનાટી અનુભવ્યા સિવાય તમે ' લ લિબ્રે બેલ્જીક 'નો એક પણ અક વાચી શકો નહિ. મારી પાસે બે અકોની શબ્દશ ઉતારેલી નકલો છે એકના ચાર પાના છે, બીજાના આઠ

એકના મુખપૃષ્ઠ પર હિટલરનુ સરસ રીતે આલેખાયેલુ ભયકર હાસ્યચિત્ર છે તે એક ' ટેક ' ઉપર બેઠો છે, ચિત્રનુ મથાળુ ' નૂતન અવ્યવસ્થાનો ઉત્પાદક ' છે

મુખ્ય પૃષ્ઠના બાકીના ભાગમા તત્રીનોધ છે તેમા લોકોને સમજાવવામા આવ્યા છે કે, યુદ્ધે મિત્રરાજ્યોની તરફેણમા વળાણુ લીધુ છે, અને દુશ્મનનો બહાદુરીથી સામનો કરો.

અદરના પાનામા જર્મનોએ છેલ્લામા છેલ્લા લીધેલ ભોગ-સ્વદેશ ભક્તનો ફોટોગ્રાફ હોય છે. ખૂબ જ ખાનગી જર્મન દસ્તાવેજોના ફોટોગ્રાફો છૂટથી છપાઇ રહ્યા છે.

ખૂબ જ મહત્ત્વની ટૂકી ખબરો સખ્યાબધ હોય છે, એક અકમા નીચે પ્રમાણે ખબર હતા —

" ગુરુવારે કેટલીક સ્ત્રીઓએ બ્રસેલ્સના મધ્યવિભાગમા દેખાવો કર્યો હતા અને બૂર્સપાર્સથી પસાર થતા જર્મન અધિકારીઓને છૂટથી ધીબી નાખ્યા હતા "

" એક બ્રિટિશ એરોપ્લેનને બ્રસેલ્સ નજીક પગાણે ઊતરવાની ફરજ પડી હતી, તેમાના એક ઉતારાને નાસી જવા માટે મદદ કરવામા આવી હતી બીજો મરાયો હતો. વસ્તીએ તેની દફનક્રિયા ધામધૂમથી કરી પુષ્પો નીચે એક મોટો ગજરો હતો તેમા તમારો આભાર તેમ લખેલ હતુ

—છોટાલાલ માનસિગ કામદાર

---

[ પૃષ્ઠ ૧૮૧નુ ચાલુ ]

પક્તિના લેખકો પોતાના લખાણ દ્વારા અઢળક ધન ભેગુ કરે છે ત્યારે પોતાના લખાણો પર જ નિર્ભર હોય તેવા લેખકો તથા ગ્રથકારો હિદમા ભાગ્યે જ પોતાનુ ગુજરાન ચલાવી શકે છે. આ સબધમા પ્રાતિક ભાષાઓના લેખકોને ખૂબ સહેવુ પડે છે. પરિણામે પ્રાતિક ભાષાના સાહિત્યની પ્રગતિ થભી ગઇ છે અલબત્ત, કેટલીક પ્રાતિક ભાષાઓના સાહિત્યને નૂતન જીવન મળ્યુ છે, પણ પ્રગતિ બહુ સતોષકારક ગણી શકાય તેવી નથી

આપણી પ્રાતિક ભાષાઓ સુધરે અને તેમા જોમ આવે તેવી આપણી ઇચ્છા હોય, અને આપણી ભાષાનુ સાહિત્ય પ્રગતિશીલ વિચારોની સાથોસાથ પગલા ભરે તેમ આપણે ઇચ્છતા હોઇએ તો આપણે વધારે પ્રમાણમા પુસ્તકો ખરીદવા જોઇએ તેથી માત્ર આપણા મન સમૃદ્ધ થશે એટલુ જ નહિ પરતુ આડકતરી રીતે લેખકો તથા ગ્રથકારોને પણ પૈસા મળશે વાચક જનતા આ અપીલ પર થોડુ ઘણુ ધ્યાન આપશે ખરી ?

—છોટાલાલ માનસિગ કામદાર

## વાચનતરંગ :

### ઊધઈનું જીવન : ( એક જીવનદર્શન )

" આ પુસ્તકના લેખક જેવા વિદ્વાન વિજ્ઞાનશાસ્ત્રી છે, તેવા જ સૂક્ષ્મ વિચારક અને સત્યના જિજ્ઞાસુ છે. આધુનિક કવિ અને તત્ત્વજ્ઞાનીઓમાં એ પ્રથમ પંક્તિમાંના એક પુરુષ છે. એમણે ઊધઈના જીવનનો અભ્યાસ કેવળ જન્તુશાસ્ત્રના કુતૂહલથી નથી કર્યો, પણ એ દ્વારા એમણે જીવન વિષે, આત્મા વિષે, પરમાત્મા વિષે તેમ જ ઊધઈના જીવન પરથી મનુષ્યજીવને માટે સ્વીકારવા જેવા બોધ વિષે પુષ્કળ વિચાર કરી એ વિચારોને રસાળ શૈલીમાં આ પુસ્તકમાં ગૂંથ્યા છે "

પુસ્તકના વસ્તુ વિષે, શ્રી કિશોરલાલભાઈ ( અનુવાદક )ની, આટલી સ્પષ્ટતા સમજ્યા પછી, હવે આપણે ઊધઈના જીવનમાં, પૃથક્ પૃથક્ વેરાયેલા બોધમણકાને, એક સળંગ સૂત્ર દોરમાં પરોવીએ અને તો આપણને સમજાશે, કે ઊધઈ, હિંદુસ્તાનને તો એટલું ચિરપરિચિત જન્તુ છે, કે તેના રૂપરંગ કે ઢંગનો થોડોઘણો ખ્યાલ તો આપણને રોજના સામાન્ય જીવનમાંથી જ મળી રહેતો જોવામાં આવે છે. આમ ઊધઈ આપણી આટલી પરિચિત, આટલી પડોશણ હોવા છતાં, દુઃખની વાત તો એ છે, કે તેના જીવનમાં, નિરંતર ચાલી રહેલા, પરિપૂર્ણ સ્વાર્પણ અને અખંડ આત્મદાનના યજ્ઞની જાણ સરખી પણ આપણે આજ સુધી વંચિત રહ્યા છીએ અને જ્યાં જાણથી જ વંચિત છીએ ત્યાં સારગ્રહણની ભૂમિકાના ઉદ્ગમની તો આશા જ શી ? પરિણામે અભણ કે આંધળાને, કોઈ ભણેલો, ચોપડીની લીટી પર આંગળી મુકાવી, શબ્દોનો ઉચ્ચાર કરાવે, અને તે જેમ પોતાની પાસે, ખાતરી કરવાના કશા સાધનને અભાવે, માત્ર વિશ્વાસથી, તે પ્રમાણે જ હા એ હા ભણે; લગભગ તેમ જ, આવી બાબતોમાં આપણે પણ પાશ્ચિમાત્ય સંશોધકોને હાથે લખાયેલાં પુસ્તકો માત્રથી જ સંતોષ વાળવાનો રહ્યો છે. આવી આપણી શરમાવનારી સ્થિતિ છે !

અખંડ ચાલતા આ જીવનયજ્ઞમાં, પોતાનો યશસ્વી ફાળો નોંધાવનાર એક વર્ગ મજૂરોનો છે એમના લિંગ, પાંખો ને આંખોની, સમાજહિત માટેના યજ્ઞમાં આહુતિ અપાયેલી હોય છે, નગરના સર્વશ્રમભર્યાં કામોનો ભાર તેમના જ ઉપર હોય છે, ' તેઓ નગરના કોઠારી, ખેડૂત, ખોદનારા–કડિયા, મિસ્ત્રી, સુથાર, માળી, રસાયનશાસ્ત્રી, દાઈ, આયા, ડાઘુ '–ટૂંકમાં સમસ્ત ' ઊધઈ સમાજનું સામુદાયિક ઉદર ને આંતરડાં ' પણ તેઓ જ છે

પણુ, હવે આપણે, ગજારાણી કે જેને પ્રજા નિર્માણ કરવાની બધી જ મહેનત, એક ચોરસ કોટડીમા જન્મકેદી રહીને જ, ઉઠાવવી પડે છે, તે તરફ વળીએ આ ગજારાણીથી ઉત્પન્ન થતા બાળકોમાથી, ઊધઈ સમાજ, પોતાની ઇચ્છાનુસાર, મજૂરો, સૈનિકો, રાજકુવર કુવરી ઘડી શકે, એવી ગૂઢ શક્તિ તેનામા રહેલી છે ઉપરાત, એક એવો વર્ગ અનામત ખવામા આવે છે, કે જેમાથી જરૂર પ્રમાણે, ગમે તે વર્ણ, ગમે ત્યારે નીપજાવી શકાય ત તરીકે, જ્યારે વીરતાભરી લડાઇ લડી લેવાની હોય છે, ત્યારે સૈનિકોની સંખ્યા અતિ ણી વધી પડેલી જોવામા આવે છે, તો ઊધઇનગરનુ ભગાણુ સમારવા માટે કે પડી ગયેલા ઝાડોના કોહવાણુ માટે મજૂરોની સખ્યા અસખ્ય બની જાય છે. વળી જ્યારે મૂળની સ્થિતિ પ્રાપ્ત થાય છે, ત્યારે વધી પડેલી સખ્યા આપોઆપ ભૂખે રીબાઇને મરી જાય છે આ કાર્ય કોઇક દિવ્ય સંકેતથી થતુ લાગે છે આ ઉપરથી ગણુતરીની બાબતમા, ઊધઇ સમાજ કેટલો ચોક્કસ છે, તે સ્પષ્ટ સમજાય છે આ રાજારાણી વિનાહ વખતે સરખા સુદર હોય છે, પણુ પછી ધીમે ધીમે રાણી તદ્દન કદ્રૂપી બનતી જાય છે, છતાં, રાજાનો પ્રેમ તેના પર આમરણાત એટલો બધો જારી રહે છે, કે જો કોઇ તેના જનાના પર હુમલો કરે, તો તે નાસી જઇને પોતાનો જાન બચાવવા કરતા, રાણીને પડખે રહી, આખરી જગ ખેલે છે ને જો હુમનો કરનાર નિર્દય જ હોય તો છેવટે, રાણીના જાડા દેહને ચોટી જઈ, પોતે પણુ મરણુ જ પામે છે. ' સૌદર્યના નાશ પામ્યા પછી પણુ પોતાની અર્ધાગના માટે પ્રેમ અને વફાદારીનુ આ કેવુ અદ્દભુત દષ્ટાત છે ! '

ચોથો ને છેવટનો વર્ણ, સૂર્યના પ્રકાશથી યે વચિત એના કારાવાસી, તરુણુ કુવર-કુવરીઓનો છે આ વરકન્યાના ટોળા, લગ્નવડીની રાહ જોતા, કામવિકારના આનદમય સ્વપ્નોમા મસ્ત બનીને, કામધધા વિના ઓરડે ઓરડે ભટકે છે ઉનાળાને અતે ને ચોમાસુ બેસતા આ ઘડી આવી પહોચે છે, ને સેકડો વરકન્યાના ટોળેટોળા ઊધઇનગરની ટો તથા ચીરામાથી બહાર નીકળી ખુલ્લામા ઉડવા માડે છે હજી પૂરૂ ઉડયાયે નથી ત્યા ા ભોય પર પટકાઇ પડે છે, ને પોતાના તૂટેલા અગોથી જમીનને ઢાકી વિનાશ નોતરે છે. બસ, ઉત્સવ પૂરો થયો ! કામે દગો દઇ યમના પાશમા સર્વને સોપી દીધા ! ઊધઇના વનની અતૃપ્ત ને વિનાશકારી આ રીતિ ખરે જ અકળ છે

નિયમોનું પાલન અને બ્રહ્મચર્ય-ધાર્મિક મકોડાના એ ત્રણ મહાન વ્રતો રાફડામાં અક્ષરશઃ પળાય છે. બ્રહ્મચર્ય પાલન માટે તો ઊધઈ ( રાજા-રાણી સિવાય ) પોતાની તમામ જાતને સ્વેચ્છાથી નપુંસક કરે છે પણ, માનવ સમાજમાં હજુ કોઈ એવો યોગી કે તપસ્વી પાક્યો છે ખરો કે જેણે, આ ઉપરાંત પોતાના શિષ્યો પાસે સદાયે અંધકારમાં રહેવાના અને સૂરદાસ બનાવાના મત લેવડાવ્યા હોય ?" લાખે એકાદ વીર કે સંત ઉપજાવનાર માનવસમાજને માટે આ વીરો કે સંતોનું જીવન એ શું જેવી તેવી ચેતના છે?

પણ દુઃખની વાત તો એ છે કે જે હકીકત જેવા સ્વરૂપમાં હોય તેવા સ્વરૂપમાં જ તેને સમજી લઈ તેને અનુરૂપ થવાનું તો આપણે શીખ્યા જ નથી અને તેથી તો, આપણે 'ઝીણી રાઈના દાણા જેવડું મગજ' શિખરે ચડી અનેક પ્રકારની કલ્પના કરી ઊડે છે એક જ માતાપિતામાંથી જુદી જુદી જાતના કુંવરકુંવરીઓ, સૈનિકો વગેરે કેવી રીતે નીપજાવી શકાય છે ? વળી એક જ માતાપિતામાંથી ઉત્પન્ન થયેલા આ ત્રણ જુદા જુદા વર્ગોની શરીરરચના, સ્વભાવ, ટેવ, કાર્ય વગેરે પણ એકબીજાથી એવા ભિન્ન હોય છે કે વંશગત વારસો કે નૈસર્ગિક પ્રેરણાનું આપણું આજ સુધીનું જ્ઞાન નહિ જેવું, બલ્કે જૂઠું માલમ પડે છે ગણતરીની બાબતમાં પણ ઊધઈની શક્તિ અચંબો પમાડનારી નીવડી છે. ઉપરાંત, એક મહત્ત્વનો પ્રશ્ન તો એની ઇંદ્રિયાતીત જ્ઞાનશક્તિનો છે. બારીકમાં બારીક કરોઈના શરીર પર આંખ, કાન, નાકના ચિહ્નો જોવામાં આવ્યા નથી ને છતાંય નવાઈની વાત તો એ છે કે જમીનની અંદર રહેવા છતાં, જમીનની ઉપર પડેલા ઝાડની જાણ તેને વિના વિલંબે થઈ શકે છે, એક જગાએ ભંગાણ થતાં સમસ્ત ઊધઈનગરમાં વીજળીવેગે ખબર પહોંચી જાય છે, તથા અંધકાર અને પ્રકાશ પણ તે પારખી શકતી જાણવામાં આવી છે

આ બધું શાથી બને છે ? એ શક્તિ કોને આધીન છે ? આ પ્રશ્નોનો ઉત્તર, પ્રસ્તુત પુસ્તકના લેખક શ્રી મેટરલીંક, પરમેશ્વર છે એમ બનતા સુધી સ્વીકાર્યા વિના શોધવા પ્રયત્નો કરે છે, પણ આખરે તો તેઓ પણ એ ગૂઢ શક્તિને 'રાફડાત્મા' 'કુળદેવતા' વગેરે કલ્પના કરીને સમજાવે છે, "કોઈ એ શક્તિને 'વિશ્વવ્યાપક ચૈતન્ય' (બ્રહ્મ) કહે છે, તો કોઈ 'અનાદિસિદ્ધ મેળ' પણ કહે છે આપણને ચાહે તો આપણે 'દૈવ', 'પરમેશ્વર', 'નિયંતા', 'આદિકર્તા', કે 'સર્વકારણોના અનાદિ મૂળ કારણ' કહીએ કે તે બધાને આધીન કહીએ સમજુને મન બધાનો અર્થ એક જ થાય છે, અણસમજુને બધે જ ગોટાળો થાય છે " જડ દેહાભિમાનને અને પોતાની અંગત વાસનાઓને

# શ્રી. મેઘાણીની બે વિશિષ્ટ કૃતિઓ

## (૧) રંગ છે બારોટ : (૨) માણુસાઇના દીવા

સાહિત્ય એટલે માનવમાનસનુ પ્રતિબિંબ જે સાહિત્યકૃતિમાં માનવમાનસનું અપાર વૈવિધ્ય–તેના ગમા અણુગમા, ઉપરના કઠોર પડ નીચે વહેતુ નિર્મળ પ્રેમઝરણુ હૂબહુ રીતે રજૂ થયા હોય તે સાહિત્યકૃતિ સર્વ કાળે વાચકોનુ ચિત્ત કબજે કરી શકે છે

લોકજીવનના આરૂઢ અભ્યાસી તરીકે શ્રી મેઘાણી સુપ્રતિષ્ઠિત છે જેને નીચલા થરના લોકો કહેવામા આવે છે તે લોકોમા મેઘાણી ફર્યા છે કાઠિયાવાડની જૂની પ્રેમ–શૌર્યની કથાઓ સાંભળી રગદર્શી શૈલીમા ' રસધાર 'મા રજૂ કરી શકયા છે તેનુ કારણ એ છે કે તેમણે આ વાતાવરણ આત્મસાત કર્યું છે તેમની આ કલા તેમના અન્ય ગ્રથોમાં પણ જણાઇ આવે છે વેરાનમા, પલકારા, પ્રતિમાઓ વગેરે નવલિકાખડો વાંચતાં આપણે કોઇ અજાણી ભૂમિમા વિહાર કરીએ છીએ એવુ આપણને જરા પણ ન લાગે. એ જ રીતે રવીન્દ્રવીણા કે યુગવદનાની પ્રધાન કૃતિઓ–જેની ગુણવત્તાને અગે તેમની ગણતરી રાષ્ટ્ર–શાયરમા થઇ ગઇ, એટલી બધી સહજ રીતે લખાએલ છે કે શ્રી મેઘાણી પોતે જાહેર ન કરે તો આ પરભાષાની કૃતિ છે એની ગધ પણ આપણને ન આવે નવલકથાના ક્ષેત્રમા પણ તેમણે આવી જ શક્તિ દાખવી છે અપરાધી, સત્યની શોધમા, બીડેલા દ્વાર (પૂર્વાર્ધ)–માત્ર ઉત્તરાર્ધમા પરભાષાની ગંધ આવી જાય છે–આના સફળ ઉદાહરણો છે આ જ રીતે નાટયક્ષેત્રે તેમણે દ્વિજેન્દ્ર રોયને આત્મસાત કરી ગુર્જરંગભૂમિમા ' રાણો પ્રતાપ ' અને ' શાહજહા ' જેવા નાટકો આપ્યા છે અને નવલિકાક્ષેત્રે ' મેઘાણીની નવલિકાઓ, ' કે નવલક્ષેત્રે ' વેવીશાળ, ' અને ' તુલસીકયારો ' જેવી નવલકથાઓ ન આપી હોત તો ગૂજરાત એમ જ માની લેત કે મેઘાણીભાઇમા સર્જ-શક્તિ નથી, વાર્તા–ખોળિયુ બીજેથી મળે તો જ પોતે એમા પ્રાણ પૂરી શકે છે આ વૃત્તિ ખરાબ છે એવુ કાંઇ નથી શેકસપિયર કે કાળીદાસે પણ વસ્તુ તો મેળવ્યુ જ છે અને પ્રાણ જ પોતે પૂર્યો છે. પણ આ જમાનામા તો મૌલિકતા માટે આગ્રહ રખાય છે વેવીશાળ અને તુલસીકયારોની સફળતા માની લીધા પછી ય એટલુ તો કબૂલ કરવુ પડશે કે મેઘાણીભાઇને ખોખામા પ્રાણ પૂરવા ખૂબ ફાવે છે રસધારના પાચ ભાગ, સોરઠી બહારવટીઆ, દાદાજીની વાતો, ડોશીમાની વાતો, અને અહીં બે વાર્તાસગ્રહો રસદર્શન માટે સ્વીકાર્યા છે તે ' રગ છે બારોટ ' અને ' માણુસાઇના દીવા ' આ કથનની પૂર્તિ કરે છે.

આ બન્ને વાર્તાસગ્રહોના સ્થળ–કાળ ભિન્ન ભિન્ન છે ' રગ છે બારોટ 'માં વિક્રમ ને ખાપરો, પ્રભાત ચાવડો, પરકાયપ્રવેશ વગેરેમા પરદુખભજણા વિક્રમની સાહસિક કથાઓ છે, તો ગાપુ ભાનાઓ, ચાર ચાર દરિયાપીરની દીકરી, વગેરેમા દેવદેવીઓ, કામણ વગેરેમા શ્રદ્ધા ધરાવતો મધ્યયુગનો લોકસમૂહ રજૂ થયો છે નાગ અને બામણ કે ભેરિયો અને ભુજિયો તો આ જમાનાની પણ બહુ સારી નવલિકાઓ ગણી શકાય પરતુ આ બધી વાર્તાઓ વાચતી વખતે વાચકે એક વસ્તુ સ્વીકારી લેવાની હોય છે કે પશુ. પક્ષી બધા

જીવત પાત્રો છે, મનુષ્યમા પરકાયાપ્રવેશ કરવાની કે મનુષ્યમાથી પોપટ બનાવી દેવાની જમીન, જળ કે આસમાનમા વિચરવાની શક્તિ છે આ હકીકત ન માની લેવામા આવે ત્યા સુધી વાર્તારસ માણી શકાય નહિ ' ખાનિયો, ' માત્ર પોથીજ્ઞાન નહિ પણ સૂક્ષ્મ-નિરીક્ષણ શક્તિ જ જગતમા વધુ કામ આવે છે તેનુ સારૂ દષ્ટાત છે ' ચંદન-મેણુગિરી ' અને ' જનમનો જોગી ' તો પદ્યમા વિશેષ છે

આ વાર્તાઓ, મેઘાણી પોતાના વિદ્વત્તાયુક્ત પ્રવેશકમાં લખે છે તેમ, દેશ દેશ એક યા બીજા સ્વરૂપમા અસ્તિત્વ ધરાવે છે તેનુ motif પ્રસગ પરિવર્તનના કિમિયાઓ, પક્ષીઓની બોલીથી વાર્તા વિકાસ, બકરા જેવા પાત્રથી વાર્તાવેગમા આવતો અણધાર્યો પલટો ( ચાર સાર ) વગેરે તત્ત્વો બગાળ, બિહાર વગેરેની વાર્તાઓમા છે—એટલુ જ નહિ પણ યુરોપિયન વાર્તાસાહિત્યમા પણ આજ તત્ત્વોનું અસ્તિત્વ છે તે મેઘાણી દર્શાવે છે.

માનવસમાજના બાલ્યકાલની આ વાર્તાઓ છે; જ્યારે લેખનસામગ્રી નહોતી ત્યારે વશપરપરા જીહ્વાગ્રે જળવાઇ રહેલી આ વાર્તાઓમા બોલાતી ભાષાનો લહેકો વધારે હોય છે એ લહેકો મેઘાણીએ લેખનમા પણ જાળવી રાખ્યો છે એ જ એમની સિદ્ધિ છે. વાર્તાઓ વાચતી વખતે, ઊતાવળે વાચશો તો તરત જ લહેરમાં સરી પડાશે, અને આપણી આખ સમક્ષ ભેટ બાધીને ખડો થઇ ગયેલ બારોટ દેખાશે આમા જ સગ્રહના નામનુ સાર્થકય છે લેખિત સ્વરૂપે આ લહેકો જાળવી રાખવા માટે આપણને કહેવાનુ મન થઇ જાય છે ' રંગ છે મેઘાણી ! ' પણ આવી રસપ્રદ વાતોમાં ' કાઠીકુળ ' જેવી શુષ્ક વશાવળી શ્રી મેઘાણીએ શામાટે ભેળવી દીધી હશે એ સમજાતું નથી

' માણુસાઇના દીવા ' આથી તદ્દન જુદા પ્રકારનુ પુસ્તક છે. ' રગ છે બારોટ ' માત્ર કલ્પિત વાર્તાઓ છે, તો આ સગ્રહમા રજૂ થયેલ પ્રસગો તો ખરેખર હકીકત છે Truth is stranger than fiction એ સૂત્ર અહીં પ્રમાણ થાય છે જૂની વાર્તાઓમા—રગ છે બારોટમા જ આપણે વાચીએ છીએ કે વિક્રમ રાજાને ખબર પડે કે દૂઢીઓ રાક્ષસ કોઇને પીડે છે, તો તે તરત જ દૂઢીઆને મારીને તેને શરણે આવેલાને બચાવ્યે છૂટકો કરવાનો આ ' માણુસાઇના દીવા 'મા પણ આપણને આ જમાનાના એક વિક્રમશીલ પુરુષનો પરિચય થાય છે

આ પુરુષને જ્યા જ્યા દુખ દેખાય છે ત્યા દુખવિમોચન માટે દોડી જાય છે પાટણવાડીઆની ફોજદારી હાજરી જોઇ તે કપે છે ને વડોદરા-વટાદરાની દડમજલો શરૂ કરી છેવટે તે ત્રાસમાથી પોતાના યજમાનોને મુક્ત કરે છે. લોકસાહિત્યનો વિક્રમ તો ઊડણપાવડીમા ઊડી શકતો, વડની બખોલમા બેસી તેને ઊડાડી શકતો, બીજાની કાયામા પ્રવેશ કરી શકતો, બાવનવીર ને ચોસઠ જોગણી તેને હાજરાહજૂર હતા, ત્યારે આ વિક્રમને તો પગમા પગરખા પહેરવાની પણ આખડી છે એક વખત ખાવું, ને પગે ચાલીને જવું એ એનુ જીવનવ્રત છે હૈડીયા-વેરાનો વિરોધ કરવા બારૈયાઓમાં ગયેલ આ પુરુષ કોમી ઠાકરડાઓના પ્રેમથી તેમનામા જ ફટાઇ જાય છે તેમના ઓળવાઇ જતા માણુસાઇના દીવા ફરી સતે જ કરે છે. જે જુવાનોની જિદગી બરબાદ થઇ ગઇ હોત તેને

પોતાના 'તીન-પ્રેમ'થી બચાવે છે-સરકારમા રજૂ કરીને નામદારિયા જેવા બહારવટીઆના વાસમા નિર્ભયતાથી જઈને કહે છે કે તને બહારવટુ શિખડાવવા આવ્યો છુ ધન્ય છે તેની હિમતને સેવાનો દેખાવ કરનાર બીજો માણસ હોત તો જાનથી જાત તેને બદલે આ મહારાજ તેમનામા જ ભળી જાય છે, તેમને પોતાના સ્વજન ગણે છે ચોરી ન પકડાઇ તો આપણી આબરૂ જાય, વેરો આપીએ તો આપણું નાક કપાય, બહારવટીઓ શરણે ન આવે ને ન પકડાય તો ગામને માથે કહેણી રહી જાય વગેરે વગેરે. તળપદી હિકમતોથી, પ્રેમથી તે પોતાનુ કાર્ય સાધે છે આને માટે 'આપણી ન્યાતની ઇજ્જત" "કોણ ચોર! કોણ શાહુકાર!" "મારા સ્વજનો" વગેરે પ્રસગો જુઓ

"હરાયું ઢોર", "અમલદારની હિમત" અને "ઇનબાર"—આ ત્રણ પ્રસગોમા કોઇ અજબ રમણીય કથા છે મહારાજ બેઠા છે દરબાર ગોપાળદાસ સાથે ઊંધિયુ ખાવા ત્યા ખબર પડે છે ખોડીઆના પરાક્રમની આ ખોડીઓ મહારાજ પાસે રજૂ થાય છે, તે લોકઅપમા પુરાય છે તે વખતે 'હરાયુ ઢોર'મા નાસી જતો વર્ણવેલ કાવીઠાવાળા ખોડીઆને પકડી આપુ તેમ આ ખોડીઓ કહે છે મહારાજ અમલદારને આ ખૂનના અપરાધીને પોતાની સાથે મોકલવા વિનવે છે. ખૂબ મનોમથન પછી અમલદાર ખોડીઆને છૂટો કરે છે પણ બીજો ખોડીઓ છટકી ગયો હોય છે. મહારાજ આ ખોડીઆને તેની મરજી પડે ત્યા શોધ માટે જવા દે છે, ને છેવટે તેને એની બૈરી પાસે પણ જવા દે છે સવારે અમલદાર આ ભયકર કેદીને પણ ચા પાય છે. આ પ્રસગમા જે તાલાવેલી અને ઉતેજારી રજૂ થયા છે તે અદ્ભુત છે. પ્રસગેપ્રસગે રોમાચક છે, શુ થશે? શુ થશે? ની પ્રશ્નાવલી પાત્રોની માફક વાચકોના હૈયામા પણ રમી રહે છે કેવી સુદર સાહિત્યકૃતિ માણસાઇના દીવાની જ્યોત કેવી જ્વલત છે ખોડીઆને નાસી જવાનો સપૂર્ણ તક હતી છતાં ન નાસી ગયો ગુન્હેગાર મનાતી કોમોની કેવી માનવતા

'નમું નમું તસ્કરના પતિને' પણ એવો જ કલાત્મક પ્રસગ છે ફૂલો ભયકર ચોર છે. તે મહારાજને પોતાને ત્યા આવવા વિનવે છે મહારાજને તો સર્વ સમાન છે મહારાજ ફૂલા પાસેથી ચોરીની ફિલસૂફી સાભળે છે જરા લબાણુ તો થશે પણ આ ફિલસૂફી તો આખી જ ઉતારીએ મહારાજે ફૂલાને કહ્યુ —

'હે ફૂલા વાવેચા! મને તો આશ્ચર્ય થાય છે, કે એવુ તે કયુ પુણ્ય તમે કર્યું હશે કે જેને પ્રતાપે તમારે આ બે બૈરીઓ, ત્રણ દીકરા, આ દીકરાની વહુઓ, આ ખેતરો, આ ભેંસો ને આ બધી સુખસાહેબી મળી છે!'

'મે તો મહારાજ!' ફૂલાએ જરાયે દોગાઇ વગર શુદ્ધ સાચે ભાવે જવાબ દીધો 'કોઇ પરસ્ત્રી સામે એડી આખે જોયુ નથી અને મે તો જે આગણે આવ્યુ તેને રોટલો આલ્યો છે.'

ઘડીભર તો મહારાજ સ્તબ્ધ બન્યા પાપપુણ્યનુ શાસ્ત્ર એમના અતકરણમા અટવાઇ રહ્યું પછી એમણે કહ્યું

'ફોજદાર કહે છે કે તમે તો ફૂલા, આજ લગીમા બે હજાર ચોરીઓ કરી છે, તે પાપ નહિ ?'

'હશે મહારાજ !' ફૂલાએ આ બે હજારના આકડા પર મર્મ કરતા કહ્યું. 'ફોજદારે ગણી હશે મે તો કઇ સરવાળો સાચવ્યો નથી પણ મહારાજ ! ચોરી કરવી એ તે કાઇ પાપ છે !'

'પાપ નહિ ?'

'ના મહારાજ તમે જ વિચારી જુઓ તમારેય બે આખો છે, મારે પણ બે આખો છે છતા તમારી પોતાની મૂકેલી જે ચીજ તમે પોતે ધોળે દા'ડે સૂરજના અજવાળામા ન દેખો તે અમે ભાળીએ, એ શુ અમસ્થુ હશે ! એનું કંઇ રહસ્ય નહિ હોય ?'

'શુ રહસ્ય ?'

'રહસ્ય એ, કે લક્ષ્મી અમને ધાપોકાર કરે છે'

'હે !' મહારાજ સતેજ બન્યા કશીક તત્ત્વાલોચના ચાલુ થઇ લાગી

'હા મહારાજ ! પારકા ઘરમાં પરાણે એકઠી થયેલી અને બંધાઇ ગયેલી લક્ષ્મી અમને પોકારે છે–એને પહોળી થવુ છે જ્યારે એ ધાપોકાર કરે છે, ત્યારે અમને આપોઆપ આઘેથી પણ સંભળાય છે, અને ત્યારે અમારૂ મન અદરથી અવાજ દે છે, કે ફૂલિયા ! ઊઠ, હીંડ અમે જઇને લક્ષ્મીને છોડાવીએ છીએ એમાથી કઇક સુખીને જાય, કઇક ફોજદારને, કંઇક મોટા ફોજદારને, અને અમને તો બાપજી ! માત્ર કાટાભગામણ રહે છે'

ચોરીની કેવી સુદર ફિલસૂફી ફૂલો એક જગ્યાએ પાછો કેમ કર્યો તેની હકીકત કહે છે આવા સ્પષ્ટ એકરાર કરનાર ફૂલાને મહારાજ શિખામણનો એક શબ્દ પણ કહેતા નથી અને स्तेनेभ्यो नम । तस्करेभ्यो नम । तस्कराणां पतये नम । આ શ્લોક યાદ કરે છે અને આ ફૂલાનો છોકરો વર્ષો પછી જેલમા મળે છે ત્યારે મિત્રપુત્રને મળતા હોય તેવી લાગણી મહારાજ અનુભવે છે કેવી મહાનુભાવતા ! આ પાટણવાડિયાઓ એમના પગ પૂજે અને એમનામા ચમત્કારની શક્તિ મનાય એમા શી નવાઇ !

ચોરી લૂટ કરનારાઓના સતાનોની તે કેવી કાળજી રાખે છે તે માટે 'શનિયાનો દીકરો' જુઓ. શનિયાના છોકરાને મોઢુ ગુમડુ થયલું પણ દવાદારૂ કરનોની આ લોકોમા ત્રેવડ ક્યાથી હોય મહારાજ એને અડધો મણ ચોખા અપાવી, નડિયાદ લઇ જાય છે કોઇ દિવસ ગાડીમા ન બેઠેલો શનિયો દિગ્મૂઢ થઇ જાય છે છોકરાની તેને કાઇ પડી નથી તે પોતે જ છોકરૂં બની જાય છે. આ પ્રસગ દ્વારા આ પાટણવાડિયાઓની ગરીબાઇ, તેમનુ અજ્ઞાન અને નિરાધારતા કેવા અજબ રીતે વ્યક્ત થાય છે મહારાજ સિવાય આવા છનિયાઓનો અને તેમના ગડગૂમડવાળા છોકરાનો ભાવ પૂછનાર કોણ હોય ? દુખ હોય ત્યા તો વિક્રમ જ દોડે ને ?

આ પુસ્તકમા ગુન્હેગારો છે, ગરીબો છે, તેમ અક્ષર પણ ન ભણ્યા હોવા છતા સંતપુરુષના લક્ષણ ધરાવતા માણસો પણ છે 'બ હુ ઉ લાણુ દેખુ છુ' ના ભગત અને જીંબા અને ઇચ્છામા પતિ માટે ગમે તેવો પ્રેમ હોવા છતા એના ઘરે પોલીસ ઝડતી લે, એને માટે, જેલમાં પૂરે એ ન જોઇ શકાય એટલે જીંબા પતિગૃહે જતી નથી અને

છેવટે-પતિ જુદો રહેવા તૈયાર થાય છે ત્યારે તે સુખમય ગૃહસ્થજીવન ગાળી શકે છે બીજાને ત્યા જડતી અને માર છે જીબાને ત્યા ખાટના હિચકા અને પ્રેમ છે આ પ્રસંગ વાચતા વાંચતા વાચકને થાય કે આવી બાળાઓ બધેય હોય તો !

આ બધા પ્રસગોમા મહારાજની નિરભિમાનતા તરી આવે છે તેમણે યશની ઇચ્છા કરી નથી કીર્તિની ઇચ્છા કરી નથી, એક ટક ખીચડી ખાઇ આ મહીકાઠાના ગામડાઓમા પરદુ ખ ભાગવા ચાલ્યા જ કર્યું છે પાટણવાડિયાઓ એમને અવતારી પુરુષ ગણે છે. ( જુઓ 'પાચ દિવસની જગમ વિદ્યાપીઠ'મા પૃ ૨૩૧ ) કાંધરોટી ગામના લોકોને તેમણે પાણી ઉપર ચાલીને બચાવ્યા એમ કહે છે મહારાજ કહે છે " આનુ કારણ છે તીવ્ર પ્રેમ " આ તીવ્ર પ્રેમને અંગે જ ગાધીજીને ગમે કે ન ગમે પણ એક ભગત તેમને કૃષ્ણના અવતાર ગણી પૂજે છે-મદિર પણ બાધ્યુ છે એ હકીકત પત્રોમા હમણા જ આવી છે ને ? આનુ કારણ પણ તીવ્ર પ્રેમ જ ને ? અને આ પુસ્તકનો મધ્યવર્તી સૂર ગણો તો તે પણ તીવ્ર પ્રેમ જ છે ને ?

શ્રી. મેઘાણી કહે છે કે આ તો દસ્તાવેજી ગ્રથ છે. એમા પોતાની કલ્પનાના રંગ ક્યાંય ઊભેર્યો નથી આમ છતા આ પુસ્તક વાચતા કોઇ અલૌકિક આનદ આવે છે–'રસધાર'ના વાચનથી પણ ચડે એવો મહારાજે જે વાતો કરી, તેમા પોતાની જાતને જરા પણ સડોવ્યા વગર–અનેક સ્થળે સુદર મતપ્રદર્શન કરવાની તક મળે ત્યા પણ તે તક જવા દઇ, શુદ્ધ નવલિકાસ્વરૂપે આ પ્રસગો આપણી સમક્ષ રજૂ કર્યા છે પ્રથમ વાતોનો જ ઉપાડ જુઓ વાચકની આખ સમક્ષ ભયકર વાતાવરણ ખડુ કરવાની કેવી અજબ શકિત !

આ ગ્રથની ગુણમત્તા માટે તો કાકા સાહેબનો અભિપ્રાય ટાકવો ઉચિત ગણાશે

" કાઠિયાવાડના ગયા જમાનાના ભડવીરો અને ચારણોની જીવનકથાઓ અને લોકકાવ્યોનો સગ્રહ કરી ગુજરાતી ભાષામા એ રોમાચક જીવનમૂલ્યોને આબાદ રીતે ચિત્રિત કરનાર શ્રી ઝવેરચદ મેઘાણીએ આ પુસ્તકમા અદ્ભુત સયમ વાપર્યો છે અને આ ચોપડીમા શ્રી રવિશકર મહારાજની જ ભાષા અને શૈલી વાપરીને મહીકાઠાના જીવનવીરોના જીવનમૂલ્યો કેવા છે, અને એ મૂલ્યોમા મૌલિક ફેરફાર કરવા મથનાર સસ્કૃતિવીર શ્રી રવિશકર મહારાજે પોતાનુ જીવન કેમ નીચોવ્યું છે એનુ જીવતુ ચિત્ર આપણને આપ્યું છે મને તો લાગે છે કે આ ગ્રથમા શ્રી. ઝવેરચદ મેઘાણીની અદ્ભુતરમ્ય સાહિત્યશૈલી, સયમના ઓપના કારણે સોળે કળાએ પ્રગટે છે આ ચોપડી વાચતા મેઘાણીની સયમસમર્થ શૈલીએ મારા પર જે અસર કરી છે તે બીજી કોઇ પણ ભાષાની ચોપડીએ ભાગ્યે જ કરી હશે હુ આશા રાખુ છુ કે 'માણસાઇના દીવા'ના અનુવાદો દેશપરદેશની અનેક ભાષાઓમા થશે ને સસ્કૃતિવીર રવિશકરના પુરુષાર્થનો આ દસ્તાવેજ માનવકોટિના સાહિત્યમા પોતાનુ સ્વાભાવિક સ્થાન લેશે "

છેવટે શ્રી કાકા સાહેબ કહે છે " શ્રી મેઘાણીએ રજૂ કરેલી મહીકાઠાની આ જીવનકથાઓમા સ્નાન કરીને તીર્થસ્નાનની ધન્યતા હુ અનુભવુ છુ. આશા રાખુ છુ કે વાચકોને પણ એ જ અનુભવ થશે "

એ જ અનુભવ થયો છે, કાકા સાહેબ !

—તખ્તસિહ પરમાર

# લોકસાહિત્યની મહત્તા

દરેક શિક્ષિત માનવીને કંઈ ને કંઈ સાહિત્ય ગમે છે કોઈને ટૂંકી વાર્તા, કોઈને નવલકથા, કોઈને જીવનચરિત્ર, કોઈને ઇતિહાસ, કોઈને નાટ્ય, હાસ્ય કે કાવ્યસાહિત્ય એમ સાહિત્યના એકાદ અંગ તરફ અભિરુચિ હોય છે કોઈ નવરાશને વખતે, કોઈ ઉદ્વેગ કે શોકને વખતે તો કોઈ શાન્તિને વખતે સાહિત્યનો રસસ્વાદ ચાખવાનો પ્રયત્ન આદરે છે; અને સાહિત્યમાંથી કોઈ નવરાશનો આનંદ, કોઈ ઉદ્વેગમાં શાન્તિ અને કોઈ સ્થાયી આનંદ મેળવે છે આમ સાહિત્ય વિપથે ચડેલા જીવનમાં, અશાન્ત નીરસ જીવનમાં કે કટાળેલા શુષ્ક જીવનમાં નવો પ્રાણ પૂરે છે

આ દષ્ટિએ વિચારતા લોકસાહિત્ય જૂદું તરી આવે છે તે દરેક માનવીને ઓછે વત્તે અંશે આકર્ષે છે-તે કંઇ ને કંઈ કારણે ગમે છે, તેમાં સાહિત્યના વિવિધ અંગોનો ઓછાવત્તા અંશે-સમાવેશ થયો હોય છે. એથી તે દરેકને આકર્ષવા સમર્થ બને છે

વળી લોકસાહિત્યમાંથી અલ્પાશી તત્ત્વોનો નાશ થયો હોય છે, અને લોકહૃદયને સ્પર્શતું તત્ત્વ તેમાં સંગ્રહાયેલ હોઈ દરેક માનવહૃદયને સ્પર્શી શકે છે. પ્રાચીન લોકસાહિત્ય કેટલાક શતકો વીત્યા છતાં પણ એવો ને એવો જ આનંદ આપે છે. લોકમાનસનો સૂક્ષ્મ અભ્યાસી લોકમાનસને અનુસરી લોકસાહિત્ય રજૂ કરે તો તે સાહિત્ય આદરણીય બને એ નિર્વિવાદ છે અને લોકો તે સાહિત્યમાંથી પોતાના જીવનને અનુકૂળ ભાવો, લાગણીઓ કે કલ્પનાઓ સાથે સમન્વય સાધી આનંદ પ્રાપ્ત કરે છે, આ કારણે લોકસાહિત્યકાર લોકસમૂહના હૃદય જીતી શકે છે અને અન્ય સાહિત્યકારો કરતાં વિશેષ મહત્તા પ્રાપ્ત કરે છે. શ્રી. મેઘાણી જેવાનું લોકસાહિત્ય આજ કારણે વિશેષ આદર પામ્યું હશેને !

સાહિત્યનો રસાસ્વાદ મુખ્યત શિક્ષિત સમાજ લઈ શકે છે, પરંતુ લોકસાહિત્યનો રસાસ્વાદ અશિક્ષિતસમાજ પણ કંઠોપકંઠે ચાખી શકે છે માણભટ્ટની કથાઓ, દાદાજીની વાતો, બારોટ કે ગઢવીની વાર્તાઓ, ગરવી ગૂજરાતણોના રાસ, ગીતો કે ગરબા ઇત્યાદિ કંઠોપકંઠે મેળવેલું એક પ્રકારનું લોકસાહિત્ય જ છે અને એ તેની મહત્તા છે

લોકસાહિત્ય કેટલું હૃદયસ્પર્શી છે તે જોવું હોય તો, એકાદ ડાયરામાં જ્યાં બારોટ કે ગઢવી લોકસાહિત્યની વાર્તા એમની વિશિષ્ટ હલક સાથે કહી રહ્યા હોય, એ વખતે હાજરી આપી જુઓ ! શ્રોતૃવર્ગ ભાન ભૂલી આરસના પૂતળાની જેમ તે સાહિત્ય ઝીલી રહ્યો હોય તે વખતનો આનંદ અનેરો જણાશે જ્યાં દાંડિયારાસ ચાલી રહ્યા હોય ત્યાં હાજરી આપી જુઓ ! તે તમને કેવું આકર્ષણ કરે છે તે સમજાશે. ગુજરાત લાંબા કાળથી આવા ડાયરાઓથી પરિચિત છે એટલે વધુ વિવેચન અસ્થાને છે

હાલમાં નિરક્ષરતા ટાળવા સંબંધી જે પ્રૌઢ શિક્ષણ આપવાના અને ગામડે ગામડે પુસ્તકાલય સ્થાપવાના પ્રયત્નો થઈ રહ્યા છે, તેમાં જો લોકસાહિત્ય અને લોકસાહિત્યકારની સહાય લેવામાં આવે તો અલ્પ સમયમાં વધુ લાભ ઉઠાવી શકાય તેમ છે. પ્રૌઢોને જો લોક-

[ અનુસંધાન સામેના પૃષ્ઠને છેડે ]

# વડોદરા અને એની કેટલીક વિશિષ્ટતાઓ

વડોદરા રાજ્યનો વિસ્તાર એટલો બધો છૂટો છવાયો છે કે એ સમગ્ર ગુજરાતને આવરી લે છે તેમા પ્રકટતા અને અને પ્રસરતા સામાજિક, આર્થિક અને સરકારલક્ષી આંદોલનોની છાપ સમગ્ર ગુજરાતના સામુહિક જીવન ઉપર પડ્યા વગર રહેતી નથી. વડોદરાની પ્રખ્યાત સમાજસુધારણા તથા કેળવણીની ઝૂબેશોનો રંગ આખા ગુજરાતને ચઢતો રહેલો છે આ કારણે ગુજરાતને ગણવુ હોય, સમજવુ હોય તો તેવા સંસ્કાર કેન્દ્ર સમા વડોદરાની પ્રગતિ ગણવી આવશ્યક છે.

**ઇતિહાસ** ગુજરાતનો ઇતિહાસ ચાવડા અને સોલંકી વંશ પછી કરણ વાઘેલાને અલ્લાઉદીન ખીલજીના સરદાર મલેક કાફરે હરાવી પાટણ લીધુ ત્યારથી મુસલમાની રાજસત્તા અમદાવાદમા હતી તે ઔરંગઝેબના મરણ સુધી ઇ સ ૧૭૦૭ પછી પેશ્વાઓનુ જોર વધતા ઢીલી પડી, અને દામાજીરાવ ગાયકવાડે ગુજરાત ઉપર હુમલો કરી મુગલ સત્તા તોડી. તેમના ભત્રિજા પિલાજીરાવે ૧૭૨૩ મા સોનગઢ જીત્યુ અને તેના પુત્ર દામાજીરાવ બીજાએ ૧૭૩૪ મા વડોદરા જીત્યુ

**સ્થળ** ઇ સ ૮૧૨ ના એક તામ્રપત્રમા એ સ્થળે જે નગર હતું તેનું નામ 'ચંદનવતી' હતુ, પછી તે નામ બદલાઇ 'વટોદર' પડયુ અને હાલમા જ્યા માંડવી છે ત્યા શહેરની મધ્યમા મોટો વડ હતો એટલે તેનુ નામ વટપદ્ર અને તે ઉપરથી હાલનુ નામ વડોદરા પડયુ હોય એમ માનવામા આવે છે

ઇ. સ ૧૮૧૮ મા જ્યારે અગ્રેજોએ પેશ્વાને હરાવી તેના તાબાનો મુલક લેવા માડયો ત્યારે ગુજરાતના સુબા ગાયકવાડ સાથે શરતો કરી હાલનુ જે વડોદરાનું રાજ્ય છે તે તે વખતના ગાયકવાડને કબજે સોપાયુ. વડોદરાની ગાદી ઉપર પહેલા બીજા સયાજીરાવ, ગણપતરાવ, ખંડેરાવ ગાયકવાડ રાજકર્તા થયા, પણ ત્રીજા સયાજીરાવ જે ઇ. સ. ૧૮૭૫ થી ઇ સ. ૧૯૩૯ સુધી રાજ્યકર્તા તરીકે ૬૪ વરસ સુધી રહ્યા તેમનો યુગ વડોદરાના ઇતિહાસમા સુવર્ણયુગ લેખી શકાય એમ છે.

**વિસ્તાર** વડોદરા રાજ્યનો વિસ્તાર ૮૧૬૫ ચોરસ માઇલ છે હમણા નાના

---

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

સાહિત્યના પાઠો દ્વારા શિક્ષણ આપવામા આવે તો તેઓ રસપૂર્વક શિક્ષણ લઈ શકે કારણ દેખીતુ છે, બાલમાનસ અને પ્રૌઢમાનસનો તફાવત વળી ગામડે ગામડે પુસ્તકાલયો સ્થપાતા જાય છે, પરંતુ તેનો લાભ જોઇએ તેવો લઈ શકાતો નથી, કારણ ગ્રામજનતામા સાહિત્ય તરફ અભિરુચિ ઓછી કેળવાઇ હોય છે અને તેથી પુસ્તકોનો વપરાશ ઓછો હોય છે. એટલા માટે જો ગમડાઓમા કોઇ સારા લોકસાહિત્યકાર દ્વારા સાહિત્ય પ્રત્યે અભિરુચિ કેળવવામા આવે તો લોકો સાહિત્યાભિમુખ બની વિશેષ લાભ ઉઠાવી શકે તેમા શંકા નથી, પરંતુ એ બનવુ કદાચ અસંભવિત છે એટલે તેનુ વિવરણ પણ શા ખપનુ ?

માધવ મો. ચોધરી

રાજ્યોની સયોજનની યોજના પ્રમાણે બીજા ૨૫૦ સંસ્થાનોને જોડી દેવામા આવ્યા છે એ નવો જોડાયલો પ્રદેશ લગભગ ૫૦૫૦૦ સમચોરસ માઇલનો છે.

**વસ્તી** સને ૧૯૪૧ ના વરસની લીધેલી ગણતરી પ્રમાણે ૧૪ લાખ ૭૨ હજાર પુરૂષો અને ૧૩ લાખ ૮૨ સ્ત્રીઓ મળી ૨૮ લાખ ૫૪ હજારની વસ્તી છે નવા જોડાયલા રાજ્યોની વસ્તી ૫ લાખ ૨૬ હજારની છે. પ્રત્યેક ચોરસમાઇલે વસ્તી ૩૪૯ માણસની થાય જેમા દર હજાર પુરૂષે સ્ત્રીઓનુ પ્રમાણ ૯૩૮ જેટલુ થાય અને ૮૯–૮ હિંદુ, ૭–૮ ટકા મુસલમાન અને બાકીના જૈન, ખ્રિસ્તી અને પારસીઓનો સમાવેશ થાય છે

**ભણતર** ભણેલા ૬ લાખ ૫૨ હજાર, તેમાં પુરૂષો ૪ લાખ ૮૨ હજાર છે અને સ્ત્રીઓ ૧ લાખ ૭૦ હજાર છે

એટલે દર ત્રણ પુરૂષે એક ભણેલો અને દર આઠ સ્ત્રીએ એક સ્ત્રી ભણેલી એમ ગણાય

**ધંધો** રાજ્યની કુલ વસ્તીનો ૬૪ ટકા જેટલો ભાગ ખેતીમા રોકાયલો છે

રાજ્યમાં શહેરો તથા કસ્બા, ૬૪ છે અને ગામડાની સખ્યા ૨૮૯૬ ની છે.

ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવા રાજ્યમા ૧૩૦૦ સહકારી મંડળીઓ છે.

ખેતી સુધારવા માટે કૃષિ સંરક્ષાધિકારી ખાતું રાખવામા આવ્યુ છે જે ખેતીને લગતી શોધખોળ, સલાહ અને માર્ગદર્શન કરે છે

આર્થિક સ્થિતિ સુધારવા માટે ખેતી ઉપરાત ગ્રામઉદ્યોગનાં કેન્દ્રો ખોલી તેને ઉત્તેજન અપાય છે

લોકોની બુદ્ધિ ખીલે તે માટે કેળવણી ફરજીઆત કરી છે અને જ્યા જ્યાં શાળા હોય તો ત્યા પુસ્તકાલય સ્થાપ્યુ છે

શારીરિક સ્થિતિ સુધરે તે માટે શારીરિક શિક્ષણ ફરજીઆત કર્યું છે

સમાજસુધારા માટે અસ્પૃશ્યોને માટે ખૂબ ધ્યાન આપ્યુ છે લગ્નના, વિધવાઓ માટે અને વારસા હકકો માટે કાયદા કરી જૂના રિવાજો નુકસાન કરતા હોય તે કાઢયા છે.

રાજ્યમા વેપાર ઉદ્યોગ વધે તે માટે આર્થિક મદદ આપી કારખાના ખોલવાની સગવડ કરી છે.

પ્રાથમિક શિક્ષણ પૂરૂ કરી જેને આગળ જવુ હોય તેને માટે હાઇસ્કૂલો, કોલેજો, સાયન્સ કોલેજ, કલાભવન, વિજ્ઞાનગૃહો ખોલી, તેમજ પરદેશ જવા માટે સ્કોલરશીપો આપી લોકોને અભ્યાસ માટે ઉત્તેજન અપાયુ છે

લોકો રાજતંત્ર સમજે તે માટે ગ્રામ પંચાયત, પ્રાન્ત પંચાયતો અને ધારાસભાઓ સ્થાપી છે

લોકોને ન્યાય બરાબર મળે તે માટે કારોબારી એટલે વહીવટી અને ન્યાયખાતા જુદા પાડી દીધા છે.

લોકોમાં સાહિત્યનો શોખ વધે તે માટે સાહિત્યના પુસ્તકો રચાવ્યા છે

• લોકોમા સગીતનો શોખ વધે તે માટે સંગીત કોલેજ ચાલુ કરી છે

લોકોમા ચિત્રનો શોખ વધે તે માટે સગ્રહસ્થાન રાખ્યુ છે

લોકોમા શોધખોળ કરવાની જિજ્ઞાસા રહે તે માટે પુરાતત્ત્વમ દિર ખોલ્યુ છે

લોકોનો વ્યવહાર સુગમ થઈ પડે તે માટે ટેલિફોન શરૂ કર્યો છે. રેલવે લાઇનનો વિસ્તાર ૭૨૩ માઇલનો છે અને રસ્તાઓનો વિસ્તાર ૧૭૧૧ માઇલનો છે જે હિદુસ્થાનમા વિસ્તારના પ્રમાણુમા વધારેમા વધારે કહેવાય

ગામડાનો વિકાસ થતોજ રહે તે માટે વાર્ષિક ૭ લાખ રૂપિયાનુ ઉત્પન્ન થાય એવી બે કરોડની રકમ ગ્રામોદ્ધાર માટે કાઢવામા આવી છે

પાણીની સવડ માટે ઘર ઉપયોગ માટે વૉર્ટર વર્કસ અને ખેતરો માટે પપીંગ મશીનોનો પ્રચાર પુષ્કળ કરવામા આવ્યો છે.

સાહિત્ય, સગીત અને કલાને ઉત્તેજન આપવા માટે રાજ્ય તરફથી પ્રોત્સાહન આપવામા આવે છે.

શોધખોળને માટે જૂના સ્થળોનું ખોદકામ શરૂ કર્યુ છે

જૂના મકાનોની સાચવણી કરવામા આવે છે અને નવા સુદર રીતે બાધવામા આવે છે.

વડોદરામા મકાનો જોવા જેવા લક્ષ્મીવિલાસ મહેલ, મકરપુરા રાજમહેલ, વડોદરા કોલેજ, ન્યાયમદિર. વડોદરામા ઉદ્યોગગૃહોમા શ્રી સયાજીવિજ્ઞાન મદિર, કલાભવન, શ્રી સયાજી હીરક મહોત્સવ ગૃહઉદ્યોગ અને કૃષિક્ષેત્ર

વડોદરામા સસ્થાઓ–કેળવણીની કોલેજ, કારેલીબાગનુ આર્યકન્યા વિદ્યાલય, સગીત શાળા, સેન્ટ્રલ લાયબ્રેરી સ્ત્રીઅધ્યાપન પાઠશાળા.

વડોદરામા કલાની દષ્ટિએ જોવા જેવા (૧) કીર્તિ મદિરમા ' ગગા અવતરણુ ' અને ' મીરાબાઇ ', (૨) કામાટી બાગમા ચિત્રસગ્રહ, (૩) રાજમહેલનુ સિહદ્વાર, (૪) રાજમહેલમા પ્રતાપ શસ્ત્રાગાર (૫) જ્યુબિલીબાગનું બુદ્ધનું પૂતળુ, (૬) નજરબાગમા ઝવેરખાનું, (૭) કીર્તિસ્તભ રાજમહેલ રોડની વચમા, (૮) કામાટીબાગમા પેસતાં શ્રી સયાજીરાવનુ ઘોડેસ્વાર પૂતળુ

આરોગ્યની દષ્ટિએ જોવાલાયક શ્રી સયાજી દવાખાનુ (૨) સરકારવાડામા આરોગ્ય સગ્રહસ્થાન, (૩) પશુ દવાખાનું કોઠીથી ઉત્તર બાગમા, ઘોડદોડ ઉપર ક્ષયનિવારણુ સસ્થા

સામાન્ય જ્ઞાન માટે, ખડેરાવ માર્કેટ, સેન્ટ્રલ જેલ, બોડકાર્ટીંગ સ્ટેશન, કોઠી પાસે સૂર્યમદિર, વિઠ્ઠલમદિર, અગર સયાજી સરોવર, મકરપુરા રોડ ઉપર હજિરો, સયાજી ટાવર વગેરે

વડોદરા રાજ્યમા જોવાલાયક (૧) ડભોઇનો કિલ્લો, સોનગઢનો કિલ્લો, ઉનાઇના કુડ, મોઢેરાનુ સૂર્યમદિર, સિદ્ધપુરનો રુદ્રમહાલ, પાટણુના સહસ્રલિંગ તળાવના અવશેષો, વડનગરનાં તોરણુ, નર્મદાકિનારે વ્યાસક્ષેત્ર, બેચરાજીનુ મદિર, ઉમરાઠનું હવાસ્થળ, સખેડા, વિસનગરની કારીગીરી, દ્વારકાનું જગદીશનું મદિર અને બેટ

—ચદુલાલ વ્યાસ

# શિક્ષકનો ધંધો

અર્વાચીન જગતે મૂડીવાદ સામે અનેક પ્રકારના વાદ ઊભા કર્યા છે, અને હજુ પણ જગત નવા નવા જન્માવે છે લોકકલ્યાણની દૃષ્ટિએ કોઈ પણ પ્રવૃત્તિનું મૂલ્યાંકન થવું જોઈએ તેને બદલે નાણાંની દૃષ્ટિએ સ્થૂળ વસ્તુનું, અને સૂક્ષ્મ આદર્શનું મૂલ્યાંકન થવા લાગ્યું છે એટલે હવે જગતમાં જ્યાં ત્યાં વિષમતા દેખાવા લાગી છે એ વિષમતા ઘણી વાર સાચી રીતે અને કેટલીક વાર વાસ્તવિકતાના આભાસરૂપે માણસોને ખટકે છે એવી અનેક ખટકો પૈકીની એક ખટક અત્યારે શિક્ષકોના જગતમાં વ્યાપી રહી છે મુંબઈ ઇલાકાના અને વડોદરા રાજ્યના પ્રાથમિક શાળાના શિક્ષકોને મળતું વેતન રોટલાની જોગવાઈ વાસ્તે પૂરતું નથી એમ ચોતરફથી ફર્યાદ થવા લાગી છે નાના પગારના શિક્ષકો બીજી કમાઈ કર્યા વગર હાલ જીવી શકે તેમ નથી એ તો દીવા જેવું સ્પષ્ટ છે. મોટા પગારના શિક્ષકોને રોટલો તો પગારમાંથી મળી રહે પણ તેમને તો વિષમતાની ખટક ખટકવા લાગી એટલે મિલના મજૂરો, પોસ્ટ ખાતાના નોકરો અને રેલવેના નોકરો જેમ હડતાળ પાળી પોતાની ફર્યાદ અસરકારક રીતે ધારેલે ઠેકાણે પહોંચાડી શકે છે. તેમ શિક્ષકોએ પણ હડતાલથી પોતાની ફર્યાદ રજુ કરવાનો માર્ગ ગ્રહણ કર્યો હતો

આના સંજોગમાં આજથી ત્રીસ વરસ પહેલાની પરિસ્થિતિનું સ્મરણ તાજું થાય છે. અને ૧૯૧૬ થી ૧૯૨૦ સુધી અમે "કેળવણી" માસિક. વડોદરામાંથી પ્રકટ કરતા હતા ત્યારે તે વખતના મહેસાણા પ્રાંતના જ્ઞાનસમૃદ્ધ શિક્ષક માણેકલાલ હરિલાલે "સરિત" ઉપનામથી શિક્ષકોના રૂડા આદર્શ માટે કવિતા લખી એ માસિકમાં પ્રકટ કરાવી હતી એ ચર્ચા બીજા શિક્ષકોએ ઉપાડી લીધી હતી અને શિક્ષક માટે અનેક કાવ્યો તે વખતના "કેળવણી"ના અંકોમાં પ્રકટ થઈ ગયા હતા

શ્રી. "સરિતે" લખેલી આરંભની કવિતાના ચરણો રજૂ કરી તેના પડઘારૂપે શિક્ષકોએ લખેલા કાવ્યજોડકણાના ચરણો અત્રે આપવાની લાલચ રોકી શકાતી નથી.

"સરિત"

હમે નાના સુકોમળ બાળ કેળવનાર મહેતાજી
અને લાયક સમાજોમાં હમે ફરનાર મહેતાજી
શરૂની જીંદગાનીના અનુભવ હીણું બાળકના
અકકલના મન્દ મૂરખના હમે સરદાર મહેતાજી
.... . . . . . ....
પ્રભુ કાચા કરે ઉત્પન્ન, પકવવા એ હમારૂં કર્મ
હરિની હારનું આસન, હમે લેનાર મહેતાજી.

[ માર્ચ ૧૯૧૭ ]

શ્રી. રેવાશંકર પ્રભુરામ રાવળ—

તારે માટે અનુભવ વિના કોણને ખ્યાલ આવે
એ દર્દીને દરદી જનનો, ખ્યાલ સાચો ન આવે
ધરીને હેજે અરણ્ય રૂદને, યત્ન મિથ્યા દુ ખાળો
ધરી શાન્તિ પૂરણ કરજે ધર્મ રૂડો રસાળો.

[ જુન ૧૯૧૭ ]

શ્રી " મરિત "—

અભિમાન ધધાનુ નથી તો શીદને શિક્ષક થયા ?
કરવા છતા નિદો અતિ તો શીદને શિક્ષક થયા ?
ધનની હતી જો વાછના, ને વૈભવી સુખની તમા,
દૂર દેશ જાવુ'તુ ભલા પણ શીદને શિક્ષક થયા ?

. . .

શિક્ષક થવુ સારૂ નથી, તો કોઇ કરગરતુ નથી
છોડી દીઓ, રહો કા મથી ? ઝખ મારવા શિક્ષક થયા ?

[ જાન્યુઆરી ૧૯૧૮ ]

શ્રી સશિત—

સમાજોદ્ધાર કરનારા, કુધારા વહેમ હરનારા
નવી દુનિયા દીપવનારા, હમે પૂજાઇશુ ક્યારે ?
વડુ શુભ નામ શિક્ષકનુ હમે બદનામ છે કીધુ
વધા છે " ગાધી " દીનબન્ધુ-મ્હેણુ ખોઇશુ ક્યારે ?

[ માર્ચ ૧૯૧૮ ]

શ્રી સરિતને જવાબ આપનાર સ્વ. કવિરત્ન શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ તરફથી " સમુદ્ર "ના ઉપનામથી લખાયુ

જન ધર્મ દેશ હિતેચ્છુતા મનમા ધરી શિક્ષક થયા
વ્યાસંગ વિદ્યાનો વધુ વળગ્યે અમે શિક્ષક થયા.

.. .... . .. .

જેને ઉપાલભો તમે તેની સ્થિતિ ક્ષણ ભોગવો
અનુભવ કરી પછીથી વદો "ઝખ મારવા શિક્ષક થયા."
દીલસોજી દરિયામા પડી, મનુષ્ય મેઘ વિષે વહ્યુ
કેવાશે જેને કોઇ નહિ, એવે અમે શિક્ષક થયા.

[ એપ્રિલ ૧૯૧૮ ]

શ્રી પ્રભાશંકર જયશંકર પાઠક—

વદવુ ઘટે ના એમ કે " ધંધા વિના શિક્ષક થયા "
" ઝખ મારવા કે પેટ ભરવા કારણે શિક્ષક થયા "
પણ દેશ સેવા કારણે યશ લાચ લાલચ ત્યાગીને
અભિમાનથી વદવું ઘટે " સ્વેચ્છા થકી શિક્ષક થયા. "

[ સપ્ટેમ્બર ૧૯૧૮ ]

શ્રી. ભાઇશંકર ગૌરીશંકર સીહોરી—

કુટુંબને પોષણ ન પહોંચે, વસ્ત્ર વિણ વામા ફરે
બેહાલ હાલહવાલ થાવા, શીદને શિક્ષક કર્યો ?

[ ઑગસ્ટ ૧૯૧૮ ]

" વિવિત્સુ " ચી ચીમનલાલ ગાંધી ઉવાચ—

આંખોનું નીજ નૂર, હીર ઉરનું સર્વસ્વ જીવિતનું,
માતા ને પિતુના ઉરો જકડતુ, રજ્જુય જે સ્નેહનું
જેના ઉપર અંત્ય સર્વ સુખની, આશાય માબાપની
તેવું શાશ્વત દ્રવ્ય, શિક્ષકને, કહે રંકનુ ક્યાં પછી ?

[ ઑક્ટોબર ૧૯૧૮ ]

શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી ઉવાચ—

ઢંઢેરાની તમારીથી પડયાં ગજવા મહીં કાણાં
ગરીબ ગજવે છતાં મોટા, અમે સૌ શિક્ષકો છઈએ

[ નવેમ્બર ૧૯૧૮ ]

શ્રી હીરાલાલ વલ્લભરામ દવે ઉવાચ—

બધા ધંધા વિષે રૂડો, અનીતિનો નથી કુવો.
ભલે જન " પંતુજી " કહેશે થયો જન ભાવથી શિક્ષક
મનુષ્યના સર્વ અંગોની દીપાવ્વા જ્ઞાન કેળવણી
અનેરા રંગથી રંગી, થયો હું ભાવથી શિક્ષક

[ નવેમ્બર ૧૯૧૮

શ્રી " સંગિત "—

શિક્ષક થઇને મે અહા, જીવન સુધાર્યો આટલા
એવું ન હૃદયે લાવતા, શિક્ષક થયા શા કામના ?

[ જાન્યુઆરી ૧૯૧૯ ]

આજે પણ જો "કેળવણી" માસિક પત્ર ચાલતું હોત તો ઉપર દર્શાવેલા વિચારોના દદ ગુદ્દવાળા કાવ્યો સમાજ આગળ રજુ થયા હોત શિક્ષક મંડળ જેવું અગત્યનું સમાજનું અંગ ઉપેક્ષા કરવા પાત્ર નથી એ વાત તો સૌ સ્વીકારે છે. શરીરના રોગના વૈદ્યો અને ડૉક્ટરોની આર્થિક સંકડામણ મનને સુધારનાર શિક્ષકોની આર્થિક સંકડામણ જેટલી હોતી નથી શિક્ષકને આદર્શ જ્ઞાનગુરુ બનાવવો હોય તો એમની યોગક્ષેમની ચિન્તાનો ભાર એમના મન ઉપર વધવા દેવો ન જોઇએ શિક્ષકને બધા પ્રકારની મોકળાશ હોય ત્યારે જ તે પોતે સમયના પ્રવાહ પારખી સમયને અનુકૂળ શિક્ષણ સમાજના શહેરીઓ થવાના ઉમેદવારોને આપી શકે શિક્ષક પોતે રોજ અવનવી રીતે વિકાસ સાધતો રહે તો જ તે સફળ શિક્ષક બને. એમ થવા માટે શિક્ષકને ખૂબ ફુરસદ જોઇએ, ખૂબ આરોગ્ય જોઇએ, જ્ઞાનરૂપી મધ સારવવા માટેની માધુકરી વાસ્તે ઉચ્ચ શ્રેણીના પુસ્તકોના પાર્સલો રોજ પોતાને ઘેર મંગાવવા જેટલી નાણાની મોકળાશ જોઇએ.

આ બધું ૧૦ રૂપીઆના કે ૧૫ રૂપીઆના માસિક પગારદાર શિક્ષક પાસે ક્યાથી હોય ? એવા શિક્ષકને શિક્ષક કહેવા એ શિક્ષક શબ્દની મશ્કરી કરવા જેવું થાય છે આજના યુગમા માસિક રૂ ૧૦૦ અંકે સોના પગારથી ઓછા પગારવાળો માણસ સાચો શિક્ષક રહી જ ન શકે સમાજના આગેવાનોની મોટી ભૂલ થાય છે કે આદર્શ વિનાના, ઘણા પ્રકારની બદીવાળા, અને વિદ્યાર્થીઓના બાળમાનસને દિનપ્રતિદિન સ્વચ્છ બનાવવા કરતા વધૂ ડહોળી નાખનારા કહેવાતા શિક્ષકોના હાથમા અણમૂલ બાળકોને સોપાય છે ઘણા સમજુ માબાપો છેલ્લા દશ વરસથી પોતાના બાળકોને પ્રાથમિક શાળાના ૧૫-૨૦ રૂપીઆના પગારદાર શિક્ષકો પાસે ભણવા ન મોકલતા પોતાને ઘેર જ બાળકની માતા કે બેન પાસેથી જ પ્રાથમિક જ્ઞાન અપાવે છે

કોઇ કહેશે કે સ્વરાજ આવશે એટલે આપોઆપ આપણી આ મુશ્કેલી દૂર થઇ જશે એ બિચારા સ્વરાજઘેલાને થોડી ખબર છે કે સ્વરાજ એ એવી માત્રા નથી કે તે બધા રોગ પર લાગુ પાડી શકાય. સમાજ આગળ સુસ્પષ્ટ રીતે થોડી વાતો ચોકસ રૂપમા રજુ કરવા ઇચ્છીએ છીએ

(૧) વડોદરા રાજ્યે અત્યાર સુધી શિક્ષકો માટે જેટલી સગવડ આપી છે તેટલી સગવડ ગુજરાતમા બ્રિટિશ સરકારે કે અન્ય દેશી રાજ્યે આપી નથી

(૨) વડોદરા રાજ્યની રાજનીતિ શિક્ષકવૃન્દને દબાવી રાખવાની કોઇ કાળે હતી જ નહિ અને આજ પણ નથી

(૩) પ્રાથમિક શાળાના—ખાસ કરીને તાલુકાના કસ્બાના શહેરોની પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષકને રૂ ૧૦૦ નો માસિક પગાર મળે એવી ગોઠવણ રાખવી ઘટે છે એમ કરવા જતા થોડા મદદનીશશાળાધિકારીની જગ્યા કમી કરવી પડે તો પણ હરકત આવશે નહિ

(૪) ઉપશિક્ષકોના પગાર સમય સમયની આર્થિક પરિસ્થિતિ પ્રમાણે વડોદરા રાજ્યે

વધાર્યાં જ છે, તેમા બહારની ભલામણો કે આગ્રહની અગત્ય વડોદરા રાજ્યના કારભારને નથી જ વ્યાજબી હોય તે થયા કરે

(૫) વસો ગામે શ્રીયુત મોતીભાઇ અમીનની દીર્ઘ દૃષ્ટિથી આજથી ત્રીસ વરસ પહેલા જેમ " નવી ગુજરાતી શાળા " પ્રજાકીય કારભાર તળે ઊભી કરવામા આવી હતી, તેમ દરેક ૫૦૦૦ માણસોથી વધારે વસ્તીવાળા ગામે અકકેક પ્રજાકારભારની આદર્શ પ્રાથમિક શાળા પ્રજાના હિતેચ્છુઓએ ઊભી કરવી જોઇએ. ધનાઢ્યના નાણા કોલેજો ઉઘાડવા મળી રહે છે તો સારી મજાની પ્રાથમિક શાળા ચલાવવા કેમ નહિ મળે ?

× × ×

(૬) યૂરોપ, અમેરિકાના મિશનરીઓ હિન્દમા અને અન્ય સ્થળે શાળાઓ અને કોલેજો ચલાવે છે—તેમા કામ કરનાર મિશનરી અધ્યાપકોના બાળકોની કેળવણી માટે, તેમના કુટુમ્બીજનોની માદગીની સારવાર માટે અધ્યાપકોને ચિન્તા હોતી જ નથી. એવા સારા ફંડ મિશન પાસે હોય છે કે તેમાંથી આ બધુ થયા જ કરે છે ગુજરાતમા આવી નીતિવાળા મ ડળો કેમ ન હોઇ શકે ?

(૭) પેટલાદના સાચા દાતાર શેઠ રમણલાલભાઇએ હવા ખાવાના ફરેલ સ્ટેશન ઉપર એક સારો બ ગલો ભાડે રાખ્યો, તેમા રહેવાની બધી સામગ્રી વસાવી અને પેટલાદના જે શિક્ષકો ત્યા હવાફેર માટે રહેવા જાય તેમને વગર લવાજમે બધી સવડ ત્યા મળતી રહે એવી ગોઠવણ કરી આવી ગોઠવણ જુદા જુદા સ્થળે શિક્ષકો માટે રાજ્ય તરફથી અને ધનાઢ્ય તરફથી થવી જોઇએ

(૮) મારા એક મિત્રને સરસ રીતે જ્ઞાનપરબડી ચલાવવાની ટેવ હતી પોતે ગુજરાતમા ફરે ત્યા શિક્ષકોનો સહવાસ ખાસ ખોળે અને પછી જે તે શિક્ષકની લાયકાત, આવડત અને રુચિ જાણી લે. તે મિત્ર મુબઇ જ્યારે જતા ત્યારે જુદી જુદી ચોપડી વેચનારની દુકાને જઇ પુસ્તકો ખરીદી તેના પાર્સલ બારોબાર ચોપડી વેચનારની દુકાનેથી વડોદરા, સુરત, અમદાવાદ, રાજકોટ, ભાવનગર આદિના ખીલતા શિક્ષકોને ત્યા ટપાલદ્વારા પહોંચાડી દેતા હતા. આવી જ્ઞાન પરબડી શિક્ષકો માટે બહુ જરૂરની છે. જો કે કેટલાક શિક્ષકોમા ઘણા એવા હશે કે જેમણે પોતાના તાબાના પુસ્તકાલયમાં આવેલા પુસ્તકોનાં પાના પણ કાતર્યાં નહિ હોય, પણ આપણે તો ખરા શિક્ષકોની જ વકીલાત કરવી છે ને

(૯) મારા મિત્ર—અરે, શિક્ષક માત્રના સાચા મિત્ર—શ્રીયુત મોતીભાઇ અમીન તરફથી એક એવા મ ડળની વાત શિક્ષકની પરિષદમા રજુ થઇ હતી કે એ મ ડળનો કોઇ ઇસમ મૈયત થાય એટલે મ ડળના દરેક સભ્યે તે મૈયતના વારસને અકેક રૂપીઓ મોકલી આપવો આ રીતે જો શિક્ષક મ ડળ પોતાનુ બન્ધારણ હોય, તો એક પ્રકારનો જીદગીનો વિમો ઉતરાવવા જેવુ બને.

(૧૦) રાજ્ય તરફથી શિક્ષકોનો ધન્ધો કરનારને જુદી જુદી સરકારવર્ધક પ્રવૃત્તિ માટે ખાસ મદદ—ગ્રાન્ટ—મળવાનો પ્રબન્ધ થવો જોઇએ (૧) હિન્દુસ્તાનના પ્રખ્યાત સ્થળોના પ્રવાસના ખર્ચ માટે (૨) વિદ્યા અને વિજ્ઞાનનાં સંગ્રહસ્થાનોની મુલાકાતના ખર્ચ માટે, (૩) પરિષદો, અને પંડિતોના વ્યાખ્યાનસત્રોમાં હાજરી આપવાના ખર્ચ માટે, (૪) શિક્ષણને લગતાં ચલચિત્રો જોવા માટેના અને વિદ્યાર્થીઓને બતાવવા માટેના ખર્ચ માટે

(૧૧) રાજ્ય તરફથી, સુધરાઇ તરફથી કે ધનાઢ્ય વહેરીઓ તરફથી મોટાં વહેરોની હૉસ્પિટલમાં શિક્ષક માટે ખાસ મફત ખાટલા વસાવવા જોઇએ ઘણા શિક્ષકોજ પૈસાને અભાવે પોતાની આંખ માટે, ફેફસા માટે, પેટ માટે, અને ઇતર રોગ માટે અદ્યતન સારવાર માટે મોટા દવાખાનાનો આશરો લઇ શકતા નથી, અને છેવટે રોગ અસાધ્ય બની જાય ત્યારે કરજ કરીને એ શિક્ષક દવાખાનાને આશરે જાય છે, પણ તે શા કામનું ?

આવા પ્રકારની સગવડો શિક્ષકવર્ગને આપવાનો વિચાર ડાહી સમાજ નહિ કરે તો શિક્ષણનો પ્રચાર કરવાની રીત બદલાઇ જશે શાળાઓ નીકળી જઇ ઘરશાળાઓ ઉઘડશે ડૉકટરો જેમ વૈદ્યો કરતા મોંઘા પડવા લાગ્યા છે ( ડૉ જીવરાજ જેવા પ્રતિષ્ઠિતજન એમ કહે છે ) તેમ હાલના માસ્તરો કરતાં ઘરશાળાના શિક્ષકો સમાજને મોંઘા પડશે

માટે સ્વ. રણજિતરામ મહેતા જેવા કોઇ ગુજરાતમાં જાગે અને ફરીથી ગુજરાત કેળવણી પરિષ.ની બેઠક ચાલુ કરે અને શિક્ષણના પ્રશ્નને અને શિક્ષકના પગારના પ્રશ્નને જાહેર રીતે છણવા લાગે

મહાત્મા ગાંધીજીએ તો આ પ્રશ્નનો ઉકેલ મૂળગત શિક્ષણનો કાર્યક્રમ ઘડી આપીને કરી આપ્યો છે પણ એમના આદર્શને પચાવી શકવા જેટલી શક્તિ પ્રજામાં કયાં છે ? ઘણી બાબતોમાં ખાસ કરીને કેળવણીની બાબતમાં—મહાત્મા ગાંધીજી ગુજરાતની સમાજની પ્રગતિથી બહુ જ આગળ જઇને વાતો કરે છે બીજા દેશની પ્રજાની પ્રગતિનો આંક આપણા ચિત્ત ઉપર સાચો આવ્યો ન હોય, એ મહાન દ્રષ્ટાની વાતો આપણાથી કેમ થાય ? એઓશ્રી તો દરિદ્રનારાયણની ઉપાસના કરવાનું કહે છે. તે પણ આજકાલના શિક્ષકોએ વિચાર પર લેવા જેવી વાત છે

છેવટે એટલું જ કહેવાનું છે કે શિક્ષકના ધંધાની મીમાંસા જેટલી રાજ્યના સંચાલકો માટે જરૂરની છે તેટલી જ જરૂરની છે તે પ્રજાના આગેવાનો માટે. જોજો, એ વાત ભૂલાય નહિ.

—કલ્યાણરાય નથુભાઇ જોષી

(૨૭) જીવનનું ખરૂ પ્રવેશદ્વાર પુસ્તકાલય છે.

(૨૮) સમાજનો અરુણોદય જ્ઞાનથી જ છે

(૨૯) મોટી મિજલસો કરી નામના મેળવવી તેના કરતા મોટાં પુસ્તકાલયોની સ્થાપના કરી નામના મેળવવી એ અતિ ઉત્તમ છે.

(૩૦) વાચન વિનાનુ જીવન એ શુષ્ક જીવન છે.

(૩૧) દુનિયાના વહેવાર જાણવાના સાધનો અનેક છે, પણ દુનિયાને જાણવા માટે પુસ્તકાલયો બધાવો

(૩૨) સસાર–મંદિરનો સુવર્ણકળશ જ્ઞાન છે

(૩૩) ઝરામાથી ચોખ્ખુ નીર મળે છે, તેમ પુસ્તકાલયમાથી જ્ઞાન–નીર મળે છે

(૩૪) શ્રીમતો હવા ખાવા માટે પર્વતો ઉપર જાય છે, તેમ સાહિત્યપ્રેમીઓ જ્ઞાન–પર્વતો ઉપર પુસ્તકાલયોમાં જાય છે.

(૩૫) આદર્શ યુવકોનું આરામગૃહ જ્ઞાન–મદિર છે

---

# શરદ્ વાટિકા

શારદાદેવીનાં લઉં વારણાં સખી
જ્ઞાનનાં સ્થાન સોહાય જો. જ્ઞાનસાગરના હસલા.

રૂડી બંધાવું જ્ઞાન ઝૂંપડી હો બ્હેન
કીર્તિ સુવાસ પ્રસરાય જો જ્ઞાન૦

સાખી

ગ્રથસરિતા ગુર્જર તણી વહે સિન્ધુ રસધાર
સુવાસ ચારે કોર ફેલાય જો નૂતન સર્જનહાર

સેવક મગાવુ જ્ઞાનલોકના સખી
શ્રદ્ધાની મૂર્તિઓ મૂકાવજો . જ્ઞાન૦

રોજે જ ન્હાને એના તીરે હો બ્હેન
... ક્ષેત્ર મળી રણ મંત્ર જાય જો ..જ્ઞાન૦
ટૂંકમા, સદ્‌વાચનની જેટલી ઉ
આવી પરીક્ષાઓની ઉપયોગિતા આપણી ઓપશે હો બ્હેન
છે, ત્યારે આવી પરીક્ષાઓ એ તે અભેદ ટળી જાય જો... જ્ઞાન૦

ગશા ઉમેદશા દિવાન




**૧. હિંદુસ્તાની-ગુજરાતી કોશ**—સંપાદક શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રોડ, અમદાવાદ ડેમી આઠ પેજી કદના પૃષ્ઠ ૩૭૬+૧૬, સાદા કવર જેકેટ સહિત બોર્ડ પટીનું પાકું પૂઠું, મૂલ્ય રૂા ૪–૦–૦ ૧૯૪૬.

દેશમા રાષ્ટ્રીય આંદોલનોના જુવાળની સાથે સાથે રાષ્ટ્રભાષાનો પણ પ્રશ્ન આપણે ત્યા ઉપાડવામા આવ્યો હતો અને એ રાષ્ટ્રભાષા નાગરી લિપિ અને હિંદી શૈલીનો પ્રચાર શરૂ કરવામા આવ્યો હતો પરંતુ દેશમા ઉર્દૂ અને નાગરી બન્ને લિપિ પ્રચલિત હોઈને તે બન્ને લિપિના ઉપયોગપૂર્વક રાષ્ટ્રભાષાનો પ્રચાર ચાલુ થયો. તેના સુપરિણામરૂપ આ પુસ્તક છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૩૯ મા પ્રસિદ્ધ થઈ ત્યારે એમા ગુજરાતી હિંદી શબ્દોનું ભંડોળ અપાયુ હતુ આ આવૃત્તિમા ઉર્દૂ લિપિના શબ્દો પણ અપાયા છે.

રાષ્ટ્રભાષાના વાચકોને આ આકરગ્રંથ અત્યંત ઉપયોગી નીવડશે

જ્યા જ્યાં રાષ્ટ્રભાષા પ્રચારનાં કેન્દ્રો ચાલતા હોય ત્યા ત્યા રાષ્ટ્રભાષાના અભ્યાસીઓ માટે આ પુસ્તક અવશ્ય વસાવી લેવાય

**૨ ગુજરાતનુ ઘડતર**—વ્યાખ્યાતા શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ, પ્રકાશક મુંબઈ યુનિવર્સિટી તરફથી એન એમ ત્રિપાઠી લિ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨, ક્રાઉન કદના પૃષ્ઠ ૩૨૬+૮+૮, કવર જેકેટ સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂા ૩–૦–૦ ૧૯૪૬.

મુંબઈ યુનિવર્સિટી તરફથી અપાતા વાર્ષિક ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા અંગે સાક્ષર શ્રી. રમણભાઈએ સને ૧૯૪૧ માં આપેલા વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે એમા, એઓશ્રીએ ગુજરાતના ઘડતરથી લઈને એના સાંસ્કૃતિક અને સાહિત્યિક પ્રવાહોનો પરિચય આપીને તેની સમાજ પરની ઐતિહાસિક અસરોનુ પણ નિરૂપણ કર્યું છે. ઉપરાંત, સાહિત્યની સમીક્ષા કરીને પ્રાચીન અને અર્વાચીન સાહિત્ય, તેમ જ સાહિત્યમા વાસ્તવવાદના ચર્ચાસ્પદ પ્રશ્નની પણ છણાવટ કરી છે

ગુજરાતના સમાજ, સંસ્કૃતિ, સાહિત્ય અને ઐતિહાસિક દષ્ટિનુ અવલોકનપૂર્વક નિરૂપણ કરતુ આ પુસ્તક દરેક પુસ્તકાલયમા હોવુ ઘટે

**૩ મહાગુજરાતની ગઝલો**—સંપાદક અને પ્રકાશક મહાગુજરાત ગઝલ મંડળની તપાસ સમિતિ, કરવા રોડ, સુરત ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૪, મૂલ્ય રૂા ૧–૮–૦

એક વખત હતો જ્યારે આપણે ત્યાં લોકસાહિત્યના દુહાની રમઝટો જામતી. હજી પ એના કંઈક લીસોટા સૌરાષ્ટ્રના ગામડામાં હશે; જ્યારે આ તરફ શહેરોમાં ગઝલ મંડળો દ્વારા એના મુશાયરાઓ યોજાય છે અને તેમાં જાણીતા ગઝલનવેશોની કૃતિઓ જાહેરમાં લલકારાય છે એવી જાણીતા ગઝલકારોની કૃતિઓ આમાં સંગ્રહાઈ છે એમાં કેટલીક વિશિષ્ટ ગુણવત્તાયુક્ત છે તો કેટલીક નબળી પણ છે. છતાં, આવો સંગ્રહ આવકારદાયક ગણી શકાય.

**૪. ઝાંશીની રાણી લક્ષ્મીબાઈ**—લેખક: શ્રી. ગોવિંદરાવ પાંડુરંગ ભાગવત, પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદના પૃષ્ઠ ૧૮૪+૮, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. એક. ૧૯૪૬.

કેટલાક ઐતિહાસિક પુસ્તકોના આધારે ભારતની વીર સન્નારી ઝાંસીની રાણી લક્ષ્મીબાઈની જીવનકથા આ પુસ્તકમાં લેખકે આલેખી છે એમાં માત્ર ઐતિહાસિક તવારીખ જ નથી, પરંતુ ભારતના ભવ્ય ઇતિહાસ વચ્ચે અડીખમ ઊભેલી આ વીર રમણીની તેજસ્વી જીવનગાથાને સાંકળેલી છે

ભારતવર્ષના ૧૮૫૭ ના બળવાને અત્યાર અગાઉના ઇતિહાસકારોએ સિપાઈઓના બળવા તરીકે ઓળખાવ્યો છે. તે ખરી રીતે રાષ્ટ્રવ્યાપી ક્રાન્તિ હતી અને તેમાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઈએ કેટલો વીરત્વભર્યો હિસ્સો આપી લોકોને દોરવણી આપી હતી તેનું ઉમદું ધ્યાન આપ્યુ છે ઉપરાંત, તત્કાલીન બની બેઠેલા અંગ્રેજ રાજકર્તાઓએ દેશભરમાં જે અત્યાચારો ગુજારેલા તેને લગતા પ્રસંગો કમકમાટી ઉપજાવે તેવા છે.

ભારતની ઐતિહાસિક વીરશ્રીની આ ઓજસ્વી કલમે લખાયેલી જીવનકથા દરેક પુસ્તકાલય વસાવી લે.

**૫. પૃથિવીવલ્લભ**—(આવૃત્તિ ૬ ઠ્ઠી)-લેખક શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદના પૃષ્ઠ ૧૮૦+૧૨, સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૮-૦

સાક્ષર શ્રી કનૈયાલાલ મુનશીરચિત આ નવલકથાનો પરિચય આપવાની હવે ભાગ્યેજ આવશ્યકતા રહે છે મળતા બંધ થઈ ગયેલા આ પુસ્તકની છઠ્ઠી આવૃત્તિ પ્રકટ થાય છે તેજ એની લોકપ્રિયતાની સાબિતીરૂપ છે. એનાં પરભાષાઓમાં રૂપાંતરો–અનુવાદ થયા છે, ફિલ્મ પણ ઊતરી છે, અને છેલ્લે એનું બોલપટ પણ ગુર્જર જનતાએ જોયું છે જે પણ પુસ્તકાલયમાં એ ન હોય વા જીર્ણ અવસ્થામાં હોય ત્યાં એ અવશ્ય વસાવી લેવાય

**૬. શ્રીમતી અરુણા આંસફઅલી**—લેખક શ્રી સુરેશ ગાંધી, પ્રકાશક. નટવરલાલ મોહનલાલ ઠક્કર, એન એમ ઠક્કરની કું પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ ક્રાઉન કદના પૃ૰ ૧૧૬, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૨-૦-૦

[ સાધણ પૃ ૨૦૯ને છેડે ]



## નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૧ આધુનિક ભારત—મૂળલેખક આચાર્ય જાવડેકર, અનુ૰ પાંડુરંગ ગણેશ દેશપાંડે, મૂલ્ય રૂા. ૭.

૨ હિંદુસ્તાની ગુજરાતી કોશ—સંપાદક શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, મૂલ્ય રૂા ૪–૦–૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકો

૩ એકતારો—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય રૂા ૧–૦–૦.

૪ રઢિયાળી રાત—ભાગ ૧ લો અને ભાગ ૨—સંપાદક શ્રી ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય અનુક્રમે રૂા ૧–૮–૦ અને રૂા ૨–૦–૦

૫ ભવ્ય જગત—(આવૃત્તિ બીજી) લેખક શ્રી. રમણલાલ ના શાહ, મૂલ્ય રૂા. ૧–૪–૦

૬ ચાંદો-સૂરજ ( ત્રીજી આવૃત્તિ ) લેખક શ્રી રમણલાલ સોની મૂલ્ય ૦–૮–૦.

૭ કીર્તિમંદિર ( ત્રીજી આવૃત્તિ ) લેખક શ્રી કેશવલાલ શાહ, મૂલ્ય ૦–૧૨–૦

૮ પૃથિવીવલ્લભ—લેખક શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી, મૂલ્ય રૂા. ૨–૮–૦.

## મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇનાં પુસ્તકો

૯ ગુજરાતનું ઘડતર—વ્યાખ્યાતા શ્રી રમણલાલ વ દેસાઇ, પ્રકાશક મુંબઇ યુનિવર્સિટી, મુંબઇ મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૦ અર્વાચીના—લેખકો શ્રી. ધનસુખલાલ મહેતા અને શ્રી. અવિનાશ વ્યાસ, મૂલ્ય રૂા એક

## એન. એમ. ઠક્કરની કું. મુંબઇનાં પુસ્તકો

૧૧ શ્રીમતી અરુણા અસફઅલી—લેખક શ્રી. સુરેશ માધી, મૂલ્ય રૂા ૨–૦–૦.

૧૨ નૂરજહાન—મૂળલેખક શ્રી. હરિસાધન મુખોપાધ્યાય, મૂલ્ય રૂા. ૨–૦–૦.

૧૩ બાટલીનો બૂચ—લેખક શ્રી. રમણલાલ સોની, મૂલ્ય રૂા. ૩–૦–૦.

૧૪ ખેલાડી—લેખક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૩–૦–૦.

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૫ પુષ્પાંજલિ—લેખક શ્રી. મગળજી ઉદ્ધવજી શાસ્ત્રી, પ્રકાશક શ્રી. ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ રોડ, અમદાવાદ મૂલ્ય રૂા ૧–૮–૦

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૬ / સન ૪૫–૪૬

### મહાલ અને પ્રાંત મંડળોને મળનારી ફાળવણી બાબત

'પુસ્તકાલય' માસિકના મે સન ૧૯૩૮ ના અંકમાં પૃષ્ઠ ૩૧૪ ઉપર, પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ પ્રમાણે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ અને પ્રાંત પુ મંડળોને ચાલુ સાલે મળનારી ફાળવણીની રકમ, જે તે પ્રાંતના મંડળો તરફ મે '૪૬ આખર સુધીમાં મોકલી આપવામાં આવશે. જે તે મહાલ મંડળોએ પોતાની ફાળવણી મેળવવા સારૂ, પોતપોતાના પ્રાંત મંડળો તરફ ગત વર્ષના અહેવાલ–હિસાબ મોકલી તેની સાથે ફાળવણીની માગણી કરવી અને તે પછી પ્રાંત મંડળોએ જે તે મહાલ મંડળોને તેમની ફાળવણી, અદા કરવા તજવીજ કરવી

જે તે મહાલનાં પુસ્તકાલયો તરફથી લવાજમની આવેલી રકમ અને તે ઉપરથી મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત અને મહાલ મંડળોને મળનારી ફાળવણીની રકમ નીચે પ્રમાણે છે —

### વડોદરા પ્રાંત

| મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ | મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ |
|---|---|---|---|---|---|
| ૧ કરજણ | ૭૬ | ૪૨-૧૨-૦ | ૭ વડોદરા | ૭૬ | ૪૨-૧૨-૦ |
| ૨ ડભોઈ | ૪૫ | ૨૫-૫-૦ | ૮ વાઘોડીઆ | ૩૩ | ૧૮-૯-૦ |
| ૩ તિલકવાડા | ૮ | ૪-૮-૦ | ૯ શિનોર | ૫૮ | ૩૨-૧૦-૦ |
| ૪ પાદરા | ૮૦ | ૪૫-૦-૦ | ૧૦ સંખેડા | ૫૩ | ૨૯-૧૩-૦ |
| ૫ પેટલાદ | ૧૫૦ | ૮૪-૬-૦ | ૧૧ સાવલી | ૪૧ | ૨૩-૧-૦ |
| ૬ ભાદરણ | ૫૨ | ૨૯-૪-૦ | | કુલ ૬૭૨ | ૩૭૮-૦-૦ |

### મહેસાણા પ્રાંત

| મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ | મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ |
|---|---|---|---|---|---|
| ૧ આતરસુંબા | ૧૯ | ૧૦-૧૧-૦ | ૮ મહેસાણા | ૭૦ | ૩૯-૬-૦ |
| ૨ કડી | ૫૩ | ૨૯-૧૩-૦ | ૯ વિજાપુર | ૮૮ | ૪૯-૮-૦ |
| ૩ કલોલ | ૬૨ | ૩૪-૧૪-૦ | ૧૦ વિસનગર | ૫૫ | ૩૦-૧૫-૦ |
| ૪ ખેરાળુ | ૬૦ | ૩૩-૧૨-૦ | ૧૧ સિદ્ધપુર | ૬૫ | ૩૬-૯-૦ |
| ૫ ચાણસ્મા | ૫૯ | ૩૩-૩-૦ | ૧૨ હારીજ | ૮ | ૪-૮-૦ |
| ૬ દહેગામ | ૩૩ | ૧૮-૯-૦ | ૧૩ ડભોડા | ૫ | ૨-૧૩-૦ |
| ૭ પાટણ | ૫૩ | ૨૯-૧૩-૦ | | કુલ ૬૩૦ | ૩૫૪-૦-૦ |

### અમરેલી પ્રાંત

| મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ | મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ |
|---|---|---|---|---|---|
| ૧ અમરેલી | ૬૭ | ૩૭-૧૧-૦ | ૫ ધારી | ૨૦ | ૧૧-૧૪-૦ |
| ૨ કોડીનાર | ૧૯ | ૧૦-૧૧-૦ | ૬ ભીમકટા | ૦ | ૦-૦-૦ |
| ૩ ખાંભા | ૭ | ૩-૧૫-૦ | ૭ રતનપુર | ૬ | ૩-૬-૦ |
| ૪ દામનગર | ૨૨ | ૧૨-૬-૦ | | કુલ ૧૫૧ | ૮૪-૧૫-૦ |

## ઓખામઙળ પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ ઓખામઙળ | ૩૨ | ૧૮–૦–૦ |
| કુલ | ૩૨ | ૧૮–૦–૦ |

## નવસારી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ કામરેજ | ૫૧ | ૨૮-૧૧-૦ | ૫ મહુવા | ૩૨ | ૧૮–૦–૦ |
| ૨ ગણદેવી | ૪૩ | ૨૪–૩–૦ | ૬ માંગરોળ | ૨૮ | ૧૫-૧૨-૦ |
| ૩ નવસારી | ૭૧ | ૩૯-૧૫-૦ | ૭ વ્યારા | ૨૧ | ૧૧-૧૩-૦ |
| ૪ પલસાણા | ૩૧ | ૧૭-૭–૦ | ૮ સોનગઢ | ૫ | ૨-૧૩-૦ |
| | | | કુલ | ૨૮૨ | ૧૫૮-૧૦-૦ |

## કુલ પાંચે પ્રાંતોનુ

| પ્રાંતનું નામ | લવાજમની કુલ રકમ | રા પુ મં ના ફાળે જતી રકમ | પ્રાંત મંડળના ફાળે જતી રકમ | મહાલ મંડળની ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૬૭૨ | ૧૬૮–૦–૦ | ૧૨૬–૦–૦ | ૩૭૮–૦–૦ |
| ૨ મહેસાણા ,, | ૬૩૦ | ૧૫૭–૦–૦ | ૧૧૮–૨–૦ | ૩૫૪–૬–૦ |
| ૩ અમરેલી ,, | ૧૫૧ | ૩૭-૧૨-૦ | ૨૮–૫–૦ | ૮૪-૧૫-૦ |
| ૪ ઓખામઙળ ,, | ૩૨ | ૮–૦–૦ | ૬–૦–૦ | ૧૮–૦–૦ |
| ૫ નવસારી ,, | ૨૮૨ | ૭૦–૮–૦ | ૫૨-૧૪-૦ | ૧૫૮-૧૦-૦ |
| | ૧૭૬૭ | ૪૪૧-૧૨-૦ | ૩૩૧–૫–૦ | ૯૯૩-૧૫-૦ |

વડોદરા,
તા ૧–૫–'૪૬

રામભાઇ કા. પટેલ,
મંત્રી, વડોદરા રાજ્ય પુ. મંડળ

[ પૃ ૨૦૬નુ ચાલુ ]

સને ૧૯૪૨ પછીના લોકક્રાંતિના દિવસો દરમિયાન આ વીર મહિલાએ તેમના ભૂગર્ભવાસમાં રહીને કરેલા કાર્યો હવે ધીરે ધીરે જનતાને જાણવા મળતાં થયા છે આ પુસ્તકમા એમના કેટલાક જીવનપ્રસગો રજૂ કરાયા છે એ વીર નારીની જીવનકથાના કેટલાક પૃષ્ઠો રજૂ કરતુ આ પુસ્તક આપણા રાષ્ટ્રીય ઇતિહાસના કેટલાક સોનેરી પૃષ્ઠો તરીકે લેખે લેખાશે.

ક્રાન્તિવીરાગના અરુણાની જીવનઝરમર દાખવતુ આ પુસ્તક પુસ્તકાલયોમા વસાવી લેવાય.

મ. પ્ર વ્યાસ

## નોંધી લ્યો

પોસ્ટ ખાતા તરફથી નવા નીકળેલા મ ઓ માટેના ફોર્મમા કુપનની પાછળ પૈસા મોકલનારનું નામ-સરનામું લખવાની ખાસ અલગ જગ્યા રાખેલી છે. તેમા, મ ઓ મોકલતી વખતે મોકલનારે પોતાના નામ-સરનામા અવશ્ય જ લખવા.

વા. ના અમીન
મંત્રી

# આવતા માસની કાર્યદિશા

૧ તમોએ વર્ગીકરણ ન કર્યું હોય તો રજા દરમ્યાન તે કરી નાખવા તજવીજ કરશો. આ કામ માટે પુસ્તકાલય વર્ગમાં તાલીમ પામેલા શિક્ષક ભાઇઓ પોતાની આજુબાજુનાં ગામડાંના તાલીમ પામ્યા સિવાયના ગ્રંથપાલોને પણ મદદ કરશે એવી આશા છે.

૨ વર્ગીકરણ કરતી વખતે આ પ્રમાણે અવશ્ય કરજો —

(૧) પુસ્તકની પીઠે નીચેથી બે આંગળ છોડી પટ્ટી ચોડવી. (૨) પુસ્તકના પૂંઠાની અંદરની બાજુએ પુસ્તકાલયના નામ છાપેલાં પત્તાં ચોઢવા. (૩) પુસ્તકના છેવટના પૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક આપ્યાની તારીખ જણાવતું પત્તુ ચોઢવુ. (૪) પુસ્તકના મુખપૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક ખરીદ્યાની તારીખ, માસ, સન નાખવો તથા કિંમત લખવી તેમ જ પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગીકરણનો અક્ષર અને સંજ્ઞા લખવી. (૫) પુસ્તકના ૧૧, ૧૧૧, ૨૧૧, ૩૧૧ એ પૃષ્ઠો પર સિક્કા મારી પુસ્તકનો રજિસ્ટર નંબર તથા વર્ગ લખવો વગેરે જે બાકી હોય તો તે પણ પૂર્ણ કરવુ.

૩ જૂથ મંડળમાં ત્રિમાહી નિવેદનો મોકલવા ચૂકશો નહિ.

૪ જુલાઇ આખર સુધીમાં માગણી પ્રમાણેના મળી શકે તેટલા બધાં પુસ્તકો મોકલવાની તજવીજ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કરશે જ. માટે આ બાબતમાં પત્રવ્યવહાર કરી વિનાકારણ ખર્ચ કરશો નહિ.

૫ જે પુસ્તકાલયોએ ચાલુ વર્ષના અંદાજમાં મંજૂર કરાયેલી રકમની પુસ્તકોની યાદી બાકી હોય તેમણે અમારા તરફ તુર્ત મોકલવી જુન સુધીમાં યાદીઓ નહિ આવશે તો અત્રેની પસંદગીના પુસ્તકો મોકલવામાં આવશે

૬ પુસ્તકોની મેળવણી કરો અને કમી કરવા પાત્ર પુસ્તકોની યાદી અવશ્ય મોકલો.

વડોદરા,
તા. ૧૦-૫-૪૬

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

# સામયિક દોહન

## શ્યામ વાદળી અને શુભ્ર વાદળી

બંને પૂરજોશમા જઈ રહી હતી. પરસ્પર જોરથી ભટકાઈ અને ત્યારે જ તેમણે એક-બીજા તરફ જોયુ

એ બંને વાદળીઓ હતી સફેદ વાદળી ઉપર જઈ રહી હતી શ્યામ વાદળી નીચે આવતી હતી. સફેદ વાદળીએ તુચ્છતાપૂર્વક શ્યામ વાદળી તરફ જોયુ. એક ક્ષણ માટે થોભીને તેણે શ્યામ વાદળીને પૂછ્યુ. " કયા જાય છે ? "

" પૃથ્વી પર, અને તુ કયા જાય છે ? " શ્યામ વાદળીએ પૂછ્યુ.

"સ્વર્ગે " સફેદ વાદળીએ ઉત્તર વાળ્યો

પ્રચડ ગતિવાળા વાયુયાનની જેમ, શુભ્ર વાદળીએ ઉપર ને ઉપર જવા માડયુ તૂટેલા વિમાનની માફક, શ્યામ વાદળી જલદી જલદી નીચે ઊતરી રહી હતી. મદભરી આખો વડે શુભ્ર વાદળીએ પાછળ જોયુ કેટલી મનોહર અને સોહામણી લાગતી હતી એ શ્યામ વાદળી ! અને તેમાં ચમકતી, ઝગમગતી અને આખોને આજતી વીજળી—જાણે દિવ્યતા, ભવ્યતાનો સાક્ષાત્ અવતાર !

સફેદ વાદળીએ પોતાની તરફ નિરાશાભરી દષ્ટિએ જોયું. વિદ્યુતની એક ક્ષીણ, અસ્પષ્ટ ઝલક પણ તેમા રહી ન હતી

પરતુ ફરી તેણે અભિમાન અને ઉત્સાહથી ઉપર જોયુ—થોડી જ વારમા હું સ્વર્ગે પહોચી જઈશ ! એ ખુશી અને શેખીમા તે સફેદપોશ વાદળી, પેલી કાલીકલુટી શ્યામ વાદળીના દિવ્ય તેજને વિસરી ગઈ.

થોડી વાર પછી તેણે નમીને નીચે જોયું શ્યામ વાદળીની કોઈ નિશાની સુદ્ધા જણાતી ન હતી પરતુ પૃથ્વી, સ્નાનાગારમાંથી નીકળેલી એક તરુણી રમણીના જેવી સુન્દર દેખાતી હતી. ગલીપચી કરાએલા બાળકોની જેમ તરુ અને લતા કિલ્લોલ કરી રહ્યા હતાં પક્ષીગણ, લીલાછમ વૃક્ષો પર બેસીને કિલકિલાટ કરતા હતા.

સફેદ વાદળી સ્વર્ગના દ્વાર પર જઈ પહોચી. તેને એવી આશા હતી કે તેને ખૂબ જલદી ત્યા પ્રવેશ મળી જશે. પરતુ દ્વારપાળે તેને અદર જવા દીધી નહિ. દ્વારપાળે કહ્યું, " અદર એક જ જગ્યા ખાલી હતી અને તે હમણા જ પુરાઈ ગઈ છે "

એ અભિમાની શુભ્ર વાદળીએ પોતાની પાછળ આવતી કેટલી યે સફેદ વાદળીઓ જોઈ હતી. તેણે વિચાર કર્યો—"નહિ, નહિ, કદાપિ નહિ, અહીં કોઈ વાળી મારી પહેલા આવી શકી નથી " ચાટ પડીને તેણે પૂછ્યુ "સ્વર્ગની તે જગ્યા કોને મળી ?"

" એક શ્યામ વાદળીને " દ્વારપાળે જણાવ્યું

" કેમ ? " શુભ્ર વાદળીએ પૂછ્યુ

" હા સતપ્ત પૃથ્વીને શાન્તિ અને શીતળતા પ્રદાન કરવા માટે તેણે પોતાનું જીવન-સર્વસ્વ હોમી દીધુ ! " ×

—શ્રી ચા. સ. અગ્નિહોત્રી

× શ્રી ખારેકરના 'દાન દગ' નામના એક લેખના આધારે. "ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ"માથી

# પ્રાચીન જમાનાના કુટુંબોનો લાડીલો ને અર્વાચીન કુટુંબોનો અળખામણો ચૂલો

ફાઉન્ટન પેનની વિદ્યાર્થીઓ અને આજના અપ-ટુ-ડેટ છેલ્લામા છેલ્લી ફેશન અનુસાર જીવનારા જુવાનો માટે જેટલી અગત્ય છે, લેઇટેસ્ટ સ્ટાઇલના સૂટ સાથે નેકટાઇ-નકટાઇ નહિ પણ ગલપ઼ધન–ની જેટલી જરૂર છે, અધરને આકર્ષક બનાવવા લીપસ્ટીકની જેટલી જરૂર છે, અગ્રેજોને હિંદની જેટલી જરૂર છે ને ભૂદેવોને યજમાનની જેટલી જરૂર છે તેટલી જ જરૂર ચૂલાની છે. અલબત્ત ગૃહસ્થો માટે જ. ને એથી જ શુ પેલી કહેવત નહિ પડી હોય કે ઘેર ઘેર માટીના ચૂલા ' પણ જમાનો ક્રાતિનો છે ને એ ક્રાતિ ચૂલાથી જ શરૂ થઈ જાય છે આ વિચિત્ર પણ સત્ય કથન છે એ કોઇ પણ વિચારક સમજી શકશે માટીના ચૂલા દૂર થયા ને લોખડની સગડીઓ અને ચૂલા વપરાવા માડયા. પછી આવ્યા પિત્તળના ચૂલા–સ્ટવ, પ્રાયમસ પણ ક્રાતિ એટલેથી જ અટકતી નથી. ફાઉન્ટન પેનનુ' સ્થાન સિગાર ને ચીરૂટ લેવા લાગી છે નેકટાઇ વિદાય થાય છે ને લેડી કોલર–ઓપન કોલર દેખા દે છે, લીપસ્ટીકના વિરુદ્ધમાં જોરશોરથી પ્રચારકાર્ય થાય છે, ને એ નુકસાનકારક હોવાનુ જણાવાય છે અગ્રેજોને દૂર કરવા હિંદીઓ કમર બાધીને મેદાને પડયા છે ને ભૂદેવોની દશા પણ રાકની બેડી જણાય છે જમવા બેસતી વખતે કપડા ઉતારવાની જરૂરિયાત નથી જણાતી તેમ જ ભૂદેવો પણ ભારરૂપ બનતા જણાવા લાગ્યા છે એ જ રીતે ચૂલાનુ સ્થાન પણ ભુલાવા લાગ્યુ છે એની મહત્તા લુપ્તપ્રાય થવા લાગી છે

એક વખત એવો પણ હતો કે ચૂલો લાડીલો હતો, ઘર કુટુંબ કબીલાનો પ્રીતિપાત્ર હતો વિશાળ સયુક્ત કુટુબમા નાનીમોટી વહુવારૂઓ ચૂલો મેળવવા માટે હરિફાઇ કરતી, કામકાજમા સરસાઇ બતાવતી ને ચૂલા માટે પોતાની લાયકાત વડિલો આગળ સાબીત કરતી, એવુ મહત્ત્વનુ એનુ સ્થાન હતું. એમ પણ કહેવાતુ હતુ કે જેના ઘરમા ચૂલો ન સળગતો હોય તે ઘર જ અભાગી

ચૂલો સળગાવવાની પણ એક કળા હતી બધા જ કઇ કળાકાર નથી હોતા. ઘણાને તો એ કળાનુ ભાન નથી હોતુ કળામાત્ર પથ્થર ને ટાકણા હાથમા લેવામા કે કેનવાસ પર પીછીના લસરકા મારવામા જ નથી, જીવન જીવવામા ય કળા છે હરવાફરવામા, બોલવા ચાલવામા કાગળપત્ર કે નવલ કવિતા લખવામા ય કળા છે ને બૂટની દોરી બાધવામા, હાથમા સિગાર કે કલમ પકડવામા ય કળા છે. જીવનમા રસ હોય તો કળા માટે જ છે જીવન કળામય છે બીજી કળાની માફક ચૂલો સળગાવવાની કળા પણ કષ્ટસાધ્ય છે બધા જ કઈ એ કળામા પાવરધા નથી થઇ શકતા એમા કોમળાગી મહિલાઓ જ કુશળ હતી, કે જેમના પગની પાની મખમલની બિછાત પર ચાલતા પણ છોલાઇ જતી જેના માથામા ગુલાબની સૌરભથી દર્દ થતુ. એ નારી ચૂલાની બે હજાર ડિગ્રીના તાપ પાસે હોંશથી બેસતી ને ચપળતાથી ઝપાટાભેર રોટલી શેકયે જતી ત્યારે શ્રીમાનશ્રી આગળના કે પાછળના વરંડામા ઝાડની મીઠી છાયા હેઠળ બેઠા હોય, ને વાયુની ઠડીગની લહેરો ઉઘાડાં

બ'ન પર ઝીલતા હોય પણ એ તો કોઇક યુગ હતો મોહેન જો ડેરો જેવો કે હઝરત મુસાના યુગ જેવો !

હવે તો હિંદી વીરાંગનાઓ હોળી પણ રમે છે, ટેનીસ ને બેડમીંટન પણ રમે છે ને અખાડામા અગદકૂદકો ને હનુમાન કૂદકો પણ મારે છે કહેવાની મતલબ એ છે, કે શરીરની તદુરસ્તી અને બાંધા તરફ ધ્યાન અપાય છે જનાબ ઝીણા સાહેબ જેમ કોંગ્રેસ પાસે નથી જઇ શકતા તેમજ અધુનિક રમણીઓ ચૂલા પાસે નથી બેસી શકતી વર્તમાન વીરાંગનાઓ બોમ્બ ફેંકી શકે છે, સત્યાગ્રહમા ઝુકાવી શકે છે, હવાઇ જહાજની પાયલોટ બની શકે છે, પણ ચુલાનુ નામ સાભળતાવેત તે ભડકે છે, જેમ બળદીઓ કાળી છત્રી જોઇ ભડકે છે રાષ્ટ્ર માટે એ સૌભાગ્યના ચિહ્ન છે દેશની જાગૃતિનો એ પુરાવો છે બુદ્ધિશાળી તો તે જ કહેવાય કે જે જરૂરી ને બીનજરૂરી વાતો સમજી જાણે હિંદની અર્ધાં જનતા એ જ્ઞાન મેળવી ચૂકી છે, એમ કહેવુ મુશ્કેલ તો નથી જ.

તમે વિચાર કરો કે ચૂલા પાસે બેસવાથી કેટલુ મહુ નુકસાન થાય છે ?

આખનો દાખલો સૌ પ્રથમ લઇએ જીવનમા એનુ મહત્ત્વ ઘણુ વધારે છે એની ના કોઇથી પણ પાડી શકાય નહિ શા કારણથી એનુ મહત્ત્વ અતિ ઘણું હશે તે કળવુ જરા કઠણ તો છે જ પણ અનેક કારણોમા થોડાક ઓછુ અને બાકીના મહત્ત્વના કારણો હોઇ શકે અને મહત્ત્વનાં કારણો ચલચિત્રોના જમાનામા છુપા હોઇ શકે કે રહી શકે એ અશક્ય છે છતા જેમનાથી તે અજાણ હોય તેમના લાભાર્થે તે રજૂ કરી દેવા ધારે છે.

આખ યૌવનનુ માપ કાઢે છે, તેમ જ આખથી યૌવનનું માપ નીકળે છે હૃદયની ભૂમિકા આખ છે, પ્રેમની પારાશીશી આખ છે વેદનાગાનનો રેડીઓ આખ છે. દુ ખદર્દની વીણા આખ છે પ્રેમના દેવતાનુ પ્રવેશદ્વાર આખ છે અને બીજુ શુ શુ નથી ? એવુ કોણ હોય જે આવી મહત્ત્વની આખને જરા જેટલી પણ તકલીફ આપવા તૈયાર થાય ? દલીલ ખાતર માની લઇએ કે એની રક્ષા ખાતર ચશ્મા હાજર છે પણ ચશ્માનું શુ ગજુ ? ટિઅર ગેસથી મોટા મોટા સંગ્રમો ને માનવમહેરામણો નિરુપાય બની ગયા છે ત્યા એ કાચની ફીણીનો શો હિસાબ ? એ તો એટલી નાજુક ને નમણી છે કે જરા સરખી કાકરી વાગતા જ શ્રાવણ ભાદરવો વરસાવે

એ તો ઠીક પણ ચૂલા પાસે બેસવાનો વખત કેવો કફોડો હોય છે ? રેડીઓ સાભળવાનો હોય, સિનેમા જોવાનો હોય, કેરમ રમવાની હોય, મિજલસમા જવાનું હોય, ધ્વજવંદનની વિધિ થવાની હોય, બાપુજીની પ્રાર્થનાનો કાર્યક્રમ હોય, મંદિરની આરતી હોય, કે થાળ ધરાવાનો હોય, ત્યારે ચૂલા પાસે બેસી ધુમાડો ખાવાનો ધુમાડો ખાવાનો ને હૃદયને ધુધવાવુ કરી મૂકવાનું ! ચૂલા પાસે બેસવાનુ કારણ શુ ? રાધવુ, ખાવાનુ બનાવવુ એ જ ! પેટ ભરવાનુ કામ તો ગમે તે રીતે પતી શકે એમ છે છતા ઘરના સ્ત્રીવર્ગમાથી જ કોઇએ ઘરની અધારી ઓરડીના ધુમાડિયામા ભરાઇ રહેવાનુ પ્રયોજન ? પુરુષોની સ્વાર્થોધતાની પરાકાષ્ટા અહીં છે બને તે સ્ત્રીઓને આરામ કરવા તૈયાર થાય છે છતા રસોડુ તેમનાથી દૂર નથી કરી શકાતુ જ્યા સુધી ઘરના રસોડા દૂર ન થઇ શકે ત્યા

સુધી સ્ત્રીઓને સાચી સ્વતંત્રતા મળી કહેવાશે નહિ, તેમ સમાનતાનો સિદ્ધાંત સ્થપાયો સમજાશે પણ નહિ રસોડા દૂર કરવા માટે હોટેલ રેસ્ટોરાં ને વીશીઓની સંખ્યા રોજબરોજ વધારતા જવી જોઇએ ને એ નવા ઉદ્યોગમા ઝંપલાવનારાને નારીવર્ગે હાર્દિક ઉમળકાભેર સાથ સહકાર આપવો જોઇએ એવી, વીશીઓ રાવબહાદુરો ને દીવાન બહાદુરો-જો-કોંગ્રેસ સરકાર આવે તો સરદારો-૫ દિતો-ને વરદ હસ્તે ખુલ્લી મૂકવાના જાહેર સમારંભ થવા જોઇએ તેમણે પોતાના ભાષણમા જોરદાર ભાષામા પ્રવાહી ને બુલંદ અવાજે ઘોષણા કરવી જોઇએ કે રસોડું નારીઓનું ગુલામી ખત છે પુરુષની પ્રચંડ પકડમાથી બહુમતી ધરાવતા આ વર્ગને મુક્ત કરવા માટે આવા પ્રયાસો આવકારવાલાયક છે. જ્યા સુધી આ બહુમતીના હિત ભયમાં છે ત્યા સુધી ગૃહરાજ્ય સ્વરાજ દૂર સુદૂર છે વગેરે

સાથે સાથે તેમણે એ પણ જણાવવું જોઇએ કે જ્યા સુધી સ્ત્રી પુરુષની ગુલામ છે ત્યા સુધી પુરુષને સ્વાતંત્ર્યનો આસ્વાદ મેળવવાનો અધિકાર નથી પુરુષોએ વિશાળ પાયા પર હોટલ વીશી ખોલી વિશાળ રસોડાઓ સંભાળી લેવા જોઇએ.

રસોડામા જ રમણ કરતી રમણીઓ માટે જગતમા બીજાં અનેક કામો પડ્યા છે. પેટના ખાડા પૂરવા માટે જ શું એણે સમાજ ને દેશની ઉન્નતિમા સીધો કે આડકતરો ફાળો આપતા એ બધા કામો છોડી દેવાં યોગ્ય છે ? ક્રાંતિની માતા અગ્નિ છે. અગ્નિની ભઠ્ઠીમાં જ ક્રાંતિના યંત્ર ઢળાય છે. એ માટે ચૂલા સિવાય એના જેટલું ઉપયોગી સ્થાન કયું છે ? ગૃહજીવનમા ક્રાંતિની શરૂઆત ચૂલાથી જ થાય છે એ કોઇને પણ અજાણ્યું હોઇ શકે ખરું ?

[ " ગુજરાતમિત્ર અને ગુજરાતદર્પણ "માથી ] —શ્રીકાન્ત

---

# ગુજરાતના ધનિકો

બિચારા ગુજરાતના ધનિકો ! જ્યારે જ્યારે પણ આપણા સાહિત્યસ્વામીઓને અને કલાકારોને બીજું કશું બોલવાનું સૂઝતું નથી, જડતું નથી, ત્યારે ત્યારે તેઓ આપણા ગુજરાતના ધનવાન આદમીઓ ઉપર ઊતરી પડે છે. તેઓ માત્ર પૈસો કમાતા જ શીખ્યા છે તેમને લલિત કલાઓનું ભાન નથી, તેમને અન્ય કલાઓ માટે દરકાર નથી; તેઓ માત્ર ક્ષુદ્ર જંતુ પેઠે જીવન જીવી જાણે છે, વગેરે ઉદ્ગારો આપણે ત્યા સામાન્ય છે અને લગભગ બધાએ કોઇ ને કોઇ વાર સાંભળ્યા હશે. ધનિકો પોતે આના હુમલાનો પડકાર ન કરે એ સમજી શકાય તેમ છે અને એથી જ આટલું લખવાની ઇચ્છા થઇ આવી છે

વક્તૃત્વકલાને આંજી નાખનાર અસર દૂર કરીને આપણે શાંતિથી વિચાર કરીએ તો જણાશે કે એક તો દેશની આબાદીમા દરેક પ્રકારની શક્તિની જરૂર છે. હુન્નરઉદ્યોગ દ્વારા પૈસો પેદા કરવાની શક્તિ પણ એમા આવશ્યક છે આ દિશામા પૈસો ઉત્પન્ન કરવો એ માત્ર મૂર્ખાઓનું કાર્ય નથી, એમા પણ ઊંચા પ્રકારની બુદ્ધિનો ખપ પડે છે.

બીજું, હિંદુસ્તાનમા અન્ય પ્રાંતોના ધનિકોએ લલિતકલાના વિકાસાર્થે એવું શું કર્યું છે જે અહીં ગુજરાતના ધનિકોએ નથી કર્યું ? એ વાત આ સાહિત્યકાર-ભાષણકર્તા સમજાવશે.

હિંદુસ્તાનનાં જુદા જુદા કલાક્ષેત્રો—શાંતિનિકેતન, ઉદયશંકરનું આલમોરા ખાતેનું નૃત્યાલય, આધાર ખાતે ચાલતી શિક્ષણ અને અન્ય કલાઓ માટેની શાળાઓથી માંડીને મુંબઇની જે. જે. સ્કૂલ ઓફ આર્ટ્સ વગેરે અનેક સંસ્થાઓમા આપણા ગુજરાતના ધનવાન માણસોનો ઘણો મોટો ફાળો છે એ આવા ટીકાકારો જાણતા નથી ?

આજે ગુજરાતમા નૃત્યનો આટલો પ્રચાર થયો છે તે અમદાવાદના બે કુટુંબો—સર ચીનુભાઇ અને અંબાલાલના કુટુંબોને લઇને જ છે એ વાત અને અમદાવાદ ખાતે આજે ગુજરાતની ચિત્રકળા અસ્તિત્વમા આવી છે અને દિનપ્રતિદિન વિકસતી જાય છે એ પણ આ બે કુટુંબના કલારસિયા કુટુંબીજનોને લઈને છે એ વાત ખૂદ અમદાવાદના સાહિત્યકારોથી ભાષણ કરતી વેળા કેમ વિસરી જવાય છે ?

મુંબઇ ઇલાકામા એટલે કે મુંબઇ અને અમદાવાદમા ક્રિકેટ જેવી કલા પણ આટલી ઉચ્ચ કક્ષાએ પહોચી છે એ અહીંના ધનિકોને લઇને જ છે

ધનિકો તરફની મદદ મૂળ તો શિલ્પીઓ અને ચિત્રકારોને જોઇએ કારણ કે તેમના સર્જનોનો ઉપાડ તેઓ જ કરી શકે, પણ સાહિત્યકારોના સર્જનો તો આમવર્ગ પણ લઇ શકે એટલે સાહિત્યસ્વામીઓ શા માટે ધનવાનો સામા વિરોધ દાખવે છે તે સમજાતુ નથી.

હિંદુસ્તાનમા રાજકીય પ્રવૃત્તિઓમા, દુષ્કાળ ફંડોમા, રેલસંકટ નિવારણ માટે, ધરતીકંપથી થએલ કેર દૂર કરવા લાખો રૂપિયા ગુજરાતના ધનવાનોએ આપ્યા છતા આમ આપણે ગુજરાતીઓ પોતે જ શા માટે એ ધનવાનોને ગાલિપ્રદાનથી નવાજીએ છીએ અને બીજા પાસે નવાજવા દઈએ છીએ ?

સારા સમારંભો સમયે જ્યારે સાહિત્યકાર ભાષણકર્તાઓ પાસે આપણે જ્ઞાનપૂર્ણ ભાષણ સાભળવા ઉત્સુક હોઇએ છીએ ત્યારે કશા પણ વિચાર કર્યા વિના તેઓ માત્ર 'ગુજરાતના ધનિકો' ને નિશાન ગણી લઈ શ્રોતાઓ પાસે તાળીઓ સ્વીકારતા અનેક વેળા જણાયા છે એટલે આટલુ લખવુ પ્રાપ્ત થયુ છે.

[ " જ્યોતિર્ધર "માથી ] —શ્રી ધનસુખલાલ મહેતા

---

## ઇંગ્લેંડનું શાહી પુસ્તકાલય

વિંડસર કિલ્લામા આવેલુ શાહી પુસ્તકાલય જૂનામા જૂનુ છે તેમા ૨૦૦૦૦૦ પુસ્તકો છે આ ત્રીજુ શાહી પુસ્તકાલય છે પહેલા બે જ્યોર્જ બીજા અને ત્રીજાને પ્રજા તરફથી ભેટ મળ્યા હતા વિંડસર કિલ્લાના આ ખાનગી શાહી પુસ્તકાલયમા અનેક ઐતિહાસિક ચિત્રો, કળાના નમૂનાઓ છે લીઓનાર્ડ ડા-વીનસી નામે જાણીતા ચિતારાના ચિત્રો એમા મોટે ભાગે છે આ પુસ્તકાલયના કીંમતી દસ્તાવેજ પત્રોમા એક ૧૯૩૭ ના રાજ્યારોહણ પ્રસંગે ૧૧ વર્ષની શાહજાદી એલીઝાબેથે લખેલા રાજ્યારોહણનો હેવાલ છે એ હેવાલ નાની નોટમા લાલ પેન્સીલથી લખાએલો છે

# શૂરવીર સેનાની : તાત્યાટોપી

હિંદને બ્રિટિશરોની ધુસરીમાથી મુકત કરવા ખેલાએલા પહેલા ઐતિહાસિક સંગ્રામના એક શ્રેષ્ઠ અગ્રણીની આ ઐતિહાસિક શૌર્યગાથા છે. એ અગ્રણી તે બીજા કોઇ નહિ પણ તાત્યા ટોપી એ પેશ્વા નાના સાહેબના અંગત સેવક હતા

હિંદી સ્વાધીનતાનો મુગટ જેના અમલના અંતની સાથોસાથ વિદેશીઓને શિરે ચીટકાયો છે, તે છેલ્લા પેશ્વા બાજીરાવ નિઃસંતાન હતા આથી તેમણે નાના સાહેબને પોતાના દત્તક પુત્ર તરીકે લીધો. નાનાસાહેબને ઇસ્ટ ઇંડીઆ કંપનીએ પેશ્વાના વારસદાર તરીકે કાનપુર પાસે બીઠુરની જાગીર તો આપી, પરંતુ પેશ્વાને અપાતુ આઠ લાખનું પેન્શન આપવાનો સ્પષ્ટ ઇન્કાર કરેલો. પરિણામે બ્રિટિશરો વિરોધી લાગણીએ એમના દિલમાં વાસ કર્યો ૧૮૫૭ ના પ્રારંભકાળથી જ, દિનેદિને બળવત્તર બનેલી બ્રિટિશરો વિરોધી લાગણીએ સક્રિયતાના સ્વાંગ સજવાનો શુભારંભ કરી દીધો હતો. આમાં નાના સાહેબને તેમના જમણા હાથ સમા તાત્યા ટોપીનો સહકાર સ્વાભાવિકપણે સાંપડી ચૂકયો હતો દેશના ખૂણે ખૂણે ભાવિ વિપ્લવની રાષ્ટ્રવ્યાપક પશ્ચાદ્ભૂમિકા તૈયાર થઇ ચૂકી હતી એની જામમરીને એકીસાથે પેટાવાય તે પૂર્વે દેશના બ્રિટિશવિરોધી બળો-બ્રિટિશરોની પ્રપંચરાજનીતિથી છેડાએલા રાજારજવાડા પદભ્રષ્ટ, સત્તાવાચ્છુ સામંતશાહી તત્ત્વો અને ચુસ્ત ધાર્મિકતાના લહેરાતા ઝંડા નીચે હિંદુ કે મુસ્લિમ સિપાહીઓનું સંગઠન સાધવાની મથામણો પણ થઇ ચૂકી હતી....આખરે દિવસ પણ આવી પહોચ્યો જ્યારે એ પ્રલયકારી ઝંઝાવાત પૂરજોસથી ફાટી નીકળ્યો એનો આરંભ થયો, મેની દશમીએ (૧૮૫૭) મીરત શહેરના મેરચાથી દિલ્હી કબજે થયુ મોગલ સમ્રાટમાળાના છેલ્લા મણકા સમા બહાદુરશાહની હિંદના શાહેનશાહ તરીકે જાહેરાત થઇ. કલકત્તાથી છેક દિલ્હી પર્યંત દુશ્મન પક્ષે લડતી બંગાળી સેનાએ બળવો પુકાર્યો

જુનની ચોથી–પાચમી તારીખો આવી આ યાદગાર ઐતિહાસિક દિને, માતૃભૂમીની મુકિત હાસલ કરવા આતુર બનેલા કાનપુર ખાતેના સિપાહીઓએ દિલ્હી ભણી કૂચ શરૂ કરી, પણ નાના સાહેબના સ્થાનિક બ્રિટિશ ગેરીસનોનો સામનો કરવાના આદેશે, "ચલ્લો દિલ્હી"નો એ રણધેલુડા હૈયાનો નાદ, ત્યાંજ થંભાવી દીધો પરિણામે ૨૬ મી જુને બ્રિટિશ ગેરીસનનો પરાજય થયો અલાહાબાદથી બ્રિટિશ દળોની કુમકે લશ્કર લઇ દોડી આવનાર જ હેવલોક મોડો પડયો તાત્યા ટોપીના નેતૃત્વ હેઠળના સિપાહીઓએ સાથે ચાર ચાર વાર ભીષણ જંગો ખેલ્યા બાદ તેણે કાનપુરમાં પ્રવેશ કર્યો

"બીબીઘર" નામે જાણીતા થએલા કલકત્તાના કારાગૃહ જેના નિષ્ઠુર પ્રસંગ સાથે કેટલાક ઇતિહાસકારો તાત્યા ટોપીને સાંકળે છે.

કગરભંગ માટે શરણે આવેલી ટુકડીના માણસોના ખુનનો, તથા "બીબીઘર" નામે નાનકડા ઘરમા સ્ત્રીઓ–બાળકોને મૃત્યુ પર્યંત ગોંધીના કહેવાય છે, તે આ પ્રસંગ અનસત, આ પ્રસંગ બન્યો જ નથી તેવુ નિશ્ચિત પુરાવાના અભાવે ન કહી શકાય. પરંતુ "હીસ્ટ્રી ઓફ અવર ઓન ટાઇમ્સ"ના લેખક શ્રી જસ્ટીન મેકાર્થીના કથાનુસાર તો, કોઇ પણ

અંગ્રેજ સ્ત્રીને પજવવામાં કે નગ્ન કરવામાં આવી નહોતી, કે નહોતા તેમના અંગોનાં છેદન કરવામાં આવ્યાં. આમ કલકત્તાની કાળી કોટડીની જેમ જ આ કાળી કથની તદ્દન અસત્ય અને ગંદા હેતુથી પ્રેરાએલી છે. અલબત્ત, હિંદી ક્રાંતિકારીઓના સરકાર આરોપિત આ કૃત્યો, બળવા બાદ વિજયના નશામાં આવી બ્રિટિશરોએ કરેલા કાળા કૃત્યો આગળ સાવ ઝાંખાં પડી જાય છે. એ દિવસોનું વર્ણન કરતાં સર જોન કે યે "હીસ્ટરી ઓફ સીપાહી વોર" માં લખેલ છે કે "માર્શલ લૉ જાહેર કરાયો હતો. નાગરિકો અને સૈનિકો સૌને મારી નાખવામાં આવ્યા હતા, આમાં જાતિનો કોઇભેદ રખાયોજ નહોતો. ..... લાગલાગટ ત્રણ માસપર્યંત સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી આઠ ગાડાં, ઊભી બજારે, ચોરે અને ચૌટે લટકાનાઓના મુડદાં ઠાલવવા રોકાયાં હતાં," તટસ્થ અને સાચી માહિતીઓ દ્વારા આપણે એ જાણી શક્યા કે ગોરાઓના અમાનુષી કૃત્યો કરતાં આ હિંદી વીરોના કહેવાતા કુકૃત્યો કેટલાય દરજ્જે ઓછાં કરપીણુ હતાં.

*　　*　　*

કાનપુરના પરાજયથી તાત્યા ટોપી જરા પણ નિરાશ ન થયા. સમયની બારીકીને બરોબર પીછાનીને એ તો, એક-નિશ્ચયપુર્વક સૈન્યદળોને એકત્ર કરતા અને તેઓને સંગઠિત કરતા કરતા આગળ વધે જ ગયા. એ ટાણે લખનૌ બન્યુ હતુ ક્રાંતિવીરોનુ કેન્દ્ર, જ્યારે કાનપુર તો વીંડહામને કબ્જે હતુ. આ પળ પારખી તાત્યા ટોપીએ તેનો ઘટતો ઉપયોગ કરવાનુ નક્કી કર્યું. નવેમ્બરની ૨૭ મીએ તેમણે જ વીંડહામનો સતત સામનો કર્યો બ્રિટિશ દળોએ પણ ઝનુની સામના બાદ પરાજય સ્વીકારવા કરતાં પલાયન-વેરવીખેર થઇ જવાનુ મુનાસીબ માન્યુ. આમ ફરી એક વાર હિંદી શાસનનો ગૌરવવંતો ઝંડો કાનપુરમાં લહેરાયો. આનો સઘળો યશ ઘટે છે, તાત્યા ટોપીની લશ્કરી કુનેહ ને શ્રેષ્ઠ સેનાપતિપણાને.

પરંતુ કમનસીબે આ વિજય ચિરંજીવી ન નિવડ્યો. ડ. ૪. ચીફ સર કોલીન કેમ્પબેલ, કાનપુરના પરાજયની વાત જાણી મોટું લાલ લશ્કર લઇ તત્કાળ ચઢી આવ્યા. આ વખતે હિંદી સિપાહીઓ ભાગ્યે જ સંગ્રામના શ્રમની કળ વાળી બેઠા હતા અને પરિણામે ડીસે ૬ ઠ્ઠી, પરાજયની નામોશી માટે ઠપકો દેતા સૂર્યનારાયણના ઉકળાટ સાથે ઊગી હતી. કેમ્પબેલે તાત્યા જેવા પોતાના ભયંકર દુશ્મનને પીછાની એને પુરા ચોવીસ કલાકની વિરામત્તક પણ મળવા દીધી નહોતી. અધુરામાં પૂરૂં નેપાલના જંગ બહાદુર પણ દેહીહીત(!)નું કાર્ય કરવા મોટી સેના સાથે એમના અંગ્રેજ માલિકની મદદે ચઢી આવ્યા હતા. સાબાશ છે આના અમીચંદોના અનુગામીઓને, જેઓએ ત્યારથી માંડી અત્યાર લગી હિંદની શોષણુ-લૂંટ વડે હિંદનું રક્ત માંસ ચુસતા વિદેશી સામ્રાજ્યના તે વેળા ડગતા પાયાઓને ટકાવી, પોતાના જ દેશની ડાળને છેદવામાં હાથા બન્યા!

આ છતાં આફતોથી હિંમત હારે તે વીર નહિ. તાત્યા ટોપી અમે તેવો પણ વીર, નિર્ભય વીર હતો. અંગ્રેજોના ધાડાઓના સૈન્યે એનો ત્રણ ત્રણ માસ લગી પીછો પકડેલો, પરંતુ આઝાદીનો ઝંડો અણનમ રાખી ઘૂમતા આ વીરે પોતાને જેર કરવાની દુશ્મનોની મુરાદ ધૂળ ચાટતી કરી. એમના સાહસપ્રિય સ્વભાવ પરની શ્રધ્ધાને કારણે જ રાજ્યોની પરંપરા છતાં સિપાહીઓ એને વળગી રહેલા.

*　　*　　*

સૌથી કુશળ મગ હયુજ રોઝે ઝાસીની રાણી પર ચડાઇ આરંભી. આ દિન હતો માર્ચ ૧૮૫૮ તાત્યાને આ વાવડ મળ્યા કે તરત છેક ઉત્તરમાંથી તે ઝાંસીની વીરાંગનાના રક્ષણાર્થે ધસી આવ્યા; પણ સર રોઝને આ બાતમી અગાઉથી મળેલી કે જેથી તેને પૂર્ણ તૈયારીની સારી તક સાંપડી ગઇ પરિણામ આવ્યુ, બેટવા ખાતેના ભીષણ જંગમા તાત્યાને સાંપડેલી હારની કમનસીબીમા. ઝાસીની રાણી તો, રણમોરચો ખલાસ થતા વિજળી સરકે તેમ સરકી ચુકી હતી સિંધીઆના સૈન્ય વિપ્લવી દળ સાથેના જોડાણના દોર પર મદાર બાધી તાત્યા ટોપી ઉપડયા ગ્વાલીયર ભણી કૂચ કરતા. સાથમા ઝાસીની રાણી હતા. દુશ્મનોના ચારે બાજુના ઘેરાથી અને ખુદ પોતાના સૈન્યે અગાઉની ધારણા મુજબ સિંધીઆને છોડવાથી તાત્યાને ઝળહળતો વિજય સાંપડયો અને સિંધીઆએ આગ્રા લગી ધસમસી જઇ તોત્યાને ગ્વાલીઅર સુપ્રત કર્યું. ગ્વાલીઅરના કબ્જાની સાથોસાથ નાના સાહેબની પેશ્વા તરીકે જાહેરાત થઇ.

જનતાના દિલમા ક્રાંતિના વિજયનો આનંદ હેલે ચઢયો હતો, સમગ્ર દક્ષિણ હિંદ આવા જ અવસરની પુલકિત નેત્રે રાહ જોઇ રહ્યુ હતુ ત્યારે જ ઓચિંતો આ આનંદ-રંગમાં ભંગ પડયો તાત્યાના પરાક્રમો સર રોઝના સત્તાપિપાસુ દીલને ડારી રહ્યા હતા, નર્મદાની પેલી પાર પ્રસરતી ક્રાંતિની જ્વાલા એને સપનામા પણ સતાવવા માડી, અને આનું પરિણામ પણ તત્કાળ આવ્યું. બે અલગ અલગ જંગ-તખતકે, દેશના દુર્ભાગ્યે દુશ્મન પક્ષે ભળેલ હિંદી દેશદ્રોહીઓના પ્રતાપે, તાત્યાનુ સૈન્ય પરાજય-પલ્લે જઇ બેઠુ. હિંદના ઇતિહાસમા લોહીના અક્ષરે નામ લખવાના અધિકાર સાથે, રાણી લક્ષ્મીબાઇએ, જંગમા ઝઝુમતાં ઝઝૂમતા વીર મૃત્યુને બાથ ભીડી લીધી.

તાત્યા અહીંથી પણ અગીઆરા ગણી ગયા જઇને વસ્યા એ રાજપૂતાના-બુંદેલખંડના જંગલોમા ખૂબ ખૂબ ગોપોરૂપી શરસંધાનો નિષ્ફળ નિવડયા હતા એ વીરનુ પગેરૂ તાકવામા. ટાપી બેઠેલી સરકારી તપાસો નરી નિષ્ફળતામા ઝખડોળાઇ હતી છેવટે બ્રિટિશરોને પ્રિય એવુ પેલુ કપટ-શસ્ત્ર છોડાયુ. ૧૮૫૯ ના એપ્રિલના ગોઝારા દિવસે મેજર મીએડે, પરિણામે એમને પકડયા અને એ માસની અઢારમીએ એમને ફાંસી પણ દેવાઇ અને ત્યારે જ જ્યારે શહેનશાહતના ગોરાઓના લોચન પૂરી વિરામ-નિદ્રાને પામ્યા.

અપૂર્વ ધૈર્યબળ, સુંદર વ્યવસ્થાશક્તિ, ત્વરિત કાર્યશક્તિ અને પ્રવીણ સેનાપતિપણા જેવા વિશિષ્ટ સદ્દગુણો, વીંઢહામના વિજેતા તાત્યા ટોપીમા જો ન હોત, તો સૈકા અગાઉ હિંદીઓએ આર ભેલા આ સ્વાતંત્ર્ય-સંગ્રામનો દાવાનળ નામોશીભરી રીતે બુઝાઇ જવા પામ્યો હોત. પ્રતિપક્ષીઓ સમા શસ્ત્રો અને સાધનસામગ્રી [ જેવી કે બ્રિટિશ સૈનિકોએ લુટારાને પણ નીચુ જોવડાવે એવી નાગાઇપૂર્વક દિલ્હીમાં લૂંટી હતી ] જો આ બહાદુર સેનાનીને ટાણાસર સાંપડયા હોત તો, તાત્યા તેમના સેનાપતિઓ માટે ભયંકર હરીફ નીવડી શકયો હોત પરિણામ એવુ જુદુ જ હોત અને હિંદી બળવાની તવારીખ કંઇક જુદી જ આલેખાઇ હોત.

( "યુગાન્તર"માંથી )

# લગનગાળો

આજના તમામ પ્રશ્નો એક પ્રશ્નમા સમાઈ જાય છે તમામ પ્રશ્નોનુ મૂળ એક જ પ્રશ્નમા રહ્યુ છે અને તે પ્રશ્ન આ આપણે ક્યા સુધી આવી ભ્રમણાત્મક સમાજરચાનોને ચલાવ્યા કરીશુ ?

આપણી અત્યારની સમાજરચના કેવળ ભ્રમ ઉપર રચાયેલી છે એમાં જે વસ્તુ મહત્ત્વની નથી એને મહત્ત્વની ગણવામા આવે છે ને જે વસ્તુ મહત્ત્વની છે એને ગૌણ માનવામા આવે છે એનું એક જ ઉદાહરણ લઇએ તો, વરસોવરસ ફૂટી નીકળતા વિવાહો લ્યો એમા ખોટો ઠાઠમાઠ, ધમાલ, કૃત્રિમતા, વ્યાવહારિક ડહાપણ અને નિર્માલ્ય અસગતિ એ નજરે પડશે અને મૂળ જે મહત્ત્વનો પ્રશ્ન છે—સસારમા એવી બે વ્યક્તિઓને પાસે પાસે લાવવામા આવે છે કે તેઓ બીજાના વધુ પરિચય દ્વારા, એમની પાસે જે કાંઈ શક્તિ છે, એ શક્તિનો સપૂર્ણ વિકાસ સાધે અને લોકસગ્રહમા પોતપોતાની નવીનતાનો અશ અર્પે એ આખો મૂળ પ્રશ્ન, એના ઉપર કોઈ દિવસ કોઈ વિચાર કરવા માટે થોભતું પણ નથી આમ કરીએ તો સારુ લાગે ને આમ ન કરીએ તો ફલાણાને ખોટુ લાગે, આવી કેવળ રૂઢિજન્ય કૃત્રિમતામા જીવતનો આ મહાન પ્રસગ પતાવી દેવામા આવે છે એ પ્રશ્નને આવી રીતે પતાવી દેવાની આપણી ઉતાવળે અને પ્રશ્નને વ્યવહારુ ગણવાની આપણી મૂર્ખાઇએ, આપણ પ્રજા તરીકેનું હીર ચૂસી લીધુ છે જે પ્રજામાથી અનેક વિરલ વ્યક્તિ-ઓ વારવાર નીકળી આવતી, તે જ પ્રજાનુ આજે વિરલ વ્યક્તિઓ વિષેનું દેવાળુ કોઈના પણ લક્ષમા આવતુ નથી, એ ખરેખર નવાઇની વાત છે

કેળવણી દ્વારા કે સસ્કૃતિ દ્વારા પ્રજાનો પલટો થવાની આગાહી કરવામા આવે છે કેવળ શક્તિવાન પ્રજા જ પોતાની સસ્કૃતિને જીવત રાખી શકશે એ દીવા જેવુ સ્પષ્ટ થઇ ગયુ છે શક્તિ વિષેનો પશ્ચિમી પ્રજાનો ખ્યાલ જગની જેવો છે, એ પણ જણાઈ ગયુ છે. એવે વખતે આપણી આ પ્રજાએ, વિશ્વની સહાયતા માટે પોતાની સસ્કૃતિમા રહેલુ અમોઘ શસ્ત્ર રજૂ તો કર્યું છે—અહિંસાનુ—પણ એ શસ્ત્ર કાયરનુ, ભીરુઓનુ અને વ્યવહાર ડાહી સમાજનું શસ્ત્ર ગણવાનો ભય ખોટો નથી દુનિયાની તમામે તમામ પ્રાતિક રીતીનો પૂરેપૂરો પરિચય મેળાવ્યા પછી જો આ શસ્ત્ર વિશ્વશાતિના ઉકેલ માટે રજૂ કરવામા આવે, તો જ એની અસર પડે અત્યારે તો એ એક મહાન વ્યક્તિનુ સ્વપ્ન છે અને બીજા અનેક અર્ધદગ્ધોનુ રોટી માટેનુ કે મહત્તા માટેનુ સાધન છે મહાન વ્યક્તિનુ મહાન સ્વપ્ન—એ એક જમાનામા ઘણી મોટી વસ્તુ ગણાતી—એ જમાનો કે જ્યારે વ્યક્તિની પ્રતિભાને સામાજિક સામાન્ય શક્તિઓ કરતા ઘણું વધારે મહત્ત્વ અપાતુ. આજે આપણે એક વ્યક્તિની અસાધારણ શક્તિ કરતા, એક સમાજમા પ્રસરેલી સામાન્ય સમજણની વસ્તુઓને ઘણુ વધારે મહત્ત્વ આપવાની સ્થિતિમા છીએ ત્રણ કરોડની પ્રજામા ત્રણ માણસો અસાધારણ રીતે મહાન હોય, તેના કરતા ત્રીસ લાખ માણસો સામાન્ય સસ્કૃતિના પરિચયવાળા સમજુ હોય, એ વસ્તુ અત્યારે વધારે અગત્યની છે જે 'ડીમોક્રસી' માટે ખૂમાખૂમ કરવામા આવે છે તેના મૂળ સિદ્ધાતોમા પણ આ વસ્તુ જ રહેલી છે.

સૌથી કુશળ સર હ્યુજ રોઝે ઝાંસીની રાણી પર ચડાઇ આરંભી. આ દિન હતો માર્ચ ૧૮૫૮. તાત્યાને આ વાવડ મળ્યા કે તરત છેક ઉત્તરમાંથી તે ઝાંસીની વીરાંગનાના રક્ષણાર્થે ધસી આવ્યા, પણ સર રોઝને આ બાતમી અગાઉથી મળેલી કે જેથી તેને પૂર્વ તૈયારીની સારી તક સાંપડી ગઇ પરિણામ આવ્યું, બેટવા ખાતેના ભીષણ જંગમાં તાત્યાને સાંપડેલી હારની કમનસીબીમાં ઝાંસીની રાણી તો, રણમોરચો ખલાસ થતાં વિજળી સરકે તેમ સરકી ચુકી હતી સિંધીઆના સૈન્ય વિપ્લવી દળ સાથેના જોડાણના દોર પર મદાર બાંધી તાત્યા ટોપી ઉપડયા ગ્વાલીયર ભણી કૂચ કરતા. સાથમાં ઝાંસીની રાણી હતાં. દુશ્મનોના ચારે બાજુના ઘેરાથી અને ખુદ પોતાના સૈન્યે અગાઉની ધારણા મુજબ સિંધીઆને છોડવાથી તાત્યાને ઝળહળતો વિજય સાંપડયો અને સિંધીઆએ આગ્રા લગી ધસમસી જઇ તાત્યાને ગ્વાલીઅર સુપ્રત કર્યું ગ્વાલીઅરના કબ્જાની સાથોસાથ નાના સાહેબની પેશ્વા તરીકે જાહેરાત થઇ

જનતાના દિલમાં ક્રાંતિના વિજયનો આનંદ હેલે ચઢયો હતો, સમગ્ર દક્ષિણ હિંદ આવા જ અવસરની પુલકિત નેત્રે રાહ જોઇ રહ્યું હતું. ત્યારે જ ઓચિંતો આ આનંદ-રંગમાં ભંગ પડયો તાત્યાના પરાક્રમો સર રોઝના સત્તાપિપાસુ દીલને ડારી રહ્યા હતાં, નર્મદાની પેલી પાર પ્રસરતી ક્રાંતિની જ્વાલા એને સપનામાં પણ સતાવવા માંડી, અને આનું પરિણામ પણ તત્કાળ આવ્યું. બે અલગ અલગ જંગ-તબકકે, દેશના દુર્ભાગ્યે દુશ્મન પક્ષે ભળેલ હિંદી દેશદ્રોહીઓના પ્રતાપે, તાત્યાનું સૈન્ય પરાજય-પલ્લે જઇ બેઠું. હિંદના ઇતિહાસમાં લોહીના અક્ષરે નામ લખવાના અધિકાર સાથે, રાણી લક્ષ્મીબાઇએ, જંગમાં ઝઝુમતાં ઝઝૂમતા વીર મૃત્યુને બાથ ભીડી લીધી

તાત્યા અહીંથી પણ અગીઆરા ગણી ગયા જઇને વસ્યા એ રાજપૂતાના-બુંદેલખંડના જંગલોમાં ખૂબ ખૂબ શોધોરૂપી શરસંધાનો નિષ્ફળ નિવડયા હતા એ વીરને પગેરૂ તાકવામાં. ટાપી બેઠેલી સરકારી તપાસો નરી નિષ્ફળતામાં ઝબકોળાઇ હતી છેવટે બ્રિટિશરોને પ્રિય એવું પેલું કપટ-શસ્ત્ર છોડાયું ૧૮૫૯ ના એપ્રિલના ગોઝારા દિવસે મેજર મીએડે, પરિણામે એમને પકડયા અને એ માસની અઢારમીએ એમને ફાંસી પણ દેવાઇ અને ત્યારે જ જ્યારે શહેનશાહતના ગોરાઓના લોચન પૂરી વિરામ-નિદ્રાને પામ્યાં.

અપૂર્વ ધૈર્યબળ, સુંદર વ્યવસ્થાશક્તિ, ત્વરિત કાર્યશક્તિ અને પ્રવીણ સેનાપતિપણા જેવા વિશિષ્ટ સદ્‌ગુણો, વીંડહામના વિજેતા તાત્યા ટોપીમાં જો ન હોત, તો સૈકા અગાઉ હિંદીઓએ આરંભેલા આ સ્વાતંત્ર્ય-સંગ્રામનો દાવાનળ નામોશીભરી રીતે બુઝાઇ જવા પામ્યો હોત પ્રતિપક્ષીઓ સમા શસ્ત્રો અને સાધનસામગ્રી [ જેવી કે બ્રિટિશ સૈનિકોએ લુંટારાને પણ નીચું જોવડાવે એવી નાગાઇપૂર્વક દિલ્હીમાં લૂંટી હતી ] જો આ બહાદુર સેનાનીને ટાણાસર સાંપડયા હોત તો, તાત્યા તેમના સેનાપતિઓ માટે ભયંકર હરીફ નીવડી શકયો હોત. પરિણામ એનું જુદું જ હોત અને હિંદી બળવાની તવારીખ કંઇક જુદી જ આલેખાઇ હોત.

( " યુગાન્તર "માંથી )

# બન્ધનોની જરૂર

"કોઇ પણ જાતનુ બંધન ન જોઇએ" એ ચાલુ યુગનો જાણે એક મંત્ર જ થઇ પડયો છે. દરેક વસ્તુનો દુરુપયોગ થતાં તે ખરાબ જ બની જાય છે. દૂધ સારુ ખરુ, પણ તેનો ઉપયોગ માપ બહાર થાય, તો તે પણ અપાય જ કરે તે જ પ્રમાણે સ્વતંત્રતા પણ સારી ખરી, પણ તેનો પણ ઉપયોગ વિવેકસર જ કરવાનો હોય આપણા દેહમાનો જીવ આપણા પોતાનો જ છે, પણ તે આપી દેવાની સ્વતંત્રતા આપણને નથી. પીનલકોડ પ્રમાણે જીવ કાઢી દેવો એ મોટો અપરાધ છે

મનુ પછી સમાજ બાંધીને રહેવા લાગ્યો, ત્યારથી જ તેણે પોતાની મેળે જ અનેક પ્રકારના બંધનોથી પોતાને બાંધી લીધો, જે કૃત્યથી સમાજને હાનિ પહોંચે તે કૃત્ય કોઇ કરવા માડે, તો સમાજ તેને તે કરવા દેશે જ નહિ. કોઇને ચોરી કરવાની ઇચ્છા થાય, તો સમાજ તે કરવાની સ્વતંત્રતા તેને આપશે જ નહિ

એથી ઊલટુ, સામાન્ય સ્થિતિમા કોઇ પણ કારણથી પણ ખૂન કરનારને સમાજ ગુનેહગાર ઠરાવી કડક શાસન કરશે, પણ તેજ સમાજ લડાઇને વખતે શત્રુ તરફના વધારેમા વધારે માણસોને મારનારને ઇનામો તથા જાગીરો આપશે અર્થાત્ કહેવાનો મુદ્દો એ છે કે કોઇ પણ વસ્તુ સારી કે નરસી એ કાળ અને પરિસ્થિતિનો વિચાર કરીને ઠરાવાય છે. નાના બાળકોને શાળામા જવાનુ હોય જ નહિ, છતા તેને ફરજિયાત મોકલવાનુ પણ યોગ્ય ગણવામા આવે છે. યુરોપિયન સમાજમા બીડી પીવાનુ સારુ ગણાય છે, છતા ચૌદ વર્ષની અંદરના ને તે બદલ સજા કરવામા આવે છે

ફ્રાન્સ, જર્મનિ, ઇટલિ વગેરે દેશના પ્રત્યેક માણસે લશ્કરી નોકરી કરવી જ જોઇએ એવો કાયદો છે. અત્યારે ત્યાના પ્રત્યેક તરુણે ત્રણ વર્ષ સુધી લશ્કરમાં રહીને લશ્કરી શિક્ષણ લેવુ જ પડે છે, ત્યા કોઇ તેની નોકરી ન લેવાની સ્વતંત્રતા દર્શાવે, તો તેને કડક શિક્ષા જ થાય. તેમ જ ઘણા ખરા સુધરેલા દેશોમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે. ત્યા બાળકોની સ્વતંત્રતાનો પ્રતિરોધ તેથી થાય એવી તકરાર લેવામા આવતી જ નથી.

જમતી વખતે આપણે ત્યા અમુક પ્રકારનો પોશાક જ પહેરવાનો રિવાજ છે તેવો જ ભલે જુદા પ્રકારનો પણ ચોક્કસ પોશાક પહેરવાનો યુરોપિયન સમાજમા પણ રિવાજ પ્રચલિત છે, છતાં ત્યા પોશાકને રંગ અને આકારના બંધનો છે, આપણે ત્યા નથી.

યુરોપિયન લોકોની પ્રત્યેક શાળામા બાળકોનો પોશાક એકસરખો જ હોય છે તેમાં કોઇ છોકરો કહે કે એવો જ પોશાક પહેરવાથી મારી સ્વતંત્રતા જાય છે તો તેને શાળામાથી કાઢી જ મૂકવામા આવે

આવા બધા ઉદાહરણો એટલા માટે જ આપવામા આવેલા છે કે હાલમા અનિયંત્રતાના શુભ નામના ઓઠા નીચે સ્વૈરાચારનો પ્રચાર આપણામાં વધતો ચાલ્યો છે. અને તે કેવો હાનિકારક છે

વ્યક્તિ કે સમાજ જેમજેમ વિશેષ સુધરતા જાય, તેમ તેમ તેમના ઉપર અનેક પ્રકારના બંધનો વધતા જ જાય. આપણા ગામમા ઘરનો કચરો ગમે ત્યા ઘરની બહાર નાખીએ છીએ, પણ સુધરેલા દેશોમા તેમ કરી શકાતુ નથી આપણા કરતા યુરોપિયન સમાજ વધારે સુધરેલો છે, એટલે ત્યાની વ્યક્તિઓ ઉપર આપણા કરતા બંધનો વધારે છે—અર્થાત્ યોગ્ય બંધનો હોય એમા કંઇ ખોટું ન કહેવાય.

ભાવી પ્રજાનુ આરોગ્ય સુધારવા સારૂ ભાવી પ્રજા ઉપર આહાર-વિહારની બાબતમા નાના પ્રકારના બંધનો નાખવાની જરૂર છે આપણા સમાજમા હાલમા આ સબંધમાં અતિશય ઢીલાપણું પ્રવર્તી રહેલુ છે. મનુષ્યના જીવનમા પહેલો આશ્રમ **બ્રહ્મચર્યાશ્રમ** વિશેષ મહત્ત્વનો છે આશ્રમના બાળકોના આહારવિહાર પછીના આશ્રમના લોકોના કરતાં અતિશય ભિન્ન હોવાની જ જરૂર છે એટલે તે જ કારણસર પહેલાના વખતમા બ્રહ્મચારીઓ–વિદ્યાર્થીઓની રહેણીકરણી બદલ કડક નિયમો બાધેલા હતા

વિદ્યાર્થીઓ માટે ખોરાક જુદો, કપડા જુદા, તેમ જ તેની રહેણી પણ જુદી જ જોઇએ. હાલના વખતમા એ જૂના નિયમોને પણ વધારે કડક બનાવવા જેવી પરિસ્થિતિ ઊભી થયેલી છે હાલમા લગ્નની વય તે વખતના કરતાં ઘણી જ વધેલી છે એટલે ગૃહસ્થાશ્રમમા પ્રવેશતા પહેલા છોકરાઓની દિનચર્યા વિશેષ વ્યવસ્થિત કરવાની જરૂર છે

આ સમયમા વીર્યસંરક્ષણના નિયમો કડક રીતે પાળાવા જોઇએ. અને તેના માટે પ્રત્યેક વિદ્યાર્થીનો આહાર તદ્દન સાદો અને સાત્વિક હોવો જોઇએ. ચહા, કોફી, કોકો વગેરે ઉત્તેજક પેયો તદ્દન વર્જ્ય કરવા જોઇએ એ વખતમાં વિદ્યાર્થીઓને પાન ખાવાની તેમ જ બીડી પીવાની પણ મનાઈ હતી અને નાટક, સિનેમા જોવા કે શૃંગારિક વાર્તાઓ વાચવા પર પ્રતિબંધ હતો હાલમા તો તેને બદલે માતાપિતાજ પોતાના નાના બાળકોને નાટકે સિનેમા બતાવવા હોશથી લઇ જાય છે. તેનુ પરિણામ આવવુ જોઇએ તેવુ જ આવેલુ છે. નાનપણમા જ બાળકોના વાળ ધોળા થવા લાગ્યા છે અનેક પ્રકારના વ્યાધિઓ લાગુ પડી ગયેલા હોય છે અકાળે મરણ અને અકાળે ઘડપણ તો સાધારણ થઇ પડયા છે છોકરા-છોકરીઓના નિસ્તેજ ચહેરા તથા બેસી ગયેલ ગાલ તેનું જ પરિણામ છે, છતા આપણે માની લઇએ છીએ કે અભ્યાસના બોજાનુ એ પરિણામ છે.

આ રીતે નાટક-સિનેમાનુ સેવન, ચહા–કોફી જેવા ઉત્તેજક પીણાઓ, છોકરા–છોકરીઓની શાળામા એકત્ર બેઠક, અને એકાંદરવુ ફરવુ, શૃંગારિક પુસ્તકોનુ યથેચ્છ વાચન, અને વ્યાયામનો અભાવ-તથા એ બધુ છતા હજુ કંઇ બાકી રહ્યુ હોય તે પૂરૂ કરવા માટે છોકરા છોકરીઓને પૂરેપૂરી સ્વતંત્રતા ભોગવવા દેવી અને સાથે સાથે જ લગ્નો મોડા કરવાની સુધારણા કરવી ! આ બધાને હવે શુ કહેવુ તેજ સમજાતુ નથી શાણા અને વિદ્વાન માણસો આવી સાદી વાતો સમજતા ન હોય એવુ પણ કેમ કહી શકાય ? *

સંપાદક "વ્યાયામ"

---

* " વ્યાયામ "માથી

# શિક્ષકોને—

જે સંસ્થાનો વ્યવહાર, કેળવણીના આદર્શો ઉપર રચાયો હોય છે તે સંસ્થા પ્રગતિશીલ ગણાય આજે આપણે ત્યા નક્કી કરેલ ધરેડ પ્રમાણે શિક્ષણનુ કાર્ય ચાલ્યા કરતુ હોય છે, આ ધરેડમા કઈ ફેરફાર કરવા જેવુ શિક્ષકને દેખાતું નથી, કારણ કે તેને શિક્ષણના કોઈ આદર્શની સમજણ હોતી નથી આદર્શ વિનાનો કોઈ પણ વ્યવહાર ચિરપરિણામ લાવી શકે નહિ. પરતુ સાથે સાથે એ પણ ધ્યાનમા રાખવાની જરૂર રહે છે કે જે આદર્શને વ્યવહારૂ બનાવી શકાય નહિ તે પણ આપણા માટે નકામો નીવડે, નૂતન–શિક્ષણને આદર્શની દૃષ્ટિ છે તે જ પ્રમાણે વ્યવહાર માર્ગો માટે યોજનાબદ્ધ પદ્ધતિ પણ છે કેવળ નૂતન શિક્ષણના આદર્શોને વળગી રહી વ્યવહારને અવગણનાર નૂતન શિક્ષણના કાર્યને વફાદાર નથી. નૂતન શિક્ષણની આ નીતિ દરેક શિક્ષકે સમજી લેવી ઘટે છે

શિક્ષણમા લેખનકાર્યનું મહત્ત્વ કોઈએ પણ ઓછુ આકવુ ન જોઈએ. લેખનકામ વિદ્યાર્થીઓમા ચોકસાઈ કેળવી શકે છે પોતાને જે કઈ કહેવુ છે, પોતે તે કહેવા માટે જે કઈ સમજ્યો છે અને તેની સમજણ વ્યક્ત કરવા માટે તેની પાસે સયોજિત વિચારસરણી છે તથા વિચારસરણી રજૂ કરવા સુયોગ્ય ભાષા અને રસિક શૈલી છે તેનુ સાચુ ભાન વિદ્યાર્થીને લેખનકાર્યમાથી સાપડે છે શાળામાં શીખવાતા વિષયોમા જે લેખનકાર્ય કરાવવામા આવે છે તે લેખનકામ તપાસતી વખતે તેમ જ સુધારતી વખતે આ દૃષ્ટિ શિક્ષક પાસે હોવી અત્યત જરૂરી છે. આજે તો જાણે કે આ દૃષ્ટિ વીસરાઈ ગઈ હોય અને વિદ્યાર્થીઓની નોધપોથીઓ તપાસવામા વેઠ ઉતારાતી હોય તેવો ઘાટ દેખાય છે. દરેક શિક્ષકે પોતાની નજર સમક્ષ લેખનકાર્યની તપાસ પાછળનું સાચુ દૃષ્ટિબિન્દુ રાખવુ જ જોઈએ અને લેખનકાર્યની તપાસ તે રીતે થવી જોઈએ. તેમ થાય તો જ લેખનકાર્યના ફાયદાઓ વિદ્યાર્થી ઉઠાવી શકે.

આવી જ વાત વિષયોના તેમ જ વિષયાગોના એકીકરણની છે શાળા નાની હોય કે મોટી હોય, પણ જો એક જ વિષય અનેક શિક્ષકોને ભણાવવાનો હોય તો તે વિષયનો શિક્ષક એકબીજાના નિકટના સપર્કમાં રહે તે અત્યત જરૂરનુ છે. આવો સપર્ક સધાતો હોય તો શિક્ષણ જીવતુ રહે અને રસિક બને, પણ આવો સપર્ક તૂટી જાય તો શિક્ષણ અરસિક બને અને તેનો સાચો લાભ વિદ્યાર્થી ઉઠાવી શકે નહિ આવો સપર્ક સાધવા માટે તેમ જ વિષયાગોના યોગ્ય સમન્વય માટે કોઈ પણ એક શિક્ષકને, આખાયે વિષયના શિક્ષણની જવાબદારી સોપવાનો મુદ્દો કદી પણ વીસરાઈ જવો ન જોઈએ જટિલ બનતા જતા વિષય શિક્ષણમા સગતિ જાળવવા માટે પણ આ હકીકત ઉપર પૂરતુ લક્ષ આપવાની જરૂર રહે છે

આપણી શાળાઓમા માતૃભાષા તરફનો આદર જરૂર વધ્યો છે, પરતુ એ આદરને મૂર્ત સ્વરૂપ આપવા માટે તેનુ સ્થાન જોઈએ તેટલુ ઊંચુ લાવવામા આવ્યુ નથી. બીજી

કોઇ પણ ભાષાની અપેક્ષાએ માતૃભાષાના શિક્ષકને વધારે વખત મળવો જોઇએ અને તેના શિક્ષણને વધારે શાસ્ત્રીય બનાવવુ જોઇએ.

ઇતિહાસ–ભૂગોળનું શિક્ષણ આજે અપાય છે તે કરતા તો અનેકગણી વધારે સારી રીતે આપી શકાય તેમા શકા નથી આ વિષયો તો માનવજીવનના વિવિધ અગોને એવી રીતે અને એટલી રીતે સ્પર્શતા હોય છે કે તેનાં શિક્ષણમા વિવિધતા અને રસ લાવવા મુશ્કેલ નથી વળી એકની એક જ હકીકત જુદી જુદી કક્ષાના બાળકો પાસે રજૂ કરી શકાય છે, એ હકીકત પણ શિક્ષકે સમજવી ઘટે. ઉદાહરણ તરીકે, સમ્રાટ અશોકની કથા ઇતિહાસશિક્ષક પહેલી શ્રેણીમા પણ શીખવી શકે, મેટ્રિકમા પણ શીખવી શકે અને તે જ કથા સશોધનની દષ્ટિએ એમ. એ ના વિદ્યાર્થીઓને પણ શીખવી શકાય સાદા વર્ણનો કે જીવનકથાના પ્રસંગોથી માડી સામાજિક જીવનવ્યવહાર, જાતિ, ધર્મ, સમાજવ્યવસ્થા, રાજવ્યવસ્થા, અર્થઘટના વગેરે વિષયોને આવરી લેતા સશોધનો પણ ભણતરનો વિષય બની શકે છે

જીવનભરની વિદ્યા–અર્થીની અવસ્થા એ પણ શિક્ષક–માત્રનો એક પરમ ધર્મ ગણાવો જોઇએ. જે શિક્ષક સનાતન અભ્યાસી નથી ને શિક્ષક ઉપર કહેલી કોઇ પણ બાબતને જીવનમા ઉતારવા અમર્થ થતો નથી શિક્ષણનું કાર્ય નાનુ હોય કે મોટુ, શિક્ષક પાસે ભણતા વિદ્યાર્થીઓ નાના બાળકો હોય કે જુવાન તરુણો હોય, પણ સાચુ અને સગીન શિક્ષણ-કાર્ય, પોતાના વિષયનો તલસ્પર્શી અભ્યાસ માગી લે છે આવા તલસ્પર્શી અભ્યાસની વૃત્તિ આજના શિક્ષકમા નજર આવતી નથી અને તેથી આજનુ શિક્ષણ તેજ વિનાનું અને નમાલુ દેખાય છે અભ્યાસ તેજસ્વિતાનો પ્રાણ છે. એ પ્રાણ દરેક શિક્ષકમા સભર ભર્યો હોવો જોઇએ *

—શિક્ષકનો મિત્ર નિરીક્ષક

---

## કેટલાક ઉપયોગી નુસખા

૧ ગુદરમા રસકપુર નાખવાથી તે ગધાતો નથી કે બગાડતો નથી

૨ હાથ ઉપર ગમે તેવા ડાઘ પડયા હોય તો બાફેલા બટાટા વડે હાથને ખૂબ ચોળીને ધોઇ નાખવો

૩ ચુલેથી ઉતારેલા ઇનેમલના ગરમ વાસણમા કદી તરત ટાઢુ પાણી ન રેડતા કારણ કે તેથી ઇનેમલ ફાટીને ઉખડી જાય છે

૪ દૂધ ગરમ કરતા પહેલા વાસણમા થોડુ ઘી ચોપડશો તો દાઝીને ચોટી નહિ જાય.

૫ જૂના કુવા કે બધ ઘરની હવા સારી છે કે નુકસાનકારક છે તે જાણવા, તેમા પ્રથમ દીવો દોરી વડે ઉતારવો, દીવો ઓલવાઇ જાય તો હવા ખરાબ છે એમ સમજવુ

—શ્રી ચદુલાલ વ્યાસ

* "ઘરશાળા"ના એક અકમાંથી.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૧ મું | જુન-૧૯૪૬ | અંક ૬ ઠ્ઠો

## મુંબઈ સરકારની શિક્ષણપ્રસારની યોજના

—તંત્રીસ્થાનેથી

સને ૧૯૩૯ માં હિંદી રાષ્ટ્રીય મહાસભાના આદેશાનુસાર પ્રાંતોમાં કોંગ્રેસ સરકાર સ્થપાઇ અને તેણે લોકહિતનાં સખ્યાબંધ કાર્યો હાથ ધર્યાં તે પૈકી શિક્ષણપ્રસારને વેગ આપવાનું પણ એક અગત્યનું કાર્ય હતુ

ગ્રામ જનતાની નિરક્ષરતા નિવારણાર્થે સૌ પ્રથમ આ દિશામાં એ સરકારે પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન હાથ ધર્યો હતો અને જનતાના સહકારપૂર્વક એના દ્વારા ઠીક ઠીક પ્રગતિ પણ સાધી શકાંઇ હતી ત્યાર પછી દેશભરમાં ક્રાંતિનો જુવાળ આવતાં એ સરકારે સત્તાના સૂત્રોનો ત્યાગ કરી વનવાસ સ્વીકાર્યો હતો અને એ કામ આગળ વધતું એટલેથી અટકી પડયું હતું

હવે સાત વર્ષોના ગાળા બાદ ફરી પાછી કોંગ્રેસ સરકાર દેશના મુખ્ય મુખ્ય પ્રાંતોમાં સત્તા પર આવી છે અને એનો પૂર્વનો કાર્યક્રમ હાથ ધર્યો છે કોંગ્રેસ સરકારે પ્રાંતોમાં હોદ્દા સ્વીકાર્યા પછીથી લોકોમાં આશાના કિરણો ઊગ્યાં છે અને દરેક દિશામા એ સરકારે પોતાનો કાર્યારભ કરી દીધો છે. શિક્ષણપ્રસારનુ તેણે હાથ ધરેલું કાર્ય ફરીવાર પણ એ જ ધગશપૂર્વક એ સરકારે ઉપાડયુ છે અને મુબાઇ પ્રાતમાં દરેક ૫૦૦ માણસની વસ્તીવાળા ગામે પ્રાથમિક શાળાઓ ખોલવાની પ્રવૃત્તિને અપનાવવાનો નિર્ણય તેણે જાહેર કર્યો છે અમે એ નિર્ણયને સહર્ષ આવકારીએ છીએ.

વડોદરા રાજ્યે પ્રાથમિક શિક્ષણનું ધોરણ ફરજિયાત રાજ્યભરમાં દાખલ કર્યાને વર્ષો વીતી ગયાં છે, પરતુ એ સમય અને તેની પાછળ થયેલો વ્યય જોતા એના પ્રમાણમા જોઇએ તેટલુ પરિણામ સાધી શકાયુ નથી તેમ છતા એ સમુળગું નિષ્ફળ તો નથી જ નીવડયુ.

મુબઇ સરકાર જ્યારે, નાના ગામડામા પણ પ્રાથમિક શાળાઓ ખોલવાના નિર્ણય પર આવી છે ત્યારે અમે એ સરકારના આ દિશાના સૂત્રસચાલકોને વડોદરા રાજ્યે વર્ષો અગાઉ શરૂ કરેલી આ પ્રવૃત્તિનો એક વાર અભ્યાસ કરી જવા ભલામણ

[ સાધણ પૃષ્ઠ ૨૪૩ને ૭૬ ]

કોઇ પણ ભાષાની અપેક્ષાએ માતૃભાષાના શિક્ષકને વધારે વખત મળવો જોઇએ અને તેના શિક્ષણને વધારે શાસ્ત્રીય બનાવવુ જોઇએ.

ઇતિહાસ-ભૂગોળનુ શિક્ષણ આજે અપાય છે તે કરતા તો અનેકગણી વધારે સારી રીતે આપી શકાય તેમા શકા નથી આ વિષયો તો માનવજીવનના વિવિધ અગોને એવી રીતે અને એટલી રીતે સ્પર્શતા હોય છે કે તેનાં શિક્ષણમા વિવિધતા અને રસ લાવવા મુશ્કેલ નથી વળી એકની એક જ હકીકત જુદી જુદી કક્ષાના બાળકો પાસે રજૂ કરી શકાય છે, એ હકીકત પણ શિક્ષકે સમજવી ઘટે. ઉદાહરણ તરીકે, સમ્રાટ અશોકની કથા ઇતિહાસશિક્ષક પહેલી શ્રેણીમા પણ શીખવી શકે, મેટ્રિકમાં પણ શીખવી શકે અને તે જ કથા સશોધનની દૃષ્ટિએ એમ એ ના વિદ્યાર્થીઓને પણ શીખવી શકાય સાદા વર્ણનો કે જીવનકથાના પ્રસગોથી માડી સામાજિક જીવનવ્યવહાર, જાતિ, ધર્મ, સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા, અર્થઘટના વગેરે વિષયોને આવરી લેતા સશોધનો પણ ભણતરનો વિષય બની શકે છે

જીવનભરની વિદ્યા-અર્થીની અવસ્થા એ પણ શિક્ષક-માત્રનો એક પરમ ધર્મ ગણાવો જોઇએ. જે શિક્ષક સનાતન અભ્યાસી નથી તે શિક્ષક ઉપર કહેલી કોઇ પણ બાબતને જીવનમા ઉતારવા સમર્થ થતો નથી શિક્ષણનુ કાર્ય નાનુ હોય કે મોટુ, શિક્ષક પાસે ભણતા વિદ્યાર્થીઓ નાના બાળકો હોય કે જુવાન તરુણો હોય, પણ સાચુ અને સગીન શિક્ષણ-કાર્ય, પોતાના વિષયનો તલસ્પર્શી અભ્યાસ માગી લે છે. આવા તલસ્પર્શી અભ્યાસની વૃત્તિ આજના શિક્ષકમા નજર આવતી નથી અને તેથી આજનુ શિક્ષણ તેજ વિનાનું અને નમાલુ દેખાય છે. અભ્યાસ તેજસ્વિતાનો પ્રાણ છે. એ પ્રાણ દરેક શિક્ષકમા સભર ભર્યો હોવો જોઇએ *

—શિક્ષકનો મિત્ર નિરીક્ષક

---

## કેટલાક ઉપયોગી નુસ્ખા

૧ શુદરમા રસકપુર નાખવાથી તે ગધાતો નથી કે બગાડતો નથી.

૨ હાથ ઉપર ગમે તેવા ડાઘ પડયા હોય તો બાફેલા બટાટા વડે હાથને ખૂબ ચોળીને ધોઇ નાખવો

૩ ચુલેથી ઉતારેલા ઇનેમલના ગરમ વાસણમા કદી તરત ટાઢુ પાણી ન રેડતા કારણ કે તેથી ઇનેમલ ફાટીને ઉખડી જાય છે.

૪ દૂધ ગરમ કરતા પહેલા વાસણમા થોડુ ઘી ચોપડશો તો દાઝીને ચોટી નહિ જાય

૫ જૂના કુવા કે બધ ઘરની હવા સારી છે કે નુકસાનકારક છે તે જાણવા, તેમા પ્રથમ દીવો દોરી વડે ઉતારવો, દીવો ઓલવાઇ જાય તો હવા ખરાબ છે એમ સમજવુ.

—શ્રી ચદુલાલ વ્યાસ

---

* "ઘરશાળા"ના એક અકમાથી.

# ગ્રામ પુસ્તકાલયો [ એક ગ્રંથપાલની નોંધ ]

મેં ઘણા ગામો જોયા, અને લગભગ ઘણે ગામે મકાનવાળા પુસ્તકાલયો પણ છે પરંતુ એનો ઉપયોગ શું ? મારી નજરે દરેક પુસ્તકાલયો માત્ર શોભારૂપ જ દેખાય છે.

પુસ્તકાલયોનો જે ખરો હેતુ છે એ ખરેખર હાલ પાર પડતો જણાતો નથી. ગ્રામ પુસ્તકાલયોનું ખાસ કરીને ધ્યેય થઈ ગયું છે પૈસાનું ભંડોળ ભેગું કરવાનું પુસ્તકાલયના બહાને લોકો પાસેથી ઠીક ઠીક પ્રમાણમા પૈસા લેવામા આવે છે, પણ જ્યારે એ જ પુસ્તકાલયોની ઇસ્યૂબુક તપાસવામા આવે છે ત્યારે ભાગ્યે જ અઠવાડિયામા ત્રણચાર વાચકો પુસ્તકો લઈ ગએલા દેખાય છે, અને વાચનાલયમા માત્ર રડ્યાખડ્યા ત્રણચાર માણસો વાચનનો લાભ લેતા જણાય છે.

તેવાં પુસ્તકાલયોના ગ્રંથપાલો પણ વિચિત્ર મગજના હોય છે એક ગ્રંથપાલ સાહેબ કને હું ખાલી વીઝીટ માટે ગએલો અને એક પુસ્તકની માગણી કરેલી, પણ એ સાહેબે મને એવો ઉદ્ધત જવાબ આપ્યો કે ફરીવાર એ મહાશયનું મુખ પણ જોવા હું રાજી નથી.

બીજી એક જગ્યાની મુલાકાત લીધી હતી ત્યા બજેટનો પ્રશ્ન હતો. તે ગ્રંથપાલ સાહેબે મને કહ્યું કે એક "ક્ષિતિજ" નામનું પુસ્તક આજે ત્રણ સાલથી સતત માગણી કરવામા આવે છે, પણ ખાતા તરફથી એ પુસ્તક મોકલવામા આવતું જ નથી અને શા માટે નથી મોકલાતું એ પણ ખુલાસો થતો નથી, અને કંઇને બદલે કંઈ જ ભળતાં પુસ્તકો મોકલવામાં આવે છે. આ રીતે ગ્રામજનતા જોઈતા સાહિત્યનો શોખ પૂરો કરી શકતી નથી.

*પુસ્તકાલય એક સંસ્થા છે, એને સ્વતંત્ર મકાન છે એ સ્વતંત્ર મકાનવાળા પુસ્તકાલયના મંત્રીને માસિક રૂા. બે વધુમા વધુ મળે છે હવે એ માણસને એટલેથી જ સંતોષ હોય અને સેવાભાવથી કાર્ય કરતો હોય પણ સરકારી અથવા ખાતાના મુખ્ય અધિકારીઓ એક નોકર તરીકે જ એને પિછાને છે એવું શા માટે ? સેવાભાવી માણસ હોય એટલે શું એના બાલબચ્ચાંને પણ ભૂલી જાય ? તેમના પોષણ માટે બીજા કાર્યો ન કરે ?

માસિક રૂપૈયા બેના પગારવાળા પુસ્તકાલયોના મંત્રીને કંઈ ઓછું કામ હોતું નથી. સવારે ૭ થી ૧૧ અને સાંજે ૪ થી ૬ હાજર રહેવાનું, રોજમેળ, ખાતાવહી, ઇસ્યૂબુક વગેરે લખવાનાં રજીસ્ટર બનાવવાનાં, તેમા વળી કતીવારી, લેખકવારી, વર્ગવારી ને હાજરીપત્રક રાખવું. ગામમા ઘેર ઘેર પુસ્તકો પહોંચાડવા ને પાછા લઈ આવવા, દરરોજ પુસ્તકાલયને ઝાડુ દેવું અને વળી બાગબગીચો બનાવવો, છતા ઉપરી અધિકારીઓ અને બીજા અમલદારો એક નાના નોકરને ધમકી આપે એ મુજબ ન હોવું જોઈએ. માસિક રૂ ૩૦ થી ૪૦ સુધીના નોકરો એ ખરેખર નોકરો છે. ત્યા જરૂર કડક તપાસણીઓ હોવી જોઈએ, પણ સેવાભાવી મંત્રીઓ કે જે પુરા ઉત્સાહથી કામ કરે છે, ત્યાં કામ જોવામાં આવતું નથી પણ રોજમેળ બરાબર તારીખવાર લખાયો છે કે નહિ એની ઉપર ખાતાનું ખાસ ધ્યાન જણાય છે. જે માણસ સેવાભાવી કામ કરે છે એ માણસ ગ્રામ પુસ્તકાલયના નજીવા રોજમેળમાંથી શું કંઈક ખાવાની દાનત રાખશે ?

જેથી આવા ટુંક પગારવાળા પુસ્તકાલયોના મંત્રીઓ ઉપર કડક તકેદારી ન રખાય તો સારૂં. કારણ કે તેથી જે ગ્રંથપાલ ઉત્સાહી હોય તેનો ઉત્સાહ વાચન વધારવામાથી પાછો પડે છે અને વહીવટી કામમાં ગુંથાય છે અને વળી કેટલીક વાર અમલદારોના ઉદ્ધત જવાબથી કામ ન કરવાનું મન થઈ જાય છે પણ ગામના હિતાર્થે અમો એના પ્રત્યે લક્ષ રાખતા નથી

અહમદમિયાં ઉમરમિયા કાજી
મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય, માતસર

# અક્ષરમાળાની રમત

અમે ગયા ત્યારે ત્યાં ચાર છોકરા ગંજીફે રમતા હતા. એ ગંજીફાના દરેક પત્તા પર क्, ફ એવા અક્ષરો છાપેલા હતા. બધા સ્વરો અને વ્યંજનોના મળીને ૪૮ પત્તા હતા. રમનારામાં તે વહેંચી આપવામાં આવ્યા હતાં.

## રમવાની રીત

પ્રથમ એક છોકરો એક અક્ષર ઊતરતો. દાખલા માટે—જેમ એક છોકરો क ઊતરતો, ત્યારે બીજો છોકરો તે ઉપર र નાખતો. ત્રીજો વળી म નાખતો, અને ચોથો प નાખતો. એટલે આ બધા પત્તા ત્રીજો છોકરો લેઈ જતો. કેમકે करम એવો શબ્દ તેણે પૂરો કર્યો. અને ચોથા છોકરાએ प નાખવાથી કાંઈ અર્થ થયો નહિ, માટે તેનું પત્તું તણાઈ ગયું.

હવે ત્રીજા છોકરાને પ્રથમ ઊતરવાનો પ્રથમ વારો આવ્યો. તેણે द નાખ્યો. બીજાએ स નાખ્યો. ત્રીજાએ અને ચોથાએ એવા અક્ષર નાખ્યા કે જેથી કાંઈ અર્થ થાય નહિ. તેથી બીજો છોકરો પાના લેઈ ગયો.

હવે બીજા છોકરાને પ્રથમ ઊતરવાનો વારો આવ્યો. તેણે ग નાખ્યો. બીજાએ ल નાખ્યો. ત્રીજાએ घ નાખ્યો, અને ચોથાએ ड નાખ્યો. કોણ પાના લે તેની તકરાર પડી. गल શબ્દ બીજાએ પૂરો કર્યો, અને घड શબ્દ ચોથાએ પૂરો કર્યો. છેવટે પહેલા બે પાના બીજાએ લીધા અને છેલ્લા બે પાના ચોથાએ લીધા.

હવે કોણ પ્રથમ ઊતરે એ તકરાર પડી. गल લેનારો પ્રથમ ઊતરે અને घड લેનારો પછી ઉતરે એમ ઠર્યું. હવે गल વાળાએ ण નાખ્યો. બીજાએ (घड વાળાએ) न નાખ્યો. ત્રીજાએ र નાખ્યો. ચોથાએ ष નાખ્યો. પાના કોણ લે તેની તકરાર વળી પાછી પડી. नर વાળો પાના લે એમ ત્રીજો તકરાર કરવા લાગ્યો, કેમકે પહેલા અક્ષરને બાદ કરતા नर શબ્દ કર્યો હતો. પણ પહેલા અક્ષરને બાદ કરાય નહિ—છેલ્લાને કરાય, એવો નિયમ હોવાથી એ પાનાથી શબ્દ ન થયો માની બધા પાનાં પહેલો જ ઊતરનારો લેઈ ગયો.

આ રમત નાના છોકરા માટે અમને ઠીક લાગી. અક્ષરો ઓળખે અને શબ્દો પણ ગોઠવી શકે! અર્થવાળા અક્ષરોને અર્થ વગરના પણ ઓળખે!

આ ઉપરથી બારાખડીવાળા પત્તાંથી પણ રમત રમી શકાય. દરેક છોકરા પાસે અક્ષરોની વધારે જોડી હોય તો પણ રમી શકાય.

એમાં જરા ફેરફાર કરીને અક્ષરોની પેઠે શબ્દોની પણ રમત રચી શકાય, અને તેથી શબ્દોના વર્ગ ઓળખાવી શકાય. ક્રિયાપદના પ્રકાર ઓળખાવી શકાય. એમાં જરા આગળ વધીએ તો શબ્દોનાં વાક્યો કરી શકાય, અથવા કવિતાના ચરણો રમી શકાય.

છોકરાને રમતની સાથે આંકડા, સરવાળા, અવિભાજ્ય અવયવો, સંખ્યા ગણવી, ગુણાકાર, વર્ગ ઘન વગેરે શીખવી શકાય.

(સંપાદક) વિશ્વનાથ મોહનલાલ ભટ્ટ

# સાગર : જીવન અને કવન*

સંત કવિ સાગર ગુજરાતની એક વિશિષ્ટ વ્યક્તિ હતા. વેદાન્તી કવિ અખાનુ ઊડુ તત્ત્વજ્ઞાન અને સ્નેહી કવિ કલાપીનુ સૂક્ષ્મ સ્નેહરહસ્ય એમણે પૂરેપૂરુ પચાવી દીધુ હતુ સ્વીડનબોર્ગ, જેમ્સ એલન અને એમર્સન જેવા વિદેશી વિચારકોનો એમનો અભ્યાસ ગહન તલસ્પર્શી હતો "ભાઈ ભક્તિ જેવી પખિણી જેને જ્ઞાન વૈરાગ્ય બે પાખ છે" એ અખાના શબ્દોમા જ્ઞાન અને વૈરાગ્યની પાખે ઊડતા એ અનોખા ભક્તજન હતા, તેમ જ પ્રેમભક્તિની પુનિત સરવાણીઓ વહાવતા રસસિદ્ધ કવિજન હતા એવા વિરલ સાધુ પુરુષના મનોમન્થનો, આત્મવિકાસ અને જીવનઘડતર નિરૂપતુ આ પુસ્તક જનતાને પરમ માર્ગદર્શક નીવડશે એ નિર્વિવાદ છે સામાન્ય માણસના જીવનચરિત્રો પણ બહુ બોધદાયી બને છે, તો પછી શ્રી સાગરના આ ચરિત્રનુ તો પૂછવુ જ શુ ? શ્રી સયાજી સાહિત્યમાળાએ આ પુસ્તક પ્રકટ કરી ગુજરાતી જીવનકથાના અલ્પસખ્ય સાહિત્યમા એકનો પ્રશસ્ય અને કિંમતી ઉમેરો કર્યો છે

પુત્રને હાથે પિતાનુ જીવન આલેખાય એમા અનેક ભયસ્થાનો રહેલા છે છતા આપણને જોઈને સતોષ થાય છે કે પ્રસ્તુત પુસ્તક એથી સર્વથા મુક્ત છે વિદ્વાન પુત્રને હાથે કવિ પિતાને સુયોગ્ય અને સપૂર્ણ ન્યાય મળ્યો છે એટલુ જ નહિ પણ વિવેકી પુત્રની વિચક્ષણ બુદ્ધિશક્તિએ ક્યાય મર્યાદાભગ થવા દીધો નથી. પુત્રને હાથે નિરૂપાતી આ જીવનકથાનો વિશેષ લાભ એ જે અન્યથા દુર્લભ બનત તે ઉપલબ્ધ થઈ શક્યા છે અને એનો સમુચિત ઉપયોગ કરાયો છે શ્રી સાગર જેવી સવિશેષ વિનયી અને વિરાગી વ્યક્તિને યથાર્થ પ્રકાશમા લાવવાનો અધિકાર ભાઈશ્રી યોગીન્દ્રના જેવા ભાવનાશાળી અને પિતૃભક્ત હૈયાનો જ હોઈ શકે

કોઈક કૌતુકભરી કથા વાચતા હોઈએ તેવો રસ આ જીવનકથા વાચતા આદિથી અત સુધી જળવાઈ રહે છે, તેનુ એક કારણ લેખકની પ્રસન્ન, પ્રવાહી અને પ્રાસાદિક શૈલી છે, તો બીજુ કારણ વિષયને વિશદ બનાવતી કાવ્યકણિઓનો વિપુલ વિનિયોગ છે. ખરી રીતે શ્રી સાગરના જીવનવિકાસની માડણી જ -એમના કાવ્યોની પૂર્વપીઠિકા પર મડાઈ છે એટલે કાવ્ય રસાબ્ધિનિમગ્ન આપણે સાગરની એકએકથી ચડતી કેટલી લહરો કૂદી જઈએ છીએ તેનું ભાન સરખુ રહેતુ નથી ! 'પ્રેમયોગ' જેવો પરમ ગહન વિષય પણ કાવ્યની એ હૃદયગમ શક્તિને પરિણામે રસસુન્દર, હળવો ફૂલ બની જાય છે ! વાનગી-રૂપે આપણે બે-ત્રણ ઉદાહરણ જોઈએ

પ્રેમપથમા રહેલા અસખ્ય સકટો અને પારાવાર દુ:ખોનો નિર્દેશ કરતા અને ઇશ્કના રાહની વિકટતા અને બરબાદીનો ખ્યાલ આપતા શ્રી સાગર કહે છે

* લેખક શ્રી યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી, એમ એ, બી ટી પ્રકાશક શ્રી સયાજી સાહિત્ય માળા પુષ્પ ૨૯૫ મુ પાના ૫૦૦ કિંમત રૂ ૨-૪-૦

" જલાવીને બધી દુનિયા, ખુશીથી રોશની જોવી,
નવેસર આસુની આલમ, અહો તાઝી કરી દેવી !

ભડક્યૂં ના થશે ભડકો ! ઝફા ને ખૌફ ને ખ્વારી !
બૂરી ગરમી સહેવાને, બરાબર છે શું તૈયારી ?

નહીં તો, લોક દુનિયાના ! ડહાપણમાં પડયા રહેજો !
ભૂલે ચૂકયે હમારૂ તો ન નામે કોઇ દિ લેશો !

હમારા ઇશ્કની વાતો, તમોથી ના હજમ થાશે !
અજાયબ અટપટી આંટી, તમારાથી ન ઉકલાશે !

બલા, બદનામી, બુરાઇ, હમે બરબાદી ન્હાનારા !
મના દુનિયા કરે ત્યા તો કૂદીને ખાસ જાનારા !

જિગર મન્સુર, મજનૂંમાં, ઝુકેલું ને ઠરેલું છે,
તરગી એ ફકીરીને, ચહાવુ એ ન સ્હેલુ છે. "

[ દીવાને સાગર : હમારૂં જાહેરનામું ]

મન એ જ સર્વ બધનનુ મૂળકારણુ હોવાથી એને રજા આપતા શ્રી સાગર લખે છેઃ

" ચોખ્ખું કહે ફિલ્સુફ કે આંસુ બધી માયા
તો યે, હરામી મન ! તને ગમતુ નથી મરવુ ?

કા દ્વૈતમા દુખી કરૂં ? અદ્વૈતને જપવું
જા ! જા ! રજા છે, દિલ ! તને બસ બરતરફ કરવું.

કચરી જિગર ઓગાળીને આસુ બધાં પીવા
બસ ઇશ્કને મઝૂર છે હિમાચલે તપવું.

અલ્લાહના ફરમાનથી દિલને જલાવી હર્ષ
ગુમ દિલ બની બ્રહ્માડમાં બસ બેફિકર ફરવું. "

[ દીવાને સાગર દિલને રજા ]

પ્રભુવિરહની વ્યાકુલતા અને ઇશ્કે હકીકી દિલદર્દ દર્શાવતા શ્રી સાગર કહે છે

" હુ છો રડુ ! મુજ ચશ્મ આ કોઇ તમે લૂછશો નહીં !
લ્હેનાર છે મુજ યાર ! જેનુ નામ કો પૂછશો નહીં !
પ્યારી બીમારી મારી છે ! આહા ! ફિકર કરશો નહીં !
સાગર બીમારે ઇશ્ક છે એ વાત વિસરશો નહીં ! "

[ દીવાને સાગર ' હું બીમાર ]

છેલ્લે જેને પરિણામે શ્રી સાગરનુ દષ્ટિપરિવર્તન થઇ ગયુ, આખુ અતર્મુખ જ

બદલાઇ ગયું, ભેદદષ્ટિ લય પામી અને હૃદય સર્વોત્તમભાવથી રેલાઇ રહ્યું એ બ્રહ્માનુભવનું અદ્ભુત દર્શન કરીએ

" અનુભવ બ્રહ્મ હમારો

હો સન્તો! અનુભવ બ્રહ્મ હમારો!

એક અલિંગી, અનામી નિજાત્મા!

ફેલ રહ્યો ઉજિયારો! હો સન્તો૦

કિસીકો ન નિન્દું, મૈ બન્દુ કિસીકો ?

કોઉ નહીં મોસે ન્યારો! હો સન્તો૦

નિશદિન નિરખત રસભસ અખિયા,

બિલસત સબ પ્યારો પ્યારો! હો સન્તો૦

ગગનગુફામેં અગમ ગુરુ ઘેરો!

પાયો પ્રીતમ મતવારો! હો સન્તો૦

ઉષ્મા, પ્રકાશ સ્વભાવ હમારો!

સા ગ ર શા હી પ સા રો! હો સન્તો૦

[ દીવાને સાગર . અનુભવબ્રહ્મ હમારો ]

ભાઇશ્રી યોગીન્દ્ર પ્રસ્તાવનામા " આ ગ્રન્થની ગણના સાહિત્યના ગ્રન્થ કરતાં તત્ત્વજ્ઞાનના તેમ જ ધર્મના ગ્રન્થ તરીકે વિશેષ થાય " એવી સંભાવના દર્શાવે છે પરંતુ અમને તો એ પ્રધાનપણે સાગરના સાહિત્યની રસલક્ષી સમાલોચના કરતો સાહિત્યનો જ ગ્રંથ દેખાય છે. શ્રી સાગરના કાવ્યસાહિત્ય અને ગદ્યસાહિત્ય સંબંધી પ્રકરણો તો સાંગોપાગ સાહિત્યને જ સ્પર્શતાં છે શ્રી સાગરનું તત્ત્વજ્ઞાન અને ધર્મ અંગેનું ચિંતન પણ એમનાં કાવ્યો દ્વારા અભિવ્યક્ત થતું હોઇ સાહિત્યથી અભિષિક્ત છે. શ્રી સાગરના કાવ્યગ્રંથોથી અજાણ્યા વાચકને પણ આ ગ્રંથ દ્વારા એનો સારો જેવો પરિચય થઇ જાય છે. એટલે અમે તો આ ગ્રંથને પ્રધાનાંશે સાહિત્યનો અને ગૌણાંશે ધર્મતત્ત્વજ્ઞાનનો ગણીએ છીએ, અને આવો સરસ સાહિત્યગ્રંથ આપવા બદલ ભાઇશ્રી યોગીન્દ્ર ત્રિપાઠીને હાર્દિક અભિનન્દન આપીએ છીએ.

—પ્રો. ચ શં. પટેલ

[ પૃષ્ઠ ૨૩૫નું ચાલુ ]

કરીએ છીએ, અને એ આખી ય યોજનાની ખુબીઓ અને ખામીઓ તપાસી જાય તેમાથી એની સફળતા–નિષ્ફળતાનો સાચો ક્યાસ મળી આવશે અને પોતે ઉપાડવા ધારેલી આ વિશિષ્ટ પ્રવૃત્તિને વેગવાન બનાવવામાં તેમને સારી એવી પ્રેરણા મળશે, એ નિઃશંક છે

મુંબઇની કોંગ્રેસ સરકારે ઉપાડવા ધારેલી આ પ્રવૃત્તિને અમે હાર્દિક સફળતા ઇચ્છીએ છીએ અને તે પ્રાંતભરમાંથી નિરક્ષરતાને દેશવટો દેવામા સંપૂર્ણ પાર ઉતરે એમ અમે પરમનિયંતા પ્રત્યે પ્રાર્થીએ છીએ.

# વાંચવાની ઝડપ

**વાં**ચવામા તમારી ઝડપ કેટલી છે એ તમારે જાણવુ છે ? ત્યારે એક કામ કરો પેન્સીલ ને ઘડીઆળ લઈને બેસો જેવો આ પેરેગ્રાફ પૂરો કરો કે તરત જ વખત નોંધજો અને પછી તમે તમારી પોતાની ઝડપે વાચ્યે જાઓ અને વાચી રહ્યા પછી આ લેખને અંતે આપેલા સવાલોના જવાબ આપજો એટલે તમારી સમજશકિતનુ માપ નીકળશે. છો તૈયાર !

' સરસ અને ઝડપથી શી રીતે વાચવુ ' એના લેખક નોર્મન લૂઈએ કહ્યુ છે કે, " ધીરે વાચનારાઓનુ વાચન કંગાળ હોય છે. જે માણસ ઝડપથી વિચારી શકતો હોય, જેની આખો સારી હોય, શબ્દભંડોળ જેની પાસે ખૂબ હોય તથા જેની પાસે માહિતીનો ખજાનો હોય એ માણસ જ ઝડપથી વાચી શકે છે મથી મથીને ધીમુ વાચનાર કરતાં દશ-ગણી ઝડપે જે લોકો વાચે છે તે પેલા કરતા ઘણુ વધારે ગ્રહણ કરી શકે છે. "

આ માણસ, એટલે કે લૂઈ, ન્યૂયોર્કની એક કૉલેજમા મોટી ઉંમરના માણસોને ખરી રીતે વાંચતાં શીખવે છે એ એમ કહે છે કે વાચવાની કળા સૌથી મહત્ત્વની છે અને ભાગ્યે જ આપણે એને હસ્તગત કરીએ છીએ એવુ એક પણ કામ નહિ હોય જેમાં વાચવાની જરૂર નહિ પડતી હોય અહીં મોટી ઉમરના અમેરિકનોમાથી ૪ ટકાને તો વાચતા જ નથી આવડતુ અને સાઠ ટકા સારી રીતે વાચી જાણતા નથી.

લાખ્ખો માણસો હાસ્યરસ સિવાયનુ બીજુ સાહિત્ય વાચતા જ નથી. એ લોકો પોતાની વાચવાની ટેવ સુધારે તો ચોપાનીઆ અને પુસ્તકોમા પણ એમને એટલી જ મઝા પડે એમાથી પણ એ લોકોને તાઝગી મળે જે બાળક બરાબર ઠીક વાચી શકતો નથી એનુ ટટ્ટુ નિશાળમા પણ નહિ ચાલે ઘણાખરા ગુન્હેગારોનો ઈતિહાસ જુઓ તો નિશાળમા એ લોકોની કારકિર્દી સારી નહિ હોય–વારંવાર નાપાસ જ થયા હશે એની શરુઆત વાચવાની બાબતમા એમને પડતી મુશ્કેલીથી થઈ હશે

વાચન સુધારવુ હોય તો એના પ્રયત્નમા કસરત બહુ જ અગત્યની વસ્તુ છે અહીં કસરત એટલે દંડ બેઠક કે અખાડે જવાની વાત નથી. કસરત એટલે શ્રદ્ધાથી સમજપૂર્વક એક જાતનો મહાવરો પાડવો તે. રોજ થોડો વખત જરાક જરાક જલદી વાચવાનો અને એક જ નજરમા ઘણું વધારે જોવાનો પ્રયાસ કરવો છાપેલી લીટી પર તમારી નજર દોડતી હોય તે વખતે એ કંઈ જ જોઈ શકતી નથી વચ્ચે વચ્ચે એ નજર અટકે છે ત્યારે જ તમને લાગે છે કે તમે વાચો છો એટલે તમારી નજરનો વિસ્તાર જેમ મોટો તેમ એકી વખતે ઘણા શબ્દો એમા સમાઈ શકશે અને તેમ તેમ વધારે ને વધારે ઝડપથી વાચી શકશો સારો વાચનારો એક સાધારણ છાપેલી લીટી વાચતા વચ્ચે બેત્રણ ઠેકાણે જ અટકયો હશે, જ્યારે અણઘડ કંગાળ વાચનારો શબ્દે શબ્દે અટકશે અને બહુ જ કુશળ વાચનારો એક નજર ફેંકતા જ આખી લાઇન વાચી લેશે એટલે ડાબી બાજુથી જમણી બાજુ નજર ખસેડયા વગર જ છાપેલુ કૉલમ વાચી નાખશે. થીઓડોર રૂઝવેલ્ટને આ રીતે જ પ્રતિષ્ઠા મળેલી. એકી નજરમા જ એ આખુ પાનુ વાંચી નાખતો. કોઇ આ વાત માનશે નહિ પણ

એ ખરેખર ખૂબ ઝપડથી વાચી શકતો કેમકે વાચતા વાચતા મહત્ત્વના આવીરૂપ શબ્દો પકડી લઈને વસ્તુનું સત્ત્વ કેવી રીતે સમજી જવું તે એ જાણતો હતો.

ન્યૂયોર્ક વિદ્યાપીઠમાં એક 'રીડીંગ ક્લિનિક' છે એના ઉપરી ડૉકટર સ્ટેલા એસ. સેન્ટરના મત મુજબ વાચવામા મુખ્ય ભૂલ શુ થાય છે, કે એકી વખતે માણસ એક જ શબ્દ વાચીને તેને વળી પાછો વાચે છે જે લોકો બહુ જ ધીરે વાંચે છે તે લોકો એકેએક શબ્દનો કાં તો મોટેથી કે મનમાં ઉચ્ચાર કરે છે તમારી બાબતમા એમ બને છે કે નહિ એ શોધી કાઢવું હોય તો વાચતી વખતે તમારા હોઠ પર ધીમેથી આગળી મૂકજો હોઠ ન હાલતા હોય તો પછી ગળાના કાકડા પર આગળી મૂકજો. એ કાકડા જો સહેજ પણ ધ્રૂજતા લાગે તો જાણજો કે તમે પણ શબ્દે શબ્દને મનમા બોલો છો એમ કરતા અટકવા માટે એક રસ્તો એ છે કે સગળતાથી વચાય એવુ લખાણ ઝડપથી વાચવા પ્રયાસ કરો, જેથી ઉચ્ચાર કરવાને સમય જ ન રહે. અને ખાસ અગત્યની વાત એ છે કે લેખક જે કહેવા માગે છે એના પર મગજને બરોબર કેન્દ્રિત કરો ધીમે વાચતા અટકી જવાને આ પણ એક સારો ઉપાય છે આપણુ મન અને આપણી કલ્પના, આપણે જે વાચતા હોઈએ એનો કબજો લઈ બેસે છે ત્યારે આપણુ વાચન પણ ઘણુ વેગીલુ અને સરસ હોય છે

તમારી શબ્દસમૃદ્ધિ કંગાળ હશે તો ઝડપથી વાચવામા તમને આડખીલી જ ઊભી થશે, એમ બધા જ વાચનનિષ્ણાતો કહે છે પણ તેથી એકેએક નવો શબ્દ, શબ્દકોશમા જોવાની જરૂર નથી વાચ્યે રાખો કઈ નહિ તો ય પેરેગ્રાફ તો પૂરો કરો જ કેટલીક વખત નવો શબ્દ આસપાસના સબધથી જ સમજાઈ જશે એમ ન સમજાય તો ડિક્ષનરીમા જોતા પહેલા જરા વિચાર કરવાથી પણ સહેજ સ્પષ્ટ થશે શબ્દે શબ્દ ડિક્ષનરીમા જોવાથી શબ્દ-ભંડોળ વધતુ નથી તમારુ વાચન વિશાળ બનાવો, વાચતા વાચતા ચોક્કસ રહો, અને જિજ્ઞાસુ રહો તો તમારી શબ્દસમૃદ્ધિ વધશે નૉર્મન લૂઈ એમ કહે છે. એ માણસ પોતાના વિદ્યાર્થીઓને બહારનુ વાચવા માટે જે પુસ્તકો સૂચવે છે એ ધીરે વાચનારાઓને તો ભારે જ પડે કેમકે એ તો ઇતિહાસ, જીવનચરિત્ર, માનસશાસ્ત્ર, શારીરશાસ્ત્ર, ગણિત, સમાજશાસ્ત્ર, એવા એવા વિષયના પુસ્તકો જ સૂચવે છે એ તો એમ પણ કહે છે કે મારા વિદ્યાર્થીઓ જાદુકથાઓ અને છોકરા–છોકરીની વાત વાચશે તોય કઈ વાધો નથી. એને લઈને એ લોકોની ઝડપ વધશે. ધીરે વાચનારાઓની એક મુશ્કેલી એ છે, કે એ લોકો પાસે માહિતી બહુ જૂજ હોય છે. કેમકે વાચનનો આનદ એ લોકોએ માણ્યો નથી હોતો. કેટલાકે તો નિશાળ છોડયા પછી ચોપડી જ નહિ ઉઘાડી હોય. એટલે બીજા લોકો જે વિગતો જાણતા હોય છે તે વિગતોની આ લોકોને ખબર જ નથી હોતી થોડીક સગીન અને હકીકતોથી ભરેલી ચોપડીઓ જો એ લોકો વાચે તો એમની ભૂમિકા તૈયાર થાય કેમકે તમે જેમ વધારે જાણતા હો તેમ વાચવામા તમારી ઝડપ વધારે હોવાની.

તમારા વિષયની દષ્ટિએ તમારી વાંચવાની ઝડપ વધારો એ બહુ અગત્યનુ છે. ભાખરી બનાવવા અગે કે છાજલી તૈયાર કરવા અગે સૂચનાનો અભ્યાસ કરતા હો તો એકેએક સૂચના તમારા મગજમા બરાબર બેઠી કે નહિ એ જોવા, સમજવામા તમને વખત લાગે પણ એને બદલે નવલકથા વાચતા હો, તો પ્રકૃતિ દશ્યના વર્ણનો કુદાવી જાઓ એમાં



## ખેદજનક અવસાન

જાણીતા સાહિત્યકાર અને બહાઉદ્દીન કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક શ્રી. શંકરલાલ ગં. શાસ્ત્રીનું ઉમરેઠ મુકામે ગઇ તા. ૧ લીના રોજ અવસાન થયું છે. સદ્દગતે કૉલેજમાં ભણતા હતા ત્યારથી સાહિત્યક્ષેત્રમા પ્રવેશ કર્યો હતો અને "પ્રસ્થાન" સરખા માસિકોમા અવારનવાર લેખો લખતા હતા એમણે લખેલુ "સાહિત્યના ઓવારેથી"નુ સાક્ષરોના જીવન ચરિત્રોનું પુસ્તક તેમજ "સાહિત્યદ્વારને" નામક ઊગતા લેખકોને માર્ગદર્શક પુસ્તક ભાગ્યે જ કોઇ પુસ્તકાલયના ગ્રંથપાલથી અજાણ્યુ હશે ઉપરાત, "પાનદાની" નામે વાર્તા સંગ્રહ પણ તેમણે પ્રસિદ્ધ કર્યો હતો પ્રભુ સદ્દગતના આત્માને પરમશાંતિ અર્પો.

## વ. રા. પુ. મંડળ

**શિષ્ટવાચનની પરીક્ષા**—તા. **૯મી જુને** લેવા ઠરેલી શિષ્ટવાચનની ૨૪મી પરીક્ષા તા. **૨૪મી જુનને રવિવારે** લેવાશે તેની નોંધ લેવા લાગતાવળગતાઓને વિનંતિ છે.

**પ્રમાણપત્રની પરીક્ષા**—સદર પરીક્ષા માટેના ઉમેદવારોની તૈયારી હજી પૂરી થયેલી લાગતી નહિ હોવાનું જણાતા પરીક્ષા જુલાઇની ૬–૭મી તારીખોએ લેવાનુ ઠરાવાયું છે. તો વધેલી મુદ્દતનો લાભ લઇ ઉમેદવારો પોતાની તૈયારી પૂરી કરી નાખે એ ખાસ ઇચ્છવા યોગ્ય.

## પુસ્તકાલયોને મદદ

**સા. પુ. સાંકરદા**,(તા વડોદરા)ને ૫૧) રણોલીના પટેલ અંબાલાલ કાશીભાઇ તરફથી, ૧૧) ગોરવાના સુથાર અંબાલાલ છગનલાલ તરફથી.

**સા પુ સાંગમા** (તા પાદરા)ને ૪૧) ગણપતપુરાના પટેલ છોટાભાઇ રામજીભાઇ તરફથી; ૧૧) દામનગર (તા શિનોર)ના પટેલ દેસાઇભાઇ મોહનભાઇ તરફથી

**સા પુ આનંદી** (તા શિનોર)ને ૫૧) ઉતરાજના પા નાથાભાઇ કેસુરભાઇ, ૧૧) મોટા કરાળાના રાય મંગળભાઇ ત્રિભોવન, ૨૧) નડીઆદના શ્રી. મણિભાઇ છોટાભાઇ તરફથી

**સા. પુ. વાલમ** (તા વીસનગર)ને ૧૧) જોશી છગનલાલ મનસુખરામ–દેણપ, ૫) શાહ કાંતિલાલ પ્રભુદાસ–વાલમ, ૫) દરજી જોઇતા રામા–રણુંજ, ૫) દરજી નરસિંહ નારણભાઇ–મકતુપુર, ૫) ગિરધર છમન–ઊંઝા, ૧૦) અમા ગોવા–મકતુપુર, ૫) પટેલ પીતાંબર દ્વારકાદાસ–ડાભડી, ૫) રાવળ ગૌરીશંકર રેવાશંકર–સિદ્ધપુર, ૧૧) પા ભુલાખીદાસ માધવા–સુંડેર તરફથી

# સામયિક દોહન

## શેરીની સ્વચ્છતા

સંપૂર્ણ સ્વતંત્રતાની સિદ્ધિ પછી પણ એનો સર્વાંગીણ કસ મેળવવા માટે તો આપણી શેરીઓ અને સમાજની જ તૈયારી હોવી જોઈશે

સ્વાવલંબી બનવું એ સ્વાધીનતાનો પર્યાય છે જ્યાં સુધી વ્યક્તિઓ જાતે સ્વાધીનતાનો સાચો અર્થ સમજે નહિ ત્યાં સુધી પ્રાંતો અને કેન્દ્રમાં પ્રજાકીય સરકારો હોવા છતાં, પરાધીનતાએ પ્રકટાવેલા પાપોના પડછાયા ટળવાના નથી આપણી સરકારને લાંચ રુશ્વત કે કાળા બજારો બંધ કરવા હશે, તો પણ તેને આપણો સાથ અને સહકાર જોઈએ.

પણ આપણે હૈયાદુબળા હોઈએ તો સરકારને સાથ આપી શકીએ નહિ. અને ઊલટા લાંચ–રુશ્વતની અને કાળા બજારની બદીઓને ટકાવી રાખવામાં મદદગાર બનીએ

જાતની, ઘરની અને શેરીની સ્વચ્છતા માટે પણ સ્વાવલંબી બનવાની અને સ્વચ્છતા તરફની અભિરુચિ કેળવવાની જરૂર છે.

શેરીએ શેરીએ જો સ્વાવલંબી સેવાસંઘો અથવા યુવકસંઘો સ્થપાય, અને તે સંઘો કેવળ શોભાના પૂતળા જેવા નામ માત્રના ન રહેતા, શરૂમાં કેટલીએ મુશ્કેલીઓ નડવા છતા, થોડા જ દિવસમાં સહુ કોઈને ઘરઆગણા, શેરી અને વાસને સ્વચ્છ રાખવાનો શોખ થાય.

શેરીના સંઘો બાલસમૂહને રમતગમત કરાવી, એમના મનમાંથી ભયની ભાવના દૂર કરાવી શકે માતાઓના મનમાંથી ભયની ભુતાવળ દૂર થઈ હોય તો જ તે એમના ખોળામાં ઊછરતા બાળકોને નિર્ભયતાનું શિક્ષણ આપી શકે છે.

વીસ પચીસ વર્ષના ગાળામાં સમાજના માનસમાં ઠીક પરિવર્તન થયું છે; નારી સમૂહ પણ વિશેષ નિર્ભીક બન્યો છે શેરીના સંઘોમાં એમની મદદ ઘણી જ ઉપયોગી થઈ પડે

એકાદ નાનકડી પોળ પણ જો સ્વચ્છતાના આદર્શ સમી બને, ઘરઆગણાં અરીસા જેવા સ્વચ્છ હોય, ઘેરઘેર રંગોળી પુરાણી હોય, ધૂપદીપ થતા હોય, તો એનો ચેપ બીજી પોળોને લાગે, આ કામ શેરી સંઘો દ્વારા સારી રીતે બની શકે.

વિદેશીઓ પાસેથી આપણે સ્વાવલંબન, સ્વરક્ષા, સ્વચ્છતા અને સમૂહભાવની બાબતમાં ઘણું શીખવાનું છે.

ઉનાળાની રજાઓમાં ગ્રીષ્મ વર્ગોની ફૅશન એક બે વર્ષથી શરૂ થઈ છે એમાં ઠીક ઠીક યુવાન યુવતીઓ ભળે છે

આવી થોડીક ટોળીઓ ગ્રીષ્મ વર્ગોને બદલે શેરીઓની સ્વચ્છતા અને સુઘડતાના કામમાં રોકાઈ જતી હોય તો ?

અત્યારે અનાજની છત નથી, કાયદાના બંધન છે, છતા અનેક શેરીઓમાં લગ્ન-નિમિત્તે થતા જમણોના એઠાં પતરાળા પડિયાના આગળે ઢગ થતા દેખાય છે અને પાણીનો ગંદવાડ પણ ઊભરાય છે. શેરી સંઘો આવા એઠવાડ–ગંદવાડને દૂર કરાવવામા સરસ સેવા આપી શકે

પણ કોઇ વિદ્યાર્થીમંડળો, યુવક સમૂહોને આવુ કાર્ય કરવાનુ મન થતું નથી. તેટલે અંશે સ્વરાજની આપણી સાધના અધૂરી રહેવાની છે.

[ "ગુજરાત સમાચાર"માંથી ] 'દાદાહરિ'

---

# કેરીના ગોટલાનુ મીંજ અથવા ગોટલી

કેરીના ગોટલાનુ મીંજ અથવા ગોટલી અનાજ તેમ જ ઢોરના ઘાસચારાની સારી પેઠે ગરજ સારી શકે, એ દર્શાવતો ઉતારો એક મિત્રે ' કરન્ટ સાયન્સ 'માંથી મને મોકલ્યો છે.

" તાજેતરમા કરવામા આવેલા અંદાજ મુજબ હિંદમા આજે ગાય બળદ વગેરે ઢોરોને મારેનો ખોળ, ગુવાર તથા કપાસિયા જેવો સંગીન ખોરાક ૨૯-૨ ટકા જેટલા અને ઘાસચારો ૭૮-૫ ટકા જેટલાં ઢોરોને ચાલે તેટલો છે. આમા ઘેટા, બકરાં, ઘોડા, ખચ્ચર, ગધેડા ઇત્યાદિની ગણતરી કરવામા આવી નથી દુકાળના સમયમા આ અછત વધશે. આ અછતને પહોંચી વળવા માટે ઇજ્જતનગરની ' ન્યુટ્રિશનલ રિસર્ચ લેબોરેટરી ' ( ખોરાકનાં પોષક તત્ત્વોનુ સંશોધન કરનારી પ્રયોગશાળા ) નવા ખાદ્ય પદાર્થો શોધવાના પ્રયોગો કરી રહી છે આ શોધખોળ માણસ તથા ઢોરના ખોરાક તરીકે કેરીના ગોટલાની ગોટલીને લગતી છે. આજે તો ગોટલીને નકામી ગણી ફેંકી દેવામાં આવે છે. તેનુ રાસાયણિ પૃથક્કરણ કરતા માલૂમ પડ્યું છે કે, તેમા પ્રોટીન, કારબોહાઇડ્રેટ એટલે કે, સાકર અને ચરબીના તત્ત્વો સારા પ્રમાણમાં છે

* * *

" એ તપાસ કેરીના ગોટલાની ગોટલીને એક ધાન્યની કક્ષાએ મૂકે છે અને એ રીતે આજ સુધી ઉપયોગમાં ન લેવાયેલી વસ્તુમાંથી સાત કરોડ રતલ પચે તેવું પ્રોટીન અને ૭૮ કરોડ રતલ સ્ટાર્ચ મળી રહે એ એવી ગણતરી પણ કરવામા આવી છે કે, ૯૦ રતલ જવમાંથી જેટલું પચે તેવું પ્રોટીન મળે છે, તેટલુ જ ૧૦૦ રતલ ગોટલીમાંથી મળે છે અને સ્ટાર્ચ ૮૬ રતલ જવ જેટલી મળે છે "

ગોટલીનો આ ઉપયોગ મે છેક નાનપણથી જાણ્યો છે. પરતુ એને ખોરાક તરીકે સંઘરવાનુ કોઇએ વિચાર્યું હોય એમ જણાતુ નથી અત્યારે કેરીની મોસમ ચાલે છે અને જો કે ઘણો વખત નકામો ગયો છે, છતા હવે પછી એકેએક ગોટલાને સાચવી રાખવામા આવે અને તેના ગોટલીને શેકીને અનાજની જગ્યાએ ખાવામા ઉપયોગ કરવામાં આવે અથવા જેમને ખોરાકની જરૂર હોય તેમને આપી દેવામા આવે, તો ઠીક થાય જે કંઇ અનાજ બચાવાય તેટલુ નવુ જ મળ્યુ ગણાય.

—ગાંધીજી

( ' હરિજનબંધુ 'માંથી )

# ગુર્જર દેશ

ગુણીઅલ મ્હારો ગુર્જર દેશ,
ભવ્ય, અનુપમ રમ્ય પ્રદેશ.

રેવાનાં નીર નિર્મળ વહેતા, મહીસાગરનાં ગાંડાં પૂર
વિશાળ આ સાબરનો પટ ને છલકતુ તાપીનુ ઉર!
ગાંડી ભાદર ગજવે તીર,
આજીનાં શાં અનુપમ નીર!

*

લીલી કુંજ ચરોતર ભૂમિ, રસાળ કેવો ભાલ પ્રદેશ?
ઠારે આંખો આમ્રઘટાઓ, વ્હાલેરો મ્હારો આ દેશ!
નાઘેર તણી ભૂમિ પ્રખ્યાત;
ગીર તણુ જંગલ વિખ્યાત

*

ચોકીઆત આણુ આ ઊભો, પાવાગઢ છે ભવ્ય વિશાળ,
વા સાથે વાતો કરતો એ સોરઠનો ગરવો ગિરનાર
ડુંગર ધારે દહેરા હાર,
કળા ભરી છે અપરંપાર

*

અહીં નરસિંહે ભજનો ગાયા, ગુંજે મીરાંના ગીત સૂર!
કૃષ્ણદ્વારિકા હજૂય ઊભી ભક્તિભાવ જગાડે ઊર
થયા ઘણેરા મોટા સંત,
પાક્યા અહીંઆ કૈંક મહંત.

*

શૌર્ય અને વીરતાના ગાતા ગાન સદાયે જ્યાં દિનરાત,
ઊભા પાળિયા ગામ ગોદરે શૌર્ય તણા સ્મારક સાક્ષાત!
ઘણો હટાયો છે ઇતિહાસ,
શૌર્ય તણો હા વાસે-વાસ

*

નીપજાવ્યા મોટા વીર લયા, નર્મદ જેવા ગુર્જર વીર!
દયાનંદ જેવા જ્યાં જાગ્યા સત્યમૂર્તિ શા ગાંધી ધીર!!
ત્રિલોકમાં યે વિરલ પ્રદેશ!
ગરવો મ્હારો ગુર્જર દેશ!

[ "શ્રીજીવન"માંથી ] —રમણલાલ વ્યાસ

# પહેલો ભારતીય સમાજવાદી

વિષ્ણુ બુવા બ્રહ્મચારીનો જન્મ મહારાષ્ટ્રમા ઇ સ ૧૮૨૫ મા થયો હતો. એમનુ અવસાન ૧૮૭૧ મા થયુ. પોતાના ધર્મ વિશે તેમને દૃઢ શ્રદ્ધા હતી અને ખ્રિસ્તી ધર્મ-પ્રચારકોના આક્રમણનો પ્રતીકાર કરી આપણા લોકોમા સ્વધર્મનું અભિમાન જાગ્રત કરવુ એ તેમનુ કાર્ય અને નીતિ હતાં તેમણે ધર્મને લગતાં જ કેટલાક પુસ્તકો લખ્યાં છે, પણ ' ધર્મ ' શબ્દનો તેમનો અર્થ વ્યાપક હતો અને સમાજના ઐહિક અભ્યુદયનો પણ તેમા સમાવેશ થતો. આપણી પ્રાચીન સંસ્કૃતિમાથી જ આપણા ભાવિ અભ્યુદયનો માર્ગ આપણને જડશે, એવી તેમની શ્રદ્ધા હતી આવી આધ્યાત્મિક વૃત્તિના બ્રહ્મચારીએ કાર્લ માર્ક્સના ગ્રથો વાચ્યા વિના " સુખદાયક રાજ્યપ્રકરણી " નામના પોતાના નિબંધમાં, મરાઠી ભાષામાં, એક પ્રકારની સમાજસત્તાના જે વિચારો વ્યક્ત કરેલા છે તે આશ્ચર્યમુગ્ધ કરે તેવા છે

" આખી પ્રજા પાસે બધી જમીનની ખેતી કરાવવી, તે એવી રીતે કે જ્યાં જે પાક સારી રીતે થઇ શકતો હોય ત્યા તેનુ વાવેતર થાય અનેક જાતના ફળ, કદ, શાકભાજી તથા ખોરાકની બીજી ચીજો પકવીને ગામેગામ કોઠારો ભરી રાખવા અને તેમાથી બધા ગ્રામવાસીઓએ પોતાને જોઇતુ અનાજ અને પોતાના જનાવરોને જોઇતો ઘાસચારો લઇ જવો આવી રીતે શિયાળો, ઉનાળો, તથા ચોમાસુ, બારે માસ બધી જમીનમાંથી સતત પાક લેવો અને એ બધી સહિયારી પેદાશ એકત્ર અને એક જ વ્યક્તિના કબજામાં રાખી તેમાથી જેને જેટલું જોઇતુ હોય તેટલું તેને લઇ જવા દેવું. રાજાએ ઊનનાં, શણના, રેશમના તેમજ રૂના જાતજાતના કપડા તૈયાર કરાવવાં, અને ગામેગામ કોઠારોમા રાખવા. તેમાથી જેને જે કપડુ જોઇતુ હોય તે તેણે લઇ જવુ સોના-ચાદીના તેમ જ હીરામોતીથી જડેલાં ઘરેણા પણ તૈયાર કરાવી ગામેગામના કોઠારોમા રાખવા એ ઘરેણા બધા સ્ત્રી-પુરૂષોએ છૂટથી વાપરવા અને તે ભાગેતૂટે ત્યારે ફરી રાજાના કોઠારમા મોકલીને બીજા નવા લઇ જવા. તે જ પ્રમાણે જાતજાતના શસ્ત્રો અને યત્રો તૈયાર કરાવીને ગામેગામ રાખવા અને બધી જાતની રમતગમતના સાધનો પણ ગામેગામ રાખવા. આગગાડી અને તારટપાલની સગવડ દરેક ગામમા કરવી અને બધી જાતના કારખાનદારોએ, ખેડૂતોએ તેમ જ રાજાએ હમેશ અહિંસક ખોરાક લેવો, અને તે પણ બધાએ એક જ કોઠારમાંથી લઇ જવો બધાના લગ્ન તે માટેના ખાસ ખાતા મારફતે રાજાએ કરાવવા, અને જો કોઇને પોતાની સ્ત્રી ન ગમે તો એવા માણસને બીજી સ્ત્રી તેમ જ એ સ્ત્રીને બીજો પતિ મેળવી આપવો. એટલે કે, સ્વયવરનો ચાલ દાખલ કરવો. અને એ ગૃહસ્થાશ્રમી લોકોના છોકરાછોકરીઓ પાચ વરસનાં થાય એટલે રાજાને સોપવા. પછી રાજાએ તેમને બધી વિદ્યાઓ શીખવીને જેનામા જે કામની આવડત હોય તેની તે કામ પર નિમણૂક કરવી સ્ત્રીપુરુષો વૃદ્ધ થાય એટલે તેમની પાસે કામધધો ન કરાવતા તેમને નિરાતે બેસીને ખાવાની સગવડ કરી આપવી. તેમણે જુદા જુદાં ખાતાંના પાર્લામેન્ટના સભાસદ રહીને જગતના સર્જનહારના ઉપકારનુ સ્મરણ કરતાં શાન્તિથી જીવન ગાળવું "

[ આચાર્ય શંકર દત્તાત્રેય જાવડેકરકૃત ' આધુનિક ભારત 'માંથી ]

# જુવાનો ઘર શામાટે છોડી જાય છે ?

"ભાઇ......ને, બ્હેન...ને "તમે જ્યાં ગયા હોય ત્યાંથી તરત પાછા ફરો", "તમારી માતા કલ્પાન્ત કરે છે" "તમારી માએ અન્નનો ત્યાગ કર્યો છે," "તમારી ઇચ્છા વિરુદ્ધ અમે કોઇ પગલું નહિ લઇએ" તમે જે ધાર્યું છે તે કરવામાં અમારા તરફથી અંતરાય નાખવામાં નહિ આવે" આવા કરુણ ઉદ્ગારો હાલમાં છાપામાં અનેક વખત વાચવામાં આવે છે એ બાબતની જાહેરાતો આપવામાં આવે છે તે વાચતાં એવું અનુમાન થાય છે કે કોઇ યુવક યુવતીના લગ્નસંબંધમાં માતાપિતા અગર વડીલો તરફથી વાંધો લેવામાં આવે અથવા વિરોધ દર્શાવવામાં આવે, ત્યારે તે યુવકો ઘર છોડી ચાલ્યા જાય છે. યુવતી અને યુવક ઘર અને ગામ છોડી બીજે જઇ ખાનગીમાં લગ્ન કરી દે છે અને માતાપિતાને જ્યારે એ વાતની ખબર પડે છે ત્યારે વાત્સલ્યને લીધે તેમને પાછા બોલાવવા–ગમે તે શરતે તૈયાર થાય છે. આવું શાથી બને છે ? આવા બધા કિસ્સામાં માબાપનો જ વાંક હોય છે એમ પણ નથી હોતું, તેમ બધીજ વખતે યુવકયુવતીઓ અવિચારી કે ઉછાંછળું પગલું ભરતાં હોય એમ પણ નથી હોતુ

આપણા સમાજમાં એક ખ્યાલ રૂઢ થઇ ગયેલો છે કે પોતાના સંતાનને પરણાવવાની જવાબદારી અને કર્તવ્ય માતાપિતાનું છે આ ખ્યાલ ખોટો છે, એવો અમારો મત છે. સંતાન મોટી સમજણી ઉમરના હોય, અને ત્યારે જ તેમણે લગ્નનો વિચાર કરવો જોઇએ, તો પોતાનો જીવનસાથી પોતે જાતે જ પસંદ કરી લે, એ જ ન્યાયયુક્ત અને એકંદર રીતે જોતાં સમાજના કલ્યાણ માટે ઇષ્ટ છે એકંદર રીતે જોતાં સમાજની પ્રથા સાર્વત્રિક થાય ત્યારે–શરૂઆતમાં ઘણો સંભવ છે, તેમ છતાં એના પરિણામની જવાબદારી હોવાથી એનું સુખદુઃખ એ ભોગવે એ જ માર્ગ ઉચિત અને ન્યાય્ય છે. જીવન પ્રત્યેની ઉન્નત દૃષ્ટિ, જીવનની ગંભીરતા સમજાવવાની શક્તિ, જવાબદારીભર્યું, કર્તવ્યનિષ્ઠ અને સમાજના કલ્યાણને અર્થે જીવન ગાળવાની ઉન્નત ભાવના, લગ્નજીવનનો વિશ્વક્રમમાં હેતુ, ગૃહસ્થજીવનની પવિત્રતા અને કલ્યાણકારી ભાવના–વગેરે વિષે સંતાનોને, કેળવણી અને શિક્ષણ દ્વારા, ઉપદેશ અને પ્રત્યક્ષ વર્તન દ્વારા, યોગ્ય ખ્યાલ આપવો એ કર્તવ્ય માતાપિતાનું છે સંસારના પ્રલોભનોમાં લપટાઇ ન જવાય, ક્ષુદ્ર મોહપાશમાં ફસાઇ ન જવાય, ડોળદમામ, પૈસા અને માત્ર રૂપથી લોભાઇ ન જવાય એવું દૃઢ મન સંતાનોનું થાય તે માટેની તૈયારી કરવાની ફરજ માતપિતાની છે પરંતુ ત્યાં જ માતપિતાના કર્તવ્યની સમાપ્તિ થાય છે આ જાતની તૈયારી, કેળવણી, સદુપદેશ, પરસ્પર વિશ્વાસની લાગણી અને પ્રત્યક્ષ દૃષ્ટાંત પૂરું પાડવામાં માતપિતા જેટલી અપૂર્ણતા રાખે કે બેદરકારી કરે તેટલો તેમનો દોષ છે. એ દોષનું નિવારણ સંતાનોની પસંદગી–પછી તે ગમે તેવી હોય–માં વિઘ્નરૂપ બનવાથી થતું નથી, અવિચારી અને આવેશયુક્ત થયેલી પસંદગીના માઠા પરિણામ સંતાનોએ ભોગવવાં જ જોઇએ એવી કઠોર મનોવૃત્તિ માતપિતાએ રાખવી જોઇએ.

આ પ્રમાણે મોટે ભાગે ન થતું હોવાને લીધે જ અમે ઉપર જણાવ્યું તેવા બનાવો

બને છે અને પછી માતપિતા જમાનાને, આજના ભણતરને, અત્યારના સ્વતંત્રતાના પવનને, આજકાલના ઉચ્છૃંખલ છોકરાંને દોષ દીધા કરે છે.

પોતાના પુખ્ત ઉમરે પહોંચેલા સંતાન પોતાના જીવન-સાથીની જે પસંદગી કરે તેમાં માતપિતા સંમત ન હોય-અત્યારના જમાનામાં એવું તો બહુ દાખલામાં બને છે-ત્યારે સંતાનને સમજાવવાનો અને પોતાનું દૃષ્ટિબિન્દુ રજૂ કરવાનો માતપિતાનો હક છે, ફરજ પણ છે, પરંતુ તેમ છતાં પણ સંતાનો ન સમજે, પોતાની પસંદગીમાં દૃઢ રહે તો માતપિતાએ પોતે જાતે અણગમતે પણ એ લગ્નમાં મદદ કરવી જોઈએ એવો અમારો મત છે. કારણ કે એમ કરવાથી એ લગ્નને સમાજમાં પ્રતિષ્ઠા ( Respectability ) મળે છે અને એવી જાતની પ્રતિષ્ઠા એ સંતાનોને માટે સામાજિક જીવનમાં આવશ્યક છે. એવી મદદ માતપિતા ન કરે તો સંતાનો નાસી જઈ કે છાનામાના પણ લગ્ન તો કરે જ છે, તો પછી રીતસર માતપિતાના સહકારથી લગ્ન થાય એ વધારે ઇષ્ટ નથી ?

થોડા દિવસ ઉપર આપણા શહેરમાં એક યુવક અને યુવતીએ પોતાનાં લગ્નમાં માતપિતાની સંમતિ ન હોવાને કારણે લગ્ન નહિ થઈ શકે એમ માનીને, ઝેર ખાઈ આપઘાત કર્યાની હકીકત છાપામાં પ્રગટ થઈ હતી આવી સ્થિતિ અટકાવવાનો ઉપાય એ જ છે કે માતપિતાએ, ઉમર લાયક સંતાનોના લગ્નના પ્રશ્નમાં પોતાના હકનો ખ્યાલ બધી રીતે છોડી દેવો.

[ "જ્યોતિર્ધર" ] જ૦

---

# સમાજના એક અનિષ્ટનું નિવારણ

વડોદરાના એક પત્રમાં અને ત્યાંના એક ખબરપત્રી તરફથી અહીં બીજા પત્રોમાં જણાવવામાં આવ્યું છે, કે વડોદરામાં હાલમાં એક પત્નીની હયાતીમાં બીજી પત્ની પરણવાના દાખલા સારાં કેળવાયેલા ગણાતા યુવકયુવતીઓમાં વધુ ને વધુ બનતા જાય છે કોલેજના એક લેક્ચરર પોતાની પત્ની હોવા છતાં પોતાની એક શિષ્યા સાથે પરણ્યા. વળી એક બીજા સુશિક્ષિત ગૃહસ્થ પત્નીની હયાતી હોવા છતાં એક કુમારિકા સાથે લગ્ન કરવાની તૈયારી કરી રહ્યા છે ખબરપત્રીએ ત્રીજો દાખલો આપ્યો છે, તે આનાથી જુદો છે અને તેને ખરું જોતાં આ જાતના અનિષ્ટ લગ્ન સાથે સંબંધ નથી એક પ્રોફેસરે પોતાની સ્નાતિકાર પત્ની સાથે છૂટાછેડા લેવા માટે કોર્ટનો આશ્રય લીધો છે

આ ત્રીજા દાખલાનો પહેલો વિચાર કરીએ. પત્ની સાથે છૂટાછેડા લેવા માટે જે સબળ કારણો કાયદા મુજબ જરૂરનાં છે, તેમાંના કયા કારણસર આ કેસમાં કોર્ટનો આશ્રય લેવામાં આવ્યો છે તે કારણો ઉપજાવી કાઢેલા કે પત્નીને હેરાન કરવાના ઇરાદાથી અગર કોઈ સ્વાર્થ ખાતર રજૂ કરવામાં આવ્યા છે એવું પણ જણાયું નથી, એટલે કોઈ અસલ કારણોસર આ રસ્તો લેવામાં આવ્યો હશે એમ આપણે માની લઈએ તો, અમારે

મતે તો એ જરાય પણ ગેરવાજબી જણાતું નથી, અને હયાત પત્ની હોવા છતાં ફરી લગ્ન કરનારના કિસ્સા સાથે આ બનાવને જોડવાનો કાંઇ અર્થ નથી, એટલું જ નહિ પણ એવી રીતે એ કિસ્સાને જોડવો એ ગેરવાજબી છે, એમ અમારો મત છે પતિપત્નીનું લગ્નજીવન અસહ્ય બની જાય-ગમે તેના દોષથી-ત્યારે, પતિ અગર પત્ની બેવફા અને વ્યભિચારી થાય, પતિ અગર પત્ની તરફથી અસહ્ય શારીરિક અથવા માનસિક ત્રાસ થતો હોય, બન્નેમાંથી એક લગ્નજીવન માટે શારીરિક દૃષ્ટિએ અશક્ત હોય-વગેરે એવા સંજોગોમાં એ બેમાંથી કોઇ એક છૂટાછેડા લેવા માટે કોર્ટનો આશરો લે, એમાં અમને કોઇ રીતે અયોગ્ય જણાતું નથી-બલ્કે કાયદો એવી સગવડ આપતો હોય, તો તેનો આશ્રય લઇ દુઃખી અગર દંભી લગ્નજીવનનો અંત લાવવો એ જ યોગ્ય છે, એવો અમારો મત છે

હવે અનેકપત્નીવિવાહના કિસ્સાઓનો વિચાર કરીએ આવાં લગ્નો થાય ત્યારે છાપામાં શોરબકોર કરવાથી, અગર એવાં લગ્ન કરનાર પ્રત્યે તિરસ્કાર દર્શાવવાથી એ જાતનાં લગ્નો બંધ થવાનો સંભવ અમને જણાતો નથી સમાજવ્યવસ્થામાં કયા ખામી છે, લગ્નજીવન પ્રત્યેની સમાજની દૃષ્ટિ કેવી છે અને કેવી હોવી જોઇએ-શાથી એ દૃષ્ટિ વિકૃત સ્વરૂપ લેતી જાય છે તે વિષે લગ્નસંબંધીના આખા પ્રશ્નને અંગે કેવી ગંભીર વિચારણા થવાની જરૂર છે, એ બધી ચર્ચા અતિ અગત્યની હોવા છતાં આ લેખમાં અમે તે ઉપસ્થિત કરવા માગતા નથી પરન્તુ આ જાતનાં લગ્નો અટકાવવાને જે એક જ માર્ગ અમને અસરકારક થવાનો સંભવ લાગે છે, તે અત્રે જણાવીએ છીએ વડોદરા રાજ્યમાં તો એવો કાયદો છે કે પતિ ફરી લગ્ન કરે તો પત્ની તેટલા જ કારણસર-અર્થાત્ પતિ ફરી પરણ્યો હોવાને કારણે તેની પાસેથી છૂટાછેડા મેળવવા હકદાર ગણાય છે, અને એવી રીતે છૂટાછેડા મેળવ્યા પછી ફરી લગ્ન કરી શકે છે પરન્તુ હિંદુ સ્ત્રી માટેના આવા કાયદાથી પત્નીને સંપૂર્ણ રાહત મળતી નથી અને પતિ ફરી પરણતો અટકતો નથી આવી જાતના લગ્નમાં જે વાંધાભરેલું તત્ત્વ સામાન્ય જનતાને જણાય છે અને જેની ખાતર જ તીવ્ર વિરોધ દર્શાવાય છે, તે બીજું લગ્ન નથી, પણ પ્રથમ પત્નીને અન્યાય થાય છે તે છે પતિ અગર પત્ની ફરી લગ્ન કરે અને તેમ છતાં પ્રથમ પત્નીને અન્યાય જેવું ન થાય એ ત્યારે જ શક્ય છે કે જ્યારે પ્રથમ પત્નીની સાથે કાયદેસર છૂટાછેડા લીધા પછી પત્નીથી પણ ફરી લગ્ન કરી શકાય એવો કાયદો હોય છે લગ્નવિચ્છેદ માટે આવશ્યક કારણો કાયદામાં બહુ વિચારપૂર્વક નક્કી કરવામાં આવ્યું હોય તો પછી લગ્નવિચ્છેદ થાય ત્યારે બેમાંથી એકનો ખાસ દોષ હોવો જ જોઇએ એમ સ્પષ્ટ પુરવાર થાય, અને એવા ખાસ દોષને કારણે, તેમ જ ફરી લગ્નને અવકાશ આપીને, લગ્નવિચ્છેદ કર્યા પછી ફરી થએલું લગ્ન **અન્યાયયુક્ત** (બેમાંથી કોઇને પણ) ગણાય નહિ આમ કરવાથી પ્રથમ પત્નીને અન્યાય થતો હોવાને કારણે જે વિરોધ દર્શાવવામાં આવે છે તેને અવકાશ રહેશે નહિ એટલે એ બાબતમાં એવો કાયદો હોવો જોઇએ કે **પરિણીત પત્ની સાથે છૂટાછેડા મેળવ્યા સિવાય કોઇ પુરુષ ફરી લગ્ન કરે, તો તે બીજું લગ્ન ગેરકાયદે ગણાય-અર્થાત્ તેને સજા થાય અને લગ્ન રદ બાતલ ગણાય.** એ ઉપરાંત બીજી વાર લગ્ન કરનારની પ્રથમ પત્ની પતિની અને આવકની અર્ધભાગી ગણાય એવો પણ કાયદો હોવો જોઇએ પ્રથમની પત્ની જો ફરી લગ્ન કરે તો આ આવક અને મિલકતનો તેનો હક રદ થાય, નવી પત્ની જે પુરુષની

મિલ્કત કે આવકને કારણે હયાત પત્નીવાળા પુરુષની સાથે લગ્ન કરવા ઊભી થતી હશે તેને મિલકતનો અને આવકનો અર્ધભાગ પ્રથમ પત્નીને આપવાનો હશે, તો લગ્ન કરતાં જરા વિચાર કરવો પડશે પુરુષ પોતાની પ્રથમ સ્ત્રી સાથે કાયદામા સબળ કારણસર છૂટાછેડા મેળવી શકે, તો જ ફરી લગ્ન કરી શકે એવો કડક કાયદો હોય, તો અત્યારે થાય છે તેટલી સરળતાથી એવા લગ્ન થવાનો સભવ ઘણો ઓછો થઇ જશે

આવા અનિષ્ટ લગ્નો અટકાવવા માટે કાયદાના બધન ન્યાયની દૃષ્ટિએ રાખવામા આવે નહિ ત્યાં સુધી બીજા કોઈ ઉપાયે એ પ્રથા અટકાવવાનો સભવ અમને તો જણાતો નથી.

("જ્યોતિર્ધર"માંથી)

---

# સારી યાદ આપી.

બાઇબલના જૉબની કથાના અને ભજનોના પ્રકરણમાથી અત્યારના પ્રસંગોને બંધબેસતાં આવે તેવા વચનો એકઠા કરી, પોતાનુ નામ જણાવ્યા વિના એક ભાઇએ મને મોકલી આપ્યા છે. એ વચનો આપણને સૌને આપણી સ્થિતિની કાયમની યાદ આપનારાં હોઇ મે હોંશથી નીચે આપ્યા છે એ વચનોમાંથી હું એવો બોધ તારવુ છું કે, માણસ ધૂળની રજકણ જેવો અથવા કહો કે બહુ તો ઘાસના તણખલા જેવો છે, અને તેથી બહેતર છે કે, તે આ પૃથ્વી પર મળતી થોડી ક્ષણો પોતાના જેવા ઇશ્વરે સર્જેલા પ્રાણીઓની સેવામા વિતાવે જેણે બાઇબલમાથી આ ઉતારા ચૂટી ભેગા કરી મોકલી આપ્યા છે, તેણે કર્મ માત્રની વ્યર્થતા દર્શાવવાને તે ભેગા નહિ કર્યા હોય, એવી હુ આશા રાખું છુ કારણ કે, એ સિદ્ધાત આળસુ તેમ જ બેઠાખાઉ લોકોનો છે.

જૉબ

સ્ત્રીને પેટે જન્મ લેનારા માનવીની જિદગી થોડા દહાડાની છે, અને તે મુસીબતોથી ભરેલી છે

ફૂલની જેમ તે આ દુનિયામા આવે છે અને પાછો તરતજ સુકાઇ જાય છે, તે પડછાયાની જેમ ભાગી જાય છે ને કાયમ ટકતો નથી

તે જાણે છે કે તેણે અહીં કાઢવાના દિવસ મુકરર થઇ ગયેલા છે, તેણે કેટલા મહિના અહીં રહેવાનુ છે તે, તે જ નક્કી કરેલુ છે, તે જ તેને માટે હદ બાંધી આપી છે, જેની પાર તેનાથી જવાતુ નથી.

કેમ કે, ઝાડને કાપો તોયે તેને માટે હજુ આશા રહે છે કે, તે ફરી ફણગો કાઢશે, ને તેને લીલી કૂપળો ફૂટતી અટકવાની નથી.

વળી, તેનું મૂળ જમીનમા ઘણું વખતનુ જૂનુ થયેલુ હશે, ને તેનુ થડ જમીનમા ચીમળાઈ ગયુ હશે, તો પણ વરસાદના પાણીની મહેકથી નવા છોડની જેમ તે ખીલી ઊઠશે.

પણ માણસ બિચારો મરી જાય છે, ને અહીંથી સાવ ચાલતો થાય છે ખરે જ, તે પોતાના પ્રાણથી વિખૂટો પડે છે, અને પછી તે રહ્યો કયા ?

જેમ દરિયામાથી પાણી આવતુ બધ થાય છે, ચડેલી ભરતી ઊતરી જાય છે ને છેવટે સુકાઈ જાય છે, તેમ માણસ પોતાની કબરમા સૂઇ જાય છે, ને ફરી ઊઠતો નથી

પછી આકાશની હસ્તી મટી જાય ત્યા સુધી તે જાગવાનો નથી કે નથી તેની ઊંઘ-માથી તેને કોઈ ઉઠાડવાનુ

ભજન

હે માલિક ! મારો અત કયારે આવશે તે મને જણાવ, મારા અહીં કેટલા દિવસ છે તે મને બતાવ, પછી મને ખબર પડે કે, હુ કેટલો બધો કમજોર છુ તે એક વાભથી વધારે લાબો વખત મારે માટે ગણ્યો નથી, અને તારી સરખામણીમા મારી ઉમર એક ક્ષણ જેવડીયે નથી, ખરેજ, માણસ પોતાની સૌથી સારી દશામાયે નાહક ફુલાય છે

કેમ કે, હે માલિક ! તુ અમારો ઘાટ કેવો છે તે જાણે છે, તુ જાણે છે કે, અમે ધૂળની રજકણ જેવા છીએ.

માણસની જિદગી ઘાસના જેવી છે, વગડામા થતા ફૂલની જેમ તે ખીલે છે,

પણ પવનની લહેર તેના પરથી પસાર નથી થતી, ત્યા તો તે મરી જાય છે, ને તે જ્યા ખીલેતુ તે જમાનેયે યાદ નથી રહેતુ કે, અહીં એક ફૂલ ખીલ્યુ હતુ !

( 'હરિજન'માથી ) —મોહનદાસ કરમચદ ગાંધી

---

# બળદનો પક્ષ

દેશની અર્થવ્યવસ્થામા આયોજનને નામે ઓળખાતા નવા ખ્યાલોને પરિણામે આપણી ખેતીની પદ્ધતિમા અને વાહનવહેવારમા જ્યા ત્યા યત્રો દાખલ કરવાનો પવન શરૂ થયો છે એટલે, આયોજનના હિમાયતીઓની યોજનાઓ પાર પડે તો બળદનુ નિકદન નીકળી જશે તેથી આપણે ત્યા બળદને પક્ષે જે કંઈ ગણાવી શકાય તે બધુ એક વાર ફરી વિચારી લેવાની જરૂર ઊભી થઇ છે

એક તો આપણા મુલકમાં જેટલુ થઈ શકે તેટલુ દૂધ પેદા કરવાની જરૂર છે, એટલે, આપણે ગાયો તો જોઇશે જ ગાયો આવી એટલે તેના ભેગા બળદ પણ આવવાના જ, અને તેમને માટે પૂરુ કામ પણ જોઇએ પૈતીમા હળને, વાહનવહેવારમા ગાડાને અને

ઉદ્યોગમા ઘાણીને બળદ જોડીએ તો જ તેને પૂરુ કામ મળી શકે બળદનો આ બધો ઉપયોગ નહિ કરીએ તો આપણી દશા પશ્ચિમના દેશો જેવી થવાની, ત્યા ગાયની ઓલાદ ચાલુ રાખવાને જરૂરી છૂટ જોઇએ તેટલા થોડાક વાછરડાને મોટા કરી બાકીના બધાને ખાટકીને હવાલે કરવા પડે છે

મોટા પાયા પરની યાન્ત્રિક ખેતીમા વપરાતુ ટ્રેક્ટર એક યત્ર છે, અને તેના જેટલુ શકિતવાળુ નહિ તોયે બળદ પણ એક યત્ર છે પણ એટલુ યાદ રાખવા જેવુ છે કે બળદ એ જીવતો સચો છે, જીવવાળુ પ્રાણી છે અને તેના જેવા નિરુપદ્રવી પ્રાણીઓની સાથેનો માણુસનો સબધ માનવસસ્કૃતિની પ્રગતિમા મહત્ત્વનુ અગ છે, એમ સાબિત થયુ છે પશ્ચિમની સસ્કૃતિના ખાસ લક્ષણ જેવા અનેક અનિષ્ટો પૈકી એક વારે, વારે ફાટી નીકળતા ભયાનક યુદ્ધો છે તેમા માણુસની પ્રકૃતિને આપણે જાનવર જેવી દશાએ ઊતરી જતી જોઇએ છીએ. તેના મૂળમા પશ્ચિમના દેશોએ પ્રાણીઓની શકિતનો ઉપયોગ બધ કરી તેમને ઠેકાણે જડ, નિર્જીવ યત્રોને સ્થાપ્યા, તે કારણ નથી એમ કોણ કહી શકશે ?

આ થઇ માનવતાની લાગણીના પાયા પર રચાયેલી દલીલ પણ તેને આર્થિક દલીલનો આધાર આપી મજબૂત કરવી જોઇએ, એટલે હવે આપણે આર્થિક દલીલ વિચારીએ તેમા આપણે શ્રી એન. જી આપટેના 'થૉટ્સ ઍન્ડ વર્ક ઍબાઉટ વિલેજિઝ' ( ગામડાનું કામ અને ગામડા વિષે વિચાર ) નામે, સમર્થ ભારત પ્રેસના શ્રી સરદેસાઇએ પૂનાથી પ્રગટ કરેલા પુસ્તકના ' ઇકોનોમિકસ ઑફ ધિ બુલોક ' ( બળદનુ અર્થશાસ્ત્ર ) નામના પ્રકરણનો છૂટથી ઉપયોગ કરીશુ

બળદ કેવળ જીવવાળુ ટ્રેક્ટર ને ખાતરનુ એક જીવતુ કારખાનુયે છે, અને આપણને છાણમાથી મળી રહેતુ અત્યત સમૃદ્ધ ખાતર પૂરુ પાડે છે તે ખાતર નાઇટ્રોજન નામનુ તત્ત્વ જમીનને આપે છે અને તેથી જમીનના કણો વચ્ચે અમુક અતર રહેવાથી તેની પાણી પકડી રાખવાની શક્તિ વધે છે આને લીધે જમીનમા ભેજ અને હવા બન્ને પૂરતા સચવાઇ રહે છે આ બન્ને તત્ત્વો વનસ્પતિના પોષણ ને વિકાસને માટે અત્યત જરૂરી છે "જમીનને સમૃદ્ધ કરનારા જુદા જુદા તત્ત્વો એકઠા કરી તેનુ જબર ખાતર બનાવો ને જમીનમા ગમે તેટલુ નાખો. પણ તેનાથી જમીનની પાણી તેમ જ હવાને પકડી રાખવાની તાકાત વધતી ન હોય તો એવા ખાતરથી કશો ફાયદો થતો નથી "

આ પાનાઓમા આ પહેલા દર્શાવવામા આવ્યુ છે તે મુજબ કૃત્રિમ ખાતરો સાપ શાપરૂપ છે તે ઉપરાત શણ જેવા દ્વિદળ વર્ગના છોડવાઓ વાવી થોડા ઊગવા દઇ લીલા ને લીલા જમીનમા ખેડી નાખી લીલુ ખાતર આપવાનો પણ રિવાજ આપણે ત્યા ચાલે છે, પણ છાણમાથી મળતા ખાતરના કરતા એ લીલુ ખાતર સહેજ ઊતરતુ છે. તેનું એક કારણ એનુ છે કે વાવણીથી માડીને તે ઊગેલા છોડ જમીનમા ખેડી નખાય અને કોહવા માડે ત્યાસુધી જમીન રોકાઇ રહે છે ને તેનો બીજો કશો ઉપયોગ થઇ શકતો નથી, અને એ લીલોતરી ઢોરને ખવડાવવાના કામમાયે આવતી નથી, એથી ઊલટુ બળદો આખું વરસ કામ આપતા રહે એ પાને ચારો ચરે ને તેને છાણ ખોરના રૂપમાં આપણને પાછો

આપે છે આ છાણુ વગેરેનુ ખાતર જમીન સાથે સહેલથી એકરસ થઇ જાય છે અને વધારામા ખોરાકરૂપે લીધેલા પદાર્થોમા રૂપાતરની જે ક્રિયા પ્રાણીના શરીરમા ચાલે છે તેને પરિણામે તેમા વધારાનુ નાઇટ્રોજન આવતુ હોય એવો પણ સભવ રહે છે.

ચારા મારફતે બળદ નાઇટ્રોજનનું જે તત્ત્વ પોતાના આહારમા લે છે તે તેના છાણમાથી પાછુ મળી રહે છે, કેમકે બળદનુ શરીર કામ આપે છે ત્યારે તેમા એકલા કાર્બોહાઇડ્રેટ તત્ત્વો જ વપરાય છે આ કાર્બોહાઇડ્રેટ ખાતર તરીકે ઝાઝા કામમા આવતા નથી, કેમકે ઊગતા પાકને જોઈતા કાર્બોહાઇડ્રેટ તત્ત્વ છોડવાને વધે છે ત્યારે હવામાથી મેળવી લે છે અને જમીનમાથી ખેચતા નથી લીલા છોડ જમીનમા ખેડી નાખવામા આવે છે ત્યારે શક્તિ નકામી વેડફાય છે તેનો બળદ પોતાના શરીર દ્વારા પૂરો ઉપયોગ કરે છે. એ ઉપરાત કોઠમાથી મળતુ છાણુ વગેરે ખાતર લીલા ખાતરના કરતા જમીનને વધારે પોષણ આપે છે, કેમકે તે પાણીના શરીરમાથી પસાર થાય છે ત્યારે તેણે લીધેલા ચારાના તત્વોને તે શરીરમા રહેલા રસો પાચનક્રિયાને માટે છૂટા પાડી નાખે છે

યત્રની સરખામણીમા બળદની સરસાઇ, તે ખેતીને સમૃદ્ધ કરનારૂં ઉત્તમ પ્રકારનું ખાતર આપે છે, તે વાતમા જ સમાયેલી નથી, પણ તે ઉપરાત એ પણ યાદ રાખવુ જોઇએ કે બળદ જેટલા પ્રકારના કામ આપે છે તે બધાં આપી શકે તેવા એક યત્રની બનાવટ સભવિત નથી બળદ ઝડપથી કામ કરી શકે, તેમ ધીમેથી પણ કરી શકે તેને કેવળ જમીન ખેડવા માટે હળને જ જોતરી શકાય છે એવુ નથી, કણસલામાથી દાણા છૂટા પાડવાને ખળે જોડી શકાય, અને છૂટો પડેલો તૈયાર દાણો બજારમા વહી જવાને ગાડાએ પણ જોતરી શકાય આ બધા કામ આપવાની સાથે તેનું પોષણ માણસના વપરાશને માટે દાણો અથવા તેલ કાઢી લીધા પછી બચેના પરાળ કે ગોતર કે ખોળ પર થઇ શકે. બળદની એક જોડની કિંમત બહુ તો અમુક સો રૂપિયા પડે, પણ બળદ આપી શકે તે તે બધા કામ યત્રોથી કરવા હોય તો ખેડૂતે ઓછામા ઓછુ એક ઑઇલ એન્જિન, એક મોટર લેરી, એક ટ્રેક્ટર, મોટરથી ચાલતા નાના નાના કરબ અને એવા બીજા કેટલાયે સાધનો વસાવવા પડે અને તે બધાની કિંમત બળદની કિંમતથી કેટલા ગણી થાય તે એક રામ જાણે ! એ ઉપરાત પોતાના સચા ચલાવવાને ખેડૂતને બળતણ માટે ક્રુડ કે પેટ્રોલ લેવુ પડે, અને એ ક્રુડ કે પેટ્રોલ નથી ખેડૂતના ખેતરમા પાકતા કે નથી તેના દેશમા થતા, તે વાત તો જુદી

ખેતીમા મુખ્યપણે ખેડવાનું, કરબ મારવાનુ, વાવણીનુ કે ઓરવાનુ અને એના બીજા કામોનો સમાવેશ થાય છે એ બધા મળીને બળદને વરસમા ત્રણથી ચાર માસ કામ મળે છે બાકીના વખતમા તેનો માલ તેમ જ માણસોને લાવવા લઇ જવા, તેલ પીલવુ વગેરે કામોમા ઉપયોગ થઇ શકે અને કરવો જોઇએ. બળદો એ બધા પોતપોતાનુ આગવુ કામ કરનારા સચા તો ખેતીનુ કામ પૂરૂ થાય તે પછીની બાકીની લાંબી મોસમમા બેકાર પડી રહે

સચાઓ તેલ પીલવામા ઉપર ઉપરથી ફાયદો દેખાય છે પણ તે નહો બીજી રીતે

ઘસડાઇ જાય છે, કેમકે બેકાર પડી રહેતા સચામાથી ખેડૂતને બીજુ કોઇપણ જાતનું વળતર મળતુ નથી.

શ્રી આપટેના કિંમતી તેમ જ અભ્યાસપૂર્ણ પુસ્તકમાથી નીચેનો ઉતારો આપીને બળદના પ્રકરણનો સમારોપ કરીશું

" આપણી પાસે માણસો અને પ્રાણીઓની જે શક્તિ પડેલી છે તેને પૂરેપૂરૂ કામ રહે પછી આપણા વહેવામા યત્રો દાખલ કરીએ આજે આપણે ત્યા યત્રો દાખલ કરવાની કશી જરૂર નથી. "

( 'હરિજન'માંથી ) —શ્રી. વાલજી ગોવિન્દજી દેસાઇ.

---

# સ્ટ્રેપ્ટોમાઇસીન

પેનિસિલિનની અજાયબ શોધ હજી તો નવીનવી છે ત્યા એથી પણ વધારે અસરકારક ઔષધ વિષે લેખો આવવા માડયા છે આજથી લગભગ દસકા પર સલ્ફેનીલએમઇડની શોધ થઇ હતી ત્યારે પણ દાક્તરી દુનિયામા એક અદ્દભુત પ્રસગ હતો, પરતુ પેનિસિલિન જેટલી એની જાહેરાત ન થવાથી સામાન્ય જનસમૂહમાં એ વિષે બહુ ઓછી વાતો થતી, ઓછુ લખાતુ કદાચ લડાઇને લીધે જ પેનિસિલિનની શોધને ખૂબ જાહેરાત મળી હશે પેનિસિલિનની મોટામા મોટી ખામી એ છે કે એનુ ઇન્જેક્ષન જ આપવુ પડે છે. એ ખાઇએ તો એની કશી અસર થતી થતી ઇન્જેક્ષનની અસર પણ થોડા કલાક જ રહે છે. એટલે દર ત્રણત્રણ કલાકે એનુ ઇન્જેક્ષન આપવું પડે છે આમ દાક્તર અને દર્દી બન્નેને માટે પેનિસિલિન અત્યારે તો ઉપાધિરૂપ છે અમેરિકામા એવા પણ પ્રયોગો થઇ રહ્યા છે કે જેથી ૨૪ કલાકમા એક જ ઇન્જેક્ષન આપીએ તો પણ ચાલે પરતુ હજી એ પ્રયોગને વ્યવહારૂ સ્વરૂપ આપી શકાયુ નથી આપણે ત્યા અત્યારે દર ત્રણ કલાકે જ ઇન્જેક્ષન આપવા પડે છે, અને તે માટે જરૂરી પેનિસિલિન પણ મેળવવાનુ હજી મુશ્કેલ છે

સ્ટ્રેપ્ટોમાઇસીન નામના નવા ઔષધમા પેનિસિલિન કરતા પણ વધારે ગુણ છે. એક તો એ, કે એ દવા ખાવાથી પણ અસર નીપજે છે અને રોગના જતુઓ મરી જાય છે બીજુ એ, કે ટાઇફોઇડ જેવા રોગમા પણ એ અસરકારક માલૂમ પડયુ છે, અને કદાચ ક્ષયમા પણ ઉપયોગી થાય એવી આશા રાખવાનું કારણ છે, તે ઉપરાત કોલેરા અને મરડાના જતુઓનો પણ તે નાશ કરે છે.

પેનિસિલિનની શોધ આકસ્મિક હતી ત્યારે સ્ટ્રેપ્ટોમાઇસીન એ બુદ્ધિપૂર્વક ચાલતી શોધખોળનુ પરિણામ છે અથવા એમ કહો કે પ્રારબ્ધે પેનિસિલિન આપ્યુ, પુરૂષાર્થે સ્ટ્રેપ્ટોમાઇસીન મેળવ્યુ આ શોધનો યશ અમેરિકાની રડજર્સ ( Rudgers ) યુનિવર્સિટીના ડૉ વેકસ મેનને ફાળે જાય છે ઓગણીસમી સદીના વૈજ્ઞાનિકો એવુ ધારતા હતા કે પ્રજામાં રોગચાળો ફેલાવાનું કારણ કબ્રસ્તાનની જમીનમા રહેલાં અનેક રોગોનાં અસખ્ય

જતુઓ હોવાં જોઇએ જ્યારે આવી માટીનુ પૃથક્કરણુ કરવામા આવ્યું ત્યારે તો ઉલટું એમ માલૂમ પડયુ કે આ માટીમા કોઈ પણ પ્રકારના વ્યાધિજનક જતુઓ જ નહોતા ! સારાશ કે માટીમા રહેતા જતુઓ એ આ વ્યાધિજન્ય જતુઓને સાફ કરી નાખ્યા હતા ! જેમ પેનિસિલિનવાળી ફુગમા રોગના જતુઓ જીવી નહોતા શકતાં, તેમજ આ માટીમા જતુઓ નથી જીવી શકતા એમ માલૂમ પડતા ડો. વેકસમેને એ દિશામા પ્રયોગો આરભી દીધા.

પરતુ આ કાર્ય ભગીરથ હતુ ચપટી જેટલી માટીમા તો આશરે એશી લાખ જીવ હોય છે ! આ બધામાંથી કયા જતુમા પેલી રોગનિવારક શકિત હશે એ કેમ કહી શકાય ? ધીમેધીમે અને ખતપૂર્વક પ્રયોગો કરતા કરતા આ વિદ્વાને શોધી કાઢયુ કે 'એક-ટીનોમાઇસીસિઝ ગ્રિસિયસ' નામના જતુમા આ શકિત રહેલી છે આ જે પદાર્થ બનાવે છે તે પદાર્થ જુદો પાડી એનુ નામ સ્ટ્રેપ્ટોમાઇસીન પાડવામા આવ્યુ

પરતુ આ તો શરૂઆત કહેવાય. કોઇ પણ નવી દવા શોધાય છે ત્યારે એની રોગ-નિવારક શકિતની તપાસ કરવા ઉપરાત એના દોષની પણ તપાસ થાય છે રોગને કાઢતાં કાઢતા રોગીના શરીરને તો કંઇ નુકસાન નથી થતું ને ? આ હેતુથી પહેલા એ દવાની અજમાયશ ઉદર જેના પ્રાણીઓ પર કરવામા આવે છે, અને ત્યાર બાદ મનુષ્ય પર એની અજમાયશ થાય છે એમ તો પેનિસિલિનના વર્ગના વીસેક દ્રવ્યો શોધાયા છે પરંતુ એમાથી કોઇ નિર્દોષ માલમ પડયુ નથી સ્ટ્રેપ્ટોમાઇસીન પણ આવુ જ વિષમય દ્રવ્ય હોય તો ? આ કસોટી માટે જુદા જુદા દાકતરોએ જુદા જુદા રોગના દરદીઓ પર એ અજમાવી જોયુ ટાઇફોઇડ પર, પિશાબના જતુઓ પર, ખોરાકમા ઉત્પન્ન થતાં ઝેરી જંતુઓ પર, અનડયુલન્ટ ફીવર નામના તાવમા—એમ ઘણા રોગોમા એ અસરકારક માલમ પડયુ છે પ્રયોગશાળાના પ્રાણીઓમા તો ક્ષયના જતુઓ પર પણ સ્ટ્રેપ્ટોમાઇસીન અસર-કારક નીવડયુ છે, પરતુ મનુષ્ય પર એનો સતોષકારક અખતરો કરી શકાય એટલા પ્રમા-ણુમા આ પદાર્થ હજી બનતો નથી એટલે એ વિશે હાલ કાંઇ પણ કહેવુ કવખતનું છે, ઉંટાટિયામા પણ આ દવા ફાયદાકારક નીવડશે એમ લાગે છે.

પેનિસિલિન એ 'એસીડ' છે, સ્ટ્રેપ્ટોમાઇસીન એથી વિરુદ્ધ સ્વાભાવનું 'બેઇસ' છે સભવ છે કે એના મિશ્રણથી પેનિસિલિન સ્ટ્રેપ્ટોમાઇનીનેટ નામનો ક્ષાર બને, જેમા બંનેના ગુણનો સમન્વય થાય. આવી ગોળી બને તો રોગનિવારણનું એક અદ્ભુત સાધન જગતને સાપડે અને સાપડશે એવી આશા રાખવા આજે સબળ કારણ છે.*

( " જ્યોતિર્ધર " ) —કાંતીલાલ

* નવેમ્બર ૧૯૪૫ ના ' રિડર્સ' ડાઇજેસ્ટ 'મા આવેલા લેખ પરથી.

# કેટલુંક જાણવા જેવું

## પર્વતો અને પ્રદેશો

૧ સૌથી ઊંચુ શિખર એવરેસ્ટનુ ૨૯૦૦૨ ફીટનુ છે
૨ કાશ્મીરની ઉત્તરનો લાડકનો પ્રદેશ ઊંચામા ઊંચો વસ્તીવાળો પ્રદેશ છે
૩. ગ્રીનલેન્ડ મોટામા મોટો બેટ છે
૪ પેરૂ ઉચામા ઉચો પ્રદેશ છે
૫ હામર ફેસ્ટમા બે મહિના સૂર્ય ઉગતો નથી.
૬ મેક્ષિકોમા બારે માસ વસતઋતુ રહે છે
૭. ટાસ્માનીઆની હવા બહુ આરોગ્ય આપનારી છે.
૮. ઑસ્ટ્રેલીઆના રણની ગરમી વધુમા વધુ છે
૯. બ્રાઝીલના જગલ ઘાડામા ઘાડા છે
૧૦ કાલીફોર્નિયામા ગ્રક્ષ્મી વૃક્ષો છે
૧૧ ઑસ્ટ્રેલીઆનુ સીડની બદર કુદરતી રીતે સુદર છે
૧૨ ચેરાપુજી બ્રહ્મદેશમા વરસાદ વધારેમા વધારે છે.

## તળાવ અને નદીઓ

૧ એમેઝોન નદી ૪ હજાર માઇલ લાબી છે અને મુખઆગળ ૧૦૦ માઇલ પહોળી છે
૨ કોલોરેડો નદીની ખીણ ઉડામા ઉડી છે-૪ હજાર ફીટ ઊડી છે.
૩ સતલજ નદીનો પ્રવાહ વધારેમા વધારે છે
૪. ઝામ્બેલી નદીનો ધોધ ૪૦૦ ફીટની ઊચાઇનો છે
૫ લાબામા લાબો પુલ સ્કૉટલૅન્ડની ટે નદી ઉપરનો ૧૦૫૮૦ ફીટનો છે
૬. ટ્રીનીદાદ બેટમા ડામરનુ તળાવ છે
૭ સૌથી ખારા પાણીનુ સરોવર મૃત સરોવર છે
૮ સૌથી મીઠા પાણીનુ સરોવર અમેરિકાનુ સુપીરિયર છે
૯ સૌથી મોટુ સરોવર કાસ્પીઅન છે

## રેલવે

૧ જર્મનીમા રેલવેગાડી એક કલાકમા ૧૩૩ માઇલ દોડી હતી.
૨. લાબામા લાબી રેલવે ટ્રાન્સ સૈબીરિયન ૬ હજાર માઇલ લાબી છે .
૩. મોટામા મોટુ સ્ટેશન ઇન્જીન ૧૫૦ ફીટ લાબુ વરજીનિા રેલવેનું છે તે ૨૨૫ ઢળ્યા પર્વત પર લઇ જાય છે
૪ મોટામા મોટુ સ્ટેશન ૪૭ પ્લેટફૉર્મનુ ન્યુયોર્કનુ છે
૫. મોટામા મોટુ જક્શન ચિકાગોનુ છે. ત્યાથી દર કલાકે ૨૨૪ ટ્રેન ઉપડે છે
૬ મોટામા મોટો રેલવે પુલ ઝામ્બેઝી નદી પરનો છે.
૭ રેલવે માટે ટનેલ સ્વીટઝરલેન્ડ અને ઇટલીને જોડનાર ૧૨½ માઇલની આલ્પાઇન પહાડમા આવેલી છે

—ચદુલાલ વ્યાસ

# કાવ્યસૌન્દર્યનું તાત્ત્વિક સ્વરૂપ

કાવ્ય એક લલિતકલા છે આવી લલિતકલા ૭ છે નાટક, કાવ્ય, સંગીત, ચિત્રકલા, મૂર્તિકલા અને શિલ્પ લલિતકલાનું સામાન્ય સ્વરૂપ સમજવાથી એ પૈકી કોઇ પણ એક કલાનું સ્વરૂપ સમજી શકાય એમ છે. ઇશ્વરે આ સૃષ્ટિમા અસંખ્ય પદાર્થ નિર્માણ કર્યાં છે અને એ પદાર્થોની ક્રિયાપ્રક્રિયા વડે અનંત ફેરફારો હમેશા થયા કરે છે એ પૈકી કેટલાક પદાર્થ ને તેમાં થતા ફેરફારો માનવીને તેની જ્ઞાનેન્દ્રિયોની સહાયતાથી અવગત થાય છે. જ્ઞાનેન્દ્રિયો પાચ છે ને એથી એને લીધે જગતમાના પાચ જ પ્રકારના પદાર્થોનું અથવા તેની વિકૃતિઓનું તેને જ્ઞાન થાય છે આ પાચ પ્રકારનાથી ભિન્ન એવા અન્ય અસંખ્ય પદાર્થો અને તેની પ્રતિકૃતિઓ છે, પણ એને ગ્રહણ કરવા સારૂ આવશ્યક એવી ઇન્દ્રિયો મનુષ્યને ન હોવાથી તે બધા હોવા છતા નહિ હોવા જેવા જ છે ઉપર જણાવ્યા પ્રમાણે મનુષ્યને અવગત થયેલા પ્રકાર અને પ્રકારાન્તરો પૈકી કેટલાક સુંદર તો કેટલાક ઉદ્વેગજનક એવા હોય છે કારણ કે જે જગતમા તે ઉત્પન્ન થાય છે તે જગત જ મૂળમા અસ્થિર અને અશાશ્વત છે ને તેથી જ તત્ત્વોએ તેને જગત એટલે ગતિવાળુ એવી સંજ્ઞા આપેલી છે આ પ્રમાણે જ જગતમાના પદાર્થોના અને તેના પ્રકારાન્તરોના દેખાવ અશાશ્વત ને અસ્થિર હોવાથી ઘણી વાર તે દેખાવો આપણી દૃષ્ટિ સામે એવા ને એવા ચાલુ રહે કિંવા આપણે ઇચ્છીએ તે વેળાએ તેની પુનરાવૃત્તિ થઇ શકે ને તેનાથી પ્રાપ્ત થતા આલ્હાદ, આશ્ચર્ય ને વિસ્મય, જ્ઞાન ને ઉપદેશ આપણને હમેશા મળતા રહે તો સારૂ, એવી ઇચ્છા મનુષ્યને ઉત્પન્ન થાય છે ત્યાર પછી એ દેખાવોને શાશ્વત સ્વરૂપ કેવી રીતે આપી શકાય અથવા તેની પુનરાવૃત્તિ કૃત્રિમપણે કેવી રીતે કરી શકાય એવી વિવેચનામા અગર ઉદ્યોગમા મનુષ્ય પ્રવૃત્ત થાય છે આ પ્રમાણે જગતમાના પદાર્થોના અથવા તેના પ્રકારાન્તરોના અશાશ્વત દેખાવોને શાશ્વત સ્વરૂપ આપવાનો કિંબહુના નિસર્ગમાના પદાર્થોની ને પદાર્થાન્તરોની પ્રતિકૃતિ બનાવીને ઇશ્વરનિર્મિત સૃષ્ટિની બરોબરીની પ્રતિસૃષ્ટિ જ નિર્માણ કરવાનો મનુષ્યનો જે પ્રયત્ન અથવા યોજના તેને જ કલા સંજ્ઞા અપાય છે, ને આ પ્રતિસૃષ્ટિ રચવાનો મનુષ્યપ્રયત્ન નિસર્ગ નિયમને પૂર્ણપણે અનુસરતો ને યોગ્ય છે કારણ, અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિએ મનુષ્ય પોતે મમૈવાંશ જ છે તે આ જીવલોકમા તે ઇશસ્વરૂપ તદ્રૂપ થાય એવા હેતુથી નિર્માણ થયો છે. તો ઇશસૃષ્ટિની પ્રતિકૃતિ કરવાનો તેનો ઉદ્યોગ, તેની મહત્ત્વાકાંક્ષા એ નિસર્ગસિદ્ધ જ છે

આ પ્રમાણે મેઘોની ગંભીર ગર્જના, વિદ્યુતનો ભીત્યુત્પાદક કડકડાટ, પક્ષીઓનું કૂજન, મધુર આલાપ ને ગાયન, મહાનદીઓનો ખળખળાટ તો નાના સરખા જલપ્રવાહોનું મંજુલ ગીત વગેરે નિસર્ગમાના વિવિધ પ્રકારના ધ્વનિ, કાનો વડે સાંભળીને પોતાના આનન્દને માટે, સુખને માટે તેમ જ જ્ઞાનને માટે એ બધાનું એકીકરણ કરીને માનવીએ સંગીત કલાની યોજના નિર્માણ કરી છે ગાયન, વાદન ને નર્તન એ તેની ઉપકલાઓ છે.

તેવી જ રીતે નિસર્ગમાના સૂર્યોદયના ને સૂર્યાસ્તના, વનોના ને ઉપવનોના, વૃક્ષવેલીના, પુષ્પોના ને ફળોના, પશુપક્ષ્યાદિકોના, માનવ-ગંધર્વાદિકોના સ્વરૂપ-દેખાવો મનુષ્યે ચિત્રકલા, મૂર્તિકલા ને શિલ્પકલા આ કલા ત્રયીદ્વારા શાશ્વત કરી રાખ્યા છે.

દુનિયામા અનેક પદાર્થ અને તેના ફેરફારોના દેખાવને, તેમની પ્રતિકૃતિ નિર્માણ કરીને શાશ્વત સ્વરૂપ આપવાની અથવા પ્રતિસૃષ્ટિ નિર્માણ કરવાની માનવીની યોજનાશક્તિ હજી શબ્દ(ધ્વનિ) ને રૂપ આ બે વિષય પૂરતીજ વિકસિત થઇ છે સ્પર્શ રસ ને ગધ, આ કુદરતના બાકીના વિષયો સબધેની અથવા તત્સબધી ફેરફાર સબધેની બે શક્તિ હજી વિકાસ પામી નથી. આ બીજા ત્રણ વિષયો સબધેની કલા હજી સુધી મનુષ્યને અવગત થઇ નથી. એ ભાવિ કાળના ઉદરમા છે

આ પ્રમાણે કાવ્યકલાનીયે યોજના છે આ વડે પણ જગતમાના અનેક પદાર્થોને તથા વિકૃતિઓને શાશ્વત સ્વરૂપ આપી શકાય છે માત્ર શબ્દવિષયક સગીતકલા ને રૂપ-વિષયક ચિત્રકલા મૂર્તિકલા ને શિલ્પકલા, એની ને કાવ્યકલાની વચ્ચે મહદ્ અતર છે. કાવ્યકલા વડે શબ્દ અને રૂપવિષયોનું જ નહિ પણ સ્પર્શ, રસ અને ગંધવિષયક પદાર્થોનું તેમ જ તદ્વિષયક ફેરફારોનુ યે વર્ણોની ( અક્ષરોની ) સહાયતાથી શ્રોતાઓના અથવ વાચકોના મન ચક્ષુ આગળ, વર્ણવેલા આબેહુબ ચિત્ર કાઢીને તેમના હૃત્પટલ ઉપર તે પદાર્થ ને તે વિકૃતિઓ કાયમની ને શાશ્વતમુદ્રિત કરી શકાય છે માત્ર ઉપલી કલામા કુદરતમાનો તે તે પદાર્થોની અથવા તે પદાર્થોના પ્રકારાન્તરોની મનુષ્યપ્રાણી જે પ્રમાણે પ્રત્યક્ષ પ્રતિકૃતિ કરી શકે છે, તેવી પ્રતિકૃતિ તે કાવ્ય વડે કરી શકતો નથી તે કાવ્ય વડે તો તે ફક્ત માનસિક શબ્દચિત્ર આલેખીને તેને વાચકોના તેમ જ શ્રોતાઓના અત કરણમા શાશ્વત સ્થાન આપી શકે છે આ પ્રમાણે કાવ્યકલામા નિસર્ગમાના પદાર્થોની ને તેના રૂપાન્તરોની, મનુષ્યથી પ્રતિકૃતિ કરી શકાતી નથી એ તે કલાની શક્તિની મર્યાદા છે તો બીજી બાજુએ તેનો અધિકાર ફક્ત શબ્દ તથા રૂપ એકે કલાવિષયક પૂરતો જ ન હોઇ તેનો અધિકાર પાચેય વિષયોની અદર સચાર કરવાનો છે

કાવ્યકલાની ઉપાધિ વર્ણ ( અક્ષરો ) છે. તે લખ્યા હોય છે ત્યારે રૂપસૃષ્ટિમાંના હોય છે તો ઉચ્ચારતી વખતે તે શબ્દસૃષ્ટિમાના બની જાય છે ને તેથી જ ઘણે પ્રસગે કાવ્યનું વિવેચન કરતી વખતે ઘણા પરીક્ષકો એ કાવ્યમાના અક્ષરોના, શબ્દોના અથવા વાક્યોના ઉચ્ચારથી અથવા વિવક્ષિત અનુક્રમ વડે ઉત્પન્ન થનારા ધ્વનિસૌન્દર્યથી મોહિત થઇને તદનુરૂપ કાવ્યપરીક્ષણ કરે છે પણ કાવ્યનો પ્રાણ ધ્વનિસૌંદર્ય કિંવા છદસૌન્દર્ય તો નથી. એવુ સૌન્દર્ય કાવ્યનો બાહ્ય પોષાક માત્ર છે કાવ્યનો પ્રાણ તો નિયોજિત શબ્દ વડે વ્યક્ત થતા વિચાર અથવા કલ્પના છે જે કવિ પોતાના કલ્પનાવિહગમ પર આરૂઢ થઇને કુદરતમાથી દશ્ય સૃષ્ટિનુ, ઉચ્ચતમ ભૂમિકા ઉપરથી એકદમ આકલન કરે છે, એટલુ જ નહિ પણ એ ઉડ્ડાણની સાથે જ એક વાર દેવગધર્વોના ઊર્ધ્વલોકપર્યન્ત સચાર કરીને તો બીજી ક્ષણે અસુર દાનવોના પાતાળ પર્યન્ત ડૂબકી મારીને સ્થૂલ સૃષ્ટિમાનો માનવોને અપરિચિત એવા વિચાર લઇ આવે છે તે સ્વર્ગીય વિચારોને પ્રગટ કરવા સારૂ પોતાની જ નૂતન સૃષ્ટિ નિર્માણ કરે છે અશ્રુતપૂર્વ વિચારોને આ ભૂલોકના શબ્દવસ્ત્રો સજાવીને તેમને નામરૂપ આપે છે તે જ ઉત્તમ કવિ કહેવાય છે ' " જ્યા ન પહોચે રવિ ત્યા પહોચે કવિ " આ વચનનો મર્મ એ જ છે, સૂર્યની દષ્ટિની ગતિ સ્થૂલસૃષ્ટિ પૂરતી જ છે, કવિની દૃષ્ટિ નિસર્ગ ચતુર્દશ ભુવનોને ભેદીને પાર જાય છે શ્રીકૃષ્ણનુ સ્તવન આચાર્યે ' **प्रपन्न पारिजाताय** ' આ શબ્દવડે કર્યુ છે તેઓ પારિજાતકને સ્વર્ગમાથી ભૂલોકમા લાવ્યા એવુ

પુરાણોમા વર્ણન છે. ખરા કવિનો પણ એવો જ અધિકાર છે, તે સ્વર્ગીય વિચારોને નીચે આણે છે ને તેની સુગંધ વડે આ ભૂલોકને સુગંધમય કરી મૂકે છે તેવો જ અધિકાર ખરા ગાયકનો છે. તે પોતાના નાદબ્રહ્મસુખમા નિમગ્ન થતાં ગંધર્વોના સ્વર્ગીય અશ્રુતધ્વનિ શ્રવણ કરીને તેની પ્રતિકૃતિ આ ભૂલોકમા નિર્માણ કરીને માનવ જનોને કુરંગની જેમ લુબ્ધ કરે છે ખરા ચિત્રકારોનો, મૂર્તિકારોનો ને શિલ્પકારોનો પણ તેવો જ અધિકાર છે તેમની કૃતિઓ તે જાણે એકાદા સ્વર્ગીય ગંધર્વના ઘનીભૂત થએલા ગીતો જ છે કે શું એવી વૃત્તિ તેઓ ઉત્પન્ન કરી મૂકે છે.

આ અધિકારવાળા કવિ વ્યાસ, વાલ્મિકી, શેકસપીયર ને ડાન્ટે છે તેમને ઇંગ્લંડના અથવા હિંદુસ્થાનના, પૂર્વના કે પશ્ચિમના આના નામથી સંબોધી શકાય નહિ. તે અખિલ ભૂલોકના સ્વીશ છે. તેમનું પ્રભુત્વ અખિલ માનવજાતિના અંતઃકરણ ઉપર અખંડ છે. સર્વ માનવ તેમની કાવ્યસંપત્તિના વારસ છે તેમણે કવન કરેલા માણસો એક દેશ કે એક ખંડમાના નથી તેઓ એક દેશના કે ખંડના ગુણવિશેષદર્શક નહિ પણ એકંદર માનવ જાતિગુણદર્શક વ્યક્તિ છે એ જ બીના ચિત્રકારોની. તેમના ચિત્રોમા સાધારણ માનવ પ્રાણીને અપરિચિત એવા વર્ણ ( રંગ ) સૌન્દર્ય ને રેખાસૌન્દર્ય દેખાશે, ઉત્તમ ગાયનમા અશ્રુતપૂર્ણ ધ્વનિ ને ધ્વનિનો સંયોગ કર્ણગોચર થશે શ્રોતા અને પ્રેક્ષકો ભૂખ તરસને ભૂલી જશે એટલુ જ નહિ પણ ક્ષણભર તો તેઓ પોતાનુ અસ્તિત્વ સુદ્ધા વિસરી જઇ ચિન્મય સ્વરૂપમા વિલીન થઇ જશે ભગવાન કૃષ્ણની મુરલીની મોહિની સર્વવિખ્યાત છે.

વસ્તુ માત્રમાના આત્માને પ્રકૃતિના આવરણમાથી મુક્ત કરી પ્રગટ કરી બતાવવા એ જ ખરી કલા છે. આ કાલીઇનનુ વચન પૂર્ણપણે અન્વર્થક છે. ને કોઇ વસ્તુમાત્રનું અંતર્યામ પ્રગટ કરી બતાવી શકે છે તે જ ખરો કલાભિજ્ઞ પછી તે કવિ હો યા ચિત્રકાર હો, નાયક હો યા મૂર્તિકાર હો

ઇટાલીના સુપ્રસિદ્ધ મૂર્તિકાર માયકલ ઍંજેલોનું આ બાબતમાં એક બહુ જ હૃદયંગમ વચન છે કોઇપણ મૂર્તિકાર જે મૂર્તિ બનાવે છે તે મૂર્તિનુ ચિત્ર તેના મનચક્ષુ સામે જે પથ્થરમાથી તે બનાવવાની હોય છે, તે પત્થરને હાથ પણ લગાડયાની અગાઉથી જ સ્પષ્ટ હોય છે એટલું જ નહિ પણ તે મૂર્તિ તેણે પ્રથમથી જ એ પત્થરની અંદર કલ્પેલી હોય છે ને મૂર્તિ કરવા લાગ્યા પછી તે પોતે તે પત્થર ઉપર એવા ઘા મારે છે કે એ પત્થરની અંદર તેણે કલ્પેલી મૂર્તિની રૂપરેખાની બહારનો દરેક ભાગ તૂટી જાય આ પ્રક્રિયા વડે સદરહુ પત્થરની ઉપર મરાતા ટાંકણાના મારથી જેમ જેમ પત્થરના ટુકડા ઉડવા લાગે છે તેમ તેમ તે કારીગરે કલ્પેલી મૂર્તિ અંદરથી વધુ ને વધુ બહાર પ્રગટ થવા લાગે છે.

કાવ્યને પ્રાણરૂપ લેખાતા વિચારથી મનુષ્યને આનન્દ કિંવા સુખ કેવી રીતે ઉત્પન્ન થાય છે એ માનસશાસ્ત્રમાનો અત્યંત મનોરંજક ભાગ છે જગતમાના શબ્દસ્પર્શાદિ વિષયો સ્થૂલ હોય છે તેમનો મનુષ્યશરીરની સાથે ને તે દ્વારા અંદરની ઇન્દ્રિયો સાથે, પ્રત્યક્ષ સ્પર્શ થઇને તેનુ જ્ઞાન માણસોને સંવેદનારૂપે થાય છે એ પેકી જે વિષય માણસના શરીરોની સાથે સમરસ હોય છે તેનાથી તેને સુખ થાય છે જે વિષય દુઃખદ હોય છે તે દુઃખદાયી થાય છે પણ કાવ્યમાના વિચારોથી માણસને સુખ કેવી રીતે થઇ શકે ? વિચાર એ કંઇ સ્થૂલ નથી તો પછી સુખદુઃખ સંવેદના કેવી રીતે ઉત્પન્ન થાય છે એનો ઉદ્દેવ અધ્યાત્મશાસ્ત્રમાં છે વિચાર જો કે સૂક્ષ્મ સૃષ્ટિમાંના હોય તો પણ તે પદાર્થ જ છે તેના .

ઘટક યદિ સૂક્ષ્મ હોય તો પણ તે દ્રવ્યાત્મક જ હોય છે. મન સૃષ્ટિ, સૂક્ષ્મસૃષ્ટિ વિરલ સૂક્ષ્મ છે, પણ દ્રવ્યમય જ છે ને વિચાર એ તે સૃષ્ટિમાની વસ્તુ જ છે તે પદાર્થ જ છે મનુષ્યનો સ્થૂલ દેહ જેવો આ લોકમાની જમીન, હવા ને પાણીનો બનેલો છે, તેવો જ સૂક્ષ્મસૃષ્ટિમાના જમીન, પાણી આદિ સૂક્ષ્મ દ્રવ્યોનો બનેલો સૂને મનોદેહ હોય છે ને એ દેહની સાથે કાવ્યમાના વિચારોનો પ્રત્યક્ષ સ્પર્શ થાય છે. કાવ્યના શ્રવણથી અગર વાચનથી એ વિચારોના સ્પંદ અથવા તરંગો વાચકોના ને શ્રોતાઓના મનોદેહમા ઊઠે છે ને જે વિચાર સમરસ તે સુખદાયી ને જે વિષમ તે દુ ખદાયી બને છે. વિચાર એ વસ્તુ છે, તેને રંગ તેમ જ રૂપ છે વિચાર જે પ્રમાણે સુષ્ટ કિંવા દુષ્ટ હશે તે પ્રમાણે તેના રંગ અને રૂપ બદલાશે. વિચાર જેટલા પ્રમાણમા સ્પષ્ટ કિંવા સંદિગ્ધ તેટલા પ્રમાણમા તેનો આકાર પણ સ્પષ્ટ અથવા સંદિગ્ધ જ હોય છે ભક્તના અંત કરણમા ઊઠતી ભક્તિની જુદી જુદી ઊર્મિઓ ઇન્દ્રનીલની શોભાયમાન કાન્તિના કમલપુષ્પવત્ દેખાય છે પ્રેમળ માતાએ પોતાના બાળકના સ્વાસ્થ્ય સારૂ ચિન્તવેલા વિચાર સુન્દર પાંખો પસારીને પોતાના બચ્ચા તરફ વેગવાન ગતિથી જનારા પક્ષીઓના જેવા દેખાય છે. બુદ્ધિમય ધ્યાનમાના તત્ત્વજ્ઞાનવિષયક વિચારો ભૂમિતિમાંની અનેક આકૃતિઓના જેવા પીતવર્ણ રેષાના દેખાય છે, ત્યારે એનાથી ઉલટા ખૂનના, સ્વાર્થીપણાના, મત્સરના વિચારો ગંદા રંગોના ને ભીષણ રૂપવાળા દેખાય છે

હવે એક છેલ્લો વિચાર રહ્યો ઉપર આરંભમા જણાવેલી છ લલિતકલાઓના મુખ્ય બે વિભાગ છે, દરેક વિભાગમા ત્રણ ત્રણ કલાઓનો અન્તર્ભાવ થાય છે અખિલ જગત દિક્ અને કાળ આ બે તત્ત્વોથી બનેલું છે, આ દૃષ્ટિથી જોતા નાટક, કાવ્ય અને સંગીત એ કાલનિવિષ્ટ કલાઓ છે ત્યારે ચિત્રકલા, મૂર્તિકલા ને શિલ્પકલા એ સ્થૂલનિવિષ્ટ કલા છે. એક વિભાગ બીજાનો પ્રતિયોગી છે. સંગીતકલાની સર્વ રચના ધ્વનિ ઉપર કરેલી છે વિવક્ષિત ધ્વનિ વિવક્ષિત કાલાવકાશે ને અનુક્રમે ઉચ્ચારતા તેમાથી અનેક સૂર, રાગ, છંદ ઇત્યાદિ નિર્માણ થાય છે ને એના ઉપર સંગીતની રચના છે ધ્વનિમા વિચારોને સંનિવિષ્ટ કરતા કાવ્યકલાનો ઉદય થાય છે. એમા બીજી જીવિત-ક્રિયાઓનો અન્તર્ભાવ કરવાથી નાટકની રચના થાય છે. આ કાલનિવિષ્ટ કલાઓની સ્થૂલનિવિષ્ટ કલાઓ પ્રતિયોગી છે સંગીત કલાની પ્રતિયોગી કલા તે સ્થૂલનિવિષ્ટ શિલ્પકલા છે તાજમહેલ જેવી અનુપમ સૌંદર્યયુક્ત ઇમારત જોઇએ એટલે તે ઇમારત જાણે કે એકાદા ગંધર્વનું સ્વર્ગીય ગીત આ ભૂલોક પર ઉતરીને જામી ગયું છે કે શું એવો ભાસ થાય છે તેવી જ રીતે મૂર્તિકલા પણ જાણે કે મૂક કાવ્ય હોય એમ લાગે છે

આ પ્રમાણે કાવ્ય અને કાવ્યસૌન્દર્યનું તાત્ત્વિક સ્વરૂપ છે

[ "ચિત્રમય જગત "માંથી ]

---

# સાધના: કવિની અને વૈજ્ઞાનિકની

આ વિશ્વજગતમાં કવિ પોતાના હૃદયની દૃષ્ટિથી એક પ્રકારનું અપરૂપ દર્શન કરે છે, અને તેને જ તે રૂપમા વ્યક્ત કરવાનો પ્રયાસ કરે છે. જ્યા બીજાઓની નજર અટકી જાય છે ત્યા પણ તેની ભાવની દૃષ્ટિ પહોંચે છે તે અપરૂપ લોકની વાત તેના કાવ્યોને છંદે છંદે ઉચિત રીતે પ્રગટે છે. વૈજ્ઞાનિકનો માર્ગ સ્વતંત્ર હોઇ શકે પરંતુ કવિની સાધનાની સાથે

તેની સાધનાનુ ઐક્ય જણાય છે જ્યા દૃષ્ટિનો પ્રકાશ પૂરો થઇ જાય છે ત્યાથી આગળ પણ તે પ્રકાશનું અનુસરણ કરે છે, જ્યા શ્રુતિની શક્તિ સૂરની શેષ સીમામા પહોચે છે ત્યાથી પણ તે કપમાન વાણી આણે છે પ્રકાશનુ જે પરમ રહસ્ય પ્રકાશની ઓથે રહીને રાતદિવસ કાર્ય કરી રહ્યુ છે તેને પ્રશ્નો કરીને વૈજ્ઞાનિક દુર્બોધ ઉત્તર મેળવે છે અને તે પ્રત્યુત્તરને માનવભાષામા યથાર્થ રીતે વ્યક્ત કરવા મથે છે

પ્રકૃતિનુ આ જે રહસ્યનિકેતન છે તેના ઘણા મજલા છે તેના બારણા પણ અસખ્ય છે પ્રકૃતિવિજ્ઞાનવિદ રાસાયણિક, જીવતત્ત્વવિદ વગેરે જુદે જુદે બારણેથી જુદે જુદે મજલે પ્રવેશે છે અને દરેક એમ માને છે કે તે તે મજલો જ પોતાનુ વિશેષ સ્થાન છે, બીજા મજલામા કદાચ તેની અવરજવર ન થઈ શકે આથી તેમણે જડ, ઉદ્ભિદ્ અને સચેતનતા ન ઓળગી શકાય એવી રીતે ભેદ કરી નાખ્યા પરતુ કેવળ આ વિભાગો તરફ નજર કરવી એને હુ દૃષ્ટિ તરીકે સ્વીકારતો નથી ભલે પોતાની સગવડ માટે દીવાલો ખડી કરવામા આવે, પરતુ બધા ય મજલાનો અધિષ્ઠાતા એક જ છે છેવટે બધા ય વિજ્ઞાન આ સત્યની શોધ કરવાના હેતુથી ભિન્ન ભિન્ન માર્ગે યાત્રા કરતા આવ્યા છે જ્યા બધા ય માર્ગો મળે છે ત્યા જ પૂર્ણ સત્ય રહેલુ છે શક્તિ બનીને પોતાનામા અસખ્ય વિરોધો ઊભા કરવા એમા સત્ય સમાયુ નથી હોતુ આથી આપણે જોઇએ છીએ કે જીવતત્ત્વ, પ્રકૃતિત્ત્વ પોતપોતાની હદ વટાવતા જાય છે

વૈજ્ઞાનિક અને કવિ એ બન્નેની અનુભૂતિ અનિર્વચનીય એકતા અનુસધાનથી પ્રગટે છે. ભેદ માત્ર એટલો છે કે કવિ માર્ગની વાત વિચારતો નથી. જ્યારે વૈજ્ઞાનિક માર્ગની ઉપેક્ષા કરતો નથી, કવિને હમેશા પ્રકાશધર્મી થવુ પડે છે, તેને માટે આત્મગોપન અસાધ્ય છે પરતુ કવિનું કવિત્વ પોતાના આવેગમાથી તો કોઇ પ્રમાણ પ્રગટાવી શકતું નથી, આથી કરીને તેને ઉપમાની ભાષા વાપરવી પડે છે વાતવાતમા તેને ' જાણે કે ' લગાડવુ પડે છે.

વૈજ્ઞાનિકનો માર્ગ વેરાન હોય છે અને પર્યવેક્ષણ તેમ જ પરીક્ષણની કઠોર સાધના કર્તા કરતા તેને સદા આત્મગોપન કરવુ છે. કદાચ તેનુ મન તેને છેતરી જાય એ માટે તેને ખૂબ ચિતિત રહેવુ પડે છે પરિણામે, ડગલે ને પગલે પોતાની મનની વાતને બહારની સાથે મેળવી મેળવીને આગળ જવુ પડે છે જ્યાં બન્ને બાજૂથી મેળ ના ખાય ત્યા તે કોઇ દિવસ એક બાજૂને સ્વીકારી શકતો નથી

વૈજ્ઞાનિકને આથી પુરસ્કાર એ મળે છે કે પોતે જે કાઇ પામે છે તેથી કાઇક વધારેની આશા તે ભલે ના સેવી શકતો હોય, પરતુ એટલુ તો નિશ્ચિત રૂપે જ પામે છે, અને ભાવી પ્રાપ્તિની સભાવનાને તે કદાપિ કોઇ પણ અશમા દુર્બળ બનાવતો નથી

પરતુ આવા કઠણ નિશ્ચિત માર્ગે જતા જતા પણ વૈજ્ઞાનિક તે જ અપરિસીમ રહસ્યની આગળ આવીને ઊભો રહે છે તે એવા વિસ્મયકારક પ્રદેશમાં પહોચે છે, જ્યા પ્રકાશના રશ્મિની આગળથી સ્થૂળ પદાર્થની અટકાયતો તદ્દન ઓસરી જાય છે અને જ્યા મૂળ વસ્તુ અને શક્તિ એક બની જાય છે આમ એકાએક તેની નજરનુ આવરણ સરી પડતાં જ્યારે કોઇ અચિતનીય લોકનુ દૃશ્ય વૈજ્ઞાનિકને આભો બનાવી દે છે, ત્યારે તે ક્ષણ માટે તો તે ય પોતાનુ સ્વાભાવિક આત્મસવરણ ભૂલી જાય છે અને બોલી ઊઠે છે " જાણે કેમ નહિ આ તે જ "

—આચાર્ય શ્રી. જગદીશચદ્ર બસુ

# અર્વાચીન ગુજરાતી કવિતા

## ઉભલાં રહેજો

ઉભલા રહેજો, પરમેશ્વરની આણ જો !
પગલી યે ભરશો તો પર્વત વહી જશે રે લોલ
ઉભલા રહેજો, માનવતાની આણ જો !
પગલી યે ભરશો તો સાગર વહી જશે રે લોલ.
ઉભલાં રહેજો, સૌન્દર્ય દેવની આણ જો !
પગલી યે ભરશો તો પૃથ્વી વહી જશે રે લોલ.
ઉભલાં રહેજો પ્રેમપીયૂષની આણ જો !
પગલી યે ભરશો તો ત્રિભુવન વહી જશે રે લોલ.

વિદ્યાર્થી બન્ધુઓ !

નિજ આત્મકથામા નર્મદ કહે છે કે ' આપણી અર્વાચીન કવિતાના આદિ કવિ તે દલપતરામભાઇ '

વળી નર્મદ કહે છે કે કવિતા કરવાના શાસ્ત્રને પિંગળશાસ્ત્ર કહે છે તે એણે ૧૮૫૫ મા બુદ્ધિપ્રકાશ દ્વારા દલપત કનેથી જાણ્યુ દલપતપિંગળે કેટલા યે નવકવિઓને જન્માવ્યા છે.

નર્મદ એટલે અર્વાચીન સુરતનું નાક 'સ્વદેશાભિમાન' શબ્દ ૧૮૫૫ મા ગુજરાતી શબ્દકોશમા નર્મદે ઉમેર્યો.

નર્મદનો કવિતારગ એટલે એક દાયકો ૨૨ થી ૩૨ નર્મદનો કીર્તિકાળ હતો, સુધારકકાળ હતો, મુબઇવાસનો કાળ હતો. બુદ્ધિવર્ધક સભાનો પ્રવૃત્તિકાળ હતો કરસનદાસ મહીપતરામ ગગાદાસ વિ નર્મદના ગોઠિયા હતા એ મુબઇમરૂ સુધારકમડળ મહારાજ લાઇબલ કેસ લ્હડીને થાકી ગયુ'

મહાકાવ્ય લખવાના નર્મદને કોડ હતા, પણ ત્રણત્રણ પ્રયત્ને અધૂરા રહ્યા નર્મદનાં શિખરો ને ખીણો પણ મ્હોટી હતી.

દલપતરામ નર્મદ પૂર્વે તેરેક વર્ષે જન્મ્યા હતા, નર્મદ પછી બારેક વર્ષે દેવ થયા. એમનો કીર્તિકાળ તે ૧૮૪૮ થી ૧૮૯૮—૧૯ મી સદીના ઉત્તરાર્ધના પાચ દાયકા

દલપતરામ સદા એકજ્યોત હતા

દલપતરામ સો ટચનુ સોનું હતા કોઇને યે આજે આશીર્વાદ અપાય કે સવા શેર દલપત થજે. સવા ગે નર્મદ થજે કહેતા પહેલા એ વેણને પાચ ગળણે ગાળવુ પડે.

કાવ્યગુરુ દેવાનન્દ સ્વામીએ દલપતને શીખવાડ્યુ કે કવિતારસ પવિત્ર હોય, અપવિત્ર ન હોય. ફારબસે શીખવાડ્યુ કે કવિતારસ લોકકલ્યાણ કાજે હોય દલપતકવિતા પી-પીને નવ-ગુજરાત બાળક મટી જુવાન થયું ફુજરખાનની ચડાઇએ આપણુ પ્રથમ રાષ્ટ્રવાદી કાવ્ય એ કાવ્ય રચી દલપતે ગુજરાતી કવિતાની દિશા બદલાવી, ને ૧૮૫૨ માં નવરસમાં સ્વદેશવાત્સલ્યનો નવીન રસ ઉમેર્યો

ચોખૂટ ગુજરાત દલપતરામ ઘૂમી વળ્યા હતા, અને જ્યાં જતા ત્યાં નવા સુધારાનાં બીજ વાવતા પ્રાચીન કે અર્વાચીન કાળમા એવો ગુર્જર ઇતિહાસ સશોધક થયો નથી. પૂર્વાચાર્યોના કવીશ્વર પૂજક હતા પ્રાચીન કાવ્યોનુ સશોધન કરી દલપતે કાવ્યદોહનના બે ભાગ રચ્યા છે.

દલપતરામ સમસ્ત ગુજરાતના કવીશ્વર હતા ૭કના રાયના શેઠિયાઓના, સ્ત્રીપુરુષ બાલકના હિન્દુ ઇસ્લામી પારસી ખ્રિસ્તીના કવિ હતા નર્મદ કહે છે કે 'પદ્યમા બુદ્ધિવર્ધકે તો મુબઇમા દલપતપ્રતિમા સ્થાપવાનું ધાર્યું હતુ. દલપત એટલે આપણા નવયુગનો પ્રથમ સાહિત્યસન્યાસી ને પ્રથમ લોકસેવાવૃત્તિયો ૧૮૮૭ માં અમદાવાદમા દલપતમહોત્સવ ઉજવાયો હતો -

કવીશ્વરના એક નામે ત્યારે દલપતરામ ઓળખાતા

એક સંસ્કૃત સાહિત્યાચાર્યે કવિતાના ત્રણ પ્રધાન લક્ષણો કહ્યા છે માધુર્ય, પ્રસાદ અને ઓજસ્ તેમાથી પહેલા બે દલપતગુણો છે, ત્રીજો નર્મદગુણ છે ઓજસ્ તે નર્મદનો ' જોરસો '

નર્મદ વીર પુરુષ હતો, દલપત ઉપનિષદભાખ્યો ધીર પુરુષ હતો. દલપતની દેશદાઝલ હતી ' ધીરે ધીરે સુધારાનો માર. '

દલપતનર્મદ બન્નેયની કવિતા લોકકલ્યાણ કાજે હતી

દલપતનર્મદ જેવો પ્રજાસન્માન્ય કવિવર નવયુગમા પછી કોક જ પાકયો હશે

પછી '૮૭ મા ગદ્યમા સરસ્વતીચન્દ્ર ને પદ્યમા કુસુમમાળા છપાયા સરસ્વતીચન્દ્રે કુસુમમાળાને ઢાકી દીધી કવિ લેખે થવી જોઇએ એટલી સાચી કિંમત નરસિંહરાવની હજી થઇ નથી. એ ગોવર્ધનયુગના પ્રધાન નવકવિઓ તે મણિશંકર ભટ્ટ, બળવન્તરાય ઠાકોર, ને કલાપી તેમા સૌથી વધુ લોકઝીલાતા કવિ તે કલાપી એ સૌના કાવ્યભંડોળ ટૂંકા, ને દલપતનર્મદ જેવો નવપ્રજાસન્દેશ નહિ જેવો કાન્તના સર્વોત્તમ કાવ્યો વસન્તવિજય ને ચક્રવાકમિથુન. એ એમના આદિ કાવ્યો શ્રી. બળવન્તરાયના મતે એમનુ સર્વોત્તમ કાવ્ય તે આરોહણ, મારા મતે એમનુ સર્વોત્તમ કાવ્ય તે ખેતી એ બન્નેય એમનાં ગઇ સદીમાના કાવ્યો આ સદીના ૪૦ વર્ષોમા ફરી એમણે એવા કાવ્યો લખ્યા નથી ગોવર્ધનયુગના અવશેષરૂપે બળવન્તરાય સન્માનાવા જોઇતા હતા, એ યુગના અવશેષ લેખે આજ બળવન્તરાય કવિતાદેશે Anaobronism છે ગઇ સદીના છેલ્લા દસકમા જ્ઞાનાનન્દ ને રસસુન્દરીનો લેખ ગોવર્ધનભાઇએ લખ્યો હતો. ગોવર્ધનભાઇને અનુસરી શ્રી. બળવન્તરાય જ્ઞાનને કવિતાનો આત્મા માને છે છેલ્લી અર્ધી સદીમા સ્નેહમુદ્રાને સફળ કાવ્ય કેટલાકોએ કહ્યુ છે ?

પછી આવ્યા ન્હાનાલાલ, ન્હાનાલાલના ગુણદોષ ગુજરાતજાણીતા છે, મ્હારે કહેવાના હોય નહિ, મ્હારાથી તો હકીકતો કહેવાય પદર પૂરા થતાં પૂર્વે '૯૨ મા ન્હાનાલાલે કવિતા લખવા માંડી, ને '૯૭થી ન્હાનાલાલના ગદ્યપદ્ય માસિકોમા છપાવા માંડયા તે પછીને જ વર્ષે –'૯૮ મા એમનાં વસન્તોત્સવ ને ડોલનશૈલી છપાયા, ને ગુજરાતે ખળભળાટ થયો. ૧૯૦૩ થી પ્રેમભક્તિ-ગ્રન્થમાળા છપાવા માંડી અને આજ ૧૯૪૦ મા એમના નાનામોટા ૭૧ ગ્રન્થો છપાયા છે. ન્હાનાલાલના મોટામા મોટા કાવ્ય કુરુક્ષેત્ર મહાકાવ્યના કાંડો ૧૯૨૬ થી છપાય છે તે પદરે વર્ષે ઓણ હમણા જ છપાઇ રહ્યા છે

૧૮૪૮ થી ૧૯૪૦ લગભગ દસ દાયકાની ગુજરાતે દલપતવંશની અખડજ્યોત કાવ્યોપાસના છે વિદ્યાર્થી બન્ધુઓ ! એ દસ દાયકાની દલપતવંશની કાવ્યોપાસનાની જોડ જગતના કાવ્ય ઇતિહાસે હશે તે તમારા શિક્ષાગુરુને પૂછીને જાણશો

ન્હાનાલાલના સમવયસ્કો છે, ખબરદાર, લલિતજી ને બોટાદકર ન્હાનાલાલની પેઠે ખબરદારનો પણ જન્મ સુવર્ણમહોત્સવ ગુજરાતે ઉજવ્યો હતો લાખો કમાઇ, લાખો ખોઇ, માંદગીને બિછાનેથી યે ખબરદાર હજી ગુજરાતને કાવ્યફૂલડાં અર્પે છે.'

ને પછી આવ્યા છે આપણા એક નવીન કવિઓ ચન્દ્રવદન મહેતા, રમણ વકીલ, ઝીણાભાઇ દેસાઇ સુન્દરજી બેટાઇ, ત્રિભુવન લુહાર, કુસુમાકર, ઇન્દુલાલ ગાંધી, કરસનદાસ માણેક, ઉમાશંકર જોષી, ઝવેરચન્દ મેઘાણી, મનસુખલાલ ઝવેરી, મૂળજીભાઇ શાહ, રમણલાલ દેસાઇ વિ એમનામાંના ઘણાખરા ઉપર ગસ જેટલી કંઇક ન્હાનાલાલની, પૃથ્વી ને સૉનેટ જેટલી કેટલીક શ્રી બળવન્તરાયની, ને કાવ્યોના વિષયો પરત્વે મોટે ભાગે અસહકાર ને બોલ્શેવિઝમની અમરો છે કોયલ પેઠે કવિ સદા સ્વસન્દેશ ગાય. વર્ષો પૂર્વે મુંબઇમાં સર કાવસજી જહાંગીર હોલમાંના એક જાહેર વ્યાખ્યાનમાં બે એક હજારની મેદની વચ્ચે એ કવિમંડળી વિશે ગ્હે તો ઉચ્ચારેલું છે કે ' એ સહુ આશાસ્પદ મંડળી છે, અને એમનામાંથી જેમનો જેમનો સ્વતંત્ર વિકાસ થશે તે તે ઘણા પૂર્વાચાર્યોને ભૂલાવશે-ન્હાનાલાલને તો જરૂર ભૂલાવશે '

ગુર્જર મહાપ્રજા ગુણઓશિંગણ મહાપ્રજા છે પોતાના કવિવરોને એ સદા પૂજતી આવી છે. કવિપૂજા એ ગુર્જરીની વિશેષતા છે, દલપતને પ્રથમ માનપત્ર ૧૮૫૧ મા નર્મદ નગરીએ આપ્યુ હતુ ૧૮૮૭નો દલપતમહોત્સવ, ૧૯૨૦ની દલપતશતાબ્દી ૧૯૨૭નો પ્રેમભક્તિ સુવર્ણમહોત્સવ, ૧૯૩૦નો ખબરદારસુવર્ણમહોત્સવ, ૧૯૩૩ની નર્મદશતાબ્દી, ૧૯૩૭ની રણછોડભાઇશતાબ્દી, ૧૯૩૯નો પ્રેમભક્તિમણિમહોત્સવ, ૧૯૪૦માનો પ્રેમભક્તિ-દામ્પત્યસુવર્ણમહોત્સવ ગુર્જર મહાપ્રજાના ને અર્વાચીન ગુર્જર કાવ્યઇતિહાસના એ ચિરસ્મરણીય પ્રસંગો છે નિજ ભૂતવર્તમાનને ઉજવતી મહાપ્રજા ભવિષ્યમાં યે નિજ કવિવરોના કાવ્યમહોત્સવો અધિકા પ્રોત્સાહનથી ઉજવશે એની મને તો પ્રતીતિ છે. વિદ્યાર્થી બન્ધુઓ ! ત્હમારામાંથી કોકનો તો કાવ્યમહોત્સવ ગુણઓશિંગણ ગુજરાત જરૂર ઉજવશે *

* ઑલ ઇન્ડિયા રેડિયો મુંબઇથી ૩-૧૦-૧૯૪૦ અને ૨-૩-૧૯૪૬ ( ખંડત ) રજૂ થયેલું —એના સૌજન્યથી

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૭ / સન ૪૫-૪૬

સ્વ મોતીભાઇ ન અમીનના માનમા સ્વ શ્રી મો ન. અમીન સ્મારકમાળાની યોજના વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે શરૂ કરેલી છે એનો ઉદ્દેશ પ્રતિ વર્ષ આવતી સ્વર્ગસ્થની પુણ્યતિથિએ વાર્તેતર વિષયનો કોઇ ઉપયોગી ગ્રંથ પ્રકટ કરવાનો હોઇ આજ લગીમા એમા ત્રણ પ્રકાશનો બહાર પડેલા છે આગામી ૧૯૪૭ ની સાલમા આવતી પુણ્ય તિથિએ વિજ્ઞાન, ધર્મ, આરોગ્ય, શિક્ષણ, ચરિત્ર, પ્રવાસ વગેરે જેવા વાર્તા સિવાયના કોઇ પણ ગ્રંથની જરૂર છે એવા કોઇ ગ્રંથનુ લખાણ કોઇ લેખક બાઇબેન પાસે તૈયાર હોય તો તે મંત્રી રાજ્ય પુસ્તકાલય મંડળ C/O સેંટ્રલ લાઇબ્રેરીને સિરનામે મોકલી આપવા, અગર તે સંબંધમા પત્રવ્યવહાર કરવા લેખક બાઇબેનોને વિનંતિ કરવામાં આવે છે સ્મારક યોજના મુજબ સ્વીકારવાના ગ્રંથના છાપેલા પૃષ્ઠ દીઠ આઠ આનાથી એક રૂપિયા સુધીનો પુરસ્કાર આપવાની જોગવાઇ છે, જેની ઘટિત નોંધ લઇ પ્રકાશન માટેનુ લખાણ મોડામા મોડુ જુલાઇ માસની ૧૫ મી સુધીમા મંડળની ઑફિસે પહોચી જાય તે પ્રમાણે મોકલી આપવા વિનંતિ છે

C/o સેન્ટ્રલ લાઇબ્રેરી
વડોદરા
તા ૧૦-૬-૪૬

રામભાઇ કા. પટેલ
મંત્રી
વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૨૧ મું | ઑગસ્ટ-૧૯૪૬ | અંક ૮મો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

*સંયુક્ત પ્રાંતોની હિંદી પરિષદની છઠ્ઠી બેઠક ડૉ. અમરનાથ ઝાના પ્રમુખપણા હેઠળ વિલ્હાબાદમાં મળી હતી. પ્રમુખે પોતાના ભાષણમાં કૃત્રિમ ભાષાના સર્જન સામે વિરોધ ઉઠાવ્યો હતો. તે વખતે વંચાયેલ નિબંધો પૈકી, ડૉ. સુનીતિકુમાર ચેટરજીનો 'તાનસેન' ઉપરનો, શ્રી સીતારામ ચાતુર્વેદીનો 'અપભ્રંશ કવિતા' પરનો, શ્રી ઉદયનારાયણ તિવારીનો 'હિંદીમાં પરભાષાના શબ્દો' ઉપરનો અને રાયબહાદુર શ્રી નારાયણ ચાતુર્વેદીનો 'સાહિત્ય-વિટપ' પરનો નિબંધ ખાસ ધ્યાન ખેંચતા હતા.



*વ્રજ સાહિત્ય મંડળે તે જ સમયે ડૉ. રામપ્રસાદ ત્રિપાઠીના પ્રમુખપદ હેઠળ સભા ભરી હતી. મંડળે વ્રજ ભાષા તથા વ્રજ સાહિત્યને પણ પ્રોત્સાહન આપ્યું છે. તે વખતે અંતકડીની હરીફાઈ કરવામાં આવી હતી. તે બહુ રસિક થઈ પડી હતી.



*હિંદી લેખકોના હિતના રક્ષણાર્થે ગયે વર્ષે રાષ્ટ્રકવિ મૈથિલીશરણ ગુપ્તના પ્રમુખપણા હેઠળ, અલ્હાબાદમાં સાહિત્યકાર સંસદની સ્થાપના કરવામાં આવી છે. શ્રીમતી મહાદેવી વર્મા તેના મંત્રી છે. સંસદ હિંદી લેખકોના પુસ્તકો પ્રગટ કરશે અને તેમને બની શકે તેટલું વધારે મહેનતાણું આપશે. તેમ કરતાં જે કંઈ નફો રહેશે તે લેખકોના હિતના ફંડમાં આપી દેવાશે. લેખકોના આરામ તથા અભ્યાસ માટે સંસદ આરોગ્યધામ બંધાવવાની યોજના કરી રહેલ છે. ગ્રંથસ્વામીત્વના કાયદાની સુધારણા માટે, લેખકો અને પ્રકાશકો વચ્ચેના સંબંધો વધારે સારા કરવા માટે અને લેખનકાર્ય વડે જ આજીવિકા ચલાવનારાની સ્થિતિ સુધારવા માટે પણ સંસદ કાર્ય કરશે.



*રૂા. ૨૦૦) નું યશોદા ચિંતામણિ ટ્રસ્ટ પારિતોષિક ચાલુ વર્ષે શ્રી ડબ્લ્યુ કે ભાવેને તેના પુસ્તક 'મુસલમાન યુગ પૂર્વે મહારાષ્ટ્ર' (બીજો ભાગ) માટે આપવામાં આવ્યું છે.



*કોલ્હાપુરની વિદ્યાપીઠ હાઈસ્કૂલના એક શિક્ષક શ્રી એ. પી. કુલકર્ણીને 'મરાઠી

કાવ્ય સમીક્ષા ' માટે રૂ ૨૫૦) નુ રાવ બહાદુર દાદોબા પાડુરંગ તરખડકર પારિતોષિક આપવામા આવ્યું છે.



*બોલગીરના કોશલ કલા મહામંડળે ' ચતુરંગ ' નામનું નવું ઉડિયા માસિક શરુ કર્યું છે



*પંજાબ વિશ્વવિદ્યાલયે મિ અને મિસિસ જગદીશ સિંઘને ' બાળકના શરૂઆતના વર્ષો ' નામક તેમના પુસ્તક માટે રૂા. ૧૦૦૦)નુ પારિતોષિક આપ્યુ છે.



*કર્ણાટકના સુપ્રસિદ્ધ નાટ્યલેખક કૈલાસમ્‌ને તેમની ૬૦ મી વર્ષગાઠ પર દેશભરમાથી અંજલિ અર્પવામા આવી હતી મહોત્સવ એક અઠવાડિયા સુધી ચાલ્યો હતો અને લેખકો, વિદ્વાનો તથા જનતાએ મોટી સખ્યામા તેમા ભાગ લીધો હતો. લોકોના ઉત્સાહના પૂરે વાર્ષિક ' કૈલાસમ્ મહોત્સવ ' ઉજવવાનુ નક્કી કર્યું છે.

પચીસ વર્ષો પહેલા કૈલાસમે મિત્રોની વિનતિથી પોતાનુ પહેલુ નાટક ",ટોલ્લુ ગટી " લખ્યુ તેનો કર્ણાટકમા ઠેર ઠેર સત્કાર થયો પછી તો તેના શ્રેષ્ઠ પુસ્તકો–કાનડી તથા અગ્રેજીમા સાઠથી વધારે નાટકો–એક પછી એક બહાર પડવા લાગ્યા

યુવાન કૈલાસમ્ ભૂસ્તરશાસ્ત્રી થવા માટે યુરોપ ગયા, અને ત્યા સાત વખત પ્રથમ વર્ગમા આવી ડીગ્રી મેળવી થોડો સમય તેમણે સરકારી નોકરી કરી, પરંતુ પછી કાનડી નાટકના ઉદ્ધાર અર્થે પોતાનો સમગ્ર સમય આપવા માટે તે છોડી દીધી. ' કૈલાસમ્ નાટ્યગૃહ ' સ્થાપવાની માગણીને સરસ ટેકો મળી રહ્યો છે કર્ણાટકની તેણે બજાવેલ સેવા માટે તેમને અભિનદનગ્રથ તથા થેલી આપવાની યોજના પણ વિચારાઈ રહી છે



*લગભગ પદર વર્ષ પહેલા પ્રોફેસર સાયો વી ફેગે શેક્સપીઅરના નાટકોનું ચીની ભાષામા ભાષાતર કરવાની શરૂઆત કરી હતી તેમના ભાષાતરનો પહેલો હપ્તો–' હેમ્લેટ ', ' મેકબેથ ', ' કીંગ લીઅર ', તથા ' ધી મર્ચન્ટ ઑફ વેનિસ ' જુન માસમા પ્રગટ થવાના હતા



*શ્રેષ્ઠ નવલકથા માટેનુ ' ધી મેક્સિકન પ્રેમિયોનેસિઓનલ ' 'નેમા એગ્રુરિટયાસ' નામક પુસ્તક માટે ફ્રાન્સિસ્કો રોજાસ ગોંઝાલેઝને આપવામા આવેલ છે આ પુસ્તક મેક્સિકોની ક્રાંતિગ્થાને લગતુ છે



*અમેરિકાના ' ધી સેટર્ડે રિવ્યુ ઑફ લિટરેચર ' તરફથી જાતિના સંબંધ ઉપર ૧૯૪૫ મા પ્રગટ થયેલ શ્રેષ્ઠ પુસ્તક માટેનું ૨,૦૦૦ ડૅાલરનુ એનિસ્ફીલ્ડ–વુલ્ફ પારિતોષિક વોલેસ સ્ટેગ્નરના ' વન નેશન ' તથા ' લુક 'ના તંત્રી તથા સેટ કલેર ડ્રેઇક તથા હોરેસ આર કેટનના ' બ્લેક મેટ્રોપોલિસ ' વચ્ચે વહેચી દેવામા આવ્યુ છે

—છોટાલાલ માનસિંગ કામદાર

• નિશાનીવાળી નોંધો ઇન્ડિયન પી ઇ એન. માથી લીધી છે.

## ૨૦૦૧નું બાલસાહિત્ય[૧]

### ઉડતી નોધનો એક પત્ર[૨]

પ્રિય ભાઈશ્રી,

આ વર્ષે મેં તમને ખૂબ રાહ જોવરાવી. વર્ષ પૂરું થયા પછી લગભગ દશ મહિને આ પત્ર તમને લખુ છું પણ તેમા સજોગો પર હુ દોષ ઢોળી દઉં તો જ તમારા ઠપકાને પાત્ર ન બનું ! જો કે તત્રીશ્રી તો અવારનવાર તાકીદ કર્યા કરતા જ હતા, પણ આજ સુધી લખવાનો યોગ આવ્યો જ નહિ.

આવા પત્રો તમને લખવાની શરૂઆત વર્ષો પહેલા થઇ તેનો એક હેતુ એ હતો–અને હજુ પણ છે–કે દૂર દૂર બેઠેલા તમને અહીં દેશમા પ્રગટ થતા બાનસાહિત્યનો ખ્યાલ આપવો, અને તેથી આ પત્રમા પ્રગટ થયેલ પુસ્તકોની વિગત તથા કઇક અશે સાર મળી આવે તેવી પહેલેથી જ ધારણા છે પુસ્તકોનું બારીક અવલોકન કરી તેના પર ટીકા કરવાનો મારો હેતુ હતો નહિ તેમજ નથી આજે પણુ એટલે કોઇ ભાઇને આ પત્ર ટાયલા જેવો લાગતો હોય તો તેમા મને નવાઇ નહિ લાગે. જો આમાથી મળતી વિગતો કોઇને ઉપયોગી થતી હોય તો મારી મહેનત કઇક અશે સફળ થયાનુ માનીશ તથા 'પુસ્તકાલય'માં તે પ્રગટ કરાવતો રહીશ જો તેમ નહિ જણાય તો પત્રનું મૂળ ખાનગી સ્વરૂપ ચાલુ રહેશે.

શ્રી નાગરદાસ પટેલે બાલસાહિત્યના નવા પુસ્તકો ઠીક પ્રમાણમા પ્રગટ કર્યાં છે પુનર્મુદ્રણોની સખ્યા પણ ઘણી મોટી છે. તેમના તરફથી ચાલતી 'બાલવિનોદ ગ્રંથાવલિ'મા પાચ પુસ્તકો પ્રગટ કર્યા છે પાને પાને ચિત્રો અને મોટા અક્ષરો એ આ ગ્રથમાળાની વિશિષ્ટતા છે. '**અધેરી નગરી**'મા દલપતરામની 'અધેરીનગરી'ની કવિતાની પ્રચલિત વાત ગદ્યમા આપી છે. '**સોનાકુમારી**' તથા રીંછરીંછણની વાત બાળકોને ગમી જાય તેવી છે. '**ઇન્દુબાલ**'ની વાતમા રેશમી કાપડની ઉત્પત્તિની વાત છે તથા તે જ પુસ્તિકામા આપેલ બીજી વાત 'મીનીમાશી'મા બિલાડાએ ગરુડ તથા ભૂડણના ભોળપણનો લાભ કેવી રીતે લીધો તેની વાત છે. '**ચકલીના ઇંડા**' સપનુ બળ બતાવે છે ત્યારે તેમા જ આવેલી બીજી વાત 'કાગડાની જાત' કાગડાનો કુદરતી દુષ્ટ સ્વભાવ બતાવે છે '**બીકણ સસલી**'મા બીકથી રજનુ ગજ કેમ થાય છે તે, તથા તેમા જ આવેલ 'ઈટની ઉત્પત્તિ'મા ઈટ કેવી રીતે ઉત્પન્ન થયુ તે તથા '**અજાણ્યો મિત્ર**'મા અજાણ્યા ઉપર વિશ્વાસ ન રાખવાનુ સમજાવેલ છે

શ્રી. પટેલ તરફથી ચાલતી બાલવિનોદમાળામા '**હસા**' પરીકથા છે '**વાલિયો**' અગ્રેજી લોકકથા પર રચાયેલ બહારવટિયાની વાત છે અને તેમા બહારવટિયા શરવીર હોવા

૧ દક્ષિણ આફ્રિકાવાસી મિત્રને લખાયેલ પત્ર

૨ હમેશા મુજબ આ પત્રમા કિશોર સાહિત્યનો પણ સમાવેશ થાય છે

સાથે કેવા દિલાવર તથા નીતિમાન હોય છે તે બતાવેલ છે 'વામનજી' પણ એક પરીકથા છે અને સાવકી માતાની અદેખાઇ કેવી નિષ્ફળ જાય છે તે બતાવે છે

'બાલજીવન'વાળા શ્રી રમણલાલ શાહે '**હાસ્યવિનોદ પુસ્તકમાળા**' નામથી એક નવી શ્રેણિ શરૂ કરી છે દશ ચોપડીઓના આ ગુચ્છની કિંમત રૂા ૩-૧૨-૦ રાખી છે આ ગુચ્છ પૈકી કેટલીક પુસ્તિકાઓની સમાલોચના આગલા વર્ષોમા લેવાઇ ગયેલ છે નવી બહાર પડેલી પુસ્તિકાઓને આપણે ટૂંકમા જોઇએ

'**હાસ્યગંગા ભાગ ૩**'મા શ્રી. રમણલાલ શાહે આગલા બે ભાગોની માફક રમુજી ટુચકાઓનો સંગ્રહ કર્યો છે. બધા ટુચકાઓ ઓછાવત્તા અંશે હાસ્ય ઉત્પન્ન કરાવે તેવા છે. '**ફતિયો**' એ ફત્તેહખાન નામના દરજીના ભાગ્યયોગથી થયેલ પરાક્રમના વર્ણનની નોંધ છે.

રાજકોટના **કિતાબઘરે** અંગ્રેજીમા બાલસાહિત્ય પ્રકાશન કરવાની શરૂઆત કરી છે સુંદર રૂપરંગવાળી, અંગ્રેજી પ્રકાશનને ટક્કર મારે તેવી શ્રી નાગરદાસ પટેલની '**ઇન્ડિયન ફેરી ટેલ્સ**' પ્રગટ કર્યા પછી પાચ રૂપિયામા દશ અંગ્રેજી પુસ્તિકાઓ ઉપરાત એક ભેટ પુસ્તક પ્રગટ કરવાની તેની યોજના છે આ '**ચિલ્ડ્રન્સ ઓઉન લાયબ્રેરી**' (બાળકોનુ પોતાનુ પુસ્તકાલય) શ્રેણિમા ચાર પુસ્તિકા બહાર પડી ચૂકી છે અને આ છપાશે ત્યા સુધીમા તો બીજી વધારે બહાર પડી હશે '**સુંદરની દીવાળી**'મા દીવાળી વખતે સુંદરને બેન ન હોવાની ખોટ સાલે છે અને છેવટ વૈકુંઠમાથી લક્ષ્મીજી તેના બેન થઇને આવે છે '**ગોલ્ડ માઈન**' (સોનાની ખાણ) નાગરદાસ પટેલે લખેલ છે તેમા મીઠુ મિયા ધુતારાઓને પણ કેવી રીતે છેતરી જાય છે તે બતાવેલ છે. 'ધી વિટિ બાર્બર' (મશ્કરો હજામ)માં ધનિયા હજામની વાત આપેલ છે 'ધી એમ્પરર્સ પોએટ' (શાહી કવિ) શ્રી. કે આર. રાવે લખેલ છે અને તેમા દક્ષિણહિંદના બીરબલ ગણાતા તેનાલીરામની વાતો આપવામા આવી છે

કોઇ પણ ગુજરાતી પ્રકાશક આવા સુંદર અને સુઘડ અંગ્રેજી પ્રકાશનો કરે તે ગર્વ લેવા જેવી વાત છે

શ્રી ભારતી સાહિત્ય સંઘ લિમિટેડે કિશોર ગ્રંથાવલિ દ્વારા ચાલુ વર્ષમા ૭ પુસ્તિકાઓ પ્રગટ કરી છે, જાણીતા લેખકો નિરંજન વર્મા તથા જયમલ્લ પરમાર આ પુસ્તિકાઓના લેખકો છે. '**ચૌબોલારાણી**'મા ચાર રાજસ્થાની કથાઓ 'ચૌબોલારાણી' 'ચાર ભાઇબંધ' 'બે ચોર' તથા 'નિસાસાનુ કારણ' આપવામા આવેલ છે '**દોલત પરી**'મા પંજાબની લોકકથાઓ 'દોલતપરી' 'ઇસર અને કાનીસર' 'ચસ્માપરી' તથા '**સૌથી** મીઠુ શુ ?' આપવામા આવેલ છે.

'**સોના પદમણી**'મા બુંદેલખંડની પાચ કથાઓ 'સોના પદમણી' 'બુદ્ધિ બડી કે પૈસા' 'ધુતારાની દીકરી' 'વાસુકિ નાગનો મણિ' તથા 'ચકવી રાણી' આપવામા આવી છે, આ ત્રણે પુસ્તિકાઓ 'પરીકથા-ખંડ ૧'ના શીર્ષકથી એકત્ર પણ પ્રગટ કરવામા આવી છે.

'**નાગકુમારી**'મા બંગાળની લોકકથાઓ-'નાગકુમારી', 'ઓપરીનો પોકાર'

'ચ પકકુમાર' તથા 'અખૂટ હાડલી' 'નીનમણિ'મા પણ બગાળની લોકકથાઓ 'નીનમણિ' 'કળાવતી રાજકન્યા' 'પરવાની શોધ' તથા 'રાજા ને ગોવાળ' તથા '**ફૂલવતી**'મા કાઠિયાવાડની લોકકથાઓ 'ફૂલવતી' 'વનવીર' 'સુજાવાવ' તથા 'ગોડી નદી' આપવામા આવેલ છે આ પુસ્તિકાઓ 'પરીકથા ખડ ૨'ના શીર્ષક હેઠળ પણ પ્રગટ થઈ છે. આવી રીતે દેશદેશની કથાઓ આપવાનો આ પ્રયાસ અતિ સ્તુત્ય છે વર્ષો પહેલા 'ગુજરાતી' પ્રેસે 'ભાગ્ત લોકકથા'ના ૮–૯ ભાગ પ્રગટ કરી આવી કથાઓ પ્રચલિત કરી હતી. આ ભાગો અત્યારે ઉપલબ્ધ છે કે કેમ તેની માહિતી નથી

વડોદરા તથા મુબઈની હવે તો સારી રીતે જાણીતી થઈ ગયેલ પ્રકાશન સસ્થા 'જીવન સાહિત્ય મન્દિર' પણ બાલસાહિત્ય પ્રગટ કરવા માડયુ છે શ્રી ગોવિદભાઈ ઠાકરકૃત '**વનવગડાની વાતો**'મા પશુજીવનની સાત વાતો આપેલી છે, શ્રી જીવરામ જોશીકૃત '**ભગવાનની ભેટ**'મા પાચા પટેલ બીજાની મશ્કરી કરવા જતા કેવા બની જાય છે તેની વાત છે. બકોર પટેલની વાત જેવી વાત લખવાનો લેખકનો આ પ્રયત્ન છે અને તેમા પાચા પટેલના બદલે પાન ૩૭ પર બકોર પટેલનુ નામ પણ છપાઈ ગયુ છે લાભુબેન મહેતાકૃત '**પંદર દિવસનો પ્રવાસ**'મા દિલ્હી, આગ્રા, લાહોર, અમૃતસર, તથા કરાચીના પ્રવાસનુ અને ત્યાના જેવા જેવા સ્થળોનું વર્ણન છે. કુસુદ શેઠકૃત '**પલ્લવી**'મા નવ નાની વાતો છે લાભુબેન મહેતાકૃત '**પ્રેમમૂર્તિ કસ્તુરબા**' અત્યાર સુધી પ્રગટ થયેના કસ્તુરબાના જીવનચરિત્રોમા સારો સરખો ઉમેરો કરે છે

**એવો પ્રકાશક વાચકજનતાનો મહાન શત્રુ છે.**

આ લેખકનુ નામ જાણીતુ છે, એ 'ચલણી સિક્કો' છે, એના નામે જે કાઇ આવશે તે ચાલશે, અથવા આ પ્રસગ મહાન છે એટલે તેને લગતુ ગમે તેવું સર્જન બજારમા ઉંચકાઈ જશે, એવી મનોદશા સેવતો પ્રકાશક વાચક-જનતાનો મહાન શત્રુ છે, એટલું જ નહિ પણ ઉમદા ભાવોથી ઉજ્જળ બનેલા આ વ્યવસાય માટે પણ આ પ્રકારનો પ્રકાશક કલંકરૂપ છે. પ્રકાશકે પોતાની જવાબદારી સમજવી જોઇએ સામાન્ય વાચકને ગમી જાય છે એટલે જ આવી હલકી ચીજો આપ્યે રાખો એ ખ્યાલ ભ્રામક છે. પુસ્તક વિક્રેતાના વ્યવસાય માટે ભવિષ્યમા ભારે આફત ઉભી કરનારો છે

જે. ડોનાલ્ડ આડમ્સ

"ન્યુયોર્ક ટાઇમ્સ બુક રિવ્યુ"

શ્રી આર આર ગોડે દક્ષિણામૂર્તિએ પડતી મુકેલ ટારઝનની વાતના ચારથી દશ ભાગો પ્રગટ કરીને ગુજરાતીમાં આ વાત પૂરી ઉતારી છે શ્રી રસૂલભાઈ વહોરાકૃત '**બાદશાહ જહાંગીર**'મા તે બાદશાહ સંબધી વણી જાણવા જેવી વાતો મળી આવે છે '**મૂછાળી મા**' પ્રગટ કરીને લેખકે તથા પ્રકાશકોએ ગિજુભાઈ પ્રત્યેનુ ઋણ અદા કર્યું છે બાળસાહિત્ય વાટિકા મડળ 'બીજાની તેનાથી' શરૂઆત થાય તે બહુ ઇષ્ટ ગણી શકાય રામાયણના પાત્રો પૈકી બાકી રહેલ શ્રી નાનાભાઈકૃત '**રામચદ્ર**' મોડુ પણ પ્રગટ થયુ છે, પણ તેનો બદલો પુસ્તક દળદાર બનાવીને લેખકે વાળી આપ્યો છે. નાનાભાઈના બીજા પુસ્તકોની માફક આ પુસ્તકમા પણ ઠેરઠેર મૌક્તિકો મળી આવે છે

ભાવનગરના સરસ્વતી પ્રકાશન મંદિર તરફથી શરૂ થયેલ માળામા 'સર્પયજ્ઞ' પ્રગટ થયેલ છે તેમા શ્રી મધુરે 'ગરુડ'ની જીવનકથા વર્ણવી છે.

વડોદરાના પુસ્તકાલય સહાયક સહકારી મંડળે સ્વ. ભાઈલાલ વ્યાસ સ્મારક ગ્રંથમાળાના પહેલા પુસ્તક તરીકે 'ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ' પ્રગટ કરેલ છે. શ્રી બબલભાઈ મહેતાનુ નામ ગ્રામસેવક તરીકે જાણીતુ છે પોતે થામણા ગામમા જે ભીંતપત્રો લખતા હતા તે પ્રગટ કરવાનો આગ્રહ થતા તે પ્રકાશન પામ્યા છે માત્ર ગ્રામસેવકોને જ નહિ પરંતુ શહેરમા રહી સામાજિક કામ કરનારને પણ આમાથી ઘણુ શીખવાનુ મળી આવશે.

સ્વ. મોતીભાઈ અમીન સ્મારક ગ્રંથમાળાના ત્રીજા પુષ્પ તરીકે શ્રી. પટવર્ધનકૃત મરાઠીમા લખાયેલ પુસ્તકનો 'અમારી ઇન્દુનુ શિક્ષણ'ના નામથી અનુવાદ પ્રગટ થયો છે બાળકેળવણીમાં રસ ધરાવનાર દરેક વ્યક્તિને આ પુસ્તક ઉપયોગી થઈ શકશે *

મેસર્સ એન એમ ઠક્કરની કુ તરફથી '**બુદ્ધિનો બાદશાહ**' તથા '**ચતુર સુજાણ**' બહાર પડેલ છે તેમના તરફથી ગયે વર્ષે બહાર પડેલ '**બીરબલની ચિત્રમય બાલવાર્તા**'મા ન આવેલ બાકીની વાર્તા તથા ટુચકા આ પુસ્તકમા આપેલા છે એ રીતે અકબર બીરબલની બધી વાતો બે પ્રકાશનોમા પૂરી થતી જણાય છે. 'ચતુર સુજાણ' લખીને જાણીતા લેખક શ્રી મોહનલાલ ધામીએ બાળસાહિત્યના ક્ષેત્રમા પ્રવેશ કર્યો છે આ પુસ્તકનું નામ તેમાં આપેલ પહેલી વાત 'ચતુર સુજાણ' ઉપરથી રાખવામા આવ્યુ છે 'ચતુર સુજાણ' બીરબલની એક વાત છે આ ઉપરાત 'બે ચોર', 'બાપથી સવાયો', 'માયાની તુંબડું' 'જાદુઈ દિવાસળી' તથા 'દવલી દીકરી' એમ પાંચ વાતો આપેલી છે. બન્ને પુસ્તકો મોટા અક્ષરોમા છાપેલા હોઈ નાના બાળકોને પણ વાચવા ગમે તેવા છે

આજ પ્રકાશકોએ શ્રી. આનંદકુમાર ભટ્ટકૃત '**બુદ્ધિવિલાસ**' પ્રગટ કરેલ છે, તેમા સમસ્યા, કોયડા, ઉખાણા, સમપણના ભેદ, પ્રહેલિકા, પ્રશ્નોત્તર વગેરે સમજને કસોટીએ ચડાવીને આનંદ આપે તેવી પુષ્કળ બાબતો આપી છે ગુજરાતી ભાષામા આવા પ્રકારનુ આ પહેલુ જ પ્રકાશન છે અને તે માટે પ્રકાશકો ધન્યવાદને પાત્ર છે અલબત્ત, તેની કિંમત આકરી છે '**કુમારકથાઓ**'માં શ્રી. રમણલાલ સોની કૃત સાત વાતો છે. એક સિવાય બધી 'કુમાર' કે 'કિશોર'મા પ્રગટ થઈ ગઈ છે માસિકોનાં પાનામા જ વાતોને ન પડી રહેવા દેતા તેને ગ્રંથસ્થ કરી તેથી વાંચકોના વિશાળ સમૂહને તેનો લાભ મળશે.

પ્રકીર્ણ પ્રકાશનોમા શ્રી પ્રફુલ્લ ઠાકોર કૃત '**શ્રીરામકૃષ્ણ**' ( કિશોરો માટે )ની ત્રીજી આવૃત્તિ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયે પ્રગટ કરી છે

આ સિવાય બીજાં પ્રકાશનો પણ હશે, પરંતુ તે જાણવામાં કે જોવામા આવ્યાં નથી

—છોટાલાલ માનસિંગ કામદાર

* "ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ" તેમજ "અમારી ઇન્દુનુ શિક્ષણ" એ બન્ને પુસ્તકોને બાલસાહિત્ય કે કિશોરસાહિત્યમા સ્થાન આપવુ અસ્થાને છે, કારણ કે એ બાલભોગ્ય ( કદાચ કિશોરભોગ્ય હશે ) ન જ લેખી શકાય —તંત્રી

## પરિશિષ્ટ

### બાલવિનોદ કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇનાં પુસ્તકો

બાળાસેટ　　　　(૧) અંકલેખન

બાલવિનોદમાળાનાં પુસ્તકો દરેકની કિંમત ૦-૪-૦

લેખક નાગરદાસ ઇ પટેલ

૧ હંસા　　૨ વાલિયો　　૩ વામનજી

બાલવિનોદ ગ્રંથાવલિના પુસ્તકો દરેકની કિંમત ૦-૬-૦

સંપાદક નાગરદાસ ઇ પટેલ

૧ અંધેરી નગરી　　૩ ઇન્દુબાલા　　૫ બીકણુ સસલા

૨ સોનાકુમારી　　૪ ચકલીના ઇંડા

### બાલજીવન કાર્યાલય, વડોદરા

| | | | |
|---|---|---|---|
| ૧ | હાસ્યગંગા ભાગ ૨ | રમણુલાલ શાહ | ૦-૮-૦ |
| ૨ | કૃતિયો | રમણુલાલ શાહ | ૦-૫-૦ |

### મેસર્સ એન એમ ઠક્કરની કું પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઇ

| | | | |
|---|---|---|---|
| ૧ | બુદ્ધિનો બાદશાહ | ( 'પ્રકાશમ્' રાવલ ) | ૨-૪-૦ |
| ૨ | ચતુર સુજાણુ | ( મોહનલાલ ધામી ) | ૧-૮-૦ |
| ૩ | બુદ્ધિવિલાસ ૧-૨ | ( આનંદકુમાર ભટ્ટ ) | ૫-૦-૦ |
| ૪ | કુમારકથાઓ | ( રમણુલાલ સોની ) | ૩-૦-૦ |

### શ્રી સયાજી બાલસાહિત્યમાળાનાં પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| જીવનચરિત્રો | | બલિરાજા | ૦-૬ | બેહુલા | ૦-૮ |
| વીર વનરાજ | ૦-૬ | હરિશ્ચન્દ્ર | ૦-૬ | દમયંતી | ૦-૮ |
| હેમચંદ્રાચાર્ય | ૦-૮ | ભગીરથ | ૦-૬ | અરુંધતી | ૦-૬ |
| ગુરુ ગોવિંદસિંહ | ૦-૮ | ચિંતામણિ | ૦-૬ | સાવિત્રી | ૦-૮ |
| બાણાવળી | ૦-૮ | ભીષ્મ | ૦-૬ | મીરાબાઇ | ૦-૬ |
| એકલવ્ય | ૦-૬ | રામાનુજ | ૦-૬ | પ્રવાસ | |
| ચંદ્રહાસ | ૦-૬ | અષ્ટાવક્ર | ૦-૬ | આબુ | ૦-૬ |
| ચ્યવન | ૦-૬ | પરશુરામ | ૦-૬ | નર્મદા | ૦-૬ |
| માર્કંડેય | ૦-૬ | જાલંધર વૃંદા | ૦-૬ | સિદ્ધપુર | ૦-૬ |
| કર્ણ | ૦-૬ | પાર્વતી | ૦-૬ | વિજ્ઞાન | |
| વિશ્વામિત્ર | ૦-૬ | રૂક્મિણી | ૦-૪ | શોધખોળની વાતો | ૦-૮ |
| સુધન્વા | ૦-૬ | સતી | ૦-૬ | કુલ રૂા | ૧૩-૦-૦ |

દેશદેશની લોકકથાઓ ભાગ ૧-૬　લેખકો નિરંજન વર્મા, જયમલ્લ પરમાર

દરેક ભાગની કીં. રૂા ૧-૦-૦

૧ ભાગ પહેલો—ગૌડ બંગાળાની વાતો　　૪ ભાગ ચોથો—કાઠિયાવાડની વાતો

૨ ભાગ બીજો—ગૌડ બંગાળાની વાતો　　૫ ભાગ પાંચમો—રાજસ્થાનની વાતો

૩ ભાગ ત્રીજો—બુંદેલખંડની વાતો　　૬ ભાગ છઠ્ઠો—પંજાબની વાતો

## આર. આર શેઠની કું તરફનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧-૭ ટારઝન ભાગ ૪ થી ૧૦ | શંકર શાહ | દરેકની કિંમત ૦-૧૨-૦ |
| ૮ બાદશાહ જહાંગીર | રમુલભાઇ વોરા | ૦- ૮-૦ |
| ૯ મૂછાળી મા | ગિરીશભાઇ | ૦-૧૨-૦ |
| ૧૦ રામચંદ્ર | નાનાભાઇ | ૧- ૮-૦ |

## સ્વ ગિજુભાઇ સન્માન થેલી પ્રકાશનમાળાનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ ગિજુભાઇના પાઠો | ૦-૧૨-૦ | ૫ ખારેક ટોપરા | ૦- ૬-૦ |
| ૨ ઋતુઓના રંગ | ૦-૧૦-૦ | ૬ નવી વાતો | ૦-૧૦-૦ |
| ૩ વનસ્પતિપાઠો | ૦-૧૦-૦ | ૭ આફ્રિકાની સફર | ૦-૧૦-૦ |
| ૪ પ્રાણીપાઠો | ૦-૧૦-૦ | | |

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ-મુંબઇ તથા અમદાવાદ

કિશોર ગ્રંથાવલિના પુસ્તકો દરેકની કિં ૧-૦-૦

| | | |
|---|---|---|
| ૧ ચૌબોલારાણી | ૩ સોના પદ્મણી | ૫ નીલમણિ |
| ૨ દોલપતપરી | ૪ નાગકુમારી | ૬ ફૂલવતી |

## જીવનસાહિત્ય મંદિર-મુંબઇનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧ વનવગડાની વાતો | ૦-૧૦-૦ | ૪ પલ્લવી | ૦-૯-૦ |
| ૨ ભગવાનની ભેટ | ૦-૧૦-૦ | ૫ પ્રેમમૂર્તિ કસ્તુરબા | ૦-૬-૦ |
| ૩ પંદર દિવસનો પ્રવાસ | ૦-૧૦-૦ | | |

## પુસ્તકાલય સહાયક સ૦ મંડળ-વડોદરાના પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧ ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ | ૧-૮-૦ | ૨ અમારી ઇન્દુનું શિક્ષણ | ૨-૮-૦ |

## શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ

| | |
|---|---|
| ૧ રામકૃષ્ણ કિશોરો માટે | ૦-૮-૦ |

## શ્રી બાલજીવન કાર્યાલય-વડોદરા-નાં પુસ્તકો

પુનર્મુદ્રણો

| | | |
|---|---|---|
| ૧ બાળકોનું રામાયણ | ( ચોથી આવૃત્તિ ) | ૧-૦-૦ |
| ૨ હાસ્યરંગ ભાગ ૧ | ( ત્રીજી ,, ) | ૦-૬-૦ |
| ૩ હાસ્યરંગ ભાગ ૨ | ( ત્રીજી ,, ) | ૦-૬-૦ |
| ૪ આનંદ મંજૂષા | ( બીજી ,, ) | ૦-૧૨-૦ |
| ૫ મૂર્ખ મંડળ | ( ત્રીજી ,, ) | ૦-૮-૦ |
| ૬ કિશોર વાર્તાવલિ | ( બીજી ,, ) | ૦-૮-૦ |
| ૭ પનાકુમારી | ( બીજી ,, ) | ૦-૮-૦ |
| ૮ અટકચાળાં વાંદરા | ( ત્રીજી ,, ) | ૦-૮-૦ |
| ૯ વાઘણની બોડમાં | ( બીજી ,, ) | ૦-૮-૦ |

# બાલવિનોદ કાર્યાલયનાં પુનર્મુદ્રણો

**બાલવિનોદ ગ્રંથાવલિ**

બીજી આવૃત્તિ (૧) હાથીનુ નાક, (૨) સંગીતશાસ્ત્રી, (૩) ચિત્રલેખા, (૪) ત્રણ દિકરા

**બાલવિનોદમાળા**

દશમી આવૃત્તિ (૧) રતનિયો.
નવમી ,, (૧) મોતિયો, (૨) મણિયો
આઠમી ,, (૧) ઉંદર દેશ, (૨) ભૂરિયો, (૩) ભાણિયો, (૪) મરઘાભાઇ, (૫) પંડિતજી
સાતમી ,, (૧) ગગાગમ, (૨) ઉંધણુથી, (૩) કાનાધેલાં, (૪) ભમો.
છઠ્ઠી ,, (૧) લાલિયો, (૨) હેમલતા, (૩) રણધીર, (૪) સણુર, (૫) ગુંદરિયો, (૬) રાવજી, (૭) બાળવિનોદિની.
પાચમી ,, (૧) ચતુરો, (૨) સોણુલિયો, (૩) કાળિયો, (૪) મુબાઇ
ચોથી ,, (૧) અવઢા, (૨) બેલવાળો, (૩) કામમંત્રી, (૪) ધરતીમાતા, (૫) બાપના વેણ, (૬) ફુલારી, (૭) સોનાના પગલા, (૮) ગરવી ગુજરાત, (૯) વહેતિયો, (૧૦) લંકાની લાડી.
ત્રીજી ,, (૧) ધનિયો, (૨) ખટમોગરો

**અશોક બાલપુસ્તકમાળા**

સાતમી આવૃત્તિ (૧) રભાનુ રસોઇવર ખંડ ૧
છઠ્ઠી ,, (૧) મહારાષ્ટ્રનો મહારથી, (૨) ત્રણ તપેલા, (૩) શા માટે ? (૪-૫) રભાનું રસોઇવર ખંડ ૨-૩ (૬) અમારી વાર્તાઓ
પાચમી ,, (૧) ચીની વાતો, (૨) કેશુડા, (૩) રૂપીના બાગમાં, (૪) કુતૂહલ ખંડ ૧, (૫) મુદ્રારાક્ષસ, (૬) આપણા મિત્રો, (૭) વિજ્ઞાનવિહાર ખંડ ૧, (૮) ગમત ગીતો, (૯) અવળચંડો, (૧૦) ગણિતચમત્કાર, (૧૧) અજબ દુનિયા, (૧૨) સુંદરપુરી. (૧૩) નાની મોટી વાતો ખંડ ૧, (૧૪) નરવીર નેપોલિયન, (૧૫) ચિતાનો શિકાર, (૧૬) દગાબાજ દુશ્મન, (૧૭) અમારી વાર્તાઓ ખંડ ૩.
ચોથી ,, (૧) ગ્રામગીતો, (૨) સિકંદર, (૩) ફૂલગજરી, (૪) વિજ્ઞાન વિહાર ખંડ ૩, (૫) મીરાંબાઇ, (૬) ક્ષેમરાજ, (૭) ચોપગાની દુનિયા ખંડ ૧
ત્રીજી ,, (૧) પત્રપેટી, (૨) વિજ્ઞાનવિહાર ખંડ ૪, (૩) લેનિન, (૪) ગીતકથાઓ, (૫) કુતૂહલ ખંડ ૨, (૬) નીરૂની નોંધપોથી, (૭) વિજ્ઞાનવિહાર ખંડ ૫, (૮) વડવાઇઓ ખંડ ૧, (૯) હાસ્યતરંગ ખંડ ૨, (૧ ) પ્રવાસકથાઓ, (૧૧) કોણ કેમ શું ? ખંડ ૧, (૧૨) નવી નવાઇઓ ખંડ ૧, (૧૩) ચિત્રરેખા, (૧૪) ચોપગાની દુનિયા ખંડ ૧, (૧૫) હાસ્યતરંગ ખંડ ૩, (૧૬) સાગરની રાણી. (૧૭) નગીનાવાડી, (૧૮) લાલાનો બેળ, (૧૯) ચોપગાની દુનિયા ખંડ ૨, (૨૦) કોણ કેમ શું ? ખંડ ૨, (૨૧) ભારતકથાઓ, (૨૨) પોપણી
બીજી ,, (૧) ચોપગાની દુનિયા ખંડ ૩, (૨) પ્રેમાનંદ, (૩) હાસ્યતરંગ ખંડ ૫ (૪) બાપુનો દાયરો, (૫) શાણો શિયાળ, (૬) ભોગો

**શ્રી આર. આર શેઠની કાં. મુંબઇનાં પુનર્મુદ્રણો**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | હિંદુધર્મની આખ્યાયિકાઓ ભાગ ૨ | નાનાભાઇ | ( ત્રીજી આવૃત્તિ ) | ૧-૦-૦ |
| ૨ | શરશય્યા પરથી | ,, | ( ત્રીજી ,, ) | ૦-૧૨-૦ |
| ૩ | શ્રીકૃષ્ણ | ,, | ( છઠ્ઠી ,, ) | ૦-૧૦-૦ |

—છોટાલાલ માનસિંગ કામદાર

"એલા રામજી !"

"હાં, બાપુ."

"દિવાન અમણાં અહીંકણે બેઠા'તા, ને એટલામાં ક્યાં ગિયા ?" બાપુએ હોકો ગગડાવતાં ગગડાવતાં રામજીને પ્રશ્ન કર્યો.

*"હજી આટલામાં જ હશે, બાપુ તમારી જરા આંખ મિંચાણી, એટલે દિવાન સાહેબ ઊઠ્યા, કે—"*

"એલા જરા બોલતાં શીખ ! મારી આંખ શા હારુ મિંચાય ? મિંચાય નહિ તારી ! બોલતાં બોલતાં બહુ ફાટ્યો છે, કાં ? જે દિ મારી આંખ મિંચાશે, તે દિ તારે ભૂખે મરવા વારો આવશે, ઇનો તો કંઇ ખ્યાલ કર ! જા, દોડ દિવાનને બોલાવ્ય, દોડ !"

દિવાન હજી આઘે પહોંચ્યા નહિ હોય એમ સમજી રામજી દોડ્યો. દોડતાં દોડતાં ધોતિયું પગમાં ભરાયું એટલે બેત્રણ અગડિયાં ખાધાં, પણ સમતોલપણું જાળવી લેવાથી પડતો પડતો બચ્યો, એ જોઇ બાપુ હસ્યા ને પાછા હોકાની નળી મોમાં નાખી ધુમાડાના ગોટા કાઢવા લાગ્યા.

થોડી વારે રામજી હાંફતો હાંફતો પાછો આવ્યો અને તેની પાછળ દિવાન આવ્યા.

"કાં બાપુ ! મને યાદ કર્યો ?"

"હા દિવાનજી, આવો, બેસો મને કાંઇ યાદ આવ્યું એટલે તમને બોલાવ્યા. બેસો હમણાં કહું છું."

દિવાન બેઠા એટલે બાપુએ આંખો બંધ કરી હોકાનો ગડગડાટ ચાલુ રાખ્યો. લગભગ પાંચ મિનિટ આવી રીતે હોકાનો આસ્વાદ લીધા પછી તેમણે હોકાની નળી આઘી મૂકી અને દિવાન તરફ જોઇ કહેવા માંડ્યું "દિવાનજી ! મારો વિચાર એક નવો વેરો નાખવાનો છે."

"નવો વેરો ?" દિવાને મોઢું ફાડીને પૂછ્યું "વેરાથી આપણી પ્રજા કંટાળી ગઇ છે. જે વેરા છે તેનો બોજો જ તેમનાથી ઉઠાવાતો નથી, ને બીજો વેરો, બાપુ ?"

"હા. બીજો વેરો, આ વેરો એવો છે કે ઇ નાખ્યા વગર હાલે એમ નથી. તેના ઘણા ઘણા ફાયદા મને સમજાયા છે, દિવાનજી. તેથી મને લાગે છે કે ઇ વેરો આપણે એકદમ નાખી દેવાની જરૂર છે."

"કયો વેરો, બાપુ ?"

"વાચનવેરો."

"વાચનવેરો !" દિવાનના કપાળે કરચલીઓ પડી અને તેમનાં ચશ્માં નાક ઉપરથી ઊતરીને તેમના ખોળામાં પડ્યાં. ચશ્માં ઝટ ઉપાડી લઇ નાકે ચઢાવતાં તેમણે સવાલ કર્યો "એ કેવા પ્રકારનો વેરો, બાપુ ? જે કોઇ વાંચે એના ઉપર વેરો ?"

"એવું જ કંઇક, તમે સમજ્યા ને ! મારો વિચાર એવો છે કે વાંચવાના જે કંઇ સાધનો હોય ઇ સંધાય ઉપર વેરો નાખવો. ચોપડિયું, છાપાં, અઠવાડિકો, નિશાળોમાં

ચોપડિયુ ને એવુ એવુ જે કંઇ વાચવાનુ હોય, ઇના ઉપર આપણે રાજ તરફથી કર ઉઘરાવી લેવાનો ! ”

“ પણુ બાપુ ! આ તો ભારે થઇ જાય ! ”

“ કા ? ”

“ આપડે તો લોકોને લખતા વાચતા બનાવી દેવા જોયે આપડા ગજનો એકેએક ઇસમ લખતોવાંચતો થઇ જાય, તઇયે આપડી પ્રજા આગળ વધી કહેવાય એ વિચાર કરતા શીખે દુનિયાના સવાલોમાં રસ લેતી થાય અણુ બોમ્બ શુ છે, ને મુનો ફીયા એતરતુ ખોડીબારૂ છે તેની કોઇને હજી ગમ નથી, ત્યા તમે વાચનના સાહિત્ય ઉપર કર નાખો, તઇયે પ્રજામા વાચનનો શોખ જ કેવી રીતે પેદા થાય ? ”

જવાબમા બાપુ કટાક્ષભર્યું હસ્યા “ આટલા તમે હજી કાચા છો, દિવાનજી ! મે જોઇ જોઇને જોયુ છે કે આદમી જેમ જેમ વધારે ભણે છે તેમ તેમ ઇ આપડા માથાનો થતો જાય છે દેખાદેખી બીજા રજવાડાનું જોઇ જોઇને આપડા લાકે પણુ પ્રજામંડળ કે લોકસભાનુ તૂત ઊભુ કર્યું છે, ને માળા હવે ધારાસભાની માગણી કરે છે ! અમારા આટલા પ્રતિનિધિ જોયે ને અમારે અમુક છૂટછાટ જોયે ! ઇ સધુ શીખ્યા કયાથી ? ચોપડિયુ ને છાપા વાચી વાચીને ને ! મને તો ખાતરી થઇ છે કે રૈયત જેમ અભણુ તેમ ડાહી ને શાણી ! ..ઇ ..રામરાજ જેવુ હાલ્યા કરે ! આ તો માળાઓને રામરાજ જોયેછ, ને પાછું રાજાની સામે થવુ છ ! ”

“ જેવી બાપુની મરજી ” દિવાન કઇક વિચારમા પડી જતા બોલ્યા “ પણુ આપણે ઇ વેરો નાખશુ કેવી રીત્યે ? ”

“ ઇ બાબતનો વિચાર મે કરી રાખ્યો છે એક તો સધી લાઇબ્રેરીઉ ઉપર વેરો નાખવો લાઇબ્રેરીમા જઇને જે કોઇ ઇસમ ચોપડિયુ અગર છાપુ વાચવા લે, તે ઇસમ પહેલા ૧૦ ટકા વાચનવેરો ચૂકવીને પછી જ વાચવા માડે ! તઇ લાયબ્રેરીવાળો હોય ઇવડા ઇનેજ ઇ કામ સોપવાનુ. એક રજીસ્ટર રાખે, તેમા ઇસમવાર નોંધ રાખે, ને તેની કનેથી વેરાના પૈસા રોકડા વસુલ કરી, તેને વાચવા વાસ્તે છાપા કે ચોપડિયુ આપે ”

“ પછી ? ”

“ આપડા રાજમા જેટલા છાપા પારકી હદમાથી આવે, તે દરેક છાપાં પર ૧૦ ટકાનો વેરો છાપા મગાવનારો ચૂકવી આપે ! ”

“ આ તો છાપાવાળા મરી જાય, બાપુ ! ” દિવાન બોલ્યા

“ ઇ આપડે જોવાનુ નથી માળાઓએ રૈયતને ઓછી ફટવી છે ? ! ઇ તો ઇ જ દાવના છે ! ”

“ ભલે. પછી બીજી કેવી રીતે વેરો લેવાનો ? ”

“ પછી આપડા રાજની અદર કોઇ છાપુ કાઢતુ હોય, તો તે કુન વેચાણુ પર ૧૦ ટકા વેરો ભરી દે ”

“ છાપનારોય વેરો ભરે ને વાચનારોય વેરો ભરે ? ઇ તો ભારે થઇ જાય, બાપુ ! પાચ આદમી છાપુ વાચે, તો રાજમા તો પાચેય જણુ પાસેથી વેરો આવે ! ”

" ઇનુ નામ જ વાંચન વેરો ! એક જણુ વેરો ભરે ને પાંચ જણા મફતમાં વાંચે, ઇ તે કઇ બનતુ હશે ? ને પછી તમામ ચોપડિયુ પર પણુ વેરો લેવાનો છાપનાર, મગાવનાર, ને વાચનાર, દરેક અદમી વેરાને પાત્ર બને. "

" ત્યંયે આપનું કહેવું ઇમ છે કે એકે એક વાંચનારો વેરો ભરીને જ વાંચે ને વાચન છાપનાર, મંગાવનાર ને વેચનાર પણ વેરો ભરીને પછી જ પોતાનો ધધો કરી શકે "

" હવે સમજ્યા ઇ સાચુ ! " બાપુ હસીને બોલ્યા· " આની અદર નિશાળની ચોપડિયુ પણ આવી જવી જોયે, હ કે ? "

" નિશાળની ચોપડિયુ ? " દિવાને આશ્ચર્યથી પૂછ્યું " ભણુતરને તો માફી આપવી જોયે ને, બાપુ ? "

" તમે ય શુ દિવાનજી ! ભટ ભણે છે કે ટીપણા ફાડે છે ? ઇ માળા ભણી ભણીને પાછા પાચ દસ વરસે રાજની સામે જ માથુ ઊંચકવાના ! ઇ હાટુ ભણુતરની ચોપડિયુ પણ વેરામા આવી જવી જોયે ! "

અત્યાર સુધી ચુપકીથી સાભળી રહેલો રામજી વચ્ચે બોલી ઊઠ્યો " તી હે બાપુ ! ઓલ્યા સિનેમાવાળા હેન્ડબીલુ છાપી છાપીને વહેચ છ, ઇના પર પણુ વાચનવેરો ખરો કે ? "

થોડી વાર વિચાર કરી, મૂછે વળ દઇ બાપુ બોલ્યા " ઇને વેરામાથી બાકાત રાખશુ "

" બીજી કઇ કઇ ચીજો બાકાત રાખવાની, બાપુ ? " દિવાને પ્રશ્ન કર્યો

સહેજ વિચારને અતે બાપુ બોલ્યા " સિનેમાના હેન્ડબીલુ ઉપરાત વેપારીઓ પોતાના માલને હાટુ હેન્ડબીલ છપાવે ઇ વેરા વગર વાચવાની છૂટી. આ ઉપરાત દુકાનોના નામના પાટિયા ને ભીંત્યુ પર કઇ લખાણુ લખેલું હોય, ઇ વેરો ભર્યો વગર વાચવાની છૂટ રહેશે પણુ એટલુ ખરૂ કે ઇ લખાણુ આપડા સેન્સર ખાતાની કને મજુર કરાવવુ જોસે હવે બરાબર સમજી ગયા ને ? "

" હા બાપુ "

" તઈયે હવે જાઓ, ને કાયદાનો મુસદ્દો ઘડી કાઢો "

આમ કહી દરબારે પગ લાબા કર્યા અને હોકાની નળી મોમા મૂકી દમ ખેચવા માડ્યો.

" એલા, દેવતા ઓલવાઇ ગીયો છ ! "

" ઇ તો ઓલવાઇ જ જાય ને, બાપુ " રામજી બે હાથ જોડી બોલ્યો

" તી એસા મારે અટાણે દેવતા જોઇએ તો મને ના મળે એ કેવુ ? દિવાનજી ! આનો પણુ બંદોબસ્ત કરાવજો ચોવીસે કલાક મારે દેવતા તૈયાર જોયે હું જે ઘડી હોકો માગું તે ઘડી દેવતા હાજર જ હોવો જોયે ઇ હાટુ જોયે તો ચાર આદમી જુદા જ રાખો બે દા'ડે ને બે રાતે દેવતા સાચવ્યા જ કરે, ને ઓલવાય તો સળગતો રાખ્યા કરે આવુ અધેર કઇ હાલે ? "

" ભલે, બાપુ " કહી નમન કરીને દિવાન જાય છે રામજી ચલમ ઉપાડી દેવતા નાખવા જાય છે દરમ્યાન બાપુ ગાદી ઉપર લબાવે છે *

* " ગુજરાતમિત્ર "માંથી



**૧. નાના હતા ત્યારે**—લેખક શ્રી ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, પ્રકાશક આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૧૬૦+૮, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂંઠું. મૂલ્ય રૂ અઢી

ડૉકટર હરિપ્રસાદ નજરે જોનારને જેટલા ગંભીર જણાય છે, તેટલા જ બલ્કે તેથી વધુ રમુજી પણ છે એમની કટાક્ષવાણી અવારનવાર આપણા સાહિત્ય સામયિકોમા પ્રકટ થાય છે. એવી જ રમૂજભરી શૈલીએ ડૉકટર સાહેબે એમનુ બાળપણ આ પુસ્તકમા આલેખ્યુ છે

આ પુસ્તકનો ઘણો ભાગ " બાલમિત્ર " અને " કુમાર "મા પ્રસિદ્ધ થયો છે એટલે એ સામયિકો વાચનારાઓથી એ અછતો ભાગ્યે જ હશે

મૂળે બાળકો–કિશોરોને પોતાના બાલસ્મરણો આપવા લખાયેલ આ પ્રાસંગિક આત્મકથા મોટાઓ પણ વાચશે તો તેમને પણ ડૉકટર સાહેબના બાળપણના વૈવિધ્યભર્યા જીવનપ્રસંગો જાણવા મળશે અને આજના આમલી હરોળના એ દેશસેવકનું બાલજીવન કેવુ વીત્યુ છે તે તેમ જ તત્કાલીન તેમની આસપાસના વાતાવરણનો ખ્યાલ પણ આવશે પુસ્તકાલયો અવશ્ય પોતાને ત્યા વસાવી લે.

**૨. સુભાષના સેનાનીઓ**—લેખકો નિરંજન વર્મા, અને જયમલ્લ પરમાર. પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ ભીમરાજ બિલ્ડિંગ, કાલબાદેવી, મુંબઇ ૨ ક્રાઉન કદના પૃષ્ઠ ૨૩૨, સચિત્ર આચ્છાદન સહિત પાકુ પૂંઠુ, મૂલ્ય રૂ ૩–૦–૦

આઝાદ સેનાનાયકોનો ઐતિહાસિક ખટલો ચાલી ગયા પછી, એ સેનાનાયકોની જીવનકથા વિષે જનતાને કઇક જાણવાની જિજ્ઞાસા જાગે એ સ્વાભાવિક છે એ જિજ્ઞાસાને પરિતૃપ્ત કરવા પ્રકાશકે આ પુસ્તકમા એ સેનાના નાયકો મેજર જનરલ શાહનવાઝ, કર્નલ પ્રેમકુમાર સહગલ, અને કર્નલ ગુરુબક્ષસિંહ ધીલો, એ ત્રણેની પરિચયાત્મક કથા આ પુસ્તકમા આપી છે

લેખકો આપણા સાહિત્યના ઉત્સાહી લેખકો હોઇને એમની પ્રાણવાન શૈલીએ આ ત્રણેય નરવીરોની જીવનકથા રજૂ કરાઇ છે પુસ્તકમા ત્રણેય વીર યોદ્ધાઓનાં જીવનકથાનકો, તેઓ આઝાદ સેનામા જોડાયા ત્યારથી તેમના પર ચાલેલા ઐતિહાસિક મુકદમા સુધીના જીવનપ્રસંગો વણી લેવાયા છે

આ ત્રણેય વીર સૈનિકોની જીવનઝરમર અને એમના વીરતા, ત્યાગ તેમ જ આત્મસમર્પણના પ્રેરક બાનીમા અપાયેલ વર્ણન અવશ્ય વચાવવા યોગ્ય છે દરેક પુસ્તકાલયમા આવા પ્રેરણાપ્રદ પુસ્તકો હોવા ઘટે

**૩. રવિવંદના**—સંપાદક ગુજરાતી સંસદ, શાંતિનિકેતન, પ્રાપ્તિસ્થાન, કદ, પૂઠો, ઉપર પ્રમાણે મૂલ્ય રૂ ૨–૮–૦

કવિવર ટાગોરની પુણ્ય સ્મૃતિમા શાંતિનિકેતનની ગુજરાતી સંસદે એક સ્મારક ગ્રંથ પ્રસિદ્ધ કરવાની યોજના કરેલી. તદનુસાર, કવિવરના જીવનપ્રસંગો, એમની બાની તેમ જ એમને લગતા પ્રશસાલેખો કાવ્યો ગુજરાતી લેખકો પાસેથી મેળવીને આ ગ્રંથ પ્રસિદ્ધ કરાયો છે એના પહેલા ખંડમા આપણા ગણ્યમાન્ય લેખકો કાકા કાલેલકર, શ્રી. મગનભાઈ દેસાઈ, શ્રી સુન્દરમ્, પાઠક, ઉમાશંકર જોષી વગેરેએ લખેલ કવિવરના કેટલાંક જીવનપૃષ્ઠોને ખુંતા કરતા લેખો છે, ત્યારે બીજા ખંડમા ગુર્જર કવિઓના તદ્વિષયક કાવ્યો સંગ્રહાયા છે. અને છેલ્લા ત્રીજા ખંડમા, કવિવરને અપાયેલ નિવાપાઞ્જલિઓ છે

કવિવર ટાગોરને અર્પાયેલ અર્ઘ્યરૂપ આ પુસ્તક, એમના જીવન-કવનનો પરિચય પામવા માટેનુ એક ઉત્તમ સાધન કહી શકાય આવી સાહિત્યકૃતિ કવિવરના અભ્યાસીઓ માટે પુસ્તકાલયોમા સુખે સંગ્રહાય.

**૪. બુદ્ધ અને મહાવીર**—ચોથી આવૃત્તિ લેખક શ્રી કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, પ્રાપ્તિસ્થાન કદ ઉપર પ્રમાણે પૃષ્ઠ ૧૦૬, સાદુ પૂઠું, મૂલ્ય ૧-૦-૦

શ્રી કિશોરલાલભાઈએ લખેલુ આ પુસ્તક ભાગ્યે જ કોઈ શિષ્ટ સંસ્કારી વાચકથી આજે અજાણ્યું હશે છેલ્લા કેટલાક વખતથી એ મળતુ નહોતુ આજે એની આ નવી આવૃત્તિ પ્રસિદ્ધ થતાં હવે એ સુલભ બન્યુ છે જે પુસ્તકાલયોમા એ જીર્ણ અવસ્થામા હોય તેઓ પોતાને ત્યા આ નવી આવૃત્તિ વસાવી લે.

**૫. દ્વિરેફની વાતો**—( ભાગ પહેલો ) પાચમી આવૃત્તિ, લેખક શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક, પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે ક્રાઉન કદના પૃષ્ઠ ૨૧૬, પાકુ પૂઠું, મૂલ્ય રૂા અઢી

સફળ વાર્તાકાર તરીકે આપણા સાહિત્યમા જાણીતા શ્રી પાઠકની તેમણે ' દ્વિરેફ ' ઉપનામથી લખેલી ટૂંકી વાર્તાઓના સંગ્રહની આ પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે. એનાં અવલોકનો-વિવેચનો આપણાં સામયિકોમા અગાઉ આવી ગયા છે ટૂંકી વાર્તાઓના રસિયાઓ માટે જે પુસ્તકાલયમા એ ન હોય ત્યા આ નવી આવૃત્તિ વસાવી લેવાય

**૬ ગાંધીજીની સાંનિધ્યમાં**—લેખક શ્રી પુરાતન બુચ, પ્રાપ્તિસ્થાન, કદ, પૂઠાં ઉપર પ્રમાણે પૃષ્ઠ ૧૪૮, મૂલ્ય રૂા. ૧-૮-૦

ગાંધીજીના સખ્યાબંધ અંતેવાસીઓમાના શ્રી બુચ પણ એક છે એમણે ગાંધીજીની સાન્નિધ્યમા રહી એમની સાથેના પ્રસંગોમાથી જનતાને આપવા જેવી વસ્તુ એમણે આ પુસ્તકમાં સંગ્રહી છે એ નિકટસેવી પ્રસંગોમાથી લેખકે, એક રીતે આ પુસ્તકમાં પોતાની નમ્રતાભરી આત્મકથા પણ રજૂ કરી છે. આમ આત્મકથા લખતા લખતા લેખકે ગાંધીજીના સાન્નિધ્યમાથી મેળવેલા પ્રેરક પ્રસંગોનું પ્રેરણાપ્રદ બયાન આપ્યુ છે

ગાંધીજીના જીવનને સ્પર્શતા પ્રસંગોના પુસ્તકો આપણે ત્યા ઠીકઠીક બહાર પડ્યાં છે દેશી-વિદેશી લેખકોએ અલ્પ સાન્નિધ્ય સેવીને તેમાથી જે મેળવ્યુ તે કાગળ અને કલમ દ્વારા જનતાને આપ્યુ છે. આ તેમના એક અતિનિકટનું સાન્નિધ્ય સેવનારના જીવન-પ્રસંગોમાથી મળતા પ્રેરક પ્રસંગો વાચકોને જરૂર પ્રેરણાપ્રદ નીવડશે

**૭. કાયદે આઝમ**—મૂળ લેખક જનાબ મુન્શી. હસન સાદબ, અનુવાદક અને પ્રકાશક ઇમામુદ્દીન દરગાહવાલા, નવસારી. ક્રાઉન કદના પૃષ્ઠ ૭૨, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૧૦-૦

મુસ્લીમ કોમના આજે તારણહાર લેખાતા જનાબ જિન્હાનુ આ ટૂંક જીવનચરિત્ર એમના નિકટના સહવાસીએ લખેલુ હોઇને, નવસારીવાળા જાણીતા મુસ્લીમ લેખક શ્રી દરગાહવાળાએ તેનો ગુજરાતી અનુવાદ કરેલો છે.

પુસ્તકમા, જનાબ જિન્હાને એક મહાન વિભૂતિરૂપ આલેખવા જતા સ્થળે સ્થળે લેખકની અતિશયોક્તિનો અતિરેક જણાય છે એક અનુયાયી પોતાના શ્રેષ્ઠ પુરુષ પ્રત્યે જે ભક્તિભાવના રાખે તેવી ભક્તિભાવનાથી આ પુસ્તક લખાયું હોઇને મુસ્લીમોના એ નેતાના જીવનની ગજદારી અને ઇતર સેવાઓ જાણવા માટે એમના અનુયાયીઓમા ઠીક આવકાર પામશે

**૮. માયાના મન્થન**—લેખક શ્રી. જેઠાલાલ નાથાલાલ દવે, ( ચાતકચંદ્ર નાગર દ્વિવેદી ), પ્રકાશક સદેશ પ્રકાશન મદિર, અમદાવાદ. ક્રાઉન કદના પૃષ્ઠ ૨૮૪, સચિત્ર આચ્છાદન સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂા ત્રણ

આ કાવ્યગ્રથના લેખકે, હૃદયોર્મિના આવેગ દ્વારા ઉતારેલા વિવિધ વિષયને લગતા ૧૭૧ કાવ્યોનો સગ્રહ છે કાવ્યો છંદ, રાગ અને લયબદ્ધ હોઇને વાચક પોતપોતાની રુચિ અનુસાર એને ગાઇ એ કાવ્યાનદ પ્રાપ્ત કરી શકે તેવા એ કાવ્યો છે વળી સવેદનશીલતા અનુભવવા મળે તેવા પણ આ કાવ્યો છે હૃદયોર્મિએ સર્જેલા આ કાવ્યો **वाक्य रसात्मक काव्य है काव्यं रसात्मक वाक्य**ની મીમાસા પણ કરાવી જાય તેવા છે કાવ્યરસિકોને લેખકના આ ઊર્મિકાવ્યો જરૂર ગમશે

**૯. હાસ્યગગા**—ભાગ ૧, ૨, ૩, ૪, દરેકના લેખક શ્રી રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક નદલાલ મો ઠક્કર, પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઇ-૨. ક્રાઉન કદના પૃષ્ઠ અનુક્રમે ૫૨, ૫૨ અને ૬૪. ૬૪ મૂલ્ય ૧-૨ ના ૬ આના, અને ૩-૪ ના ૦-૮-૦ સચિત્ર સાદા પૂઠાં.

હાસ્યગગાના આ ચાર ભાગોની આગલી આવૃત્તિનો પરિચય અમોએ અગાઉ આપેલો છે આજે નવી આવૃત્તિ સ્વરૂપે સુદર રૂપરગ અને છપાઇ સાથે પ્રસિદ્ધ થતી એ હાસ્યકથાઓને અમે આવકારીએ છીએ જે પણ પુસ્તકાલયમા એ હજી ય ન વસાવાયુ હોય વા વસાવાયા છતા જીર્ણ થઇ ગયુ હોય તેવા પુસ્તકાલયો અવશ્ય વસાવી લે.

**૧૦. આનદ મજુષા**—ભા ૧-૨ લેખક પ્રકાશક, કદ, પૂઠા ઉપર પ્રમાણે. મૂલ્ય દરેકના ૬ આના. પૃષ્ઠ પહેલાના ૫૦ અને બીજાના ૫૨.

હાસ્યગગાની બાલભોગ્ય હાસ્યભરી વાર્તાઓની સાથે સાથે આ આનદમજુષામા પણ લેખકે બાળકોને જ્ઞાન સાથે રમુજ આપે તેવી હળવી ટૂકી ટૂકી વાર્તાઓ આપી છે સ્થળે સ્થળે અપાયેલા ચિત્રો બાળકોને એ વાર્તાઓ વાચવા પ્રેરે તેવા હોઇને ઠીક આકર્ષક છે બાલસાહિત્યના આ પુસ્તકો બાળકોમા વચાવાય અને વાચન પ્રતિ બાળકોને પ્રેરવામા ઉપયોગ થાય તે ઇચ્છનીય છે

**૧૧ કૃતિયો**—લેખક, પ્રકાશક અને કદ પૂઠા ઉપર પ્રમાણે મૂલ્ય ૦-૫-૦

" બાલજીવન " કાર્યાલય તરફથી હાસ્યવિનોદમાળા શરૂ કરી, અગાઉ ઉપર જણાવી ગયેલા પુસ્તકો અપાવા ઉપરાત આ પણ એક નવીન બાલોપયોગી હાસ્ય રમૂજભરી વાર્તા એ માળામા ઉમેરાઇ છે બાળકોને વાર્તા વાચવી ખૂબ ગમે છે તેમાં પણ એ સચિત્ર હોય કે ત્યારે એ એને ખાસ આકર્ષે છે એવા વાર્તારસિક બાળકોને વાચવા પ્રતિ પ્રેરે તેવી આ પુસ્તિકા પણ બાળકોમા વચાવવા જેવી છે **મ. પ્ર. વ્યાસ**



૧ જય સોવિયેટ—લેખક શ્રી ચંદ્રભાઈ કા ભટ્ટ; પ્રકાશક ઇશ્માઇલ હીરાણી, પ્રાપ્તિસ્થાન ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ મૂલ્ય રૂા. ૩-૮-૦

૨ હાસ્યગંગા ભાગ ૧-૨-૩-૪—લેખક શ્રી રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશક બાલજીવન કાર્યાલય, વડોદરા. મૂલ્ય ભા ૧-૪ ના ૦-૬-૦ અને ભા. ૨-૩ ના ૦-૮-૦.

૩ આનંદમંજૂષા ભાગ ૧-૨—લેખક ઉપર પ્રમાણે મૂલ્ય દરેકના ૦-૬-૦.

૪ સત્ય કથાઓ—લેખક શ્રી. ડૉ મોહનલાલ જ પાઠક, પ્રકાશક બાલજીવન કાર્યાલય, વડોદરા મૂલ્ય ૦-૮-૦

૫ પદ્યકથાઓ—આવૃત્તિ ત્રીજી—સંપાદક રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશક ઉપર પ્રમાણે

૬ મૂર્ખમંડળ—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૪-૦

૭ કિશોર વાર્તાવલિ—સંપાદક અને પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૮-૦

૮ ભોળિયા રાજા—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૫-૦

૯ આનંદતરંગ—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૮-૦

૧૦ હસતાં બાળ—પ્રયોજક પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૬-૦

૧૧ ચાલાક ચોર—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૮-૦

૧૨ કૃતિયો—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૫-૦

૧૩ પીચાના પરાક્રમો—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૮-૦

૧૪ મામાનું ઘર કેટલે ? લેખક સ્વ ભવાનીશંકર નરસિંહલાલ કવિ પ્રકાશક એન એમ. ઠક્કરની કું પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ મૂલ્ય રૂા ૨-૦-૦.

૧૫ કાશીદાસની વાર્તાઓ—લેખક પ્રકાશમ્ ગગન, પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૨-૮-૦



વ ડો પુ મંડળ

**મહાલ પુ મંડળની વાર્ષિક સભાઓ** – ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાતમાં સૂચવ્યા પ્રમાણે તા ૧૮–૮–૪૮ ના રોજ મહાલ મંડળની વાર્ષિક સભાઓ ભરી દઈને તેના અહેવાલ–હિસાબ પ્રાંત પુસ્તકાલય તેમ જ રાજ્ય પુ મંડળો તરફ મોકલી આપવા બાબત મહાલ પુ મંડળોના મંત્રી ભાઈઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે

**પ્રાંત મંડળની વાર્ષિક સભાઓ**—શિરસ્તા મુજબ ચાલુ વર્ષની પ્રાંત પુ મંડળોની વાર્ષિક સભાઓમાં પણ રાજ્ય પુ મંડળ તરફના એક પ્રતિનિધિ તેમ જ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ હાજર રહેવાનો ઇરાદો ધરાવતા હોવાથી જુદા જુદા પ્રાંતોની વાર્ષિક સભાઓ માટે નીચે પ્રમાણેની તારીખો નક્કી કરી પ્રાંત મંડળોને જણાવવામાં આવ્યું છે

**(૧) નવસારી પ્રાંત માટે તા. ૮–૯–૪૬, (૨) મહેસાણા પ્રાંત માટે તા. ૧૫-૯-૪૬ (૩) અમરેલી પ્રાંત માટે તા ૨૨–૯–૪૬, અને (૪) વડોદરા પ્રાંત માટે તા ૨૯–૯–૪૬**

આ સંબંધમાં જરૂરી પરિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતાવળગતા સર્વ કોઈને મળશે એ મંજુરીથી ઠરેલી તારીખ ધ્યાનમાં રાખી પ્રાંત મંડળોના સભાસદો પોતપોતાની પ્રાંત સભામાં ઉલટભેર હાજર રહે એ ખાસ સૂચના યોગ્ય

**પ્રમાણપત્રની પરીક્ષાનું પરિણામ**—ચાલુ સાલે લેવાયેલી પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ ચાલુ અંકમાં અન્યત્ર છપાયું છે તે જોઈ લેવા લાગતાવળગતાઓને વિનંતિ.

---

# પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ

પુસ્તકાલય પ્રવૃત્તિના કામ અને વ્યવસ્થાની આવડતનું પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા સને ૧૯૪૬ ના જુલાઈ માસની છઠ્ઠી સાતમી તારીખોએ લેવાઈ હતી તદર્થે (૧) પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો (૨) બજેટ–નિવેદન (૩) નિયમો–વહીવટક્રમો તથા (૪) પુસ્તકવિધિ અને વર્ગીકરણ—એમ ચાર પ્રશ્નપત્રો વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતું તથા રાજ્ય પુ મંડળના સહકારથી નક્કી કરવામાં આવ્યા હતા પરીક્ષા માટે ૨૨ જણે ઉમેદવારી નોંધાવી હોઈ તે દરેકને રાજ્ય પુ મંડળ તરફથી પત્રવ્યવહારદ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજના અંગે તૈયાર થયેલા આરંભક પાઠો મોકલી આપવામાં આવ્યા

હતા, અને તેમા શાસ્ત્રીય વર્ગીકરણના પાઠો પરત્વે ખાસ દોરવણી આપવામા આવી હતી નોંધાયલા ૨૨ ઉમેદવારો પૈકી ૧૨ જણે પરીક્ષામા બેસવાની તૈયારી બતાવ્યાથી તેમને માટે નક્કી થએલા નિરીક્ષકો તરફ પ્રશ્નપત્રો મોકલી આપવામા આવ્યા હતા. પરંતુ અત્રે માત્ર ૯ જણની જ ઉત્તરવહીઓ આવેલી હોવાથી નવ જણે જ આ પરીક્ષાનો લાભ લીધો ગણાય

બેઠેલા ઉમેદવારોનુ પરિણામ નીચે પ્રમાણે હોઈ * ચિહ્નવાળા ઉમેદવારો પ્રમાણપત્ર મેળવવાને પાત્ર ઠર્યો છે બધા જ ભાઈઓને શાસ્ત્રીય વર્ગીકરણ એ વિષયનો મહાવરો રાખવાની અને જણાયલી કે જણાતી ચૂકોનો ઉકેલ મેળવી લેવાની સલાહ આપીએ છીએ અને તેમાં નં ૩–૪ વાળા ભાઈઓને તો આ બાબતમા ખાસ ટકોર કરીએ છીએ

## પરિણામ

| અ. નં. | નામ | ગામ | ગ્રંથપ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો ગુણ ૬૦ | બજેટ – નિવેદન ગુણ ૧૦૦ | નિયમો–વટહુકમો ગુણ ૬૦ | પુસ્તક વિધિ અને વર્ગીકરણ ગુણ ૧૦૦ | કુલ ગુણ |
|---|---|---|---|---|---|---|---|
| *૧ | છગનલાલ અમદાસ ધંધુકીઆ | ચવાવા | ૩૮ | ૮૧ | ૪૩ | ૫૭ | ૨૧૯ |
| *૨ | પુણ્ડરિકરાય લલ્લુભાઇ પંડિત | વિસનગર | ૩૬ | ૩૦ +૩ | ૨૨ | ૫૬ | ૧૪૭ |
| *૩ | ચતુરભાઇ છગનલાલ પટેલ | મોટપ તા ચાણસ્મા | ૩૦ | ૪૮ | ૩૮ | ૪૩ | ૧૫૯ |
| *૪ | સોમાલાલ ચુનીલાલ ઠક્કર | વિસનગર | ૨૯ | ૪૨ | ૧૮ +૨ | ૩૫ | ૧૨૬ |
| ૫ | ભાવસાર મફતલાલ મોહનલાલ | મોટપ તા ચાણસ્મા | ૧૪ | ૨૮ | ૨૩ | ૧૫ | ૮૦ |
| ૬ | વલ્લભભાઇ સોમાભાઇ પટેલ | મેજાકુવા તા પાદરા | ૧૩ | ૨૨ | ૨૧ | ૨૭ | ૮૩ |
| ૭ | પા શંકરભાઇ મગનભાઇ | પ્રાંતિયા તા દહેગામ | ૧૩ | ૨૬ | ૨૨ | ૧૯ | ૮૦ |
| ૮ | પુરુષોત્તમદાસ પીતાંબરદાસ | બ્રાહ્મણવાડા ત સિદ્ધપુર | ૧૯ | ૪૨ | ૨૦ | ૪ | ૮૫ |
| ૯ | મોતીભાઇ બહેચરભાઇ વાળંદ | મેજાકુવા તા પાદરા | ૨૨ | ૨૮ | ૩૦ | ૧૯ | ૯૯ |

પ્રમાણપત્ર તૈયાર થયે જે તે ઉમેદવાર ભાઈ તરફ મોકલી આપવામા આવશે
તા. ૮–૮–૪૧.

રા. કા પટેલ
મંત્રી,
ગ ના. પુ મંડળ

ઉ મો પટેલ
અ. વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતુ

# સામયિક દોહન

## શિક્ષણ અને સંસ્કાર

એક કહેવત છે કે આંબો વધારે ફળે તેમ તે વધારે નીચો નમે એક એવી કહેવત છે કે નદીઓ અને વૃક્ષો પોતા માટે જીવે છે તેના કરતા અનેકગણું વધારે બીજા માટે જીવતા હોય છે સામાન્ય વ્યવહારમા આનો અર્થ આપણે એવો સમજીએ છીએ કે સમૃદ્ધિથી માણસે વિનમ્ર થવું ઘટે અને સમૃદ્ધિનો ઉપયોગ કેવળ પોતાના સ્વાર્થ માટે નહિ કરતા અન્યના કલ્યાણમા પણ તેનો ઉપયોગ થવો ઘટે.

જે માણસ શિક્ષિત છે, જેને આપણે સંસ્કારી ગણીએ છીએ તેનું સામાન્ય તેમ જ વિશિષ્ટ જીવન આ પ્રકારનુ હોય તેવી સૌ અપેક્ષા રાખતું હોય છે. એવી અપેક્ષા રહે તે તદ્દન સ્વાભાવિક પણ છે, કારણ કે માણસને જે પ્રકારનુ શિક્ષણ મળે છે તે પ્રકારના તેના મન ઉપર સંસ્કારો પડે છે. પરિણામથી સાધનનુ માપ કાઢવાની રીત પુરાણી છે અને તેમા તથ્ય પણ છે

ત્યારે આપણે જોવુ જોઇએ કે શિક્ષણના સાધનનો ઉપયોગ કરીને જ્ઞાની થયેલો માણસ, પેલા આંબાની માફક વિનમ્ર થયો છે ખરો ? અથવા તો પેલા વૃક્ષો અને નદીઓની માફક પરાર્થે જીવન જીવવામાં આનદ માનતો થયો છે ખરો ? આપણો અનુભવ આવા પ્રશ્નોનો જવાબ નકારમાં આપે છે. શિક્ષણસંપન્ન માણસ જ્ઞાનથી નમ્ર થવાને બદલે જ્ઞાન–ભારથી લદાઇ વધારે મિથ્યાભિમાની થયેલો માલૂમ પડે છે શિક્ષણ દ્વારા સંસ્કાર પામેલો માણસ પરાર્થી જીવન જીવવાને બદલે માત્ર સ્વાર્થપટુ જીવન ગાળતો હોય તેવુ જોવા મળે છે. આવુ દેખીએ ત્યારે સહેજે મનમા પ્રશ્ન થાય કે શિક્ષણ દ્વારા જે જ્ઞાન મળે છે, જે સંસ્કાર મળે છે તે અવળા પરિણામો લાવનારા કેમ હશે ?

પ્રશ્નનો જવાબ આપણને આપણી અંદરથી જ મળી રહે છે શિક્ષણરૂપી સાધન જ નિર્બળ, ખોટું અને ઘણીયે વખત તો વિકૃતિઓથી ભરેલુ દેખાય છે શિક્ષણનો વ્યવસાય માણસને કેવળ બુદ્ધિનો જ રાક્ષસ બનાવવાનો ન હોય, અને છતાંયે આજની એ પરિસ્થિતિ છે જેમ જેમ માણસ શિક્ષણ મેળવતો જાય છે તેમ તેમ સંસ્કારી જીવન સંબંધી તેના ખ્યાલો અવળા અને કુસંસ્કારી ઘડાતા જાય છે, નમ્રતા એને પસંદ નથી. એને તો તુંડમિજાજ ખૂબ ગમે છે પારકાની સેવા કરવામા એને આનંદ નથી, એને સ્વાર્થ લોલુપ રહેવામાં કૃતિકર્તવ્યતાનુ ભાન થયા કરે છે જ્ઞાનની એની વાતો, સ્વ–વડાઇ વધારવામાં પર્યાપ્ત થતી હોય છે સંસ્કારના એના ખ્યાલો પોતાના અંગત જીવનના વર્તુલને વધારે સંકુચિત બનાવવામા અને એ વર્તુલની માંહેની વ્યક્તિઓની અનેક નિર્બળતાઓ પોષવામા હમેશા સમાઇ જતા હોય છે. આ પ્રકારનું દર્શન આપણને શિક્ષિત અને સંસ્કારી ગણાતા કુટુમ્બોમાં કેટલીયે વાર જોવા મળે છે

વૈજ્ઞાનિક શિક્ષકનો અને સાચા સંસ્કારી માતાપિતાઓનો તેથી ધર્મ બને છે કે તેમણે શિક્ષણની નીતિરીતિમા ધરમૂળથી ફેરફાર કરવા માટે કમર કસવી એવા ફેરફારો ઉપરછલ્લા હશે તો પરિણામ સંતોષકારક નહિ આવે એવા ફેરફારો ધરમૂળના હોવા જોઇશે, એટલે કે શિક્ષણની આખીયે પ્રણાલિકા ચોક્કસ આદર્શો ઉપર રચવી પડશે અને તેનો વ્યવહાર ગમે તેટલો મુશ્કેલ હોય તોપણ દઢતાથી નિરધાર કરવા પડશે. ( "નૂતન શિક્ષણ"માંથી )

# તસ્કરવૃત્તિ

તરવું, તાતરવું અને તસ્કરવું આપકળા ગણાય છે, પણ સામાન્ય રીતે આપણે પહેલી બેને ભયજનક માની ત્રીજીની વિધિસર તાલિમ આપણાં બાળકોને આપીએ છીએ! આપણા જીવનનો આદર્શ ઓછામાં ઓછી મહેનત લઈ વધારેમાં વધારે રળવાનો હોય છે. આપણી સુખની કલ્પના એક અપંગ આદમીને આગળ જઈ અટકે છે, કે જે પોતાની જાતે કંઈ કરવા અશક્ત છે તેથી જેને ત્યાં નોકરચાકરનો રસાલો ખડો છે. પોતાનો પુત્ર 'બેરિસ્ટર' થાય એવું દિવાસ્વપ્ન જોતી રંક માતાથી માંડી આપણી વિદ્યાપીઠનો વિદ્યાર્થી પણ છત્તરછાયાવાળી જગ્યાએ, પેન્શન તરફ મીટ માંડી કાગળ પર વટહુકમ ચિતરવાના જ મનોરથ સેવતો હોય છે. પ્રામાણિક મહેનતથી રળેલી રોટલી આપણને ભાવતી નથી. 'તસ્કર'વૃત્તિથી મેળવેલા પકવાન પર જ આપણી આંખ મંડાઈ હોય છે. આજની કેળવણીનો આ સૌથી મોટો શાપ છે. આપણી આ સૌથી મોટી શરમ છે.

ખરી વાત છે કે આપણે " હરામ હાડકાના " થતા જઈએ છીએ. અણમહેનતની ચોરીમાં કુશળતા એ આપણે ત્યાં મોટામાં મોટી ચાતુરી છે, એટલું જ નહિ, પણ જીવનના દરેક ક્ષેત્રમાં મૂલ્ય ચૂકવ્યા વિના વસ્તુને પોતાની કરવાની આપણી દાનત પહેલેથી જ ખોરી રહી છે. બુદ્ધિજીવી તરીકે આપણે ગર્વ ધરીએ છીએ, પણ એ એકાંગી ઘડતરમાં યે બુદ્ધિના વિકાસ માટે, જ્ઞાનના પ્રકાશ માટે આપણી સાધના કેટલી ?

મુસલમાન સંત ઈમામ ગિઝાલીની એક વાત છે. મોડી રાત સુધી જાગીને તે જ્ઞાનસંપાદન કરતા. એક વાર સ્વપ્નમાં જ્ઞાનદેવતાએ આવી તેમને વિશ્વનું સમગ્ર જ્ઞાન આપવાનું કહ્યું, ત્યારે તેમણે તો ફક્ત રાતે વાચવાને માટે ખપ પૂરતું તેલ માગ્યું! તેમની જગ્યાએ આપણા વિદ્યાલયનો કોઈ જ્ઞાનાર્થી હોય તો વધારે નહિ તો એમ. એ. માં પહેલો વર્ગ અને ક્યાંક પ્રોફેસરીની જોગવાઈ માગી લેવાનું તો ન જ ચૂકત!

ત્યારે વાત આ છે. સ્વબળે, સ્વપરાક્રમે, આપણા પુરુષત્વનું સન્માન કરે એ રીતે કશું આપણને ખપતું નથી. કોઈ વિપુલ અધિકારનો લાભ ( કારણ કે સામાન્ય લોકના અજ્ઞાનને લીધે જ આપણ ચોગઠમાં ફાવી શકે ) કે પારકી દયાના આશ્રયે જેટલું બને તેટલું ખોળામાં ભરવા આપણે હરપળે ઉત્સુક છીએ.

પણ આ ચોરીથી કશો ફાયદો તો નથી જ થતો. ઊલટું, એવો ભારે દંડ આપવો પડે છે કે સ્વાધીનતા માટે ખડે પગે થતું રાષ્ટ્ર એ બોજો વહન ન જ કરી શકે. આપણા જીવનની તાલીમમાં હવે શ્રમદેવની પ્રાણપ્રતિષ્ઠા કરવી પડશે. આંખની ચમક અને પહોળા ખભા બન્ને પાસાં જીવનનાં ત્રાજવે સમતોલ કરવા પડશે.

અને જે દિવસે પરસેવાનું મહત્ત્વ આપણે સમજીશું, સ્વમાન સાચવી, પ્રામાણિક અને સ્વતંત્ર રોજીનો નિર્ધાર આપણે કરીશું તે દિવસે કયા બંધન કે બેડી ટકી નહિ શકે. પ્રૌઢ રીતે ચાલવાનું છોડી નવી કેડીઓ પાડતા જે દેશના જવાનો આગળ વધે છે ત્યાં હંમેશ સ્વાતંત્ર્યની તાજગી ધબકતી જ હોય છે.

[ "કુમાર"માંથી સાભાર ઉધ્ધૃત. ] —મકરન્દ દવે

# સહશિક્ષણની સંસ્થાઓમાં ફેલાતો સડો

જે શિક્ષણસંસ્થાઓમા કન્યાઓને તથા સ્ત્રીઓને શિખવવામા આવે છે, તેમાની ઘણીખરીઓમા ગોટાળાના કિસ્સાઓ વધતા જાય છે ખાનગી વાર્તચિતમા વારવાર એવી ઘટનાઓનો ઉલ્લેખ થાય છે વર્તમાનપત્રોમા કદીક નામઠામ દર્શાવ્યા વિના કા તો સાફ સાફ શબ્દોમા સીધેસીધો, અથવા તો ઠઠ્ઠાભર્યા કટાક્ષમા પરોક્ષ રીતે આવા કિસ્સાઓનો ઘણી વાર ઉલ્લેખ થાય છે એક હિંદી દૈનિકની સાપ્તાહિક આવૃત્તિમા, થોડા વખત પહેલા, ' એક વિદ્યાર્થિની ' એવી સહીથી ક્રોધાન્વિત સખ્તાઇથી લખાયેલો લેખ પ્રસિદ્ધ થયો હતો એ લેખમા લેખિકાએ લખ્યુ હતુ એક નામચીન શિક્ષક અથવા તો પ્રાધ્યાપકને ' મે પ્રત્યેક રૂપાળી કન્યાને ભોગવી છે ' એમ કહેતા મે કાનોકાન સાભળેલ છે સુવાળી લાગણી-વાળાઓને તો આવી બાબત વાચતા પણ ભયકર ત્રાસ થાય છે. પરતુ ચારેકોર આ પ્રકારનો ગંદવાડો વધતો જાય છે. આવી બાબતોને ઢાકેલી રાખવાની જ સામાન્ય નીતિ પ્રવર્તે છે તેને લઇને ગદવાડ ઉલટાનો વધે છે, આવી બાબતમાં શહામૃગિયા વલણ નાશકારક નીવડે છે સૂરજ અને હવામા ખુલ્લા મુકાયા ન હોય તેવા કાતિલ ઝેર, અપ્રસિદ્ધિના અધકારમા આખા સમાજ શરીરમા ફેલાઇ વળે છે ચામડીનો ચેપી રોગચાળો તો માનસિક ચેપના રોગચાળાની પાછળ પાછળ ફેલાય છે એટલે આ પ્રકારના ગોટાળાઓને ખુલ્લા પાડનારા વર્તમાનપત્રોને તો વધાવી લઇને પ્રોત્સાહન આપવા જેવું છે

## ખુલ્લી તપાસ અને કડક સજા

માનવતાનુ કલ્યાણ ચાહનારા માનવીઓએ તો આવા ગોટાળાની જાહેર તપાસ ચલાવવાનો આગ્રહ રાખવો જોઇએ જે જે કેળવણીકારોની સામે આવી બાબતની ગભીર શકા ઉત્પન્ન થાય, તેને માટે એક માત્ર અસરકારક ઉપાય ખુલ્લી રીતે તપાસ ચલાવવાનો જ છે શિક્ષણદાતાઓનુ ચારિત્ર્ય સ્ફટિકશું નિર્મળ હોવુ જ જોઇએ, એમને વિષે કોઇના દિલમા સહેજે શકા ન રહેવી જોઇએ. વિદ્યાર્થિનીઓની ભ્રષ્ટતા નિવારવા સારૂ તત્કાળ શરૂ કરવી જોઇતી નૈતિક લડતની વેળાએ તો સામાન્ય કાયદા–કાનૂનોમા તેટલા પૂરતા સુધારા કરવા જરૂરી છે. કન્યાઓની અધોગતિ કરનાર એક પણ અત્યાચારી છટકી ન શકે, તેટલા માટે કોઇક નિર્દોષ માનવીઓ વિના વાકે ટીપાઇ જાય તો તે જોખમ પણ આવી બાબતમા લેવા જોગ છે બદમાસો, રખડેલ, મવાલીઓ અને ગુડાઓ સામે જે પ્રકારનો ફોજદારી કાયદો ઓર્ડિનન્સ કાઢે છે, તે ઢબના છતા તેના કરતા વધારે કપરા હગામી ઓર્ડિનન્સ સરકારે કાઢવા જોઇએ, અથવા તો કેળવણી ખાતાના અધિકારીઓએ તે પ્રકારના હુકમો બહાર પાડવા જોઇએ. કેમકે પેઢાઓ કરતા પણ આવા પવિત્ર ક્ષેત્રમા ઘૂસેલા કામીઓ વધુ ભયકર છે જુવાન વ્યક્તિઓને કેળવવામા પવિત્ર કાર્ય ભળાવી, તેમને મોટી સત્તાના સ્થાને મૂકી, એમના હાથમા જે અધિકાર આપેલા હોય છે તેનો તેઓ ભગ કરે છે આવા માનવીઓને અમેરિકાના સયુક્ત સસ્થાનોમા તો કદાચ જીવતાં જ પેટ્રોલ છાટીને સળગાવી મૂકે

## નર્કમાં હડસેલી દઇને ડામ દો

પુરાણા સ્મૃતિકારોએ દગાવેલી સાપ્રદાયિક પરપરાવાળી શિક્ષાઓ કેટલાક માનવીઓને

અત્યારે ઘાતકી લાગે, પરંતુ જ્યાં સુધી નૈતિક વાતાવરણમાં સુધારો થાય, ત્યાં સુધીનાં થોડાક વર્ષો માટે હંગામી કટોકટીના ઉપાય તરીકે બીજાઓને એ શિક્ષાઓ સર્વાંશે વાજબી લાગે. પ્રત્યેક સંસ્કૃત મુલકમાં સંસર્ગજન્ય અને ચેપી રોગોને ફેલાતા અટકાવવા માટે એવા માનવીઓને ફરજિયાત નોખા પાડી દેવાનો રિવાજ છે. જૂના સ્મૃતિકારો સૂચવે છે કે એવા જાતીય-ગુનેગારોને નર્કની ખાણોમાં ફેંકી દેવા, તેમને પરાણે એમાંની થોડીક વિષ્ટા ખવરાવવી અને પછી ડામ દેવા

## કડક હાથે કામ લો

આ પ્રકારની શિક્ષા જો સંસ્કારી દેશોને યોગ્ય ન લાગે ( જો કે આના કરતા પણ વિશેષ ભયંકર ક્રૂરતા, વિનયાભિમાનની ઢાલ નીચે, તથા સામાજિક રીતભાતોના અને સંસ્કારિતાના બહાના નીચે, માત્ર યુદ્ધકાળમા જ નહિ પણ શાંતિના સમયમાં, હરેક યુગમાં વિજ્ઞાન, કળા અને કાનૂનના પવિત્ર નામે આચરવામાં આવી છે અને હજુ પણ આવે છે), તો ભલે બીજી કોઈ અસરકારક રીતો અજમાવવામાં આવે, પરંતુ પાપને ફેલાતું તો અટકાવવું જ જોઈએ અને તેની સામે લોકમત તથા લોકચાગણીને ઉશ્કેરી મૂકવા જોઈએ, એ મનમાં તો સહુ કોઈ મળતા થશે જ અમેરિકાના સંયુક્ત રાજ્યોના કેટલાક પ્રદેશોમાં આવા ગુનાઓમાં તો કાયદો ઇન્દ્રિયચ્છેદની તથા ખસી કરવાની સજા કરવાની છૂટ ધરાવે છે યુરોપના પ્રાચ્ય દેશો ( જર્મની અને ઑસ્ટ્રિયા )માં પણ તેમ જ છે એટલે આ પ્રકારના અધર્મ ગુનાઓને દબાવી દેવા માટે કોઈ પણ જાતની આકરી સજાઓ સામે વિરોધ ઉઠાવવો ન ઘટે

## વડીલોનો ધર્મ

નારીઓને પજવનારા બદમાસોને એક વખત એવું ભાન થશે કે તેમની સામે લોકમત ખળભળી ઊઠયો છે અને તેમને કચડવા કટિબદ્ધ થઈ ગયો છે, એટલે આપોઆપ તે લોકો દબાઈ જવાના કન્યાઓના વડીલોએ તેમ જ શિક્ષિકાઓએ આવા લોકોના છળકપટ વિષે તમામ કન્યાઓને ચેતવી દેવી જોઈએ, જેથી કરીને તેઓ સાવધાન રહે અને શિક્ષણ-કાર્યની યાત્રાઓના, નાટકના અભિનય કે સંગીત કે નૃત્ય અથવા બીજી કલાત્મક શિક્ષણના બહાના નીચે એ ઝેરી નાગો એમને ભોળવી, લોભાવીને પાછળથી ઉગરી ન શકાય તેવી નિરાધાર દશામાંથી ફસાવી ન દે ઉપરાંત, કન્યાઓને વિશ્વાસમાં લઈને તેમણે એ પણ સૂચવી રાખવું કે, કોઈ પણ માણસ તેમની સાથે જરા પણ ગેરવર્તન ચલાવે તો, કોઈ પણ જાતની શરમ કે સંકોચ રાખ્યા વિના માતા-પિતાને અથવા તો શિક્ષણસંસ્થાના પરિચિત અધિકારી પાસે એ વાત કહી દેવી પજવણી કરનાર પુરુષની સામે સ્વરક્ષણ કરવાની કળા પણ તેમને શિખવી રાખવી જોઈએ ટુંકામાં, આવી બાબતમાં પ્રસિદ્ધિ અને જાહેર તપાસ એ જ માત્ર એક અસરકારક ઉપાય છે.

## ગુપ્ત મત લઈ દૂર કરો

જાહેર અદાલતમાં મુકદ્દમો ચલાવવો ન હોય તો તેને માટે અસરકારક ઉપાય એ છે કે, જે જે માણસોની ચાલચલગતને માટે શંકા હોય, તેમના સંબંધમાં તમામ વિદ્યાર્થિની

ઓના તથા શિક્ષકોના ગુપ્ત રીતે મત લેવા અને તે પછી સંચાલકોએ પોતપોતાની શિક્ષણ-સંસ્થાઓમાંથી, જેમની વિરુદ્ધ બહુમતિ હોય તેવા ઇસમોને ( ભલે પછી તે શિક્ષિકા હોય ને એ ખરાબ કામમાં ઉત્તેજન આપતી હોય ) સંસ્થામાંથી દૂર કરી દેવા

## સહશિક્ષણ અને ગુરુકુળો

સાથે સાથે સહશિક્ષણ વિષે પણ બે શબ્દો કહેવા જેવા છે પડદાપ્રથા કાઢી નાખી કન્યાઓને ભણાવવી જ જોઇએ પરંતુ કન્યાકેળવણી એટલે સહશિક્ષણની નવી પ્રથાને જ અનુસરવું એવું તો ન હોવું જોઇએ વર્તમાન રીતનું સહશિક્ષણ એ કોઇ કાળે સ્વદેશી પ્રથા હતી જ નહિ. જૂના સ્મૃતિકારોએ ફરમાવ્યું છે કે કન્યાઓ યોગ્ય પ્રકારે શિક્ષિતા હોવી જોઇએ, છતાં સાથે સાથે તેમણે એવી ચેતવણી પણ આપી છે કે, " પુરુષોએ લાંબા સમય સુધી ખુદ માતા, બહેન કે પુત્રીની સાથે પણ એકાંત સેવવું નહિ ગમે તેવા ડાહ્યા માનવીનું પણ એથી કરીને પતન થાય છે

જાતીય ભાનવાળા યુવક-યુવતીઓનું સહશિક્ષણ જો હિંદમાં સફળ બનાવવું હોય તો, સાચાં ( અને પ્રમાણમાં નાનાં ) ગુરુકુળો ચલાવવાં જોઇએ અને ગુરુકુળ એટલે ' ગુરુઓનાં કુટુંબગૃહો ' જે ગૃહો પરિણિત સ્ત્રીપુરુષો દ્વારા ચાલતાં હોય, બીજા વિદ્યાર્થીઓ ભેળા તેમનાં સંતાનો પણ ત્યાં જ ભણતાં હોય, તથા તમામ વિદ્યાર્થીઓ માટે ગુરુઓ સાચા માતૃ-પિતૃ ભાવથી પ્રેરિત સહશિક્ષણમાંથી તેઓ સંવાદી રસમેળ અને મન-મેળવાળાં સુંદર અને સુખી લગ્નો નિર્માવી શકશે જાતીય તથા લગ્નના વિષયનાં જે થોડાંક સારાં પુસ્તકો અત્યારે ઉપલબ્ધ છે તે ગુરુઓની ભલામણ પ્રમાણે લગ્નેચ્છુ યુગલે લગ્ન પહેલાં વાંચી લેવાં જોઇએ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં સારી રીતે ચલાવવામાં આવતી શિક્ષણસંસ્થાઓમાં આ પ્રકારનાં લગ્નો વિદ્યાર્થીઓ કરે તે માટે તેમને ઉત્તેજન આપવામાં આવે છે, જેથી કરીને તેમાંથી ઘણાં લગ્નો થાય છે. આ રીતે લગ્નથી-જોડાયેલાં યુગલ ભેળાં રહે છે, અને જો એક વિષય શિખતાં ના હોય તો પોતપોતાના જુદા જુદા વિશિષ્ટ ધંધાદારી વર્ગોમાં તેઓ અભ્યાસ કરે છે

## લગ્નનો પ્રાચીન આદર્શ

હિંદુસ્તાનમાં અત્યારે અપાતી પુસ્તકિયા કેળવણીના સંજોગમાં, સહશિક્ષણ નીતિને માટે વિનાશક થઇ પડે તેમ હોય, પરિણામે તે સમાજની અખંડતાને તથા ઐકયને માટેય જોખમરૂપ છે જે સમાજ પોતાના જુવાનિયાની જાતીય અપવિત્રતાને ચલાવી લેતો હોય, શિયળ, એકપત્નીવ્રત તથા એકપતિવ્રત, પારસ્પરિક વિશ્વાસ અને એકનિષ્ઠાનું મહાન મૂલ્યાંકન કરતો ન હોય, તે સમાજ તીવ્ર ગતિએ મૃત્યુ અને નર્કના માર્ગે વળી અધઃપતન પામે છે

અક્ષતકુમાર-કુમારીઓનાં લગ્ન એ પ્રાચીન હિંદનો આદર્શ છે, અને માત્ર તેમાં જ વ્યક્તિ, કુટુંબ તથા સમાજમાં દીર્ઘજીવન, સ્થિરતા, કલ્યાણ વસેલાં છે

[ " પ્રજાબંધુ "માંથી ] ડૉ. ભગવાનદાસ

# ઇતિહાસપ્રસિદ્ધ માહિષ્મતી નગરીની શોધ

રાજપીપળા રાજ્ય તરફથી ગુજરાત અને મધ્ય હિંદમા આવેલી નર્મદા નદીની ખીણમા, કરવામા આવતી શોધખોળોમા પ્રાગૈતિહાસિક યુગના અવશેષો મળી આવ્યા છે. જે મોહેનજોડારો અને હરપ્પાના અવશેષો કરતા પણ વધારે પ્રાચીન છે આ હકીકત મુબઇના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમના ક્યુરેટર શ્રી રણછોડલાલ ધ ગ્યાનીએ જણાવી હતી તેમણે જણાવ્યુ કે આ અવશેષોની પ્રાચીનતા લગભગ ૫૦૦૦ વર્ષ પહેલાની છે.

ખોદકામ દરમ્યાન પ્રાચીન પથ્થરયુગના સમયની સસ્કૃતિના અવશેષો ગુજરાતમા આવેલી નર્મદા નદીના હીમયુગના પટમાંથી કેટલીક જગ્યાએથી મળી આવ્યા હતા.

વધારે આગળ પડતી શોધ તો એ હતી, કે ખોદકામ દરમ્યાન પ્રાગૈતિહાસિક યુગની એક શહેરી સસ્કૃતિ પ્રકાશમા આવી હતી. આ સસ્કૃતિ મોહેનજોડારો અને હરપ્પાની સિંધુની ખીણની સસ્કૃતિ કરતા ભિન્ન છે આ સસ્કૃતિના અવશેષો નર્મદાના કિનારા ઉપર મોટી સખ્યામા મળી આવ્યા છે

ઇન્દોર રાજ્યમા માહેશ્વર આગળ પ્રાગૈતિહાસિક યુગના એક સમગ્ર શહેરના અવશેષો મળી આવ્યા છે, જે પ્રાચીન માહિષ્મતિના છે. આ માહિષ્મતી પુરાણો અનુસાર નર્મદા રાજ્યની પાટનગરી હતી

આ શહેર નર્મદા નદીના જમણા કિનારા ઉપર એક માઇલના વિસ્તારમા આવેલુ હતુ આ તેમ જ બીજા પ્રાગૈતિહાસિક સ્થળોમા પથ્થર ઉપરનું કોતરકામ, માટીકામ, પારાઓ અને ટેકરાઓની સપાટી ઉપર સઘળે ઇંટોનુ બાધકામ વગેરે મળી આવ્યા છે, જે બતાવી આપે છે કે આ સ્થળો પ્રાગૈતિહાસિક સમયમા તજી દેવાયા છે અને પાછા તેમાં વસવાટ કરવામા આવ્યો નથી

શોધખોળ દરમ્યાન ઐતિહાસિક યુગની શરૂઆતના કેટલાક સ્થાનો મળી આવ્યાં છે, જ્યાથી અમુક પ્રકારના સિક્કાઓ અને બીજા અવશેષો મળી આવ્યાં છે તેમાં પથ્થરો પર કોતરેલા લેખો, ત્રાંબાના પતરા અને સિક્કાઓ છે, આ ક્રીશ્ચિયન યુગની શરૂઆતથી મધ્ય યુગના સમયની સંસ્કૃતિના ચિહ્નો છે આ પરથી એમ જણાય છે કે અત્યાર સુધી જાણવામા નહિ આવેલ એવા રાજવંશો ત્યાં થઇ ગયા છે

આ શોધકામ ત્રણ વરસથી ચાલે છે. રાજપીપળા રાજ્યે શોધખોળનુ ખાતુ કાઢીને મિ. એ વી પડયાને તેના વડા તરીકે નીમ્યા છે હિંદી સરકારના પુરાતત્ત્વ ખાતાએ તેમની નોકરી રાજ્યને ઉછીની આપી હતી આ શોધખોળમા ઇન્દોર, છોટા ઉદેપુર, ધાર, અલીરાજપુર, બરવાણી, જાંબુઘોડા, મયવાર અને કાઠી એટલા રાજ્યોએ મદદ કરી હતી.

[ "ગુજરાતી"માંથી ]

# જ્યાં ત્યાં થુંકવાની કટેવ

થોડા દિવસ ઉપર એક સદ્‌ગૃહસ્થે અમારા શહેરના સરિયામ રસ્તે જતા મારૂ ધ્યાન ખેચ્યુ કે " જુઓને, શહેરીઓ કેટલા બધા બેદરકાર છે ? બસ 'મા બેસીને જતા જતા પણ બસમાથી બહાર પાનની પીચકારી મારી આ મારા કપડા બગાડયા ! " એમ કહી તે ભાઇએ પોતાની હૈયાવરાળ હળવી કરી

એ ભાઇની વાત મને ખરી લાગી અને તેમની દયા આવી અને ગેરહાજર થૂકનાર પ્રત્યે ઘૃણા થઇ વાત કરનાર ભાઇના કપડા જોઇ મને દિલગીરી પણ થઇ મોટરબસ તો દોડી ગયેલી એટલે ગુન્હેગારને એ શબ્દ શિખામણ કે ઠપકારૂપે પણ કેવી રીતે પહોચાડાય ? ગુન્હેગારને થોડુ ભાન છે કે પોતાની ખરાબ આદતનો ભોગ રસ્તે ચાલનાર ગમે તે મનુષ્ય બની જાય છે અને તેની લાગણી ખૂબ દુભાઇ રહે છે !

## નિર્દોષને ભોગ

શહેરીઓની આવી કુટેવોથી તો કેટલાયે નિર્દોષ માણસોની લાગણી દુભાતી હશે. આ એક બદઆદતની વાત છે, પણ એવી તો અસખ્ય ગદી ટેવો શહેરમા દેખા દેતી હશે જ અને દરરોજ કેટલાયે માણસોને તેનુ માઠુ પરિણામ ભોગવવુ પડતું હશે

આવી કુટેવો કયી છે તે તો અહીંના શહેરીઓએ આપોઆપ શોધી કાઢવુ ઘટે, અને તેના વાધાયુક્ત બદપ્રદર્શનથી શી હાનિ અન્યને પહોચી રહે છે તેનો પ્રયાસ કરી લેવો જોઇએ

## મનુષ્યત્વની ઉણપ

સૂરત શહેર તો રહ્યુ શોખીન. એ તો ઠીક શોખ ભલે તમને આનદ આપે, પણ તેને પરિણામે કોઇને સહન કરવુ પડે એમા મનુષ્યત્વની ખામી તો છે જ પાન ભલે ખાઓ, પણ મોમાથી પાનની પીચકારી ગમે ત્યા મારવી એ તો અજુગતુ છે જ

થૂક પાચનશક્તિને મદદ કરે છે, એ વાત સૌ ધ્યાનમા રાખે. પાન ખાતા ખાતા જે થૂક થાય તે ગળી જવું જોઇએ તેને બદલે તે થૂકી નાખો તો એટલા થૂકનો દુરુપયોગ થયેલો કહેવાય એટલા માટે પણ થૂકવાની ટેવ બહુ અયોગ્ય છે એમ ગણાય

તમાકુ સાથે પાન ખાનારને થૂકનાની જરૂર છે એવો બચાવ કોઇ વ્યક્તિ કરી રહે તો તેણે સમજવુ ઘટે કે તેની એવી આદતને લીધે ઘરમા કે બહાર તેનુ દિલ ચાહે ત્યા પાનની પીચકારીઓ મારવી એ ખરે શોભાસ્પદ નથી બલ્કે, અસરકારી છે ઘરના ખુણામાં ઘણી વાર એવી પીચકારીના ડાઘ પડેલા દેખાય છે ઓફિસોના ખુણામાં પણ તે નજરે પડે છે જાહેર મકાનોના દાદર ઉપર, દિવાલો ઉપર અને ઓટલાના પગથિયા ઉપર, શહેરના રસ્તા અને ફુટપાથ ઉપર અને આગગાડીના ડબ્બામા પણ એના રગઢગ જોઇ શકાય છે આ બધી ગદકી છે તો ઘણી ઘૃણાજનક છતા પીચકારી મારનાર કમઅક્કલ વ્યક્તિઓને એમ કરવું શા માટે ગમે છે એ સહજ વિચારવું ઘટે

## એદીપણું અને અસંસ્કારનું પરિણામ

ક્યા તો તેઓ એદી છે એટલે ઊઠીને યોગ્ય સ્થળે બહાર થુંકવા જતા નથી, ક્યા તો તેઓ અજ્ઞાનને કારણે શુકની ખરી કિંમત સમજતા નથી, ક્યા તો તેઓ બેદરકાર છે, એટલે ગમે ત્યા થૂકી મારે છે, ક્યા તો તેઓ વિવેકશૂન્ય છે તેથી મકાનમા કે બહાર મન ફાવે તેવી રીતે થૂકી રહે છે ક્યા તો તેઓ પોતાની કુટેવના પૂરા ગુલામ થઇ પડયા છે એટલે આવુ પ્રદર્શન પોતાના માનસનુ દાખવી રહે છે.

## બીડી પીનારા પણ તેવા જ

થૂંકવાની કુટેવ માત્ર પાન ખાનારામા જ છે એમ નથી. બીડી પીનારામા પણ તે એટલી જ દેખા દે છે. બીડી પીનાર બીડી પીતો જાય, મો ઉઘાડી ધુમાડા કાઢતો જાય બલ્કે તેમા પણ કાબેલિયતનુ પ્રદર્શન કરતો હોય તેમ નસકોરામાથીયે ધુમાડો કાઢતો જાય અને મહાન લહેજત માણતો હોય તેમ ડોળ કરી રહે છે આટલે સુધી તો તેનો ઝાઝો દોષ ન કાઢીએ, પણ કેટલાક બીડી ફૂકીને બીડી પીતા પીતાં થૂંકવાની ગંદી કુટેવ પડી ગઇ હોય છે તેઓ પણ પાન ખાનારાની માફક મનસ્વી રીતે થૂકી ગંદવાડ કરી રહે છે ઉપરાંત બીડીના ઠૂંઠા અને બળેલી કાડીઓ ગમે ત્યા ફેંકે છે કેટલીક વખત તો તે ચેતેલા રહ્યા હોય છે અને પરિણામે એવી કુટેવને કારણે આગ જેવા અકસ્માત પણ ઊભા થઇ રહે છે

## સ્વાતંત્ર્યપ્રેમી કોણ ?

આજના કહેવાતા સ્વાતંત્ર્યઘેલછાના સમયમા હરેક વ્યક્તિને ભલે ગમે તે શોખ કરવાની છૂટ હોય અધિકાર પણ હોય છતા પણ તેને અન્યને કે જનસમાજને પોતાના શોખથી હેરાનગતિ કરવાનો અધિકાર તો નથી જ સ્વતંત્ર મનુષ્ય તો એ જ કે અન્યના સ્વાતંત્ર્ય ઉપર તરાપ ન મારે પ્રતિપક્ષીનુ પણ સ્વાતંત્ર્ય ન હણાય એ ધ્યેય ખરી સ્વતંત્રતાનું કહેવાય સમાજની કોઇ વ્યક્તિની આડે આવે એ માનસ સ્વાતંત્ર્ય ઉપાસકનુ ન જ હોય કોઇને જરાયે અગવડ થતા પોતાના શોખને અવરોધવાની તાકાત તેનામાં હોવી ઘટે

## બીડી પીનારે ધ્યાનમાં રાખવા જોગ મુદ્દો

ધૂમ્રપાન કરનાર સમાજમા ઘણી વખત અન્યને અગવડરૂપ છે તેના ધુમાડા અન્યને અપ્રિય હોય છે તેથી કોઇને ખાંસી પણ આવે જે બીડી પીતા નથી તેમને તે ધુમાડા પ્રત્યે અણગમો હોય છે એવા મનુષ્યો પાસે બેઠા હોય કે સાથે મુસાફરી કરતા હોય ત્યારે બીડી પીનારે તેમને ઘૃણા ન થાય માટે બીડી ન પીવી, અગર તલપ વશ ન રહેતી હોય તો એવે સ્થળે જઇ બીડી પી આવવી કે જેથી સોબતમા બેઠેલી વ્યક્તિઓને ત્રાસ ન થાય

આવુ વિવેકી માનસ ઘડવાની ખાસ જરૂર છે એથી ધૂમ્રપાન કરનારને પણ સગવડ છે તેમ જ મોજશોખીઓને પણ બીડી પીનાર સ્વચ્છંદી નથી એવી મનને ખાતરી થાય છે અને તેના યોગ્ય માનસ માટે સદ્ભાવ ઉપજે છે એને વિષે સારો અભિપ્રાય રહે છે એ લાભ બીડી પીનારને અને ધુમાડાના ત્રાસમાંથી બચી જવાય એ લાભ સાથે બેઠેલા સૌને

## થુંકવુ એટલે ગલિચી કરવી

/ જ્યારે માત્ર ધુમાડા માટે આટલી ખબરદારી રાખવી પડે તો જે બીડી પીનાર થૂકથૂક કરે તે માટે કેટલી બધી તકેદારી રાખવી જોઇએ એ કુટેવ અયોગ્ય છે એટલુ જ નહિ, પણ નિર્લજ્જ પણ એટલી જ ધરમા થૂકો તો સુકાય ત્યાં સુધી નર્યો ગદવાડ જ દેખાય ત્યાર બાદ પણ રહેલા રોગિષ્ટ મોના જતુઓ બાળકોને અને અન્યને હેરાનગતિ તો ઉપજાવે. પણ તે હાનિ આડકતરી રીતે થઇ રહે છે એટલે એકદમ ન નજરે પડે આગગાડીમા થૂકો એ તો નૈતિક દૃષ્ટિએ પણ અતિ ગભીર ગુન્હો છે આગગાડી તો જાહેર જનતાના ઉપયોગ માટે છે એ કઇ તમારા ઘર જેવી ખાનગી મિલ્કત નથી ત્યા નાના સાંખા ડબ્બામા દસ માણસ બેસે અને તે વખતે તમારા સ્વછદી થૂકવાના બેહુદા વર્તનથી કેટલાની સ્વચ્છતા અને સુઘડતાની ભાવનાને આચકો લાગતો હશે! ઉપરાત, તમારા થૂકનો ગદવાડ તે નાની જગ્યામા કેટલો બધો તિરસ્કારજનક લાગે છે! સૌને તે ડબ્બામા બેસવાનું, થૂકનો ગદવાડ તો ત્યા જ પડયો રહેતો તમે ઊતરો અને બીજા ચઢે, પણ એ સુકાય નહિ ત્યા સુધી તો તમારા પરાક્રમનુ સ્મારકરૂપ થઇ રહે જ!

## કુટેવ સુધારવાની રીત

આવી ગદી ટેવ સુધારવી જ ઘટે આગગાડીમા બારી છે. તે બહાર થૂકો, જો ખરે થૂકવાની જરૂર લાગે, તો એક ડગલુ ચાલવાનું આળસ કરી માર્વજનિક ઉપયોગનો ડબ્બો ન બગાડો. ઘરમા પણ બારી છે જરૂર લાગે તો બારી બહાર તમારા ઓટલા આગળ થૂકો, પણ આખ મીંચી થૂકશો નહિ. ઘરમા તો સરસ રસ્તો ઘરની ચોકડીમા થૂકવાનો છે ત્યાં થૂકયા બાદ એક લોટો પાણી રેડશો તો થૂક કે ઉધરસના ગળફા મોરીમા થઇ ખાળકૂવામા ઊતરી જશે.

• કદિયે સગ્યિામ રસ્તે વાહનમાં મુસાફરી કરતા હો ત્યારે ન જ થૂકવુ તમે સમજી શકો છો કે રસ્તે ઘણા જણ આવતા જતા હોય છે વાહન ગમે તે હોય ભલે ઘોડાગાડી હોય, તમારી પોતાની મોટર ગાડી હોય કે ભાડાની ટેક્ષી હોય, જાહેર સરવિસ માટેની બસ હોય કે બીજી હોય તેમા બેસી રસ્તે થૂકવુ એટલે રસ્તે ચાલનારના હક્ક ઉપર તરાપ મારવી. દરેક રસ્તે ચાલનાર દરેક રીતે સલામત રહે એમા ખરી સ્વતંત્રતાની ભાવના રહી છે, એમા જ વિવેક સમાયો છે અને એમા જ નાગરિક ધર્મ રહ્યો છે. આપણી થૂકવાની કુટેવ, પછી તે પાનની પીકચારીરૂપે ઉડાડી પડે કે બીડી પીવાની ટેવને પરિણામે દેખા દઇ દે, છતા, છતા આપણી પોતાની જાતને જ કલકરૂપ છે તે આપણી સ્વાર્થીધતા, વિવેકશૂન્યતા, સ્વચ્છદી વૃત્તિ અને સૌજન્યની ઉણપ બારોબાર ખુલ્લી પાડે છે તેથી આ શહેરમા આવી બદઆદતના પજામાં સપડાઇ ગઈ છે તેણે સમજપૂર્વક ખબરદાર રહી આવુ ખરાબ પ્રદર્શન ન કરવુ એ રીતે શહેરની જાહેર સેવા સધાશે, અને રસ્તે જનાર સ્ત્રીપુરુષ કે બાળક ચિંતારહિત ફરી શકશે મન હોય તો માળવે પણ જવાય, એ ધ્યાનમાં રાખી દરેક માણસ પાકો ઠરાવ કરી દે તો કોઇને પણ જરાયે રજ નહિ થાય.

[ "ગુજરાતમિત્ર અને ગુજરાતદર્પણ"માંથી ] —શ્રી રતીલાલ ચુ દીવાન

હવે કરીએ, આવકની સમાનતાની વાત. " આવકની અસમાનતાનું આ દેશમાં ઘણુ અંતર પથરાએલુ છે એકલા ગ્રામ્યવર્ગો જ જો આપણે લઇએ તો, અંદાજે એની અર્ધી આવક તો એની વસ્તીના દસમા ભાગ હસ્તક છે. વળી કૃષીપ્રધાન વર્ગોમાં ય આવી આવકની અસમાનતા રહેલી છે ખરી. "

૫૦ ગામડાની આવકના આંકડાના અંદાજ ઉપરથી એમ જણાયું હતું, કે ત્યાની માથા દીઠ વાર્ષિક આવક ચૌદ રૂપિયા હતી, એવી જ રીતે મધ્ય પ્રાંતના ૬૦૦ ગામડાની આવકનો અંદાજ કઢાતા તેની માથા દીઠ આવક રૂા. ૧૨ જણાઇ હતી આમ ગ્રામ્ય વિસ્તારમાં રહેનાર દેશના બહુમતી વિભાગની વાર્ષિક આવક સરેરાશ રૂા. ૧૨ થી ૨૦ વચ્ચે છે.

યુનાઇટેડ કિંગડમની આવક ૧૯૩૦ મા માથા દીઠ પૌંડ ૭૬ હતી, જ્યારે હિંદમા તો ૫ પૌંડની રકમ પણ જરા વધારેપડતી ગણાય

છેલ્લા દાયકામા ય હિંદની આવકમા કાંઇ ફેરફાર પડયો નથી. હિંદની વસ્તીનો આકડો ચાલીસ કરોડ સુધી પહોચ્યો છે છતા માથા દીઠ આવકનો આકડો '૩૦ મા હતો તેટલો ને તેટલો જ રહ્યો છે હા, એટલુ ખરૂ કે આજે અંદાજે માથા દીઠ આવક રૂા ૧૫૦ સુધી વધી ખરી પણ જો તેને ૧૯૩૧-૩૨ ના ભાવ-પ્રમાણ અનુસાર આકવામા આવે તો તે ' ૩૧-૩૨ કરતા મોટે ભાગે તો બહુ વધારે નહિ હોય કારણ એનુ સ્પષ્ટ છે એ વર્ષો કરતા આજે ખાસ કરીને યુદ્ધ-વર્ષોમાં જીવનની જરૂરિયાતોના ભાવો બમણા ત્રમણા થઇ ગયા છે ચલણનો ફુગાવો ય કેટલો વધ્યો છે તેની તા ૧-૯-૧૯૩૯ થી ૧-૨--૧૯૪૬ સુધીમા ૧૮૧ કરોડથી વધીને ૧,૧૮૨ કરોડ સુધી ગએલા આંકડા પરથી ખાતરી થાય છે

આથી એ ફલિત થાય છે કે છેલ્લા ૧૧ વર્ષોમા કંગાલિયત ઘટવાને બદલે ઊલટી સારા પ્રમાણમા વધવા પામી છે

સામાન્યપણે દરેક ચીજ વસ્તુ, જેટલી જોઇએ છે તે કરતા આપણી પાસે થોડી છે. **આપણી પાસે ખોરાક ૭૫ ટકા, દૂધ ૩૫ ટકા, મકાનો ૨૫ ટકા, અને છેલ્લે *ડાક્તરોની સંખ્યા પણ હિંદની વસ્તીના પ્રમાણમાં જોઇએ તે કરતાં વીસ* ટકા ઓછી છે.**

[ " યુગાન્તર "માથી ]　　　—ક. મા મુનશી

## મુંબઇ ઇલાકામાં નિરક્ષરતા નિવારણની યોજના।

મુંબઇ ઇલાકાના અમદાવાદ, સુરત, પુના, અને હુબલી જેવા મોટા શહેરોમા પુખ્ત વયના માણસો માટે નિરક્ષરતાનિવારણની ઝુંબેશ ઉપાડવાને લગતી યોજના વિચારણા અર્થે મુંબઇ સરકાર સમક્ષ રજુ કરવામા આવી છે મુંબઇ ખાતેની નિરક્ષરતાનિવારણની યોજના આ વર્ષના ડિસેમ્બર માસથી શરૂ થવાની છે શહેરમા નિરક્ષરતાનિવારણ માટે ૯૦૦ વર્ગો ખોલવામા આવશે અને દરેક વર્ગમા ૩૦ વિદ્યાર્થીઓને લેવામા આવશે અભ્યાસક્રમ ચાર માસનો રહેશે

# કલા : હૃદયની ભાષા

કલા એટલે ભાવનાનો ગૂઢ સંકેત માનવહૃદયમાં જ્યારે જ્યારે ભાવનાનો અગમ્ય નાદ જાગે છે ત્યારે ત્યારે ઊર્મિઓ નૃત્ય, શિલ્પ, સંગીત કે ચિત્ર દ્વારા અવતાર પામી કલારૂપે પ્રગટ થાય છે

સામાન્ય રીતે એવી માન્યતા થઈ પડી છે કે કલા એ માત્ર જીવનનું આનંદતત્ત્વ છે. તેથી જે જે વસ્તુઓમાંથી આનંદ મળે છે, તે તે વસ્તુઓને કલાના પ્રતીક રૂપ ગણી લેવામાં આવે છે અતિસુંદર પદાર્થો જોઈ માનવવૃત્તિ રાજી થાય છે, તેમાંથી આનંદ મેળવે છે એટલે સૌંદર્યને કલા માની લેવામાં આવે છે આ કારણે કલાની એવી યે વ્યાખ્યા છે કે 'સૌંદર્યનું સઘન સ્વરૂપ તે કલા ' પહેલાંના અનેક કલામીમાંસકોએ આ સૌંદર્ય-ભૂમિકા ઉપર જ કલાનું સ્વરૂપ નિરૂપ્યું છે, અને માને છે કે 'કલાનો હેતુ સૌંદર્ય છે, અને સૌંદર્યની પરખ એ છે કે, તે મજા આપે છે આ વિધાનને ટૉલ્સટૉય દઢતાપૂર્વક નકારે છે, ને તેને ભ્રામક ગણે છે; કારણ કે આ સૌંદર્યમીમાંસકો સૌંદર્યનું લક્ષણ સમજાવી શકતા નથી. અને એવું જ રુચિ વિષે અમુકને કળા ગમે તે બીજાને ન ગમે. આ પ્રમાણે કલાવિજ્ઞાનના ધારાધોરણ હોવા જોઈએ, અને એ કાયદા ને વ્યાખ્યાને બંધબેસતી કલા ન હોય તો એ કલા નહિ એથી રુચિના લક્ષણ હોવા જોઈએ ને ? એટલે આ દલીલ પણ નિરર્થક છે, કારણ કે 'જેના વડે અંતર પુલકિત બને, જે હૃદયને આનંદ આપે અને જેમાંથી સદાકાળ સૌંદર્ય નીતર્યું રહે, તે જ સાચી કલા '

## કલાનું સ્વરૂપ

મનુષ્ય પશુ કરતાં ઉચ્ચતર ભૂમિકાએ છે. મનુષ્યને છે તેમ પશુઓને પણ ભાવ અને લાગણીઓ હોય છે, પરંતુ પશુઓ તેનું સ્પષ્ટ વ્યંજન કરી શકતા નથી, પરંતુ મનુષ્ય એ અદમ્ય વૃત્તિઓ અને લાગણીઓ ચિત્તમાં અંકિત કરે છે, અને એને વ્યક્ત કરે છે અને એથી એની ખાસિયત એ છે કે તેઓ સમાજમાં પરસ્પર વિનિમય સાધવાના સતત પ્રયાસ કર્યા જ કરે છે

આ વિનિમય બે રીતે સધાય છે.

(૧) તર્ક કે બુદ્ધિથી વિચાર આવે તેનો.
(૨) મનમાં લાગણી સ્ફૂરે તેનો

'વાણી એ વિચારની ભાષા, કલા એ હૃદયની ભાષા ' આમ વિચારો વાણી દ્વારા વ્યક્ત થાય છે અને હૃદયગત લાગણીઓ કલા દ્વારા આવિર્ભૂત થાય છે પોતે અનુભવેલ લાગણીઓ તે સામા માણસમાં જાગ્રત કરવા પ્રયત્ન કરે છે, તેને ધ્યેય કલાનું છે એક વાર પોતે અનુભવેલ લાગણીઓ પોતાનામાં જગવવી અને એને હલનચલન, રેખા, રંગ, ધ્વનિ કે શબ્દચિત્રણ દ્વારા બીજાને એવી રીતે પહોંચાડવી કે એવી જ વૃત્તિઓ તેઓ પણ અનુભવે

કલા એ માનવપ્રવૃત્તિ છે એ જન્મથી તેને વરેલી હોય છે પ્રકૃતિની ગોદમાં અનેકાનેક

સચરાચર વસ્તુઓમા નિર્ભેળ આનંદતત્ત્વ ભળેલુ હોય છે. સૂરજ અને ચંદ્ર ટગટગતા તારલિયા ને ચંદ્રવિહીન રાત્રિનો અંધકારપટ, ભવ્ય ને ગગનચુંબી ગિરિશૃંગ ને ખળખળ વહી જતી સરિતાના નીર– આ બધા યે સત્વોમાથી–ભવ્ય ને સુંદર, ભયાનક ને વિકરાળ સત્વોમાથી અકથ્ય આનંદ મળે છે આ અવ્યક્ત આનંદની અભિવ્યક્તિ ચિત્રકળા, સંગીત, શિલ્પ કે સ્થાપત્ય દ્વારા થાય છે કળાકારના અમૂર્ત ભાવો પાર્થિવ સાધનો વડે મૂર્ત થાય છે

કલાનુ ક્ષેત્ર

કલાનુ ઉગમસ્થાન હૃદય છે અને એનો આવિષ્કાર દરકોઇ રીતે થાય છે કવિતાના ડોલન કે સંગીતના આલાપ, ચિત્રના રૂપરંગ ને રેખા, શિલ્પની કારીગરી કે સ્થાપત્યની રચનામા તેનુ દર્શન થાય છે એ કલા અનંત રીતે અબાધ વિસ્તરે છે, એ પછી ભલે નાનીશી મૂર્તિમા હો કે મહાનગરના સ્થાપત્યમા તેને સાધન કે તેના પ્રકાર સાથે લેવાદેવા નથી. ટૂંકમા, કલાને વસ્તુજાત સંબંધ નથી ઉચ્ચ ભાવોની જાગૃતિ, એમની સંવિધાયકતા, એમની સંક્રાંતિ આ બધુ કલાનુ સ્વરૂપ છે, ને તે કોઇ પણ ક્ષેત્રમા પાગરતી નથી, કારણ કે ભાવવાહિતાના સાધનરૂપ વપરાતી વસ્તુઓ અતિમહત્ત્વની નથી, તેઓ ગૌણ છે

પહેલા કલા સઘળે ઠેકાણે વિચરતી સામાન્યમા સામાન્ય મનુષ્ય પણ કલાનો આનંદ લૂટતો ગરીબ કે તવંગરનો ભેદ નહોતો સાહિત્ય ને કલાશ્રવણ જાહેર મંડપોમા છૂટથી થતા સંગીતામૃતના સ્તોત્રો નદીતટે કે મંદિરે, પ્રાકૃત જનની ડેલીએ કે મેળામા નિર્બંધ રીતે વહેતા મૂર્તિવિધાન કે ચિત્રકળા જાહેરમા યોજાતા. દોલતમંદ કે ગરીબ વર્ગ–એમ એકના હિતાર્થે નહિ, પણ જનતા–જનાર્દન માટે જાહેર ઉત્સવ પ્રસંગે, મેળામા કે મંદિરમા કળાધર પોતાની કળાને વહેવરાવતો!

કલા ને સૌંદર્ય

આપણે આગળ ઉપર જોયુ તેમ કલાની માન્યતા સૌંદર્યભૂમિકા ઉપર હતી. પરંતુ સુંદર

## વિદ્યાર્થીઓ સામેના ભયસ્થાનો

આજે દેશભરના વિદ્યાર્થીઓમા શિસ્ત, જવાબદારી અને અભ્યાસનો અભાવ વધતો જાય છે

રાષ્ટ્રભક્તો અને જાહેર કાર્યકરો જલદી ઉત્પન્ન કરવાની આપણી ધગશમાં આપણે એટલી છુટછાટ અને ગેરશિસ્તને વહેવા દીધી છે કે આવતા જમાનામાં આળસુઓ અને તડાકીઆ વધી જાય તેવો ભય ઊભો થયો છે જ્યા જુઓ ત્યાં માન્ય વડેરાઓ સામે નાફરમાની, ઉદ્ધતાઇ અને અવિનય નજરે પડે છે જુવાનીઆ એમ માને છે કે પોકારો પાડવાથી, વાવટાઓ ફરકાવવાથી કે સરઘસો કાઢવાથી તેઓ જાહેર સેવા બજાવે છે માબાપ કે શિક્ષકો સામેની ઉદ્ધતાઇને સ્વતંત્ર જુસ્સો અને બહાદુરીના ચિહ્ન તરીકે ગણવામા આવે છે. શિસ્ત, વડેરાઓ પ્રત્યે માન, અને અભ્યાસીવૃત્તિને ગુલામી માનસ તરીકે ગણીને મજાક ઉડાવવામા આવે છે

જુવાનોને આજે તેમના હિતેચ્છુઓએ જો કાંઈ પણ વાત કહેવાની હોય તે એ જ છે કે શિસ્ત, વિવેક અને સતત ઉદ્યોગ સિવાય સાચા શહેરી થવાની તાલીમ મળતી નથી. આજના વિદ્યાર્થીઓમા આનો અભાવ જણાય છે, તે સામે તેમને ચેતવવા એ એક મોટી સામાજિક ફરજ છે

કરસનદાસ જે ચિતલીયા.
સભ્ય હિંદ સેવા સમાજ

એટલુ બધુ જ સારુ ન હોઇ શકે સત્ય હમેશ શિવ ને સુન્દર હોઇ શકે સત્ય અને સૌદર્ય એ કઇ એક સિક્કાની બે બાજુઓ નથી. જે સુંદરતા તેની પાછળ રહેલી નિગૂઢ શક્તિનું સત્યદર્શન ન કરાવતી હોય તો તે કળા ન કહેવાય. તારાગ્રહનક્ષત્રસંકુલ રાત્રિ જો તેના સર્જનહારની કિમિયાગીરી ને દર્શાવતી હોત તો તેને આપણે ભવ્ય કલાકૃતિ ન કહેત

કાકા કાલેલકર કહે છે તેમ સત્ય, શિવ ને સુન્દરમ્ એક જ વસ્તુના ત્રણ પાસા છે એકની પણ ઉણપ હોય તો તેને કલાકૃતિ ન કહેવાય. સુન્દરતામા જો સદાચાર ને સદ્‌ભાવનાની ખામી હોય તો તે અ–કલા હશે

સૌદર્ય એ કલાની શૈલીનો ગુણ છે, પણ તે સ્વયં કલા નથી સૌંદર્ય એ મજા કે આનદ આપે તે ઉપર કલાની કસોટી નથી થતી, પરતુ એ કોઇ ઉચ્ચ ભાવનો આધ્યાત્મિક બળસચાર બીજાના હૃદયમાં કરે એવા ગૂઢાર્થવાળી કલાકૃતિનુ સૌદર્ય એ આપોઆપ એક અનિવાર્ય લક્ષણ જ બનશે.

## કલા ને નીતિ

સૌદર્ય એ જેમ નીતિ પણ કલાનુ બીજુ આવશ્યક લક્ષણ છે, કેવળ ઇંદ્રિયસુખમા પરિણમતી કલા ક્ષુદ્ર અને ક્ષણિક આનદ આપે છે માણસની દુર્બળ ચિત્તવૃત્તિને અવળે માર્ગે લઇ જનારી વિકારયુક્ત કલા સર્વદા લાબો વખત ટકતી નથી, પણ ટુકા ગાળામા તે અવસાન પામે છે. કળાનો આનદ અનાસક્ત તાદાત્મ્યથી જ મળે, તે ઇંદ્રિયાતીત હોવો જોઇએ ને વિષયસુખથી વિમુખ હોવો જોઇએ.

આપણે આગળ ઉપર જોયુ કે કળા જેમ એક માનવચિત્ત–વિભૂતિ છે, તેમ ધર્મબુદ્ધિ પણ બીજી ચિત્ત–વિભૂતિ છે તે કોઇ સાપ્રદાયિક વસ્તુ નથી શુ સારૂ કે નઠાર એવી સદસદ્‌ની વિવેકભાવના સર્વ કાળે સર્વ લોકમા નજરે પડે છે. આ ભાવનુ ધર્મ એ ધાટી સ્વરૂપ છે તેના ઉપર જીવનકાળના મડાણુ થાય, એટલે આ ઉપરથી એટલુ ચોક્કસ થાય છે કે નીતિભાવના જે સૂક્ષ્મ અનુભવનો વિષય છે તે કાળમા ઓતપ્રોત થયેલી માલૂમ પડશે ટૂકમા, કલા નીતિ કે અનીતિ આ બધાનો સઘળો આધાર કલામરકાર ઝીલનાર પ્રજાવર્ગના માનસ ઉપર અવલબે છે

સમાજ જેવી કલા માગતો થશે તેવી કળા લભ્ય થશે સમાજના સારા કે નરસા સરકારો કળાકારના માનસમા પ્રતિબિબિત થાય, એટલે સપૂર્ણ નીતિમત્તાનો સંભવ નથી, પરતુ આત્મનિષ્ઠો આવા અનીતિમત્તાના પ્રસગો અનિવાર્ય ગણશે

## કલા' પ્રાચીન ને અર્વાચીન

' જેવુ જીવન તેવી કળા. ' કાળક્રમે કલાનુ બાહ્ય સ્વરૂપ બદલાય, પરંતુ એનુ માર્મિકત્વ, એનો ગૂઢાર્થ તો એક જ નિર્મળ આનદનો બીજામા ચેપ લગાડી, એવી ઊર્મિઓ એના ભોક્તામા સક્રાત કરવી એ એનું પ્રયોજન ને એ જ એનો વ્યવહારુ ઉપયોગ

કના લોકભોગ્ય હોવી જોઇએ. સામાન્યમા સામાન્ય માણસ પણ એના ધારાધોરણથી અજાણ હોય, પણ એમાથી સાત્ત્વિક આનદ ગ્રહણ કરવાની શક્તિ હોય છે જો એવી કૃતિ હોય અને તે સમજી શકે, તો એટલી એ કલાની ઉણપ. ગીત કે ભજન, ચોપી કે

દિવ્ય કલાકૃતિ એકસરખી વ્યાપક ને આનંદજન્ય હોય તો તે કળા સાચી કળા તરીકે પ્રસિદ્ધિ પામે છે

આના એના સર્વાંગી ઉચ્ચ જીવનભાવનાં પ્રેરતા લક્ષણોનો ઉલ્લેખ થઇ ગયો છે. પરંતુ જ્યારથી કલા ધંધાદારી હેતુ માટે નિર્માતી થઇ, એના વિવેચકોએ જડપ્રમાણ ખડા કર્યાં અને અવળે રસ્તે દોરનારી કલાવિષયક શાળા ખુલી ત્યારથી લોકકળા મટી ભદ્રકળા બની. ધનિક ને સત્તાવાનના આશ્રય હેઠળ પરાધીન બનેલી કળા, ગર્વ કે ડોળ, જીવનમા અતૃપ્તિ ને કામવાસના પોષનારી એકાંગી બની, જેથી તેમા શ્રમજીવનનુ રસવૈવિધ્ય લુપ્ત થયું. શ્રમની મહત્તા ઘટી અને મોજશોખના તત્ત્વવાળી બની

## કળાનુ જીવનમાં સ્થાન

કળા તો જીવનદર્શનનો નીચોડ છે. માનવ માનવ વચ્ચે લાગણીઓના વિનિમય સાધતી કળા જીવનમા તાણાવાણાની માફક વણાયેલી હોવી જોઇએ કલા જીવવાને કે દુઃખ ભૂલી જવા માટે નથી હોતી, પરંતુ જીવનનો આનંદ વ્યક્ત કરવા માટે હોય છે. જીવન હંમેશ ઉચ્ચ ભાવની વિકાસદશામા જ પ્રગતિ કરે છે નદીના વહેણની માફક જીવનવહેણની દિશા તે તે સમાજની ધર્મભાવના છે આ ભાવના બિંદુની આસપાસ સમાજના વિશાળ વર્તુળો રચાયેલા છે આવા જીવનનુ જેને સમગ્રતયા દર્શન લાધ્યુ હોય, તે તે જીવનદર્શનનો અર્થ બીજાને સરળતાથી સ્પષ્ટતાથી સમજાવે છે યુગપુરુષ શ્રેષ્ઠ જીવનકળાકાર કહેવાય છે એની અર્થવ્યંજનાની ઉત્તમ કળા તરીકે ગણના થાય છે

આવી કળાની બે વિશિષ્ટતાઓ ગણાવી શકાય

( ૧ ) સર્વોચ્ચ ધર્મપ્રતીતિ

( ૨ ) સાર્વભૌમ લાગણીઓનુ વહન.

કળામા એકાંગીતા કે પ્રાંતીયતા ન હોતા, તેની વ્યાપકતા બધા મનુષ્યમાં એકતા લાવવાના પ્રયત્નમા સહાયભૂત બનનારી ને સર્વે મનુષ્ય એક જ મનુષ્યના બાળ છે એવી ધર્મપ્રતીતિમાંથી ઝરણ પામતી સાર્વભૌમ લાગણીઓનુ વહન જરૂરી છે સર્વસામાન્ય લાગણીઓનુ વહન કરનારી જીવનની પ્રતિષ્ઠારૂપ કળામા અનોખો આત્માનંદ અનુભવાય છે.

[ "પ્રતાપ"માંથી ]

---

# પ્રકૃતિનું વિચિત્ર સર્જન : નોળિયો

સર્જનહારે કયા અકળ હેતુથી મારણ અને નિવારણ બનાવ્યા છે તે સમજવું મુશ્કેલ છે. આ ખલક રચીને એણે કોઇ અજબ-ખેલ ખેલ્યો છે. એણે ઝેર બનાવ્યુ અને ઝેરનુ નિવારણ પણ બનાવ્યુ. એણે નાગ સરજ્યા અને નાગને આરોગી જનાર રાજનાગ પણ બનાવ્યા, એણે વિષધર સાપ બનાવ્યા અને એમને ખાઇ જનાર શેળા અને નોળિયા પણ બનાવ્યા

તમને કદાચ નવાઇ લાગશે, પણ તમે જેની અવગણના કરતા હશો તે નોળિયુ વાઘ અને બિલાડીના હિંસક Carniyora વર્ગનું માંસભક્ષી પ્રાણી છે અને જો વગર હથિયારે તમે તેની સામે બાથ ભીડો તો એ તમને સહેલાઇથી મહાત કરી દે એટલી શક્તિ, હિંમત અને ચપળતા તેનામા છે, એને એના શિકારથી દૂર કરવા જનાર માણસની સામે થઇ ગયાનો દાખલો પણ મે જોયો છે અને એવો દાખલો પણ નોંધાયેલ છે, જેમા તેણે એક ગધેડાને પછાડીને જમીન ઉપર નાખી દીધો હતો બળ અને સહનશક્તિની દૃષ્ટિએ માણસ તો ગધેડા કરતા કયાય ઊતરતો છે

## સાપ અને નોળિયાનુ યુદ્ધ

આપણે ત્યા સાપ વિષે જેટલી ખોટી માન્યતાઓ છે એટલી બીજી કોઇ પ્રાણીઓ વિષે નથી. આપણે એમ માનીએ છીએ કે સાપ નોળિયાને કરડે તો પણ નોળિયાને તેના ઝેરની અસર થતી નથી, અથવા તો નોળિયુ નોળવેલ સુધી આવે છે એટલે સાપનું ઝેર ઊતરી જાય છે મદારીઓ આવા વહેમનો લાભ લઇને લોકોને નોળવેલની ગાંઠ અથવા ગમે તેની ગાંઠ નોળવેલ તરીકે આપીને એમના ખિસ્સાનો ભાર ઓછો કરે છે ખરી વાત એ છે કે સાપનુ ઝેર ઉતારવાનો નોળવેલમા કઇ ગુણ નથી, એટલુ જ નહિ પણ નોળિયું સાપના ઝેરથી પર નથી એટલુ ખરૂ લાગે છે કે નોળિયા ઉપર સાપના ઝેરની કંઇક ઓછો અસર થાય છે પરંતુ તેનુ કારણ એમ પણ હોઇ શકે કે નોળિયાના શરીર ઉપરના લાંબા વાળ અને જાડી ચામડીના કારણે સર્પદંશ વખતે નોળિયાના શરીરમા પૂરતા પ્રમાણમા ઝેર ન ગયુ હોય

તમે સાપ અને નોળિયાનુ યુદ્ધ જોયું છે ? ભાગ્યે જ કોઇ માણસ એ યુદ્ધ જોવા નસીબદાર બને છે, પરંતુ મહાચપળ સાપનો ઘા જે ન માની શકાય તેવી શ્રેષ્ઠતમ ચપળતાથી નોળિયુ ચુકાવી દે છે અને વિજળીની ઝડપથી પ્રતિઆક્રમણ કરી તેનુ માથુ છુંદી નાખે છે એ જોઇને તમે કહેશો કે નોળિયા જેટલી ચપળતા અને હિંમત કોઇ પ્રાણીમા નહિ હોય

નોળિયા અને સાપની લડાઇમા જો નોળિયાને ખરેખર સાપ ડસી લે તો નોળિયુ એના ઝેરની અસરથી મુક્ત નજ રહી શકે પરંતુ આ યુદ્ધ વખતે નોળિયુ પોતાના શરીરના લાંબા વાળ એવા ઊભા કરી દે છે કે તેમા સાપના દાંત તેની ચામડી સુધી પહોચીને જાડી ચામડીને ભેદી શકે એવી શકયતા બહુ જ ઓછી રહે છે એટલે જ આવા યુદ્ધોમા નોળિયું હંમેશા વિજયી નીવડે છે

મદારીઓ પ્રેક્ષકની રૂબરૂ સાપ અને નોળિયાનુ યુદ્ધ કરાવે છે, પરંતુ એમા યુદ્ધ જેવુ કશુ નથી હોતું કારણ કે સાપના ઝેરી દાંત કાઢી લીધેલા હોય છે એટલે તે નોળિયાનો સામનો કર્યા વિના ભાગવા જ માંડે છે એમા સર્પ ઉપર ઘાતકીપણાના પ્રદર્શન વિના કશુ જ નથી હોતુ.

## ઉંદરનો કટ્ટર દુશ્મન

નોળિયો સાપને મારીને ખાઇ જવા ઉપરાત મનુષ્યની એક બીજી પણ મહાન સેવા કરે છે અને તે ઉંદરોને મારીને ખાઇ જવાની. મારે કહેવુ જોઇએ કે આપણા નોળિયાએ આ બાબતમા આતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવી છે ગઇ સદીમા જ્યારે જમઇકા ટાપુમા અસખ્ય ઉંદરો ઉભરાઇ આવ્યા હતા અને શેરડીના પાકને ભયકર નુકસાન પહોચાડયું હતું ત્યારે છેવટે ઉંદરોનુ નિકદન કાઢવા માટે હિદુસ્તાનના નોળિયા ઉપર નજર પહોચાડવામાં આવી હતી અને તમારે એ જાણીને અચરજ થવુ ઘટે કે હિદુસ્તાનમાંથી માત્ર નવ નોળિયાને જમઇકા ટાપુમાં વસાહતી તરીકે લઇ જવામાં આવ્યા અને થોડા જ વખતમાં એ વસાહતી એવા ફુલ્યા ફાલ્યા કે એમણે ઉંદરોનુ નિકદન કાઢી નાખ્યુ એટલુ જ નહિ પણ એમની ખ્યાતિ કયુબા, પોર્ટોરીકો, વગેરે અનેક ટાપુઓ ઉપર ફેલાઇ ગઇ અને ત્યાના શેરડીના ઉત્પાદકોએ પણ પોતાને ત્યા નોળિયાને નોતર્યા. એકલા જમઇકા ટાપુમાં એમણે દર વરસે વીસ લાખ કરતા પણ વધારે રૂપિયાનું નુકસાન અટકાવી દીધુ।

## નોળિયા પાળી શકાય છે.

નોળિયાનુ નાનુ બચ્ચુ હાથમાં આવે તો એને સહેલાઇથી પાળી શકાય છે અને એના માલીકનુ એ વફાદાર અને પ્રેમાળ સોબતી બની જાય છે શરૂઆતમા એને દૂધ પાઇને ઉછેરી શકાય, પરંતુ જેમ એ મોટુ થાય તેમ એને સ્વાશ્રયી થવા દેવુ જોઇએ કે જેથી તેની હાજરી આશીર્વાદરૂપ થઇ શકે એ ઘરમાથી જીવડા, ઉંદર, સાપ વગેરેને મારીને ખાઇ જશે અને એ રીતે આપણુ ઘર એ શાપરૂપ પ્રાણીઓના ઉપદ્રવથી મુક્ત રહેશે પાળેલું નોળિયું પાળેલા કુતરાની જેમ તેના માલિકની સાથે ને સાથે રહે છે

મનુષ્યોના મહાન દુશ્મનોમા ઉંદર અગત્યનુ સ્થાન ભોગવે છે ખેતરોમા અને ઘરમાં એ શાપરૂપ હોવા ઉપરાંત વહાણો અને આગબોટોમા પણ એ ગણપતિનુ વાહન ભારે ઉપદ્રવી છે અને એમના ઉપદ્રવમાથી મુક્તિ મેળવવા માટે વહાણો તથા આગબોટોમા પણ નોળિયા દાખલ કરીને મૂષકોનું નિકદન કાઢવામાં આવ્યું છે

નોળિયાની હાજરી આપણા ઘરમા આશીર્વાદરૂપ છે એ ખરૂ, પરતુ જો તમે કોઇ પણ પક્ષીઓ રાખતા હો તો નોળિયાને તમારા ઘરમા રહેવુ એ તમારા પક્ષીઓને માટે સલામત નથી પાંજરામા રહેલ પક્ષી ઉપર પણ તે તક જોઇને ધસી જાય છે

## શેળો અને નોળિયો

શેળો પણ સાપનો દુશ્મન છે, પરતુ એનામા નોળિયા જેટલી ચપળતા નથી અને જે કાળજીથી નોળિયો સાપનું નિકદન કાઢે છે એ કાળજી શેળામા નથી મે એક વાર શેળાને સાપની સામે મોકલ્યો પરતુ શાકાહારી હિદુ સાથે રહેતો શેળો સાપને જોઇને વિરક્ત ભાવે મોઢું ફેરવી ગયો, એટલે છેવટે સર્પના શિકારનુ કર્તવ્ય મારે બજાવવુ પડયુ.

નોળિયો દિનચર છે ત્યારે શેળો નિશાચર છે, પણ ઉપદ્રવી જીવોના વિનાશ માટે પંકાયેલા આ બે પ્રાણીઓ સંપીને નથી રહેતા એ ખેદની વાત છે નોળિયો શેળાને મારી નાખે છે અને કાંટાનું મજબૂત બખ્તર ધરાવનાર શેળો જે ભલભલા નાગને પણ પહોંચી જાય છે તેને નોળિયો કેવી રીતે મહાત કરે છે તેની રસિક નોંધો વાંચવા લાયક છે

[ "પ્રવાસી"માંથી ] —વિજયગુપ્ત મૌર્ય

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૧ સને ૧૯૪૬–૪૭

# વિષય

### દરેક પુસ્તકાલયે લોકમદદની અને કાયમફંડની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલવા બાબત

આથી વડોદરા રાજ્યના સર્વ પુસ્તકાલયોને જણાવવામા આવે છે કે—લોકમદદની તથા કાયમફંડની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમા જમા કરાવવાની છે. તેમને ગઈ સાલે સૂચનાદ્વારા જણાવ્યુ છે. અને ચાલુ સાલે પણ લોકમદદની અને કાયમફંડની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલવા જણાવીએ છીએ તે રકમ પુસ્તકાલય ખાતા તરફ મોકલવાથી હિસાબી કામમા ભૂલો ન થાય અને કામની સરળતા થાય તે માટે દરેક પુસ્તકાલયો લોકમદદની અને કાયમફંડની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, રાવપુરા, વડોદરા તરફ મનીઑરડરથી જમા કરાવવા તજવીજ કરવી તેમ છતાં પુસ્તકાલય ખાતા તરફ તે રકમ મનીઑરડરથી મોકલવામાં આવશે તો નછૂટકે મનીઑરડર પરત મોકલવામાં આવશે

વડોદરા,
તા ૯–૮–૪૬

प्र ख परळीकर
આ. મદદનીશ વ્યવસ્થાપક

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન ન મોકલાવ્યું હોય તો આજે જ મે. થી તૈયાર કરી મોકલો. કારણ તમારી ભૂલ કે આળસથી આખા વર્ષનું સરકારી નિવેદન તૈયાર કરવામાં વિલંબ થાય છે. અંદાજ મોકલતા સુધી મુલતવી રાખશો નહિ.

૨ દરેક સાર્વજનિક પુસ્તકાલય જૂથમંડળની સભામાં હાજર રહી સહકારના ધોરણે શ્રીમંત સરકારે મંજૂર કરેલી ટકાવારી પ્રમાણે અંદાજપત્ર બનાવે

૩ ચાતુર્માસમાં ગામડાંઓમા ધાર્મિક લાગણીના કારણે વાચનમાં ઘણો વધારો થઇ શકે તેમ છે. તમેં એ પ્રજાની લાગણીનો લાભ લઇ તમારા પુસ્તકાલયને લોકપ્રિય બનાવવા બનતું કરજો.

૪ અંદાજપત્રમાં તમામ હકીકત કાળજીપૂર્વક લખીને મોકલો

૫ કમી કરવા પાત્ર પુસ્તકો તેમ જ ઇતર સાહિત્ય વગેરેની યાદી મોકલવાનુ ભૂલશો નહિ.

૬ પ્રૌઢ શિક્ષણના વર્ગોમાં પાસ થયેલાંઓ માટે તમારા પુસ્તકાલય દ્વારા પૂરતું વાચન પૂરું પાડો, પ્રૌઢ શિક્ષણ પત્રિકાનો ઉપયોગ નવીન ભણેલાં માણસોમાં કરાવો.

૭ ગયા વર્ષના બજેટમાંની પુસ્તકયાદીઓ જેમની અધુરી હોય તેમણે વેળાસર ખાતા મારફત મંજૂર કરાવવી. તમારી લોકમદદ પુ. સ. સ મંડળમા મોકલવા સત્વર તજવીજ કરવી.

વડોદરા,
તા. ૮-૮-’૪૬

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક.

જાહેરાત અંક ૧

વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને

| અનુક્રમ અંક | મહાલનું નામ | મહાલવાર ગામો | શાળાવાળાં ગામ | પુસ્તકાલયો સબંધી વિગત | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | કસ્બા પુસ્તકાલય | કસ્બા વાં. તથા મહિલા બાળ પું. | ગ્રામ પુસ્તકાલય | ગ્રામ વાંચનાલય | કુલ | મદદ લેનાર- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | **વડોદરા પ્રાંત** | | | | | | | | |
| ૧ | પેટલાદ | ૭૩ | ૭૨ | ૮ | ૧+૪+૩ | ૬૪ | ૦ | ૮૦ | ૬૮ |
| ૨ | ભાદરણ | ૩૧ | ૨૭ | ૧ | ૦+૧+૧ | ૨૭ | ૦ | ૩૦ | ૨૭ |
| ૩ | વડોદરા | ૧૧૯ | ૭૮ | ૩ | ૩+૦+૦ | ૭૭ | ૧ | ૮૪ | ૬૫ |
| ૪ | પાદરા | ૮૨ | ૭૨ | ૨ | ૦+૦+૦ | ૭૧ | ૧ | ૭૪ | ૫૯ |
| ૫ | કરજણ | ૯૮ | ૭૮ | ૧ | ૦+૦+૦ | ૮૦ | ૦ | ૮૧ | ૬૯ |
| ૬ | ડભોઇ | ૯૭ | ૪૮ | ૨ | ૦+૧+૧ | ૫૦ | ૧ | ૫૫ | ૪૩ |
| ૭ | શિનોર | ૪૫ | ૩૯ | ૧ | ૦+૧+૦ | ૪૨ | ૦ | ૪૪ | ૪૨ |
| ૮ | સાવલી | ૭૨ | ૩૪ | ૧ | ૦+૦+૧ | ૩૮ | ૧ | ૪૧ | ૩૬ |
| ૯ | વાઘોડીઆ | ૭૧ | ૨૮ | ૧ | ૦+૦+૦ | ૨૯ | ૬ | ૩૬ | ૨૬ |
| ૧૦ | સંખેડા | ૧૩૦ | ૪૯ | ૨ | ૦+૦+૦ | ૪૮ | ૦ | ૫૦ | ૪૦ |
| ૧૧ | તીલકવાડા | ૩૪ | ૮ | ૧ | ૦+૦+૦ | ૬ | ૦ | ૭ | ૪ |
| | કુલ | ૮૫૨ | ૫૩૩ | ૨૩ | ૪+૭+૬ | ૫૩૨ | ૧૦ | ૫૮૨ | ૪૭૯ |
| | **મહેસાણા પ્રાંત** | | | | | | | | |
| ૧૨ | દહેગામ | ૯૬ | ૪૧ | ૧ | ૦+૦+૦ | ૩૯ | ૦ | ૪૦ | ૩૦ |
| ૧૩ | આતરસુંબા | ૪૦ | ૧૮ | ૧ | ૦+૦+૦ | ૧૬ | ૧ | ૧૮ | ૧૬ |
| ૧૪ | કડી | ૧૨૧ | ૫૪ | ૧ | ૦+૦+૦ | ૫૪ | ૦ | ૫૫ | ૪૨ |
| ૧૫ | કલોલ | ૯૧ | ૫૧ | ૪ | ૦+૧+૦ | ૪૭ | ૨ | ૫૪ | ૫૨ |
| ૧૬ | વિજાપુર | ૮૭ | ૬૪ | ૭ | ૦+૧+૦ | ૫૯ | ૦ | ૬૭ | ૬૧ |
| ૧૭ | વિસનગર | ૫૬ | ૪૦ | ૨ | ૦+૨+૦ | ૩૯ | ૦ | ૪૩ | ૩૪ |
| ૧૮ | મહેસાણા | ૮૪ | ૫૭ | ૨ | ૦+૦+૦ | ૫૮ | ૦ | ૬૦ | ૪૫ |
| ૧૯ | સિદ્ધપુર | ૮૧ | ૪૪ | ૩ | ૦+૨+૧ | ૪૩ | ૦ | ૩૯ | ૩૪ |
| ૨૦ | ખેરાળુ | ૯૧ | ૪૪ | ૪ | ૦+૧+૧ | ૩૮ | ૦ | ૪૪ | ૩૨ |
| ૨૧ | પાટણ | ૧૪૦ | ૪૩ | ૨ | ૧+૧+૧ | ૪૦ | ૦ | ૪૫ | ૩૫ |
| ૨૨ | ચાણસ્મા | ૧૧૩ | ૫૪ | ૨ | ૦+૦+૦ | ૫૪ | ૦ | ૫૬ | ૫૨ |
| ૨૩ | હારીજ | ૩૮ | ૭ | ૧ | ૦+૦+૦ | ૬ | ૦ | ૭ | ૬ |
| ૨૪ | ડભોડા | ૦ | ૧૮ | ૧ | ૦+૦+૦ | ૪ | ૦ | ૫ | ૫ |
| ૨૫ | નિગ્માવી | ૦ | ૩ | ૦ | ૦+૦+૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| | કુલ | ૧૦૩૮ | ૫૩૮ | ૩૧ | ૧+૮+૩ | ૪૯૮ | ૩ | ૫૩૪ | ૪૪૩ |

## સને ૧૯૪૬-૪૭

### વાંચનાલયોની મહાલવાર સંખ્યા અને તેમને અપાયેલી મદદ

| સરકાર મદદની વિગત | | પંચાયત મદદની વિગત | | શેરો |
|---|---|---|---|---|
| કસ્બા પુ. ને કસ્બા વા. ને તથા મહિલા અને બાલ પુ. ને | ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને | કસ્બા પુ. ને કસ્બા વા. ને તથા મહિલા અને બાલ પુ. ને | ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને | |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૭૫૫-૦-૦ | ૧૩૧૧-૮-૦ | ૧૭૮૫-૦-૦ | ૧૩૧૧-૮-૦ | ૧ આ ઉપરાત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા ૪૫૨) પ્રાંત પંચાયત મદદના આપ્યા છે |
| ૩૪૦-૦-૦ | ૮૦૨-૮-૦ | ૩૬૦-૦-૦ | ૮૦૨-૮-૦ | |
| ૯૮૫-૦-૦ | ૧૩૭૯-૦-૦ | ૪૮૫-૦-૦ | ૧૩૮૪-૦-૦ | |
| ૨૪૦-૦-૦ | ૧૨૬૮-૦-૦ | ૨૨૦-૦-૦ | ૧૨૯૩-૦-૦ | |
| ૧૮૦-૦-૦ | ૧૪૧૨-૮-૦ | ૧૫૦-૦-૦ | ૧૪૩૭-૮-૦ | |
| ૧૮૦-૦-૦ | ૭૮૧-૮-૦ | ૧૦૦-૦-૦ | ૭૯૫-૮-૦ | |
| ૨૭૦-૦-૦ | ૯૧૪-૦-૦ | ૨૯૫-૦-૦ | ૯૧૯-૦-૦ | |
| ૨૧૫-૦-૦ | ૮૨૪-૦-૦ | ૧૯૦-૦-૦ | ૮૪૯-૦-૦ | |
| ૧૮૦-૦-૦ | ૫૯૧-૮-૦ | ૧૨૦-૦-૦ | ૫૯૧-૮-૦ | |
| ૪૦૦-૦-૦ | ૮૧૪-૮-૦ | ૪૦૦-૦-૦ | ૮૨૯-૮-૦ | |
| ૧૨૫-૦-૦ | ૧૧૦-૦-૦ | ૧૨૫-૦-૦ | ૧૨૦-૦-૦ | |
| ૪૮૭૦-૦-૦ | ૧૦૨૦૯-૦-૦ | ૪૨૩૦-૦-૦ | ૧૦૩૩૩-૦-૦ | |
| ૨૦૦-૦-૦ | ૫૭૪-૮-૦ | ૨૫૦-૦-૦ | ૫૭૪-૮-૦ | ૨ આ ઉપરાત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા ૪૩૩) પ્રાંત-પંચાયત મદદના આપ્યા છે |
| ૧૫૦-૦-૦ | ૨૬૯-૮-૦ | ૧૫૦-૦-૦ | ૨૬૯-૮-૦ | |
| ૧૭૫-૦-૦ | ૭૬૪-૦-૦ | ૨૭૦-૦-૦ | ૭૭૩-૦-૦ | |
| ૪૨૫-૦-૦ | ૯૯૯-૮-૦ | ૪૬૦-૦-૦ | ૧૦૩૩-૦-૦ | |
| ૯૯૦-૦-૦ | ૧૧૯૨-૦-૦ | ૧૩૫૦-૦-૦ | ૧૨૧૬-૦-૦ | |
| ૬૦૦-૦-૦ | ૬૨૬-૦-૦ | ૬૪૦-૦-૦ | ૬૨૬-૦-૦ | |
| ૬૦૦-૦-૦ | ૯૦૨-૮-૦ | ૮૦૦-૦-૦ | ૯૦૭-૮-૦ | |
| ૪૭૦-૦-૦ | ૭૦૯-૮-૦ | ૪૪૫-૦-૦ | ૭૦૯-૮-૦ | |
| ૬૫૫-૦-૦ | ૪૧૯-૦-૦ | ૭૮૦-૦-૦ | ૪૩૪-૦-૦ | |
| ૩૩૦-૦-૦ | ૬૮૬-૮-૦ | ૩૮૦-૦-૦ | ૬૯૬-૮-૦ | |
| ૪૨૫-૦-૦ | ૯૦૧-૦-૦ | ૪૦૫-૦-૦ | ૯૦૧-૦-૦ | |
| ૪૦-૦-૦ | ૭૩-૦-૦ | ૪૦-૦-૦ | ૭૩-૦-૦ | |
| ૨૫૦-૦-૦ | ૯૫-૦-૦ | ૩૦૦-૦-૦ | ૯૫-૦-૦ | |
| ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | |
| ૫૩૧૦-૦-૦ | ૮૨૧૨-૦-૦ | ૬૨૭૦-૦-૦ | ૮૩૦૮-૮-૦ | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | **નવસારી પ્રાંત** | | | | | | | | |
| ૨૬ | નવસારી | ૧૧ | ૪૩, | ૧ | ૦+૧+૧ | ૪૫ | ૧ | ૪૯ | ૩૭ |
| ૨૭ | ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૦+૧+૦ | ૨૪ | ૦ | ૨૭ | ૨૨ |
| ૨૮ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૦+૦+૦ | ૩૦ | ૨ | ૩૩ | ૨૮ |
| ૨૯ | કામરેજ | ૭૨ | ૪૨ | ૨ | ૦+૦+૦ | ૪૨ | ૪ | ૪૮ | ૩૯ |
| ૩૦ | મહુવા | ૬૯ | ૪૦, | ૧ | ૦+૦+૦ | ૩૦ | ૩ | ૩૪ | ૨૫ |
| ૩૧ | વ્યારા [illegible]... માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૧ | ૦+૦+૦ | ૨૨ | ૦ | ૨૩ | ૧૬ |
| ૩૨ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૦+૦+૦ | ૩ | ૧ | ૫ | ૩ |
| ૩૩ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૦+૧+૦ | ૨૭ | ૨ | ૩૧ | ૧૯ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૧૦ | ૦+૩+૧ | ૨૨૩ | ૧૩ | ૨૫૦ | ૧૮૯ |
| | **અમરેલી પ્રાંત** | | | | | | | | |
| ૩૪ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૦+૧+૧ | ૪૫ | ૩ | ૫૧ | ૪૧ |
| ૩૫ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૦+૦+૦ | ૧૯ | ૧ | ૨૧ | ૧૮ |
| ૩૬ | ધારી | ૫૭ | ૨૨ | ૨ | ૦+૦+૧ | ૨૧ | ૦ | ૨૪ | ૧૪ |
| ૩૭ | ખાંભા | ૩૧ | ૮ | ૧ | ૦+૦+૦ | ૭ | ૦ | ૧૦ | ૫ |
| ૩૮ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૦+૦+૦ | ૨૫ | ૦ | ૨૬ | ૧૭ |
| ૩૯ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦+૦+૦ | ૭ | ૦ | ૭ | ૬ |
| ૪૦ | ભીમકટ્ટા | ૧ | ૧ | ૦ | ૦+૦+૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૪૧ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૦ | ૦+૨+૧ | ૧૦ | ૦ | ૧૫ | ૧૨ |
| | કુલ | ૨૯૦ | ૧૪૩ | ૮ | ૦+૩+૩ | ૧૩૫ | ૬ | ૧૫૫ | ૧૧૪ |
| | કુલ એકંદર | ૨૯૬૬ | ૧૪૫૫ | ૭૨ | ૫+૨૧+૧૩ | ૧૩૮૯ | ૭૨ | ૧૫૨૧ | ૧૨૨૫ |

(૧) સરકાર મદદની વિશેષ વિગત

અ ચાલુ સાલે ઉઘડેલાં નવીન ૨૦ પુસ્તકાલયોને પુસ્તકો ખાતે સરકાર મદદ આપવામાં આવી છે ( તે ઉપરના આંકડામાં સમાવેશ નથી ) . — ૧૪૯૧–૭–૧

આ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના નિભાવ માટે સરકાર મદદના આપ્યા છે ( તે ઉપરના આંકડામાં સમાવેશ નથી ) — ૧૨૦૦–૦–૦

| | | | | |
|---|---|---|---|---|
| ૫૦૫-૦-૦ | ૮૧૩-૦-૦ | ૦-૦-૦ | ૮૩૮-૦-૦ | ૩ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા ૧૯૦) પ્રાંત પંચાયત મદદના આપ્યા છે. |
| ૫૦૦-૦-૦ | ૪૩૦-૮-૦ | ૦-૦-૦ | ૪૬૨-૦-૦ | |
| ૨૦૯-૦-૦ | ૭૫૦-૦-૦ | ૧૩૦-૦-૦ | ૮૦૦-૦-૦ | |
| ૨૭૦-૦-૦ | ૧૦૪૨-૦-૦ | ૭૦-૦-૦ | ૯૪૭-૦-૦ | |
| ૧૫૦-૦-૦ | ૪૬૦-૮-૦ | ૧૦૦-૦-૦ | ૫૧૦-૮-૦ | |
| ૧૧૫-૦-૦ | ૩૬૪-૦-૦ | ૧૦૦-૦-૦ | ૪૬૪-૦-૦ | |
| ૧૩૫-૦-૦ | ૩૩-૮-૦ | ૦-૦-૦ | ૩૩-૮-૦ | |
| ૩૪૦-૦-૦ | ૩૩૦-૦-૦ | ૦-૦-૦ | ૩૩૦-૦-૦ | |
| ૨૨૧૫-૦-૦ | ૪૨૨૩-૮-૦ | ૪૦૦-૦-૦ | ૪૩૮૫-૦-૦ | |
| ૫૭૫-૦-૦ | ૫૬૯-૦-૦ | ૪૪૫-૦-૦ | ૫૬૯-૦-૦ | ૪ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા. ૮૫-૮-૦ પ્રાંત પંચાયત મદદના આપ્યા છે |
| ૧૭૫-૦-૦ | ૨૨૩-૮-૦ | ૧૦૦-૦-૦ | ૨૨૩-૮-૦ | |
| ૪૨૦-૦-૦ | ૧૩૯-૦-૦ | ૨૬૫-૦-૦ | ૧૩૯-૦-૦ | |
| ૮૦-૦-૦ | ૪૧-૮-૦ | ૮૦-૦-૦ | ૪૧-૮-૦ | |
| ૧૬૯-૦-૦ | ૨૭૪-૮-૦ | ૭૫-૦-૦ | ૨૭૪-૮-૦ | |
| ૦-૦-૦ | ૧૦૨-૦-૦ | ૦-૦-૦ | ૧૦૨-૦-૦ | |
| ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | |
| ૬૬૫-૦-૦ | ૧૫૭-૦-૦ | ૧૦૫-૦-૦ | ૯૫-૦-૦ | |
| ૨૦૮૪-૦-૦ | ૧૫૦૬-૮-૦ | ૧૦૭૦-૦-૦ | ૧૪૪૪-૮-૦ | |
| ૧૪૪૭૯-૦-૦ | ૨૪૧૫૧-૦-૦ | ૧૧૯૭૦-૦-૦ | ૨૪૪૭૧-૦-૦ | |

વડોદરા,
તા. ૫-૮-૪૬

म ख परळीकर
આ. મદદનીશ વ્યવસ્થાપક પુસ્તકાલય ખાતુ

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



સ્તક ૨૧ મું | સપ્ટેમ્બર-૧૯૪૬ | અંક ૯મો

# પુસ્તકો અને વેચાણવેરો

—તંત્રીસ્થાનેથી

" વેચાણવેરો શરૂ થવાની જાહેરાત થઇ છે. એમા મહત્ત્વનો વિચાર કઇ ચીજોના વેચાણ ઉપર એ નખાશે, એ છે × × × × વેચાણવેરો મોજશોખ અને શ્રીમંતાઇની ચીજો પર રહે તો આ દૃષ્ટિએ સારી મદદ થાય

" પુસ્તકો ઇ. પર આ વેરો લાગશે ? કાગળ, શાહી, બીબાં, બાંધણીનો સામાન ઇ. તેના કાચા માલ ઉપર જો આ વેરો બેસે, અને પાછો તેની પેદાશ-પુસ્તકો ઉપર પણ, તો તો સારૂં ન ગણાય

" પુસ્તકોનો પણ લાખોનો મોટો ધંધો છે. તેમાથી સારી રકમ મળી શકે; પરંતુ આ ધંધો લોકોની જ્ઞાનભૂખ ભાંગવાને માટે છે, એમ માનીને ચાલવું જોઇએ. વેપારી આ વેરાનો ભાર ઘરાક ઉપર જ સેરવી આપવાનો, એ કાંઈ તેના નફાના ટકામાં કાપ નહિ આવવા દે. એટલે પુસ્તકો ઉપરનો વેરો તો એક રીતે 'જ્ઞાનવૃદ્ધિ-વેરા' જેવો થઇ રહે. એમ કરવા જરૂર ન હોવી જોઇએ બલ્કે સરકારે એવો કંઇક ઉપાય યોજવો જોઇએ કે જેથી પુસ્તકો પર નફાખોરી ઓછી થાય ને નફો માફકસર બને, પુસ્તકો પરના વેચાણવેરા અંગે આ રીતે વિચાર થાય તો સારું' "

—" શિક્ષણ ને સાહિત્ય "

ઉપર્યુક્ત લખાણ એક એવી પ્રતિષ્ઠિત સંસ્થાના એક તંત્રવાહકનું છે કે જેને વગર વિચાર્યે ભાગ્યે જ ફેંકી દેવાય

આજે વચગાળાની સરકારના આગેવાન હોદ્દેદારના ટ્રસ્ટીપણા હેઠળ ચાલતી સંસ્થાના શિક્ષણવિષયક મુખપત્ર " શિક્ષણ અને સાહિત્ય "ના સંપાદકની નોંધના એ શબ્દો છે એમણે આપેલી આ નોંધ માત્ર, મુંબઇ સરકારના જ નહિ, પરંતુ આપણા રાજ્યમાં પણ એ વેચાણવેરો દાખલ કરનાર સરકારના ધ્યાન પર પણ, પહોંચાડવી અમને જરૂરી જણાય છે.

આવતી તા. ૧'લી ઑકટોબરથી વડોદરા રાજ્યમાં અને આખા મુંબઈ ઈલાકામા વેચાણવેરાનો અમલ શરૂ થશે.

આ વેચાણવેરામાંથી, નિત્યની જરૂરિયાતોની કેટલીક વસ્તુઓને બાકાત રાખવાનું સરકારે નક્કી કરી એટલે દરજ્જે જનતાને રાહત આપવાનું વિચાર્યું છે; તે માટે સરકારને અમારાં અભિનંદન. આવી નિત્યોપયોગી વસ્તુઓની યાદીમાં ખાદ્ય વસ્તુઓ પ્રમાણે ઈતર આમજનતાના ઉપયોગની ચીજોમાં કેટલીક અગત્યની ચીજો પણ રહી જવા પામી છે

શરીરપોષણ માટે નિત્યજીવનરૂપ થઇ પડેલ અનાજને જેમ આ વેરામાંથી મુક્તિ મળી છે, તે જ પ્રમાણે, શારીરિક ખોરાકના જેટલી જ જરૂરી અને અગત્ય ધરાવનાર માનસિક ખોરાકરૂપ પુસ્તકોને આ વેરામાંથી બાકાત રાખવામા નથી આવ્યાં, એ દિલગીરીની વાત છે. અલબત્ત, શાળામાં ચાલતાં પાઠય પુસ્તકોને આ વેરો લાગુ નથી કરાયો એ માટે અમે હર્ષ વ્યક્ત કરીએ છીએ, પરંતુ બીજી બાજુ ઈતર વાચનના પુસ્તકોને પણ એ લાભ નથી અપાયો તે એટલું જ શોચનીય છે. કારણ કે, પાઠય પુસ્તકો શાળામા જતા બાળકોને જ ઉપયોગી હોઇને ઈતર વાચનના પુસ્તકો પણ એટલા જ અનિવાર્ય બને છે માત્ર વિદ્યાર્થીઓને એથી લાભ થશે. પરંતુ આજે જ્યારે દેશભરમા સંસ્કારપ્રચાર અને શિક્ષણવિકાસની યોજનાઓ ઘડાઇને અમલમા મુકાઇ રહી છે તેવે વખતે, એ સંસ્કારપ્રચાર અને શિક્ષણવિકાસમાં અગત્યનુ સ્થાન ધરાવતા પુસ્તકોને પણ એ વેરામાથી મુક્તિ મળવી જોઇએ એવુ અમારુ નમ્ર છતા દૃઢ મંતવ્ય છે. અલબત્ત, ખાદ્ય પદાર્થોમાં પણ જેમ સારાનરસા ખોરાકોને પણ આ વેરામાંથી મુક્તિ મળશે તેમ અશિષ્ટ એવાં પુસ્તકોને પણ, જો પુસ્તકવ્યવસાયને આ વેરામાંથી મુક્ત કરવામાં આવે તો એ લાભ મળશે જ. છતાં આવા કારણને લીધે આખાય વ્યવસાયને એમાંથી મુક્તિ ન આપવાનું પગલું જરાય ઈષ્ટ નથી.

વળી પુસ્તકવિક્રેતાઓના હાથમાં આવતા પુસ્તકો પર, એના ઉત્પાદકો–પ્રકાશકો –એ એક યા બીજારૂપે એ વેરો ભરેલો જ હશે એટલે કે એમા વપરાતા કાગળ ખરીદનારે એ વેરો ભર્યો હશે, એના છાપનારે પણ એ વેરો ભર્યો હશે. અને એ તૈયાર થઇને બજારમા વેચાવા આવતા પણ એના વેચાનારને આ વેરો ભરવો પડશે. આ રીતે જોતાં, પુસ્તકો પરનો વેરો ત્રણ જગાએ ભરાયો હશે. અને એ ત્રણેય સ્થળે ભરાયેલો વેરો વાચકના માથે જ પડવાનો છે, એ વાત સરકારે અવશ્ય લક્ષમા રાખી તેને વેચાણવેરામાંથી મુક્તિ આપવી જ ઘટે છે.

સામાન્ય હરકોઇ ચીજનો વેપાર કરનાર આજે આ વેચાણવેરા પ્રત્યે નાપસંદગી દર્શાવે છે ત્યારે, આ જનતાના નિત્યના માનસિક ખોરાક પર આ વેરો

ત્રણગણો નાખીને સરકારે સંસ્કારપ્રેરક આ વ્યવસાયપર અને એના ઉપભોક્તા પર આ વેરો લાદીને એને વધુ ભારવાહક કરવો ન જોઇએ આ વેરો પડતા, પુસ્તકોની કિંમતો એના પ્રકટ કરનારાઓ વધારી મૂકશે, એના વેચનારાઓ પોતા તરફથી પણ એ વેરો એના ગ્રાહકો પર ચડાવશે, આ રીતે વાચનપ્રિય જનતાને માથે એક પ્રકારનો વધુ બોજો આવી પડતાં, સંસ્કારવાચ્છુ જાહેરજનતા પર તેમજ સાર્વજનિક પુસ્તકાલયો સરખી જનતાની સંસ્થાઓ પર જ આ બોજો આવી પડશે

સરકાર આવી સંસ્થાઓને ઉત્તેજન આપે છે, નવીન શરૂ કરવા એક યા બીજા પ્રકારે સહાય આપે છે, ત્યારે આ વેરો આ વ્યવસાય પર નાખીને એ જ સરકાર પોતે એક હાથે આપેલી મદદ, બીજા હાથે આડકતરી રીતે ઝૂંટવી લેવા જેવું કરે છે. તેમાં પણ નવી સ્થપાતી પુસ્તકાલયસંસ્થાઓ, વધુ સાહિત્યગ્રંથો વસાવવાના કોડ સેવતી હોય તેવી સંસ્થાઓને પુસ્તકોની વધુ કિંમતો આપવી પડતાં તેટલા ઓછા પુસ્તકો ખરીદવાં પડી એની ગ્રંથસમૃદ્ધિ પણ કંગાલ રહેવા પામશે

આ બધી રીતે જોતા, જાહેરપ્રજાના હિતને ખાતર તેમ જ સરકારે પોતાની ઉત્તેજનની નીતિથી વિકસાવેલી હજારો જ્ઞાનપરબોને આ વેરાથી ઘણુ જ શોષવું પડશે; જ્ઞાનની પરબો કહેવાતી આ સંસ્થાઓ નિર્જળ માટલા સરખી થઇ પડશે જ્ઞાનજળ પીવા આવનાર આ પરબોના પ્યાસીઓને નિરાશ કરવાનું આ પગલું નીવડશે, એ સરકારે ન ભૂલવું જોઇએ. અને એટલે જ આ વેચાણવેરો સરકારે પુસ્તકવ્યવસાય પર પણ નાખવાનો વિચાર સરખો પણ ન રાખવો જોઇએ

અમે આશા રાખીએ છીએ, સરકાર આ વેરામાંથી પુસ્તકવ્યવસાયને મુક્તિ આપશે જ.

***

# ગુજરાતી સાહિત્ય પરિષદનું સોળમું અધિવેશન

ગુજરાતી સાહિત્ય પરિષદનું આગામી સોળમું અધિવેશન રાજકોટ મુકામે તા ૧૮, ૧૯, ૨૦ ઑક્ટોબરના રોજ મળનાર છે, એ સમાચાર સાહિત્યજગતમાં, અણધાર્યા આવી પડેલા સમાચારરૂપે શરૂઆતમાં લેખાયા હતા.

ગુજરાતી સાહિત્ય પરિષદ સંસ્થા આપણા સાહિત્યની એક જ અગ્રગણ્ય પ્રતિષ્ઠિત અને માનનીય સંસ્થા છે, જે ગુજરાતી સાહિત્યના વિકાસ અને પ્રચાર અર્થે થોડે ઘણે અંશે પણ પ્રયત્નશીલ જણાય છે

એનુ છેલ્લુ અધિવેશન વડોદરા મુકામે મળ્યા પછી, એની પ્રવૃત્તિ સંબંધી

ખાસ સમાચારો ભાગ્યે જ જાણવા મળતા. આમ છતાં, બે વર્ષના લાંબા ગાળે એનુ અધિવેશન ભરવાની જે પ્રવૃત્તિ ગતિમાન થઇ છે તેને અમે આવકારીએ છીએ, અને આગલુ અધિવેશન જે ગુજરાતના અગ્રસ્થાને બિરાજતા મહારાજસ્થાન સમા વડોદરા રાજ્યને યશ આપી ગયુ હતુ તેમ, આ વખતે પણ, કચ્છ-કાઠિયાવાડમાં અગ્રણીરૂપ લેખાતા રાજકોટ રાજ્યના પાટનગરમાં આ અધિવેશન મળે છે, એ રાજસ્થાની પ્રજા સાહિત્યપ્રવૃત્તિમાં કેટલી વધુ રસ લેતી છે તેના ખુલ્લા પુરાવારૂપ લેખી શકાય

વડોદરા રાજસ્થાનીઓએ એને આંગણેના અધિવેશનને સંપૂર્ણ સફળ બનાવ્યુ હતું, તેમ કચ્છ–કાઠિયાવાડના રાજસ્થાનીઓ પણ સાહિત્ય પરિષદના આગામી અધિવેશનને પ્રો. યાજ્ઞિક જેવાના નેતૃત્વ નીચે જરૂર સફળ બનાવશે, એ નિઃશંક છે

આ અધિવેશનના પ્રમુખપદ માટે ચાર નામો પરિષદની મધ્યસ્થ સભાએ પસંદ કર્યાં હતા; તે પૈકી ગુજરાતી સાહિત્યના જાણીતા વિવેચક અને સાહિત્યકાર શ્રી રામનારાયણ પાઠકની વરણી કરવામા આવી છે અમે ઇચ્છીએ છીએ શ્રી. પાઠક એનુ સુકાન પોતાને હાથ લઇ એને યોગ્ય માર્ગે દોરશે

એના ગયા અધિવેશનમા પસાર થયેલા ઠરાવોનુ વિહંગાવલોકન કરતા જણાય છે કે, એણે ઉપાડેલ ગુજરાત યુનિવર્સિટીનુ કાર્ય હજી પૂરેપુરું પ્રગતિ સાધી શક્યુ નહિ, મહાકવિ પ્રેમાનંદના સ્મારકના ઠરાવ અંગે શું પ્રગતિ સાધી શકાઇ છે તે પણ પરિષદના સૂત્રસંચાલકો તરફથી હજી જનતાને જાણવા જાહેર થયુ નથી. આમ અધિવેશનના દિવસોમા ઉત્સાહના જે પૂર ઉછળે છે તે દિવસાનુદિવસ એટલા ઓસરતાં જતા જણાય છે કે, એ મહાસાગર સરખા ઉછળતા ભવ્ય મોજાં જે ભૂમિ પર હીલોળતા નજરે પડતા હતા ત્યાની ભૂમિ સપાટ મેદાન સરખી નજરે પડે છે, ત્યાં એ પૂરનો રહ્યો સહ્યો રેલો પણ નજરે આવતો નથી અને વળી પાછુ, અધિવેશન ભરવાનો સમય નજીક આવતા વર્ષામંગલના જાણે પૂર ચઢવા માંડે છે, પરિષદના કાર્યવાહકો સતેજ બને છે, પ્રવૃત્તિશીલતા દાખવે છે અને પાછુ હતું તેમ ને તેમ જ થઇ જાય છે.

ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી માતબર અને પ્રતિષ્ઠાસંપન્ન સંસ્થાએ એના પ્રત્યે દર્શાવાતા આવા દોષોથી મુકત થવા પ્રયત્ન કરવો જોઇએ. પરિષદ પાસે આર્થિક સાધન છે, કાર્યક્ષમ કાર્યકર્તાઓનો સબળ હાથ એની પાછળ છે, વિદ્વાનોની એને ખોટ અનુભવવી પડે તેમ નથી, આમ છતા એણે આવા દોષના ટોપલા શા માટે પોતાના શિર પર હરગીજ આવવા દેવા જોઇએ તે સમજી શકાતુ નથી.

હવે તો એણે કાર્યક્ષમ બનવુ ઘટે છે. સાહિત્યપ્રચારનુ એનું ધ્યેય આજના

ધપાવવુ જોઇએ અને પોતાની કાર્યક્ષમતા અને પ્રતિષ્ઠાને અનુરૂપ જનતા સમક્ષ પોતાને જાહેર કરી દેવુ જોઇએ

ગુજરાત યુનિવર્સિટીના કાર્ય માટે એને લગતું મ ડળ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ દ્વારા સ્થપાયુ છે અને એ દિશામા એ કાર્ય કરી રહેલ છે, જ્યારે હવે ગુજરાતી સાહિત્ય પરિષદ માટે એવો સમય આવી લાગ્યો છે કે તેણે અન્ય વિશિષ્ટ કાર્ય માટે તત્પર થવુ ઘટે છે

દેશભરમાં શિક્ષણ અને સાહિત્યપ્રચારનાં આંદોલને જાગ્રત થયાં છે, મધ્યમા રાષ્ટ્રીય સરકાર સ્થપાતા દેશભરમા એક અજબ જાગૃતિનો જુવાળ આવ્યો છે તેવે વખતે, એણે, આમજનતાની સેવા કરનાર સંસ્થા તરીકે તૈયાર થવું ઘટે છે

દેશમા હજારો નિરક્ષરો પોતાની વાચનભૂખ પૂરી પાડી શકતાં નથી પ્રૌઢ શિક્ષણના વર્ગો કેટલાક ગામડાઓમા ચાલે છે અને તેના દ્વારા કેટલીક જનતા વાચતી લખતી થઇ છે અને હવે રાષ્ટ્રીય સરકારની કારકિર્દીના વખતમા એવી જનતાનો આંક દિન પર દિન વધતો જશે તેવે વખતે, સાહિત્ય પરિષદે એ દિશામા પોતાનો ફાળો અવશ્ય જ નોધાવવો જોઇએ આનો અર્થ એવો નથી કે સાહિત્ય પરિષદે ગામડે ગામડે પ્રૌઢ શિક્ષણસંસ્થાએ સ્થાપવા પ્રયત્ન કરવો. અલબત્ત, એવુ સક્રિય કાર્ય થાય તો તો આપણે ત્યા સોનાનો સૂરજ ઊગે જ ઊગે પર તુ આ સંસ્થા એક અગત્યનુ કાર્ય તો અવશ્ય જ કરી શકે.

એણે વિદ્વાનોનાં વિદ્વદ્ભોગ્ય વ્યાખ્યાનો કે લેખો હાલ તુરત પ્રસિદ્ધ કરવાનું મોકુફ રાખીને, ગુર્જર સાક્ષરો પાસે આવાં નવા શીખેલા પ્રૌઢો માટેની વાચનસામગ્રીના ક્રમિક પુસ્તકો તૈયાર કરાવવા ઘટે એ દિશામા કઇક પ્રયત્નો થયેલા છે, છતા તે વ્યક્તિગત હોઇને એનો બહોળા પ્રમાણમા જનતા તરફથી લાભ લેવાયો નથી, જ્યારે આવી મહત્ત્વશીલ સ સ્થા આ કાર્ય ઉપાડશે તો જનતાને તે અનેક રીતે ઉપકારક નીવડશે એમ અમારુ માનવુ છે

સાહિત્ય પરિષદ પત્રિકામાં અવારનવાર આ વિષયની ચર્ચાએ આવવી જોઇએ આમજનતાનો રસ એ દિશામાં કેળવવો જોઇએ અને આજે એનો પ્રચાર માત્ર સાહિત્ય પરિષદના સભ્યોમાં મર્યાદિત છે તેને બદલે એ જનતાનુ સાહિત્ય-પ્રેરક સામયિક બને તેવા પ્રયત્નો સાહિત્ય પરિષદના સંચાલકોએ કરવા ઘટે

એના બ ધારણમા જરૂરી ફેરફારો કરવા પડતા હોય તો તેમ કરીને પણ આ વિશિષ્ટ કામગીરી સરખુ પાયાનુ કામ પરિષદ મંડળે અવશ્ય ઉપાડવુ જોઇએ.

---

આખો ઇતિહાસ વીસ ભાગોમા બહાર પડશે ચોથો ભાગ સત્વર બહાર પડશે તથા બારમો ભાગ ત્યાર પછી બહાર પડશે

મૂળ યોજના દરેક ભાગ ચાર રૂપિયાની કિંમતે બહાર પાડવાની હતી, પણ યુદ્ધના સંજોગોએ પ્રયોજકોની તે ઇચ્છા સફળ થવા દીધી નથી બહાર પડેલ ગ્રંથની કિંમત રૂ ૮–૮–૦ રાખવી પડી છે.

આ યોજનાને અનેક વિદ્વાનોનો સહકાર મળેલ હોઇ આ ઇતિહાસ અનન્ય થશે. હિંદની ભાષાઓમા તેનુ ભાષાતર સત્વર થવાની જરૂર છે



ગઇ તા. ૧૫ ઑગસ્ટે શ્રી અરવિંદ ઘોષનો જન્મદિન હતો આ પ્રસંગે શ્રી. કપાલી શાસ્ત્રીએ શ્રી. અરવિંદના ત્રણ અંગ્રેજી કાવ્યોને સંસ્કૃતમા ઉતારીને ભાવભરી અંજલિ આપી છે.

પુસ્તકના ૫૭ પાના છે સુંદર કાગળ, તથા આકર્ષક ઉઠાવના. આ પુસ્તકની કિંમત ૧ રૂપિયો છે મૂળ અંગ્રેજી કાવ્યો પણ આપવામાં આવ્યા છે



ગાધીજીના પોલિશ અનુયાયી શ્રીમતી ઉમાદેવીએ ગાધીજીને ' ઑલ ફૉર ફ્રીડમ ' ( All for freedom ) નામનુ પુસ્તક ભેટ ધર્યું છે તેમા સ્વતંત્રતાના ચાહકોના લેખોનો સંગ્રહ છે



ગાધીજીના શિક્ષણને રજુ કરવાની પ્રો. ઇંદ્રે મૌલિક રીત ગ્રહણ કરી છે. તેમ ભગવદ્ગીતાના ધોરણ પર, એક બાજુ રવીન્દ્રનાથ અને એન્ડ્રુઝ તથા બીજા પક્ષે રાજેંદ્રપ્રસાદ અને ગાધીજી વચ્ચે કલ્પિત સંવાદો ગોઠવ્યા છે સંસ્કૃત શ્લોકોના અઢાર પ્રકરણ પાડ્યાં છે. અને તેમા અહિંસા, સત્ય, ઉપવાસ અસ્પૃશ્યતા, અજ્ઞાનતાનિવારણ વગેરે વિષયો ગોઠવ્યા છે. છેલ્લા પ્રકરણમા ગાધીજીના ' રામરાજ્ય 'ની સમજણ આપી છે. સંસ્કૃત ભાષા તદ્દન સહેલી તથા યાદ રહી જાય તેવી છે એનુ અંગ્રેજી ભાષાતર સુરેન્દ્ર દેએ કર્યું છે પુસ્તકનુ નામ ' અહિંસા અથવા શ્રીમાન–મોહન–ગીતા ' છે અને તે મિનર્વા બૂક શૉપ, અનારકલી, લાહોર તરફથી પ્રગટ કરવામા આવ્યુ છે.



શ્રી મનુ સુબેદારના પ્રમુખપણા નીચે ચાલતા ' લોટસ ટ્રસ્ટ ' તરફથી ' થિંગ્સ એરાઉન્ડ અસ ' ( Things around us ) નામની સો પુસ્તિકા પ્રગટ કરવાની યોજના શરૂ થઇ છે અને તે પૈકી બે પુસ્તિકા અંગ્રેજીમા ' કૉકોનટસ ' તથા ' ફૂડ ગ્રેઇન્સ ' બહાર પડી ચૂકી છે

આપણે ત્યા ' ટેકનિકલ વિષયો પર પુસ્તકોની બહુ ખોટ છે તેથી આવા વિષયોમાં હિંદની આઠ ભાષાઓમા સચિત્ર તથા અદ્યતન માહિતી આપતી પુસ્તિકાઓ પ્રગટ કરવાની આ યોજના છે.

આ કાર્ય માટે લોટસ ટ્રસ્ટે રૂા ૨૫,૦૦૦ તથા સર દોરાબ તાતા ટ્રસ્ટે રૂ. ૧૮૦૦૦) ની રકમ જુદી કાઢી છે

હજારોની સંખ્યામા, બહુ જ સસ્તી કિંમતે–બની શકે તો ફક્ત ચાર આનામાં–આ પુસ્તિકાઓ પ્રગટ થશે *

'—છોટાલાલ માનસિંગ કામદાર

* આ લેખમાંની * નિશાનીવાળી નોંધ ' ઇન્ડિયન પી ઇ એન. પરથી લીધેલી છે.



૧ ગામને ઝાંપે—લેખક દેવશંકર મહેતા, પ્રકાશક. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, ૧લી આવૃત્તિ, સં ૨૦૦૨, ક્રા ૧૬ પેજી પૃ ૨૦૬; પૂઠું કાર્ડબોર્ડનું સચિત્ર, કિં. રૂ. ૩-૮-૦.

લીલાવતી ગ્રંથમાળાના ૧૩મા વર્ષનું આ પહેલું પ્રકાશન નવલિકાસંગ્રહનું છે. એમાં હિંદુસંસારના ગ્રામજીવનના વિવિધ ચિત્રોને સ્પર્શતી કુલ ૧૭ નવલિકાઓ સચિત્ર થયેલી છે. પ્રેમ, પરિશ્રમ, શૌર્ય, વફાદારી, વાત્સલ્યભાવ, રૂઢિબંધન અને કારમી કંગાલિયતનો દૂબહૂ ચિતાર રજૂ કરતી આ સત્તરેસત્તર વાર્તાઓનું વસ્તુગૂંથન એવું સરસ છે કે કઠોર વાચકને રૂવ્યા વગર નહિ રહે બધીય વાર્તાઓની લખાવટ વાચકને વાર્તામાં આવતા પાત્રો સાથે સમવેદના અનુભવતા કરી દે એવી છે. છતાં 'મા! મા! મા!', 'નણી-વહુ કે મા?' 'ભાભીનો દેર' 'ખોવાયેલા અંગદાકણ' અને 'સુધરીનો માળો' એ વાતો સવિશેષ કરીને છે

છાપકામમાં રહેલા મહત્ત્વના જોડણીદોષો તથા 'જોઈએ છે' ને ઠેકાણે થયેલો 'જોઈએ છીએ'નો દોષ બીજી આવૃત્તિ પ્રસંગે સુધારી લેવાની પ્રકાશક સંસ્થાને ભલામણ કરીએ છીએ

આ પુસ્તક તદ્દન નવીન પ્રકારનું છે અર્થશાસ્ત્રો ઉપર ઘણા પુસ્તકો લખાયાં છે, પણ આ જાતનુ પુસ્તક નવીન છે અર્થશાસ્ત્ર અને નીતિને કઈ સંબંધ નથી, એમ રાજનીતિજ્ઞો માને છે તેથી પૈસા કેમ વધે, રાષ્ટ્ર ધનવાન કેમ થાય એ દૃષ્ટિથી દરેક રાષ્ટ્ર પોતપોતાનુ આર્થિક સાહિત્ય રચાવે છે.

અમેરિકા, ઇગ્લાંડ, જર્મની, જાપાન અને બીજા જુદા જુદા દેશના સજોગો પ્રમાણે અર્થશાસ્ત્રનાં પુસ્તકો લખાય છે અને તે દૃષ્ટિએ ત્યાંનો આર્થિક વિકાસ સધાયો છે.

હિંદને જે સસ્કારો મળ્યા છે, તેની જે સસ્કૃતિ છે અને આજે હિન્દની ઉન્નતિ માટે જે આંદોલનો થયા છે તેને અનુકૂળ કેવું અર્થશાસ્ત્ર હોવું જોઇએ એ પ્રશ્ન છે હિન્દ માટે અત્યાર સુધીમા જે પુસ્તકો લખાયા હતા તેને તેજ સિદ્ધાતો ચર્ચાયા કરે છે—ફેર માત્ર એટલો જ કે તે સિદ્ધાતો દ્વારા જે ચૂસણનીતિ હિંદની થઇ છે તે ન થાય તેના ઉપાયો બ્રિટન કે બીજા સામે વાપરવા તેટલો જ ફેર માત્ર તેમા હતો.

શ્રી નરહરિભાઇનુ પુસ્તક આ દિશામા નવી જ વસ્તુ રજૂ કરે છે. મહાત્માજી આજના નવા અર્થશાસ્ત્રી છે-અર્થશાસ્ત્રીઓની ભાષામા તે લખતા નહિ હોય કે બોલતા નહિ હોય છતાં, તેમનામા અર્થશાસ્ત્રના ઉચ્ચ કક્ષાના સિદ્ધાતો ભરેલા છે, જે સિદ્ધાંતો હિંદને કલ્યાણકારી છે, એટલુ જ નહિ પણ વિશ્વની પ્રગતિ તેમા સમાયેલી છે આ સિદ્ધાતોને નરહરિભાઇ સમજ્યા છે, તેમણે પચાવ્યા છે, અને અર્થશાસ્ત્રની ભાષામા મૂકયા છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે એટલુ જ નહિ પણ અર્થશાસ્ત્રના અગ્રેજી શબ્દોનુ ગુજરાતી ભાવવાહી શબ્દોમા તેનુ નિરૂપણ સુંદર રીતે કરેલ છે.

સાધારણ જનતાને તો આજે અંગ્રેજી શબ્દોમા વધારે સમજ પડે છે, પણ જે પરિભાષા અગ્રેજી શબ્દોની રજૂ કરે છે ને મહેનત અને ગુજરાતી ભાષામા શબ્દોની વિપુલતા કરી તે માટે ગુજરાતી ભાષા બોલનારો આલમ તેમનો હમેશાં ઉપકાર માનશે.

માલ ખૂબ પેદા કરવો, તે માટે યત્રોનો ખૂબ વધારો કરવો, પરિણામે બેકારી વધારવી, ગરીબ ગૃહો સ્થાપન કરવા, અથવા તેમને જીવનનિર્વાહ માટે રકમો આપવી, માલ વેચવા માટે બીજા દેશને લૂટવા, અને તેનો વિકાસ કરતા અટકાવવા, અને છેવટે યુદ્ધો કરવા એ આજના પાશ્ચાત્ય અર્થશાસ્ત્રનું પરિણામ છે. આજનો મૂડીવાદ આ રીતે હાર્યો છે, આજનો નવો ઊભો થતો સમાજવાદ પણ ભવિષ્યમા લડાઇઓ ઉત્પન્ન કરશે, કારણ કે બનેના રાહ સરખા છે. આજનુ દરેક રાષ્ટ્ર, પછી તે ગમે તે વાદ સ્વીકારે તો પણ આજે નહિ તો કાલે લડાઇ ઉત્પન્ન કરનાર છે, કારણ કે તેનો પોતાનો માલ વધારે પેદા થાય એટલે બહારનુ બજાર શોધવુ પડે અને કબજે કરવુ જોઇએ આમા જ લડાઇનુ મૂળ છે

આજના મૂડીવાદ અને સમાજવાદમા એટલો જ ફેર છે કે જે પૈસા આવે તેની વહેંચણી કેવી રીતે કરવી. મૂડીવાદ હોય ત્યાં તે પૈસા થોડાના હાથમા રહે—અને બીજી પ્રજા ભૂખે મરે, સમાજવાદ હોય ત્યાં પૈસા ઘણામાં વહેંચાય, પણ રાષ્ટ્રને જ્યાં સુધી યત્રો ઉપર આધાર રાખવો હોય ત્યા સુધી બીજા દેશો ઉપર આજ નહિ તો કાલે દૃષ્ટિ

પડવાની અને બીજા દેશોમા સમાજવાદ ન હોય ત્યા પોતાના સમાજવાદ તરફ તે પ્રજાને આકર્ષી, ને દેશ ઉપર મહત્તા સ્થાપન કરવી, અને પછી તેનો ઉપયોગ કરવાનો એ આજનો યુગધર્મ બનેલો છે.

હિદની જે પરિસ્થિતિ છે તે જોતા આખુ અર્થશાસ્ત્ર ગ્રામજીવન ઉપર આધાર રાખે છે ગામડા ભાગીને શહેરો બનાવવાનો આજનો અખતરો નિષ્ફળ અને નુકસાનકારક છે, તેમ સમજી ગ્રામઉદ્યોગ મારફત આજના ગામડા વધારે સ્વાવલબી કરવા ઉપર જ આખો ઝોક છે. સાદુ જીવન, ગ્રામજનતાની સંસ્કૃતિ, સ્વાવલબી ગામડા અને તેની જરૂરિયાત પ્રમાણે શહેરોની ખીલવણી, સાચાકામના ઉદ્યોગો રાષ્ટ્રના કબજામા; અને માનવજાતને સાચા અને સારા સરકારોમાથી પીછેહઠ કરાવે એવા કોઇ ઉદ્યોગો, રિવાજ કે રહેણીકરણી દૂર કરવી, આ બધી વાતો વાચવા અને વિચારવાની જરૂર છે

આ આખુ પુસ્તક મહાત્માજીના સિદ્ધાતોનો નીચોડ છે આવુ અભ્યાસી પુસ્તક જેઓને અર્થશાસ્ત્રનો શોખ છે, તેમ જ જેને રાષ્ટ્રકલ્યાણના માર્ગો સમજવાની ધગશ છે તે સૌએ વાચવુ જોઇએ રાષ્ટ્રનો આખો આધાર અર્થશાસ્ત્ર ઉપર છે અને જેવી નીતિ રાષ્ટ્ર સ્વીકારશે તેવુ ભવિષ્ય તેનુ થશે અત્યાર સુધી ઇંગ્લાડના ગુનામ સાથી તરીકે આપણુ જીવન હતુ આજે આઝાદીના આગણે આપણે ઊભા છીએ દોઢસો વર્ષોથી પશ્ચિમની સરકૃતિ અને અર્થશાસ્ત્રમા આપણે ઓતપ્રોત થયેલા હોવાથી આ નવા વિચારો કદાચ શરૂઆતમાં ભડકાવશે, પણ શાત ચિત્તે બેસીને વિચાર કરવામા આવશે તો આજ સિદ્ધાતો આપણી સરકૃતિ, આદર્શ, પરિસ્થિતિ અને ઉછેરને અનુકૂળ પડે તેમ છે. આજની રાષ્ટ્રીય સરકારમા આ વિચારોને પૂરતુ પોષણ મળે તેમ છે આ પુસ્તકનુ જુદી જુદી ભાષામા ભાષાતર કરાવી હિંદ એશિયા યુરોપ અને અમેરિકાના અર્થશાસ્ત્રીઓમાં પ્રચાર કરી વિશ્વને અનુકૂળ નવી સરકૃતિ અને નવુ અર્થશાસ્ત્ર ઉત્પન્ન કરવામા આવે

—ચુનીલાલ પુ. શાહ

૪ **વીર વસનદાસ**—લેખક શ્રી. શંકરભાઇ સો. પટેલ, પ્રકાશક પડિત ચોસાનદજી પીપળાવ તા બોરસદ, કાચુ પૂઠુ; પૃ ૩૮, કિમત ૦–૪–૦.

પાટીદાર કોમને કણબીમાથી પાટીદારનુ બીરુદ અપાવનાર વીર વસનદાસની આ જ્વલત જીવનકથા છે પુસ્તિકા નાની છતા તેમા આપેલુ સાહિત્ય ગાગરમા સાગર ભર્યો સરખુ છે આજે પોતાને પાટીદાર કહેવડાવતી ગુજરાત બલ્કે આખા હિદની એ કોમને પોતાના આ ઉદ્ધારકની જીવનકથા વાંચવા તથા જાણવાનો શ્રી શકરભાઇએ સુદર અવસર આપ્યો છે આ પુસ્તિકા એકેએક પાટીદારે પોતાના ઘરમાં વસાવવી જોઇએ આખા ગુજરાતમા ખૂણે ખૂણે આવા અનેક વીરોની જીવનકથાઓ છુપાઇ રહી છે ગુજરાતના લેખકો જો પ્રયત્નો કરીને તે શ્રી શકરભાઇને પગલે ચાલી પ્રકાશમા લાવે તો ગુજરાત ઉપર મહાન ઉપકાર થયા સમાન લેખાય

—[illegible]

૧૨. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેર બેઠા મેળવીને ગ્રંથપાલત્વની પરીક્ષા પસાર કરવા માગનારાઓ માટેની પ્રમાણપત્ર માટેની પરીક્ષાની યોજના મુજબ, અહેવાલવાળા વર્ષે એક પરીક્ષા યોજવામાં આવી હતી એનો લાભ ૧૦ જણે લીધો હોઇ તેમાંથી પાંચ જણા પ્રમાણપત્ર મેળવવાને ભાગ્યશાળી નીવડયા છે નૂતન સાલે એ યોજના ચાલુ રહેવાની હોઇ તેનો લાભ લેવા ઇચ્છુક ઉમેદવારોને ભલામણ કરીએ છીએ.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**

૧૩ પુસ્તકાલય પ્રવૃત્તિના અડગ ઉપાસક સ્વ શ્રી મોતીભાઇ ન અમીનની યાદગીરીમાં યોજાયેલ સ્મારક ગ્રંથમાળાના ચોથા પુષ્પ તરીકે "દીનબંધુ એન્ડ્રુઝ" નામનું જીવનચરિત્ર વિષયક પુસ્તક અહેવાલવાળા વર્ષે પ્રકટ કરવામાં આવ્યું છે

**સ્મારકમાળા**

૧૪ મંડળનું મહેકમ ૧ સહમંત્રી, ૧ રાજ્ય પ્રચારક તથા ૨ પ્રાંત પ્રચારકોનું બનેલું છે પૈકી મહેસાણા–અમરેલી પ્રાંતના પ્રચારકની જગા ગઇ સાલના છેવટના ભાગમાં ખાલી પડેલી છે તે સિવાય બીજા ત્રણેની સેવા અહેવાલવાળા વર્ષે ચાલુ રહેલી છે. મહેકમના માણસોને તેમના ગ્રેડોના પગાર ઉપરાંત સરકાર ધોરણે રૂ. ૯) મોંઘવારી ભથ્થું અપાય છે પરંતુ મોંઘવારીનું ભારણ દિવસે દિવસે અસહ્ય બનતું ગયું હોવાને કારણે મોંઘવારી ભથ્થું વધારવાની અને પૂરતી લાયકાતવાળા અને શક્તિશાળી સેવકોની સેવા મંડળને મળતી રહે એ દૃષ્ટિએ મહેકમની હાલની ગ્રેડોની સુધારણાનો વિચાર કરવાની કારોબારી સભાને વિનંતિ કરું છું

**મહેકમ**

૧૫. ઉપરોક્ત પ્રાંતિક તથા માનદ પ્રચારકો ઉપરાંત પગારદાર રાજ્ય પ્રચારક રા વલ્લભભાઇ મૂ પટેલે 'તપાસણી'ના મથાળાવાળા ફકરામાં જણાવેલી ફેરણી કરવા ઉપરાંત નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં ખાતાને મદદ કરવાની, પ્રાંત મંડળની વાર્ષિક સભાઓમાં તથા મહાલ પરિષદોમાં હાજર રહીને તેની કાર્યવહીને દોરવાની, તેમજ કેટલાક ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોની તથા પ્રાંત અને મહાલ મંડળોની દફતર તપાસણીની કામગીરી કરી છે ઉપરાંત રાજ્ય પુ. મંડળના હિસાબકિતાબ અને ઓફિસનું દફતરી કામ તેમજ વડોદરા પ્રાંત મંડળને લગતું દફતરી કામ પણ એમણે સંભાળ્યું છે જૂથ અને મહાલ મંડળોને જાગતાં રાખવાની ફરજો પણ એમણે બજાવી છે રાજ્ય પ્રચારકની બહારગામની કામગીરી ૪૬ દિવસની થઇ છે રાજ્ય પ્રચારકની કામગીરીની આ દેખીતી ઓછપનું કારણ એમને અખિલ હિંદ પુ પરિષદની વિશિષ્ટ કામગીરી અંગે વડોદરામાં તેમજ ખાતા તરફે યોજાયેલા તાલીમવર્ગ અંગે દાગ્કામાં સાટ રોકાવું પડેલું એ છે

**રાજ્ય પ્રચારક**

૧૬. સહમંત્રી શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીએ, નિવેદનની સાલે ગ્રામવાચક મંડળો ઊભા કરાવવા અંગે જરૂરી પત્રવ્યવહાર તેમ પ્રચારનુ

**સહમંત્રી**

કામ, શિષ્ટ વાચનના પરીક્ષા અંગેનુ તથા પ્રમાણપત્ર માટેની પરીક્ષા અંગેનુ તમામ કામ કર્યું છે અખિલ હિંદ પુસ્તકાલય મંડળના કાર્યકર્તાઓ સાથે સંપર્કમા રહેવાની કામગીરી પણ વખતોવખત બજાવી છે અ. હિં પુ પરિષદ અંગે આપણા મંડળની પ્રવૃત્તિઓનો ખ્યાલ આપવા સારૂ અંગ્રેજી અહેવાલ એમણે નિવેદનની સાલે ખાસ તૈયાર કર્યો હતો, જે 'સુવેનીર'ના પૂરવણી વિભાગમા પ્રસિદ્ધ થયેલો છે પ્રમાણપત્ર માટેની પરીક્ષાના ઉમેદવારોને પત્રવ્યવહાર દ્વારા વર્ગીકરણ પદ્ધતિનુ ક્રિયાત્મક શિક્ષણ આપવાની કામગીરી પણ સહમંત્રીએ બજાવી છે મંડળને લગતો અંગ્રેજી ગુજરાતી પત્રવ્યવહાર તેમજ પ્રાંત અને મહાલ પ્રચારકોની દોરવણી તેમજ દેખરેખની કામગીરી ઉપરાંત સ્મારક માળા અંગે જરૂરી પત્રવ્યવહાર કરવાની તથા હસ્તલિખિત સાહિત્ય મંગાવીને વંચાવી વંચાવડાવી સમિતિ પાસે બહાલ કરાવવાની તમામ કામગીરી પણ સહમંત્રીએ જ બજાવી છે.

૧૭ મંડળની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે, રાજપ્રિય શ્રી મોતીલાલ છો દેસાઇ સાહેબ તથા ઉપપ્રમુખપદે શ્રી હરિવલ્લભદાસ ચુ શાહ

**પ્રમુખપદ**

ચાલુ રહ્યા છે, ને તેમણે યોગ્ય દોરવણી આપી છે

૧૮ નિવેદનની સાલે રૂ ૧૨૦૦) સરકાર મદદના મળ્યા છે તેમજ ચારે પ્રાંત પંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી પંચાયત પક્ષની

**રાજ્યાશ્રય અને પ્રાંત પંચાયતોની મદદ**

લગભગ એટલી જ રકમ પૂરી પાડી છે આ બદલ શ્રીમંત સરકાર તેમજ પ્રાંત પંચાયતોનો સહૃદય અહેસાન માનવામા આવે છે

૧૯ રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા અહેવાલવાળા વર્ષે ૧૫૩૧ હતી. તેમાથી ૧૧૬૦ સંસ્થાઓ મંડળના લવાજમી

**મંડળના સભ્યો**

સભ્ય તરીકે ચાલુ રહ્યા હતા. પ્રાંત વાર સંસ્થાઓ ઉપરાંત વ્યક્તિગત સભાસદો કરવાનુ પણ મંડળનુ ધોરણ છે ને તેને માટે આજીવન સભ્યનુ લવાજમ રૂ ૨૫) અને વાર્ષિક સભ્યનુ લવાજમ રૂ ૩) છે તે મુજબ લવાજમી આજીવન સભ્યોની સંખ્યા વર્ષની શરૂઆતમા ૨૫ હતી તે પૈકી કોસંબા-વાળા દાતાર શ્રી અહમદ-મહમદ ઇસ્માઇલ પટેલનુ, અહેવાલવાળા વર્ષે, દુઃખદ અવસાન થતા વર્ષાંતે આજીવન સભ્યોની સંખ્યા ૨૪ રહી છે બન્ને વર્ગના વ્યક્તિગત સભ્યો મંડળના ચોપડે નોંધાય એ બહુ ઇચ્છવા યોગ્ય હોઇ તે માટે બનતો પ્રયાસ હજી જારી રાખવા મંડળની કારોબારી સમિતિના સભ્યોને વિનંતિ કરવામા આવે છે

૨૦ મંડળના બંધારણ પ્રમાણે ૧૬ + ૫ મળી ૨૧ સભ્યોનુ એક વ્યવસ્થાપક મંડળ, સન ૧૯૩૯-૪૦ મા ઝારોળા મુકામે ભરાયલી ૭ મી

**કારોબારી સભા અને તેની કાર્યપદ્ધતિ**

રાજ્ય પરિષદની બેઠકમા ચૂટવામા આવેલુ તેમા અવસાન તથા રાજીનામાને સબબે કારોબારીએ કરેલા સુધારાવાળુ

વ્યવસ્થાપક મ ડળ હાલ કામ કરી રહ્યુ છે એના સભ્યોના નામ પરિશિષ્ટ ૪મા આપેલા છે.

મ ડળની કારોબારી અથવા વ્યવસ્થાપક મ ડળની વાર્ષિક સભા, દર સાલ પ્રાત મ ડળોની વાર્ષિક સભાઓ મળી ગયા બાદ, સપ્ટેમ્બર માસમા ભરાય છે તે પછી વર્ષ દરમ્યાન ઉપસ્થિત થતા પ્રશ્નોનો વિચાર ને નિર્ણય, દરેક સભાસદના લેખી અભિપ્રાય પરિપત્ર ફેરવી ટપાલ દ્વારા મેળવીને, કરી લેવાનો સામાન્ય વહીવટ મ ડળે સ્વીકાર્યો છે તે મુજબ, એકદર પરિસ્થિતિનો વિચાર કરતા અ હિ પુ પરિષદની સાથે વડોદરા રાજ્ય પુ પરિષદ ભરવાનો વિચાર મુલતવી રાખવાના પ્રશ્ન પર વ્ય મ ના સભ્યોની સમતિ પરિપત્રથી મેળવી લેવામા આવી હતી

૨૧ ઓડિટ થયેલો મ ડળનો ઉપજ ખર્ચનો હિસાબ પરિશિષ્ટ ૧ મા સામેલ છે.

**હિસાબ તથા ઓફિસ** મ ડળની ઓફિસનુ સ્થાન સેન્ટ્રલ લાયબ્રેરીમા સાર્વજનિક શાખાની કચેરીમા ચાલુ રહ્યુ છે

૨૨. મ ડળના રચનાત્મક કાર્યને પહોચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા બદલ નામદાર મ ત્રી મ ડળનો, પચાયત પક્ષની

**આભાર** મદદ પૂરી કરી આપવા બદલ ચારેય પ્રાત પ ચાયતો, મ ડળને વખતો વખત જોઇતી સમવડ અને સહાય આપી મ ડળના કાર્ય પરત્વે સહાનુભૂતિ ધરાવવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોનો, સભાસદ સ સ્થાઓના લવાજમ વસૂલ કરી આપવા બદલ પુ સ સ મ ડળ લિ. નો તથા મ ડળનો હિસાબ અને સરવૈયુ વગર ફીએ ઓડિટ કરી આપવા બદલ રાજ્યમાન્ય એકાઉન્ટન્ટસ મેસર્સ આપાજી અમીન એન્ડ કુ નો અ ત કરણપૂર્વક આભાર માનવામા આવે છે

વડોદરા,
તા ૧૫–૯–'૪૬

રામભાઇ કા પટેલ
માનદ મ ત્રી,
વ રા પુ મ ડળ

---

## સુમન સ ચય

—કોઇ પણ દેશની સ સ્કૃતિનુ માપ કાઢવુ હોય તો તેની લલિત કળાઓ તરફ નજર કરો

—સ ગીતથી તમે દુન્યવી સ પત્તિમા વધાર શ્રીમ ત નહિ બનો તો પણ નિદાન તમારી નવરાશનો સમય તમે આન દમા વ્યતીત કરી શકશો

જ્ઞાનપ્રચાર એ પ્રજાની ઉન્નતિનુ એક મુખ્ય સાધન છે અને તેના ત્રણ માર્ગ છે — શાળાઓ, પુસ્તકાલયો, અને વ્યાખ્યાનો

પ્રતિભાવાન પુરુષો એકલી રોટીથી કદી જીવતા નથી

સ પાદક—સ્વ શ્રી. મોતીભાઇ ન અમીન

## પરિશિષ્ટ ૧૯મું

### સન ૧૯૪૫-૪૬ના ઉત્પન્ન ખર્ચનો હિસાબ

( તા ૧-૮-૪૫ થી તા ૩૧-૭-૪૬ સુધીનો )

| જ |  | ઉ |  |
|---|---|---|---|
| ૧૭૫૪- ૮-૦ | કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોના લવાજમના | ૧૩૨૫- ૪-૦ | મહાલ તથા પ્રાંત પુસ્તકાલય મંડળોને ફાળવણીના |
| ૧૨૦૦- ૦-૦ | સરકાર મદદના | ૬૪૫- ૦-૦ | પ્રાંત મંડળોને પ્રાંત પ્રચારકો ખાતે મદદના |
| ૧૧૬૦- ૮-૦ | પ્રાંત પંચાયતોની મદદના | ૮૮૮- ૦-૦ | સહમંત્રીના પગારખર્ચના |
| ૬૭-૧૨-૪ | વ્યાજના | ૮૧૧-૧૧-૬ | રાજ્ય પ્રચારકનો પગાર તથા મુસાફરી ખર્ચના |
|  |  | ૮૬- ૪-૦ | સ્ટાફના પ્રોવિડંટ ફંડ ખર્ચના |
|  |  | ૧૭-૧૩-૩ | મંત્રી તથા કાર્યવાહકોના મુસાફરી ખર્ચના |
|  |  | ૪૭- ૯-૩ | કંટીજંટ-પોસ્ટેજના |
|  |  | ૧૦- ૨-૦ | ઑલ ઇંડિયા એસોસિએશનને લવાજમના |
|  |  | ૫૨- ૮-૦ | છપામણી ખર્ચના |
|  |  | ૩૮૮૪- ૪-૦ |  |
|  |  | ૨૯૮- ૮-૪ | સાલ આખર બચત |
| ૪૧૮૨-૧૨-૪ |  | ૪૧૮૨-૧૨-૪ |  |

અમે ઉપરનો ઉપજ ખર્ચનો હિસાબ તપાસ્યો છે ને તે બરાબર છે

વડોદરા, તા ૭-૯-૧૯૪૬

(Sd) Apaji Amin & Co
Registered Accountants
Auditors

## તા ૩૧–૭–૪૬ આખરનુ સરવાયુ

**જ**

૭૧૯૬–૨–૧૧ ચાલુ ફંડ (રા પુ મ નું)
 ૬૮૯૭-૧૦-૭ સન ૪૪-૪૫ આખરનુ
 ૨૯૮–૮–૪ સન ૪૫-૪૬ની બચત
૬૭૫–૦–૦ કાયમી ફંડ
૧૮૫૩-૧૫-૦ અનામત દેવા
 ૨૧૮–૬–૦ શ્રી.સ.ગા ટ્ર ફંડના વ્યાજના
  ૧૯૭–૪–૦ પાછલી સાલનું
  ૨૧–૨–૦ સન ૪૪–૪૫નુ
 ૧૫૮–૫–૩ સ્વ દત્ત સ્મારક ફંડના વ્યાજના
  ૧૩૮-૧૪-૩ પાછલી સાલનુ
  ૨૧–૨–૦ સન ૪૪–૪૫ નું
  ૧૬૦–૦–૩
  ૧-૧૧-૦ શિ વા ની પરીક્ષાના પુસ્તકો ખાતે મદદના
  ૧૫૮–૫–૩
 ૧૦–૦–૦ કામરેજ માગરોળ મહાલની શિ. વા ની પરીક્ષા માટેના
 ૧૪૬–૩–૨ બાલ સાહિત્ય સર્વ સગ્રહ ભા ૧ લાની પૂરવણી ખાતે ( હવે સ્ટોક ન ૩૮૩ )
 ૧૦૩૯ ૧૧-૯ સ્ટાફના પ્રોવિડંટ ફડના
 ૨૨૯–૫–૦ મહેસાણા પ્રાંત પુ મ
 ૫૧-૧૫-૯ શ્રી ભા ટી ઠાકર
 ૧૮૫૩-૧૫-૦
૯૭૨૫-૧-૧૧

**ઉ**

૧૦૫–૧–૯ પુસ્તકોનો સ્ટોક —
 ( વેચાણ બાદ જતાનો ખર્ચ )
 ૯૨-૭–૯ બાલસાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૧ લા ખાતે ( હવે સ્ટોક ન. ૭૭ )
 ૧૨-૧૦-૦ બાલ સાહિત્ય સર્વ સગ્રહ ભા. ૨ જા ખાતે ( હવે સ્ટોક ન ૧૭૭ )
૧૮૪–૬–૬ લહેણુ.—
 ૧–૬–૬ સ્વ મો ન અમીન સ્મારક માળા ખાતે
 ૧૮૩–૦–૦ પુ સ. સ મ ડળ ખાતે
૯૪૩૫–૯–૮ રોકડ શિલક તથા બેંકોમા
 ૫૭-૧૪-૮ બરોડા બેંકના સેવ્હીંગ ખાતામા
 ૧૬૨૫-૯–૦ બરોડા બેંકના ચાલુ ખાતામા
 ૬૮૪–૧–૦ નેશનલ બેંકના સેવ્હીંગ ખાતામા
 ૭૦૦૦–૦–૦ બરોડા બેંકની ફીક્સ ડીપોઝીટમા
 ૬૭-૧૫ ૦ રોકડ શિલક
 ૯૪૩૫-૯–૮
૯૭૨૫-૧-૧૧

વડોદરા, તા ૭–૯–૧૯૪૬

અમે વડોદરા રાજ્ય પુસ્તકાલય મડળનુ તા ૩૧–૭–૪૬ નુ ઉપર જણાવેલું સરવાયું તપાસ્યુ છે અને તે બરાબર છે.

(Sd) Apaji Amin & Co
Registered Accountants
, Auditors

## પરિશિષ્ટ રજું

### પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરા પ્રાંત પુ ની સંખ્યા | લવાજમ આપનાર | મહેસાણા પ્રાંત પુ ની સંખ્યા | લવાજમ આપનાર | નવસારી પ્રાંત પુ ની સંખ્યા | લવાજમ આપનાર | અમરેલી પ્રાંત પુ ની સંખ્યા | લવાજમ આપનાર |
|---|---|---|---|---|---|---|---|---|
| પ્રાંત પુસ્તકાલય | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા પુસ્તકાલય | ૨૨ | ૨૧ | ૩૦ | ૨૮ | ૯ | ૯ | ૭ | ૭ |
| ગ્રામ, મહિલા, બાલ પુ તથા કસ્બા અને ગ્રામ વા | ૫૫૯ | ૪૪૦ | ૫૧૩ | ૩૮૯ | ૨૪૦ | ૧૬૯ | ૧૪૭ | ૯૩ |
| કુલ | ૫૮૨ | ૪૬૧ | ૫૪૪ | ૪૧૮ | ૨૫૦ | ૧૭૯ | ૧૫૫ | ૧૦૧ |

કુલ ચારે પ્રાંતના પ્રાંત પુસ્તકાલય ૪, કસ્બા પુ ૬૮, મહિલા પુ ૨૧, બાલ પુ. ૧૩; ગ્રામ પુ ૧૩૮૮, ગ્રામ વા ૩૨, અને કસ્બા વા ૫ મળી કુલ ૧૫૩૧ માંથી મદદ લેનારની સંખ્યા ૧૨૨૫, અને તે પૈકી લવાજમ આપનારની સંખ્યા ૧૧૧૦.

### આજીવન સભ્યો

૧ રાજપ્રિય શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઇ, વડોદરા
૨ રાજરત્ન શ્રી તુળસીભાઇ બહેચરભાઇ અમીન, ,,
૩ શ્રી. ગમભાઇ કાશીભાઇ પટેલ, વસો
૪ શ્રી. છોટાભાઇ ખુશાલભાઇ પટેલ, નાર
૫ શ્રી હરિવલ્લભદાસ ચુનીલાલ શાહ, પેટલાદ
૬ શ્રી. મણિલાલ મગળજી કાશીવાળા, વાઘોડીઆ
૭ શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ, શિનોર
૮ શ્રી. *મૂળચંદભાઇ લલ્લુભાઇ પટેલ, વાલમ ( તા વિસનગર )*
૯ શ્રી. શિવલાલ મૂળચંદ મીસ્ત્રી, ચાણસ્મા
૧૦ શ્રી ભગુભાઇ અમથાભાઇ પટેલ, ,,
૧૧ શ્રી. જયશંકર કાધુરામ વ્યાસ, ,,
૧૨ શ્રી. છબીલદાસ મોતીદાસ પટેલ, ,,
૧૩ શ્રી અંબાલાલ જોઇતારામ પટેલ, ,,
૧૪ શ્રી. પ્રહ્લાદજી તારાચંદ ભાવસાર, ધીણોજ ( તા ચાણસ્મા )
૧૫ શ્રી ચંદુલાલ કાળીદાસ શાહ, ,,
૧૬ શ્રી પુનમચંદ ચુનીલાલ શાહ, ,,
૧૭ શ્રી. પીતાંબરદાસ ભજનરામ ભાવસાર, ,,
૧૮ શ્રી રમણલાલ દામોદરદાસ શાહ, ધીણોજ ( તા ચાણસ્મા )
૧૯ શ્રી, શંકરભાઇ રામસિંહજી ચૌધરી, ખાખણવાડા

૨૦ શ્રી મોહનલાલ બાજીદાસ પટેલ, ચાંદણકી
૨૧ શ્રી ભગવાનજી ગોરધનદાસ ઠક્કર, બહુચરાજી
૨૨ શ્રી પ્રહલાદજી હરગોવિંદદાસ પટેલ, ,,
૨૩ શ્રી. મયાભાઇ મણીભાઇ તેલી, નવસારી
૨૪ શ્રી મણીલાલ હરીલાલ મોદી, કોસંબા ( તા માંગરોળ )
૨૫ દાતાર શ્રી અહમદ મહમદ ઇસ્માઇલ પટેલ, (અવસાન તા. ૨૯-૧૨-૪૫)

---

## પરિશિષ્ટ ૩જું

### વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખ

રાજપ્રિય શ્રી મોતીલાલ છોટાલાલ દેસાઇ

ઉપપ્રમુખ :

શ્રી હરિવલ્લભદાસ ચુ. શાહ પેટલાદ

માનદમંત્રી

શ્રી રામભાઇ કાશીભાઇ પટેલ વસો

સભાસદો .

૧ શ્રી મગનભાઇ શંકરભાઇ પટેલ, વડોદરા
૨ શ્રી નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૩ શ્રી ચીમનભાઇ હરીભાઇ અમીન, વરણામા
૪ શ્રી જયવતીબ્હેન ન દેસાઇ, વડોદરા
૫ શ્રી. ચુનીલાલ પુરષોતમદાસ શાહ ,,
૬ શ્રી છોટાભાઇ ખુશાલભાઇ પટેલ, નાર
૭ શ્રી મણીલાલ મંગળજી કાલીવાળા, વાઘોડીઆ
૮ શ્રી. છોટુભાઇ પંડિત, સિદ્ધપુર
૯ શ્રી કાનજીભાઇ શિવાભાઇ પટેલ, મહેસાણા
૧૦ શ્રી મૂળચંદભાઇ લલ્લુભાઇ પટેલ, વાલમ
૧૧ શ્રી જેઠાભાઇ લાલદાસ પટેલ, મહેસાણા
૧૨ શ્રી નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ,,
૧૩ શ્રી કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૧૪ રાજરત્ન શ્રી. કનૈયાલાલ જમનાદાસ મજમુદાર, નવસારી
૧૫ શ્રી કસનજી દયાળજી દેસાઇ, ,,
૧૬ રાજરત્ન શ્રી પ્રતાપરાય ગીરધરલાલ મહેતા, અમરેલી
૧૭ શ્રી મોહનભાઇ વીરજીભાઇ પટેલ ,,
૧૮ શ્રી કલ્યાણરાય નથુભાઇ જોશી દ્વારકા

---

## પરિશિષ્ટ ૪થું

### ભરાયલી મહાલ પરિષદોની વિગત

| કઇ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| ચાણસ્મા મહાલ ૮ મી | ૨૮-૧૦-૪૫ | રૂપપુર | શ્રી. રવિશંકર મહારાજ |
| વિજાપુર મહાલ ૪ થી | ૩૧-૧૦-૪૫ | જેપુર | શ્રી હરિભાઇ પટેલ (કેળવણી વિભાગ શાળાધિકારી) |

---

બદ્દે ઉમેદવારી નોધાવેલી હોવાથી તેમને વ્યવસ્થાપક તરીકે ચુટાએના જાહેર કરવામા આવે છે.

૪. સને ૧૯૪૬–૪૭ ના વર્ષ માટેનુ નીચે મુજબનુ આવક તથા ખર્ચ મંજૂર કરવામા આવે છે —

| ઉત્પન્ન — | | ખર્ચ — | |
|---|---|---|---|
| પુસ્તકોનુ કમિશન | ૬૫૦૦–૦–૦ | પગાર | ૫૫૦૦–૦–૦ |
| પત્રોનુ કમિશન | ૨૫૦૦–૦–૦ | નોકરોને મોંઘવારી | ૧૮૦૦–૦–૦ |
| વ્યાજનુ ઉત્પન્ન | ૧૫૦૦–૦–૦ | પોસ્ટેજ | ૪૫૦–૦–૦ |
| | ૧૦૫૦૦–૦–૦ | છપામણુ | ૫૦૦–૦–૦ |
| | | કંટીજન્ટ | ૩૫૦–૦–૦ |
| | | મકાન ભાડુ | ૭૦૦–૦–૦ |
| | | ઇલેક્ટ્રીક ખર્ચ | ૧૦૦–૦–૦ |
| | | ઑડિટ ફી | ૧૦૦–૦–૦ |
| | | પ્રો. ફંડમાં મંડળનો ફાળો | ૩૦૦–૦–૦ |
| | | આગના વીમાનું પ્રિમિયમ | ૧૫૦–૦–૦ |
| | | મુસાફરી ખર્ચ | ૫૦–૦–૦ |
| | | આકસ્મિક ખર્ચ | ૧૦૦–૦–૦ |
| | | | ૧૦૧૦૦–૦–૦ |

ઉપર પ્રમાણેના મંજૂર કરેલા ખર્ચની હદમાં રહીને એક હેડ નીચેથી બીજા હેડ નીચે ખર્ચની ફેરફારી કરવાની સત્તા વ્યવસ્થાપક મંડળને આપવામાં આવે છે

૫ સને ૧૯૪૫–૪૬ નો સરકારી બુકડેપોનો હિસાબ સભામા વાચી બતાવવામા આવ્યો છે તથા થયેલા રૂ ૩૫૦૮–૧૧–૧૧ ના નફાની નોધ લીધી છે

૬ આ મંડળની સ્થાપનાથી માંડીને આજ સુધી શિનોર સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી તરીકે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. મા વ્યવસ્થાપક પદે રહી, તેને ખીલવવામા તથા અત્યારની ઉચ્ચ કક્ષાએ લાવવામા શ્રીયુત નટવરલાલ ગિ શાહે જે સુંદર સેવા બજાવી છે તે બદલ આ સભા તેમના કાર્યની આભાર સાથે નોંધ લે છે.

૭ આજની સભાનુ કામકાજ ઘણી જ સફળતાપૂર્વક પાર પડયુ છે તે બદલ મે. ગ. રા. પ્રમુખ સાહેબનો આભાર માનવામા આવે છે

ઉપરના સાતેય ઠરાવ સર્વાનુમતે મંજૂર કરવામા આવે છે

વડોદરા,
તા ૬–૧૦–૪૬

મગનભાઇ શંકરભાઇ પટેલ
પ્રમુખ.

પુસ્તકાલય પ્રવૃત્તિના

# માનદ પ્રચારકની મુશ્કેલીઓ ને તેના ઉપાયો

**મા**નદ પ્રચારક એટલે ઉત્સાહનો ફુવારો, આશાનો અખૂટ ઝરો, ધીરજ અને સહિષ્ણુતાનો આદર્શ નમૂનો, અવિશ્રાંત પરિશ્રમનો પ્રખર ઉપાસક તથા સેવાધર્મનો સાચો ભેખધારી

આ બધા ગુણોના સંમિલન ઉપરાંત આધેડ કે પક્વ ઉંમર પણ જેની થઈ હોય એવા શિક્ષકભાઈઓ માનદ પ્રચારકો તરીકે કામ કરતા હોય તો એમના બહોળા અનુભવનો લાભ પણ સાથોસાથ મળી રહે પણ હકીકતમાં એમ નથી પ્રચારકનું રખડપટ્ટીનું કામ એવા ભાઈઓથી ન થઈ શકે એ હેતુથી આપણે યુવાન માનદ પ્રચારકોથી ચલાવવું પડે છે

આ યુવાન માનદ પ્રચારક ઘણું ખરું તાજેજ સીનિયર કે પૂર્વપદ પ્રાસ થએલ હોય છે અને જ્યાં જાય ત્યાં ઘણું ખરૂં જૂના સીનિયર શિક્ષકો સાથે કામ હોય છે એવા તપાસણીને પ્રસંગે મંત્રીજીના ભવાં ચડે છે અને મોં મચકોડાય છે તેમની વીઝીટ બૂકમાં કાંઈ પણ લખવાને માનદ પ્રચારક યોગ્ય નથી, એમ તે માને છે અને જે પૂછવું હોય તે આસિસ્ટંટ–ગ્રંથપાલને પૂછજો, એમ કહી તે આઘાપાછા થઈ જાય છે ગ્રંથપાલને તો પૂરતી માહિતી પણ હોતી નથી તેથી પ્રચારક ઊંચા મનથી રસ્તે પડી જાય છે.

આ વર્ગને પણ ટપી જાય એવો એક **બીજો** વર્ગ પણ છે આ વર્ગના મંત્રી–ગ્રંથપાલભાઈઓનું સૂત્ર જ એ હોય છે કે " જાણવું બધું પણ કરવું કાંઈ નહિ " તેમણે પુસ્તકાલયના તાલિમવર્ગોમાં અભ્યાસ પણ કરેલો હોય છે અને તેઓ પુસ્તકાલયની પરિષદોમાં ભાગ લેવાનું પણ ચૂકતા હોતા નથી રાજ્યની તો શું પણ દેશનીયે ક્રાંતિની અવનવી યોજનાઓના તે જાણકાર હોય છે ટૂંકામાં, વર્તમાન જગતની બીનાઓના તે સંગ્રહસ્થાન સમા હોય છે છતાં આ બધી શક્તિઓનું તેમને અજીર્ણ થયું હોય તેમ વાસ્તવમાં તેઓ કશું જ કરતા નથી.

વર્ગીકરણ તેમજ દફતરી કામ કેમ કરવું એની પૂરતી માહિતી છતાં તેઓ પ્રાંત કે મહાલ પ્રચારકની સેવાની વાટ જોતા જ રહે છે તે એટલે સુધી કે એક વાર આ કામ પ્રચારક કરી આપે એટલાથી તેઓ સંતોષ ન માનતા દર વર્ષે જ્યારે જ્યારે માનદ પ્રચારક આવે ત્યારે નવા વર્ષનું ચડેલ કામ તેજ પુરૂં કરીને જાય એવી સેવા કરવાની વીરલ ને ઉમદા તક તેઓ પ્રચારકને આપી પ્રચારકને કસી જુએ છે

**ત્રીજો વર્ગ** બદલાની ભાવનાવાળો હોય છે આ ભાઈઓ પ્રશ્નો જ પૂછવા લાગે છે આમાં આપણને શું પગાર કે મહેનતાણું મળે છે ? નાહક, પુસ્તકો ખોવાય તો પૈસા ભરવા પડે ' તેથી કામ પણ એવું જ થાય ને ' વિનાકારણ શા માટે મરી પડવું ? તમને (માનદ પ્રચારકોને) પણ શી સત્તા છે ? તમે શું પુસ્તકો કસી કરી શકશો ? આ અને આવા અનેક પ્રશ્નો તેઓ પૂછીને બદલાની ભાવના વિના કામ જ ન થાય એવી

થએલી મનોદશા વ્યક્ત કરે છે, છતા મને કમને પણ તેઓ કાઇક કામ કરે છે એ સંતોષની વાત છે. માત્ર પુસ્તકાલયનો મૂળ હેતુ જે વાચનપ્રચારનો છે, એ દિશામાં તેઓ ઇચ્છિત કામ આપી શકતા નથી

**ચોથો વર્ગ સલાહકાર અને સમસંવેદનાશીલ** ભાઇઓનો પાડી શકાય. આવા ભાઇઓ ત્યા જતાં જ સલાહ આપવા તથા પોતાની વીતક કથાઓ સભળાવવા મડી જાય છે. અને પોતાની ધારી અસર થાય છે કે નહિ તેની રાહ જુએ છે

તેઓ કહે છે, " ભાઇ, જ્યાં બધા જ એવા ત્યા આપણે એકલા તે શુ ને કેટલુ કરી શકીએ ? આ તમારા કરતા યે મને વધારે ધગશ હતી પણ પાંચ દશ વર્ષમા મારો ઉત્સાહ ઓસરી ગયો. આપણે નિસ્વાર્થ ભાવે આટલી જહેમત ઊઠાવીએ તોય કોઇને હિસાબ નહિ ! તે કરતા ઘેર બેસી રહેવુ શુ ખોટુ ? મારી તો તમને પણ એ જ સલાહ છે. પછી તમારી ઇચ્છા ! "

આ ચાર વર્ગમા જેનો સમાવેશ નથી થતો તેવા પણ ઘણા શિક્ષક ભાઇઓ છે. તેઓ સારી રીતે પોતાનુ કામ કરી રહ્યા છે તથા તેમને જે કાંઇ સૂચનાઓ કે માર્ગદર્શન મળી જાય છે તેનો અમલ કરવા તેઓ આતુર રહે છે આવો વર્ગ એ માનદ પ્રચારકના માર્ગમા ' મીઠી વીરડી ' શો બની રહે છે.

ઉપરના ચારે વર્ગોનુ આખરે તો છેલ્લામા જ રૂપાંતર થવાનુ છે. આપણે માનદ પ્રચારકો એમનો હૃદયપલટો કેવી રીતે કરાવી શકીએ એની સર્વસામાન્ય સૂચનાઓ છેવટે આપી છે.

આ લખવામા શિક્ષકભાઇઓને ઉતારી પાડવાનો જરાપણ આશય નથી. અને તેથી અંગત અનુભવોનો ક્યાય ઉલ્લેખ કર્યો નથી ઉપર જે શિક્ષક મંત્રી-ગ્રંથપાલ ભાઇઓના વર્ગ પાડયા છે, તેના સમર્થનરૂપે સંખ્યાબંધ દાખલા હુ ટાંકી શકુ તેમ છુ પણ એમ કરવાથી ખરો આશય કે જે પ્રેમ ને સેવા દ્વારા હૃદયપલટો કરાવવાનો છે તે સધાય તેમ નથી. તેથી સર્વસામાન્ય જ ચર્ચા કરી છે આશા છે કે આથી માનદ પ્રચારકો ને મંત્રી-ગ્રંથપાલભાઇઓ એકબીજાની વધારે નજીક આવતા થશે.

## સર્વસામાન્ય સૂચનાઓ

(૧) જે ગામે જવાનુ હોય તે ગામના મંત્રીજીને બને તો પંદર દિવસ અગાઉ પત્ર લખવો. અને તેમા પોતાને જોઇના ફોર્મો વગેરે મંગાવી રાખે તેમ જણાવવું

(૨) તેમની સાથે મોટાશથી, સ્નેહપૂર્વક, સંયમ અને વિવેક રાખી વાતચીત કરવી વાતચીતમા તેમનુ સ્વાભિમાન ઘવાય તેવો પ્રસંગ હંમેશા ટાળવો આપણે સત્તાધારી છીએ કે તપાસનીશ છીએ એવો ડોળ કરવો નહિ

(૩) દફતરમા જ્યાં અધુરાપણુ કે ખોટાપણુ હોય ત્યા તેની સમજ ગ્રંથપાલ તથા મંત્રીજીને આપી, જુદા કાગળ ઉપર સુધારી આપી, આદર્શ દફતર કેવી રીતે લખાય તેનુ ગ્યથાર્થ જ્ઞાન કરાવવુ.

વડોદરા,
તા. ૬-૧૦-૪૬

(૪) પુસ્તકાલયના મંત્રીની તપાસણી કરાવવાની કે ભેટ લખાવવાની નામરજી હોય તો માત્ર દફતર મળે તે જોઈને માહિતી આપવી ભેટ લખવાનો આગ્રહ રાખવો નહિ દફતર પણ ન મળે ત્યા માત્ર મૌખિક વાતચીત કરી પરત આવવુ ઘેર આવી તેમને તેમની ફરજનો ખ્યાલ આપતો એક પત્ર લખીને ફરીથી જવુ તેમ છતા કઇ ફેરફાર થયો ન હોય તો પ્રયત્ન જારી રાખી ધીરજ રાખવી

(૫) જ્યા ખેંચતાણથી કામ ન થતુ હોય ત્યા, પરિસ્થિતિનો અભ્યાસ કરી મંથપાત બાઇ જે કામ આપી શકે તેમ હોય તો તેમને પ્રેમ ને વિશ્વાસમા લઇ કામ લેવુ ખેંચતાણનુ નિવારણ આપણે નફટાઇથી કરવાનુ નથી ઊલટુ, એ તો માનદ પ્રચારકની સાચી કસોટી છે એમ માની તેમાથી પાર ઊતરવુ

(૬) શક્ય હોય તો ગામલોકોની સભા રાખી તેમા વાચનપ્રચારના ફાયદા સમજાવવા.

(૭) વાચનમંડળ, શિષ્ટવાચન પરીક્ષાઓ, પ્રમાણપત્રની પરીક્ષાઓ વગેરે યોજનાઓ સબંધી વાતચીત કરવી

(૮) આપણુ સ્વાગત, સગવડ વગેરે બાબતોનો ખ્યાલ યત્કિંચિત્ પણ ન રાખવો જોઇએ, જાહેરમા કયાય એનો ઉલ્લેખ ન કરવો જોઇએ

આટલી સૂચનાઓનો અમલ કરનાર માનદ પ્રચારક જરૂર સફળતા પામશે.

રવિશંકર મગનલાલ ઠાકર
માનદ પ્રચારક, દહેગામ મહાલ

# વાચન નોંધ

[ આ મથાળા નીચે વાચકમંડળના સભ્યો તરફથી આવતી નોંધો પ્રસિદ્ધ કરવામા આવશે એથી અમુક વાચકે કયુ ને કેવુ સાહિત્ય માસ દરમ્યાન વાચ્યું અને તે વિષે એનો પોતાનો મત કેવો બધાયો તેનો ખ્યાલ મળ્યા ઉપરાત અન્ય વાચકોને એ સાહિત્ય વાચવાની પ્રેરણા મળશે એવી આશા રાખવામા આવે છે  ના. ન ]

વાચક  શ્રી. ડાહ્યાલાલ અ પ્રભાભટ્ટ, મંત્રી, કલોલ મ. પુ મડળ, મુ બોયણુ રાઠોડનો માહે સપ્ટેમ્બરની વાચનનોંધ

૧ દીનબધુ એન્ડ્રુઝ—પૃ ૩૪૦, વાચન તારીખ ૧ થી ૧૦, સમય રાતના ૯ થી ૧૦॥

આ પુસ્તક સ્વ મો ન અમીન સ્મારક-માળાનું ૪ થુ પુષ્પ છે જીવનચરિત્રનુ પુસ્તક છે. ચરિત્રનાયક દીનબધુ એન્ડ્રુઝ જાતે અગ્રેજ હતા છતા તેમણે હિંદને પોતાની માતૃભૂમિ ગણીને હિંદીઓને ન્યાય અપાવવા સારૂ વિવિધ પ્રકારની ઝુબેશો ઉપાડેલી. એ સબધના પ્રેરણાત્મક જીવનપ્રસગો આ પુસ્તકમા ગુથાયા છે એન્ડ્રુઝ સવારના ૬ થી રાતના ૧૦ સુધી અવિશ્રાન્ત કામ કર્યા કરતા કેટલીક વાર તો રાતમા ઊઠીને પણ લેખ લખવા બેસતા. હિંદમા ઘણો વખત તેઓ શાતિનિકેતનમાં રહ્યા હતા. ગાધીજીના ભક્ત હતા.

૨-૩. પ્રેમાશ્રમ ભાગ ૧-૨—પૃષ્ઠ ૭૧૪ વા તારીખ ૧૧ થી ૨૦ રાતના ૯ થી ૧૦॥

આ નવલકથા હિંદી લેખક પ્રેમચંદજીની સર્વોત્તમ કૃતિ ગણાય છે પ્રેમાશ્રમના સસ્થાપક પ્રેમશકર એ અમેરિકામાં ખેતીના ગ્રેજ્યુએટ થઇ આવ્યા હોઇ નવલકથાનું એ સાત્વિક પાત્ર છે ત્યારે તેમના ભાઇ જ્ઞાનશકર એ તામસી પાત્ર છે નવલકથા સુંદર લખાઇ છે પ્રેમચદજીનાં સ્રીપાત્રો સતીત્વની ભાવનાવાળા, નમ્ર, દયામય સેવાભાવી અને ભક્તિરસ પ્રધાન હોય છે, ત્યારે શરદ્‌બાબુના સ્રી-પાત્રો સમાજ સામે બળવો પોકારનારા, નીતિને બહુ ન ગણકારનારા જતદ પાત્રો હોય છે

૪. નવો અવતાર.—પૃ ૧૭૧.વા તારીખ ૨૧ થી ૨૪ સમય રાતના ૯ થી ૧૦-૪૦.

મૂળ લેખક, ટૉલ્સ્ટોય અનુવાદક વિશ્વનાથ મ ભટ્ટ. આ વાર્તા ટૉલ્સ્ટોયની ઉત્તરાવસ્થાની અતિમ કૃતિ છે તેથી જે સાહિત્યની ઝાખી કરવા એ જીવનભર મથેલા તે સત્ય તેમા અસાધારણ શક્તિથી અને વિરલ વેધકતાથી તેમણે મૂર્ત કર્યું છે નાયક નેખ્લ્યુ ડૉફ જેલખાના સુધારવા મથે છે નાયિકા માસ્લોવાને સખત મજૂરીની સજા થઇ છે તેની સાથે પોતે ઉમરાવ હોવા છતા કેદીઓની સાથે સાઇબીરિયા જઇ રહ્યો છે પોતાની જાગીરની જમીન ખેડુતોને આપી દીધી છે જાણે ટૉલ્સ્ટોય પોતે પાત્ર તરીકે ન હોય તેમ લાગે છે. પુસ્તક સારૂં છે

[ સંધિપત્ર સામેના પાને છે ]

# પુસ્તકાલયોની તપાસણી

પુસ્તકાલય પ્રાંત-પ્રચારક રા. છગનભાઈ મથુરભાઈ પટેલે સપ્ટેમ્બર માસમા વડોદરા પ્રાતના નીચેનાં સ્થળોની મુલાકાત લઈ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી તત્સબધી જરૂરી સૂચના-સમજૂત આપી છે, જરૂરી પ્રચારકાર્ય પણ કર્યું છે

**માહે સપ્ટેમ્બર માસમાં પાદરા તાલુકાનાં**—(૧) લુણા, (૨) તાજપુરા, (૩) ગણપતપુરા, (૪) ઉમરાયા, (૫) એકલબારા, (૬) ડભાસા, (૭) મહુવર, (૮) મુજપુર, (૯) મહમદપુરા, (૧૦) ડબકા, (૧૧) ચોકારી, (૧૨) સાઠા, (૧૩) વિશ્રામપુરા, (૧૪) સોમજીપુરા, (૧૫) નરસીપુરા, (૧૬) વડુ, (૧૭) કરણાકુવા, (૧૮) ભદારી, (૧૯) હરણમાળ, (૨૦) ભોજ, (૨૧) રાજપુરા, (૨૨) અંબાડા, (૨૩) કલ્યાણકુઈ, (૨૪) કાદા, (૨૫) સાદરા, (૨૬) શાણપુર, (૨૭) ભાણપુર, (૨૮) પીડાપા, (૨૯) મોભા.

**—ઑગસ્ટ માસમાં પાદરા તાલુકાનાં વધારાનાં**—(૧) અભોર, (૨) કુરાલ, (૩) આમેઠા, (૪) ગવાસદ

તપાસણી દરમ્યાન પ્રચારકે જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ કરવા જે તે મત્રી ભાઈઓને ખાસ ભલામણ

**ના. ન. ચોકસી**
સહમત્રી,
વ ગ. પુ મડળ.

---

[ સાંધણ સામેના પૃષ્ઠનુ ]

૫ **પગદડી**—લેખક, ધૂમકેતુ, પૃ ૨૪૦, વાચન તારીખ ૨૫ થી ૨૭

ધૂમકેતુજીએ આમા નૈનિતાલ, લીલી નાઘેર, ગીરનુ જગલ, સતલજનો પ્રદેશ, ગિરનાર, ધુવાધાર, દાર્જીલિગ અને ભુવનેશ્વર વગેરેના પ્રવાસ કરેલા, તેનુ વર્ણન પોતાની સુદર શૈલિમા કર્યું છે શૈલી રસપ્રદ હોઈ વર્ણન શુષ્ક લાગતુ નથી ભવિષ્યમા દક્ષિણ હિદ, તાજમહાલ, આબુ, ફત્તેહપુર સીક્રી, મદ્રાસ, મહીસુર, બેલુર, સીલોન, મદુરા, રામેશ્વર વગેરેનું વર્ણન આપવાનુ પ્રસ્તાવનામાં કહેવાયુ છે

૬. **જયસિહ સિદ્ધરાજ**—પૃ ૪૦૪ વાચનતારીખ ૨૮ થી ૩૦

ધૂમકેતુજીની આ કૃતિ 'રાજકન્યા' પછી આગળ વધતી નવલકથા છે આમા મહારાજ જયસિહદેવ બર્બરકને હરાવી 'બર્બરકજિષ્ણુ'નુ બિરુદ મેળવે છે બર્બરક મહાન શિલ્પી હતો, એવી લોકવાયકા તો હાલ પણ પાટણમા ચાલે છે બર્બરકે કોટ કિલ્લા બાધ્યા તેમ હાલ પણ લોકવાયકા ચાલે છે એ દંતકથાને ધૂમકેતુએ આમા સ્થાન આપ્યુ છે.

માહે સપ્ટેમ્બરની તા. ૧ થી ૩૦ દરમ્યાન ઉપર પ્રમાણેના ૬ પુસ્તકોના કુલ પૃષ્ઠ ૧૮૬૯ નું વાચન થયુ છે



૧ કેળવણીની પગદંડી—લેખક તથા પ્રકાશક-નાનાભાઈ ભટ્ટ, ગ્રામદક્ષિણામૂર્તિ, આંબલા ( કાઠિયાવાડ ), મુખ્ય વિક્રેતા-ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, મુંબઈ અને અમદાવાદ, પૃષ્ઠ ૨૯૮+૧૬, પૂઠું-કપડાની પટ્ટીવાળું તથા ઉપર જેકેટવાળું, કિંમત ૩-૮-૦

આ પુસ્તકમા પ્રસિદ્ધ કેળવણીકાર શ્રી. નાનાભાઈ ભટના કેળવણીવિષયક લેખો છે એ લેખો બે ખડમા આપ્યા છે પહેલા ખડમા સિદ્ધાતચર્ચાને લગતા લેખો છે, ત્યારે બીજા ખડમા વ્યવહારચર્ચાને લગતા લેખો છે પહેલા ખડમા ૩૬ અને બીજા ખડમાં ૨૮ મળી કુલ ૬૪ લેખો છે આ લેખોમાના દરેકની નીચે લખ્યા સાલ આપેલી છે એ ઉપરથી દેખાય છે કે આ લેખો સને ૧૯૨૪ થી સને ૧૯૪૫ સુધીમા લખાયેલા છે આ લેખોમા નૂતન કેળવણીની દૃષ્ટિએ વિવિધ વિષયો ચર્ચેલા છે આ વિષયોમાના મોટા ભાગના વિષયો છાત્રાલયજીવનને લગતા છે ગુજરાતમા છાત્રાલયજીવનના બહોળા અનુભવવાળા તથા એનો શાસ્ત્રીય દૃષ્ટિથી વિચાર કરનાર શ્રી નાનાભાઈ ભટ જેવી બીજી વ્યક્તિ ભાગ્યે જ નીકળે આથી આ લેખો છાત્રાલયના કાર્યકર્તાઓને ખાસ ઉપયોગી છે શિક્ષણક્ષેત્રમા કામ કરનાર બીજી વ્યક્તિઓએ પણ આ લેખો વાચના જેવા છે આ લેખોની વિચારણા શાસ્ત્રીય હોવા ઉપરાત સ્પષ્ટ અને મુદ્દાસર છે ભાષાશૈલી શુદ્ધ અને રસિક છે આ પુસ્તકની પ્રસ્તાવના પ્રસિદ્ધ વિદ્વાન શ્રી કિશોરલાલ મશરૂવાળાએ લખી છે ચોપડીની કિંમત મોઘવારીને લીધે તથા આવા પુસ્તકોની ખપત મર્યાદિત હોવાથી વધારે પડે તે સ્વાભાવિક છે, પરન્તુ આનો પ્રચાર સાધારણ સ્થિતિ તથા ગરીબ સ્થિતિના શિક્ષણપ્રેમીઓમા પણ થઈ શકે તે માટે તે ઓછી રાખી શકાઈ હોત તો સારુ

૨ કાવ્યાંગના—લેખક-શ્રી જટિલ પ્રકાશક-જટિલરાય કેશવલાલ વ્યાસ, બી એ., બોર્ડેગ્નર સ્પોર્ટ્સ, પોરબંદર, પૃષ્ઠ ૯૨+૧૮, પૂઠું-કપડાની પટ્ટીવાળું તેમ જ સુંદર ચિત્રયુક્ત જેકેટવાળું, કિંમત ૧-૮-૦

આ પુસ્તકમા ૬૬ કાવ્યો છે આ કાવ્યો વિવિધ વિષયોને લગતા છે એમા પ્રેમ-કાવ્યો છે, કુદરતના સુદર વર્ણન પણ કેટલાક કાવ્યોમા છે, સમાજવાદની અસરવાળા પણ કોઈ કાવ્ય છે કાવ્યોના ભાષા, છદપ્રભુત્વ, કલ્પનાસમૃદ્ધિ વગેરે પ્રશસાપાત્ર છે અત્યારના કવિઓમા આ કવિ સારુ સ્થાન પામશે એમ આ પુસ્તક ઉપરથી લાગે છે આ પુસ્તકની વિદ્વત્તાપૂર્ણ સુંદર પ્રસ્તાવના ભાવનગરની શામળદાસ કૉલેજના પ્રસિદ્ધ અધ્યાપક શ્રી રવિશંકર જોષીએ લખેલી છે આ પુસ્તક સાહિત્યપ્રેમીઓએ વાચવા જેવુ છે

ગ. ગો. પટેલ

૩ **મૂગો સેવક**—લેખક, ચન્દ્રકાન્ત શુક્લ, પ્રકાશક, એન એમ ઠક્કર એન્ડ કું, મુંબઈ, ૧ લી આવૃત્તિ ૧૯૪૫, પૃ ૧૧૧, પૂઠું કાર્ડ બોર્ડ પઠ્ઠાનું, કિ ૧-૮-૦

પુસ્તક ટૂંકી વાર્તાનું હોઈને મહાત્મા ગાંધીજીના પ્રિય પુસ્તકોમાંનું એક છે એમાંના અનેક પ્રસંગો ગાંધીજી પોતાના અંતેવાસીઓને પ્રસંગોપાત્ત કહી સંભળાવતા વાર્તાનો નાયક 'ગીબી' ખાનદાન ઉમરાવ કુટુંબનો નબીરો છે એ જન્મથી જ મૂગો છે દારૂના દૈત્ય પાછળ એ કુટુંબ બિલકુલ બેહાલ બની જાય છે ગીબી નાનપણમાં જ નમાયો બને છે અને હજી નાનો હોય છે ત્યાં જ બાપ પણ ખોઈ બેસે છે દારૂથી થતી દુર્દશા ને પાયમાલીમાંથી બચવાને મરતા પહેલાં બાપ એને દારૂથી દૂર રહેવાની શિખામણ આપી જાય છે એ શિખામણનું પાલન ગીબી 'ને પોતાના કુટુંબના ગત વૈભવ ભાગ્યચક્રના પ્રતાપે પાછો મળ્યા પછી પણ આબાદ રીતે કરે છે એટલું જ નહિ પણ ગરીબ દુખિયા અને પીડિતોની વહારે તે હંમેશાં જાય છે ને તેમની સહાય તથા સુધારણા માટે વિવિધ સંસ્થાઓ સ્થાપે છે નિર્વંશ માતાનો વારસો ગરીબ ગીબીનું ભાગ્ય ફેરવી નાખે છે અને તે 'ગીબી' મટીને સર ગીબી ગેલબ્રેથ બની જાય છે છતાં પણ તે પોતાનું જીવનવ્રત મુક્ત રીતે પાળતો રહે છે સ્કૉટિશ નવલકથાકાર જ્યૉર્જ મેકડોનલ્ડની અંગ્રેજી કૃતિ '**સર ગીબી**'નો આ સંક્ષિપ્ત અનુવાદ છે અનુવાદમાં સ્થળ-પાત્રોનાં નામ મૂળનાં કાયમ રખાયાં છે એટલે વિલાયતના ગ્રામપ્રદેશના આચારવિચાર ને રહેણીકરણીનો ઠીક ખ્યાલ મળી રહે છે

૪. **બાપુની છાયામાં**—લેખક, પુરાતન બુચ, પ્રકાશક, ભારતીય પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧ લી આવૃત્તિ ૧૯૪૬, પૃ ૧૮૬. પૂઠું કાર્ડ બૉર્ડ પઠ્ઠાનું, કિ ૨-૦-૦

લેખક ભાઈ પુરાતન બુચ ગાંધીજીના એક અંતેવાસી હોઈ તેમની છત્રછાયામાં ઘડાયેલા એક બાહોશ ને બુદ્ધિમાન સેવક છે ગાંધીસેવક તરીકે જુદા જુદા પ્રસંગોએ એમણે પોતાની સૂઝકશક્તિ અને બુદ્ધિમત્તા વાપરીને તથા ગાંધીજીના સિદ્ધાંતને વફાદાર રહીને ગરીબો અને પીડિતોને જે મદદ કરેલી તેનો સુંદર ખ્યાલ આ પુસ્તક પૂરો પાડે છે રચનાત્મક કાર્ય એટલે શું તેનો યથાર્થ ખ્યાલ મેળવવા માટે આ પુસ્તક અવશ્ય વાંચી જવા જેવું છે સમાજસેવકોને અનેક રીતે માર્ગદર્શક થઈ પડે એવી પ્રેરક સામગ્રી આ પુસ્તક ધરાવે છે કવિ લલિતજીના સપૂત ભાઈ પુરાતનના જીવનરાહનો આછો પરિચય મેળવવાને માટે પણ આ પુસ્તક સરસ સાધન પૂરું પાડે છે

ના ન

૫ **આનંદઘર**—લેખક શ્રી 'બેકાર', પ્રકાશક હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત ક્રાઉન કદના પૃષ્ઠ ૨૪૦, સચિત્ર કવર જૅકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૩-૦-૦

શ્રી બેકાર આપણા સાહિત્યના હાસ્યરસિક લેખક હોઈને એમની કટાક્ષવાણીભર્યા લેખો આપણાં સામયિકોમાં અવારનવાર દેખા દઈ જાય છે એમના આ લેખો કટાક્ષભરી રીતે ગમ્મતભર્યું નર્મ વાંચન આપે છે અત્યાર અગાઉ પ્રસિદ્ધ [illegible] નો ઠીક આદર પામી છે

એમની હમેશની રમતિયાળ શૈલીએ લેખકે આ પુસ્તકમા ૨૬ હાસ્યકથા પ્રસંગો સંગ્રહિત કર્યા છે દરેક લેખ હળવા કટાક્ષભર્યો હોઇને, થાકેલા મગજને ઘડીભર આરામ આપી જાય તેવો છે નવરાશની ઘડીએ કે કામથી તન-મન કંટાળી ગયુ હોય ત્યારે આ લેખોનું વાચન એના વાચકોને મગજ હળવુ બનાવવામા ઠીક સહાયભૂત થશે.

દરેક પ્રસંગને લેખકે, ઘરના જુદા જુદા ઓરડા-ખંડોની ઉપમા આપી હોઇને એને અનુરૂપ પુસ્તકનુ નામાભિધાન પણ પ્રસંગોને બંધબેસતું જ આપ્યુ છે

હળવા વાચનના રસિયાઓને આ પુસ્તક ઠીક આનંદપ્રદ નીવડશે

**૬ મિયાં ફુસ્કી**—લેખક શ્રી જીવરામ જોષી, પ્રકાશક સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ મૂલ્ય રૂા ૧-૪-૦ ૧૯૪૬

શ્રી જીવરામ જોષી બાલસાહિત્યના જાણીતા લેખક હોઇને એમને બાલમાનસને રુચિકર એવી લેખનશૈલી વરેલી છે એક વાર્તાકારની અદાથી લેખકે આ પુસ્તકમા એક ગામડાના મિયાના વિવિધ પરાક્રમોના હાસ્ય ઉપજાવે તેવા છબરડાની હારમાળા આપી છે લેખકની બાલવાચનસુલભ શૈલીથી લખાયેલુ આ પુસ્તક ઊગતા કિશોર વાચકોને સાહસ-કથા સરખુ હળવા હાસ્યભર્યું વાચન આપે છે પુસ્તકાલયોમા આવતા નાના બાળ-કિશોરો માટે એ વસાવી લેવાય

**૭ સંદેશ પ્રત્યક્ષ પંચાગ**—મુખ્ય સંપાદક કૃષ્ણરામ વહાલજી ભટ્ટ, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા ૧-૧૦-૦

છેલ્લા બે વર્ષ થયા સંદેશપ્રકાશન મંદિર તરફથી પંચાંગપ્રકાશનની પ્રવૃત્તિ હાથ ધરવામા આવી છે. અને એના સંપાદક મંડળમા જાણીતા જ્યોતિષાચાર્યો અને ખગોળ-વિદ્યારસિકોનો સાથ-સહકાર હોય છે

આપણે ત્યા પંચાગો અનેક પ્રકટ થાય છે તેમા જે શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર પ્રકટ થાય છે તેની હરોળમા આ પંચાગ પણ ઊભે છે જ્યોતિષગણના અને ખગોળશાસ્ત્રમા રસ ધરાવનારને આવુ વૈજ્ઞાનિક પ્રકાશન ઉપયોગી નીવડશે, એ નિર્વિવાદ છે. જ્યોતિષશાસ્ત્રમા ઊંડો રસ ધરાવનાર આ પંચાગ વસાવી લે એજ પ્રમાણે મુંબઇનાં "જન્મભૂમિ" કાર્યાલય તરફથી પણ પ્રત્યક્ષ પંચાગ વિદ્વાન સંશોધકોના સંપાદન હેઠળ તૈયાર કરાઇ પ્રસિદ્ધ કરાયુ છે પ્રત્યક્ષ જ્યોતિર્વિદ્યાના અભ્યાસીઓને આ બન્ને પ્રકાશનો ઠીક ઉપયોગી નિવડશે

**૮. સંવત ૨૦૦૩નું શુદ્ધ ગુજરાતી કાર્તિકી પંચાગ**—( ગ્રહલાઘવીય )—સંપાદક હિમ્મતલાલ મહાશંકર જાની, પ્રકાશક સસ્તુ સાહિત્ય વ કાર્યાલય, ભદ્ર, અમદાવાદ મૂલ્ય ૦-૬-૦

ઉપર્યુક્ત પ્રકાશન સંસ્થા તરફથી પણ, એ સંસ્થાનો વહીવટ શ્રી મનુ સુબેદાર હસ્તક શરૂ થયો ત્યારથી પંચાગપ્રકાશનની પ્રવૃત્તિ શરૂ થઇ છે દર વર્ષની જેમ આ વર્ષે પણ આ પંચાગ પ્રકટ કરાયુ છે જ્યોતિષશાસ્ત્રીઓમા ગ્રહલાઘવીય અને પ્રત્યક્ષ પદ્ધતિઓ અંગે વાદવિવાદ ચાલે છે તેમા પણ જે ગ્રહલાઘવીય ગણતરીમાં માનનારા છે તેમને તેમજ ઇતર આમજનતાને વાર તહેવાર અને ઇત્તર આદિની મેળવવામા સુગમ અને સસ્તુ નીવડે તેવું આ પંચાગ હોઇને એનો પણ અંતોગે પ્રચાર થશે બન્ને પંચાગો પૈકી પોતપોતાની અભ્યાસરુચિને અનુસરીને ઉપર્યુક્ત દરેક વા એક પંચાગ સુખે વસાવી લેવાય.

મ પ્ર વ્યાસ



## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૧ અખંડાનંદજીના પત્રો—સંપાદક શ્રી મનુ સૂબેદાર, મૂલ્ય રૂા. ૧-૪-૦
૨ સાહસકથાઓ—લેખક શ્રી રમણીક અરાલવાળા, મૂલ્ય ૦-૧૦-૦
૩ શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ—અનુ શ્રી રત્નેશ્વર ભવાનીશંકર વકીલ, મૂલ્ય ૦-૧૦-૦
૪ જ્ઞાન અને કર્મ—લેખક સ્વામી અદ્વૈતાનંદ, મૂલ્ય ૦-૩-૦
૫. મણિરત્નમાળા—સંપાદક શ્રી મનુ સૂબેદાર, મૂલ્ય ૦-૧-૬
૬ નારદનાં ભક્તિસૂત્રો—પ્રયોજક શ્રી પંડિત વિષ્ણુદેવ સકળેશ્વર, મૂલ્ય ૦-૩-૦
૭ સતી સાવિત્રી—પ્રયોજક તથા મૂલ્ય ઉપર પ્રમાણે
૮ સંવત ૨૦૦૩નુ કાર્તિકી પંચાગ ( ગ્રહલાઘવીય )—કર્તા પંડિત હિમ્મતરામ મહાશંકર જાની, મૂલ્ય ૦-૬-૦

## એન. એમ. ઠક્કરની કું. મુંબઇનાં પુસ્તકો

૯ સ્નેહ અને સમર્પણ—મૂળ લેખિકા શ્રીમતી સરસ્વતિ દેવી,
૧૦. મામાનુ ઘર કેટલે—સંગ્રાહક સ્વ ભવાનીશંકર નરસિંહરામ કવિ, મૂલ્ય ૨-૦-૦
૧૧ વેચાણવેરાની સાદી સમજ—સંપાદક ભોગીલાલ ચિમનલાલ, મૂલ્ય રૂા ૧-૦-૦
૧૨ પરપોટા—લેખક શ્રી નટુભાઈ, મૂલ્ય રૂા ૩-૮-૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ તરફનાં પુસ્તકો

૧૩ ચૌલાદેવી—(આવૃત્તિ ચોથી) લેખક ધૂમકેતુ, મૂલ્ય રૂા ૪-૮-૦
૧૪ રાજકન્યા—(ત્રીજી આવૃત્તિ) લેખક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૪-૮-૦
૧૫. ભગવાન કૌટિલ્ય—(આવૃત્તિ ત્રીજી) લેખક શ્રી કનૈયાલાલ મા મુન્શી મૂલ્ય ૪-૦-૦
૧૬ કુમારીની પ્રવાસકથા—લેખક શ્રી અર્જુનાઈ ભેસાણીયા, મૂલ્ય ૧-૮-૦
૧૭ આપણા કસ્તુરબા—લેખક શ્રી પુરાતન બુચ હંસ પ્રકાશન-અમદાવાદ, ૦-૧૫-૦
૧૮ આપણા ગાંધીજી—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા ૧-૦-૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૯. અરદેશર કોટવાળ—લેખક શ્રી રતન રૂ માર્શલ, પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત મૂલ્ય રૂા ૨-૦-૦
૨૦ હિંદનુ નાણાંતંત્ર—લેખક શ્રી જયંતિલાલ હ મહેતા, પ્રકાશક સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર અમદાવાદ, મૂલ્ય રૂા ૪-૪-૦
૨૧. પ્રત્યક્ષ પંચાગ—મુખ્ય સંપાદક કૃષ્ણારામ વહાલજી ભટ્ટ, મૂલ્ય રૂા ૧-૧૦-૦ જ્ઞાનયોગી ચંદુભાઇ સ વૈકુંઠલાલ, શ્રી ઠાકોર પ્ર ભક્તિમાર્ગ કાર્યાલય, મૂલ્ય રૂા ૩-૦-૦
૨૨. પ્રત્યક્ષ પંચાંગ—સંપાદક દેવશી વીરજી ખોજા, પ્રકાશક જન્મભૂમિ કાર્યાલય, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મૂલ્ય રૂા ૧-૪-૦
૨૩. ખગોળપ્રવેશ—શ્રી છોટુભાઇ સુથાર, આણંદ, મૂલ્ય રૂા ૨-૪-૦

---

# સામયિક ચિંતન

## શક્તિનું માપ

સોનું અને રૂપું એ સાચી સંપત્તિ નથી રણમાં ભૂલો પડેલો મુસાફર સોના અને રૂપાને નથી ખાઇ કે નથી પી શકતો પોતાનું જીવન ટકાવી રાખવાને એક કોળિયો અનાજ અને થોડા પાણી માટે આખી દુનિયાનું સોનું અને રૂપુ આપી દેવા તે ખુશીથી તૈયાર થશે સોનુ અને રૂપુ તો ઉપયોગી વસ્તુની લેવડદેવડ માટે કેવળ એક સગવડભર્યા સાધનની ગરજ સારે છે રાષ્ટ્રની સંપત્તિ તેના ભંડારોમાં પડેલી કીમતી ધાતુઓથી નહિ, પણ તેની પાસેની ઉપયોગી વસ્તુઓની તથા તે ઉત્પન્ન કરવાની તેની શક્તિથી મપાય છે જેની પાસે ઉપયોગી વસ્તુઓ બનાવવા માટેની આવડત અને શક્તિવાળા, તંદુરસ્ત અને ઉદ્યોગી સ્ત્રીપુરુષો હોય, તે ધનિક રાષ્ટ્ર છે, પછી ભલેને તેની પાસે એક રૂપિયાભારે સોનું કે રૂપુ ન હોય અને બીજા એક રાષ્ટ્ર પાસે ચાહે તેટલું સોનું અને રૂપુ હોય, પણ ઉપર જણાવેલી વસ્તુઓ તેની પાસે ન હોય, તો તે ગરીબ રાષ્ટ્ર છે જે માણસ કશું પેદા નથી કરતો પણ માત્ર વાપરે જ છે, તે પરોપજીવી છે. બીજાઓની મજૂરી પર જીવીને સમાજ પર તે બોજારૂપ બને છે

સમાજમાં આજે એક બાજુએ કશું કામ ન કરનારા બેઠાડુ ધનિકો અને બીજી બાજુએ કશું કામ ન મળવાને કારણે ભૂખે મરતા ગરીબ મજૂરોનું દૃશ્ય જોવા મળે છે. હિંદ સ્વતંત્ર હતું ત્યારે લોકોના અનેક હુન્નરઉદ્યોગો ધીકતા ચાલતા હતા આજે એ બધા મરી પરવાર્યા છે અને ઉપરાછાપરી પડતા દુકાળો મુલકને ખેદાનમેદાન કરી મૂકે છે પરિણામે આપણો દેશ આજે દુર્બળ અને નાદાર થઇ ગયો છે. આપણી આજની દશા એ છે એનો ઉપાય કરવો જ જોઇએ. એક પણ માણસ કામ કે નિર્વાહના સાધનો વિનાનો ન હોવો જોઇએ પોતાનાં વિકાસ અને ઉન્નતિ સાધવા માટે દરેકને સમાન તકો મળવી જોઇએ. એમ તો જોતા બધા માણસો સરખા નથી—કેટલાક બુદ્ધિશાળી તો કેટલાક બેવકૂફ, કેટલાક સબળ તો કેટલાક દુર્બળ હોય છે આવડત ખીલવવા માટેની તક ન આપીએ તો પછી બીનઆવડત માટે આપણે કોઇ પણ માણસને વખોડી ન શકીએ કેળવણી અને વિકાસને માટે દરેક તક જેને મળી હોય, એવા ખાધેપીધે સુખી માણસના જેવી આવડતની અપેક્ષા આપણે એક ગરીબ, નિરક્ષર અને અર્ધભૂખ્યા ગામડિયા પાસે રીતે કેવી રાખો શકીએ ? બધા માણસો દરેક બાબતમાં સમાન હોવા જોઇએ, એ આવશ્યક નથી, પણ જીવનમાં સૌને સમાન તકો મળવી જોઇએ તો જ આપણે માણસોની શક્તિનું વાજબી માપ કાઢી શકીએ.

પૈસા કમાવાની આવડત એ કંઇ શક્તિનું માપ નથી, શોષણ કરીને બીજાઓને

ભેગે એકઠી કરેલી પૈસાની થેલી, એ કઇ દેશને માટે આધારરૂપ નથી પણ ટેબલ, ખુરસી કે એવી બીજી ઉપયોગની સામાન્ય વસ્તુઓ બનાવનાર માણસ દેશની સંપત્તિમાં ઉમેરો કરે છે અને તેથી દેશને માટે તે આધારરૂપ છે. અક્ષરજ્ઞાનની કેળવણીને વધારે-પડતુ મહત્ત્વ આપવાની આજે ફેશન થઇ પડી છે ભૂતકાળના અને આજના આપણા પ્રજાસેવકો વકીલોમાંથી આવ્યા છે, એ ખરુ છે પણ કેવળ વિદ્વત્તાથી સ્વરાજ ચલાવી શકાશે એમ માનવુ, એ ગંભીર ભૂલ છે જો બધા જ વકીલ થાય, તો દેશની દુર્દશા આવે એક પણ વકીલ વિના દેશ ચલાવી શકે, પણ બધા જ ભંગીઓ એક દિવસ માટે પ પોતાનુ કામ બંધ કરે, તો ગભીર કટોકટી પેદા થાય. અને આમ છતાં, સમાજની એ સૌથી ઉપયોગી વ્યકિતને મેલા અને ઊતરતી કક્ષાવાળા માણસ તરીકે લેખવામા આવે છે. આવો વિપરીત આપણો વ્યવહાર છે ગામડામા વસતી પોતાની પ્રજાસેવાને માટે હિંદને તાલીમ પામેલા સેવકો, કારીગરો, ઇજનેરો, દાક્તરો અને શિક્ષકો વગેરેના એક મોટા સૈન્યની જરૂર છે આપણે તેમને તાલીમ આપવી પડશે ટોચ પરની ગણીગાંઠી નામાંકિત વ્યકિતઓથી નહિ, પણ સમગ્ર પ્રજાનુ ધોરણ ઊંચુ ચડાવવાથી રાષ્ટ્ર મહાન બને છે.

[ વચગાળની સરકારના વડા વજીર બનતાં પહેલા પંડિત
જવાહરલાલ નેહરુએ સેવાગ્રામમા કરેલ પ્રવચનમાંથી ]

---

## શિંગનો ખોળ માણસને માટે નુકસાનકારક છે.

બેંગલોરના ઇન્ડીઅન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સની બાયોલોજિકલ લેબોરેટરીમાં તાજેતરમા કરાએલા પ્રયોગોને પરિણામે એવા નિર્ણય પર અવાયુ છે કે તેલીબીયાંના ખોળનુ યોગ્ય રીતે શુદ્ધિકરણ ન થાય ત્યા સુધી માનવશરીરને માટે તે જરા પણ ઉપયોગી નથી ને તેનો ઉપયોગ કરવાનુ ઇચ્છનીય નથી

ખોરાકની તગીને કારણે તાજેતરમા એવુ સૂચવાયુ હતુ કે સોયશિંગનો ખોળ આટાના સ્વરૂપમા વધારાના રેશન તરીકે વખતોવખત આપવો દેશના કેટલાક ભાગોમા સોયશિંગનો ખોળ બીજા અનાજના લોટ ને આટા સાથે ભેળીને પણ આપવાના અખતરાઓ થયા હતા.

ઇન્ડીઅન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સની બાયોલોજિકલ લેબોરેટરીઝમા કરાએલા પ્રયોગ પરથી જણાયુ છે કે સોયશિંગના ખોળમા જીવન-પોષક તત્ત્વ ખાસ કરીને વિટામીન ૯ સારા પ્રમાણમા છે પરંતુ તે એવી રીતનુ હોય છે કે, એ ખોળનો એવા ને એવા સ્વરૂપમાં ઉપયોગ કરવાથી જાનવરને પણ એ વધુ ફાયદાકારક નીવડતો નથી વાસ્તવિક રીતે, જો છૂટે હાથે એ ખોળ ખવડાવવામા આવે તો તે ખરેખર નુકસાનકારક છે ને તેના ઉપયોગથી વજન ઘટે છે અખતરાઓ પરથી સિદ્ધ થયુ છે, કે આ રીતે સોયશિંગના ખોળનો ઉપયોગ અનિચ્છનીય છે

તલ, કપાસીઆ ને કોપરાનો ખોળ જાનવરોને માટે શિંગના ખોળ કરતાં વધારે સારો છે, જો કે તેનું પણ શુદ્ધીકરણ કરવુ આવશ્યક છે

( " ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણ "માંથી )

# મધની મહત્તા

મધને તો આપણે ખોરાકમાંથી તદ્દન વિસારે જ પાડ્યું છે. આજે આપણે એનું મહત્ત્વ ભૂલી ગયા છીએ સામાન્ય માણસનો ખ્યાલ તો એમ જ હોય છે કે મધ તો દવા-માજ વપરાય મધનો ખોરાકમા ઉપયોગ કરવાની વાત તો એને મન વ્યર્થ ખર્ચ વધારવાનો મૂર્ખાઈભરેલો અખતરો જ લાગે

પણ પ્રાચીન કાળમાં આમ નહોતુ રામાયણ અને મહાભારતના જમાનામા આર્યો મધનો છૂટથી ઉપયોગ કરતા એ વિષે પૂરતા પુરાવાઓ પણ મળે છે આર્યોને મન મધની ભારે કિંમત હતી એમણે એને પંચામૃતમા સ્થાન આપ્યુ છે સંભવ છે કે, આર્યોએ માસ, માછલી, લસણ ડુંગળી છોડ્યા, ત્યારે સાથે સાથે એને મેળવવામા થતી હિંસાને અંગે મધ પણ છોડ્યુ હોય. આમ ખોરાકમાંથી મધ બાતલ થયુ, પણ દવા તરીકે એનો ઉપયોગ ચાલુ રહ્યો.

સદીઓ થયાં આપણે મધનો ખોરાક તરીકે ઉપયોગ કરતા ભૂલી ગયા છીએ ગમે તેમ હોય પણ હવે ફરીથી આપણે એનો ઉપયોગ ચાલુ કરવો જોઈએ

સેકડો વર્ષથી આ રીતે ભૂલાયેલા આ અમૃતસમ ખોરાકનો ઉપયોગ ફરી પાછો ચાલુ થવો જ જોઈએ જો કે એની સામે કેટલાક વાંધાઓ રજૂ કરવામા આવે છે કેટલાકને એ ભાવતુ નથી, કોઈને એ સદતુ નથી મધ અને દૂધ જેવા સુંદર ખોરાકો ન ભાવવાનું કારણ ઝેરી શરીર અને વંઠેલી જીભ છે પથ્ય આહાર અને યોગ્ય વ્યાયામથી શુદ્ધ થયેલાં શરીર અને જીભ, આવા ખોરાકો સામે ભાગ્યે જ વિરોધ ઉઠાવશે

જેમને સદતુ ન હોય એમણે બહુ જ નાની માત્રાથી શરૂઆત કરવી અને શરીર ટેવાય એમ માત્રા વધારવી.

દેશની ગરીબીને લીધે, દરેક પ્રશ્નનો સૌથી પહેલા આર્થિક દૃષ્ટિએ પણ વિચાર કર્યા વિના છૂટકો નથી મધ મોઘુ છે એનુ કારણ એ જ છે કે એનો ચાલુ વપરાશ નથી.

મધની જરૂર ખાંડ જેટલી નથી. તમે જેટલી ખાંડ વાપરતા હો એનાથી લગભગ અરધા મધથી જોઈતાં સ્વાદ, પોષણ અને તૃપ્તિ મળી રહે છે એટલુ જ નહિ પણ અનેક નાની નાની બિમારીઓ નિઃશંક નાબૂદ થશે એટલે સરવાળે મધ મોઘુ નથી, સોંઘુ છે

મધ મેળવવા માટે હવે હિંસા કરવાની પણ જરૂર નથી ગાયો અને ભેંસોની માફક મધમાખો પણ ઉછેરી શકાય છે અને એક પણ માખ માર્યા વિના મણબંધી મધ એકઠું થઈ શકે છે

યુરોપ અને અમેરિકામા તો આ ઉદ્યોગ મોટા પાયા ઉપર ચાલી રહ્યો છે આ દેશમાયે એનો વિકાસ થશે—અને વૃદ્ધિ થતા, ખેડુતોને નવરાશના સમયમા કામ, વધારાની કમાણી અને સારી તંદુરસ્તી મળી રહેશે મધ સારુ અને સોંઘુ થતુ જશે ને નિરર્થક હિંસા પણ મટશે

મધનું પૃથક્કરણ કરતા એમાં નીચેના પ્રમાણમા જુદા જુદા તત્ત્વો માલૂમ પડ્યા છે ૭૭ ટકા કાર્બો હાઇડ્રેટ્સ, ૧૮ ટકા પાણી, ૦·૨ ટકા ક્ષારો અને ૪ ટકા પરચુરણ પદાર્થો

મધમા જુદી જુદી જાતની ખાંડો આવેલી છે ડેક્સટ્રોસ—અનાજની ખાંડ, લેવ્યુલો—ફળની ખાંડ, સુક્રોસ—શેરડીની ખાંડ, ડેક્સટ્રીન—ઝાડવાઓની ખાંડ આ બધી ખાંડો એવા

સ્વરૂપમા હોય છે કે એને પચાવવા માટે શરીરને સહેજ પણ શ્રમ પડતો નથી ખાવાની સાથે જ તે લોહીમા ભળી જાય છે અને બહુ ટૂંક સમયમા શક્તિ આપે છે.

એના ક્ષારોમાં ચૂનો, મેગ્નેશીઆ, લોહ અને ફોસ્ફેરિક એસીડ એ મુખ્યત્વે છે કાળા મધમાં તો લોહ પણ સારા પ્રમાણમા હોઈ, એ લોહીમા રક્તકણોનું પ્રમાણ વધારે છે

આ વિષયના નિષ્ણાતોનો એવો અભિપ્રાય છે કે મધ એ દૂધની જેમ સંપૂર્ણ ખોરાક છે. ઑસ્ટ્રેલિયાનો આરબ્બર ફક્ત મધ અને પાણી પર છ મહિના લગી રહ્યો હતો. પણ આ બાબતમા હજી છેવટનો અભિપ્રાય આપવા જેટલો પુરાવો એકઠો થયો નથી.

છતા યે મધ મેળવેલું દૂધ તો દરેક રીતે આદર્શ ખોરાક છે, એમ કહેવામા જરાય વાંધો નથી યુરોપમા ઘણા આરોગ્યભવનોમા માંદાં બાળકોને મધ અને દૂધ ઉપર જ રાખવામા આવે છે. અને અનેક પેટન્ટ ખોરાકો કરતા એનાથી બાળકોને ઘણો લાભ થયો છે.

બાળકોના ખોરાકમા મધના મહત્ત્વ વિષે તો આપણું ધ્યાન હજી ખેંચાયુ જ નથી. હરઘડીએ ખાંડ આપવાની આદત કરતા બાળકોને મધ આપવાથી એમનું આરોગ્ય ત્રાબા જેવુ જ રહે છે અને સડેલા દાત, અમળાયેલા ટાટિયા, દડદડતા નસકોરાં, ફૂલેલા પેટ અને દેડકા જેવી ચામડી જોતજોતામા અદૃશ્ય થઈ જશે.

રોટલા કે રોટલી સાથે બાળકોને મધ આપી શકાય કબજીઆતથી પીડાતા બાળકોને માટે મધ મેળવેલુ પાણી તો સુંદર ઉપાય છે. એ પાણી પીવાથી આતરડાને સહેજે નુકસાન થયા વિના રજેરજ કચરો સાફ થઈ શરીર નિર્મળ અને નિરોગી થશે.

ખોરાકમા મધનો ઉપયોગ અનેક રીતે થઈ શકે જ્યા જ્યાં ખાંડ અને ઘી વપરાય છે ત્યાં ત્યા મધ વાપરી શકાય. મિઠાઈઓ અને મિષ્ઠાન્નોમા મધનો ઉપયોગ કરવાના નુસખા શોધવાનુ ક્ષેત્ર રસિક છે

જેમા શરીર ઘસાતું જતું હોય અને વજન ઘટતું હોય એવા રોગોમા તો મધ બહુ ઉપયોગી છે એમા રહેલી ફળની ખાંડ કોષોની રચનામા ભારે મદદ કરે છે એ જ રીતે ફેફસાના દર્દો મટાડવામા પણ મધની જરૂર છે કારણ કે એમાની અનાજની ખાંડ શ્વાસોચ્છવાસની ક્રિયાઓના નિયમનમા મોટો ભાગ ભજવે છે મધ અને કોડલીવર તેલનુ સરખે ભાગે બનાવેલુ મિશ્રણ ચોપડવાથી ગમે તેવા ન રૂઝાતા ઘા કે ગડગુમડ ટૂંક વખતમા રૂઝાઈ જવાના

સખત ઠંડીમા મધ ઠરી જાય છે. એને પીગળાવવા માટે વાસણમા ભરીને તે ગરમ પાણીમા મૂકવુ, પણ આ પાણી કદી ૧૪૦ ડિગ્રીથી વધુ ગરમ ન થવુ જોઈએ એટલુ જ નહિ પણ મધ પીગળ્યા પછી એ તરત જ કાઢી લેવાવુ જોઈએ. મધ સાધેસીધુ ગરમ કર્યાથી એના પ્રજીવકો અને ડાયસ્ટેસ નાશ પામે છે. મધ ખરીદતી વેળા વગડાઉ મધને જ પસંદગી અપાવી જોઈએ એમા અનેક પ્રકારના સ્વાદ આવે છે. આ સ્વાદોનો આધાર મધપૂડાની આજુબાજુની બાગાયત અને કુદરતી પેદાશ ઉપર રહેલો છે લીમડાનુ મધ આવું કડવાશભરેલુ હોય છે પણ એ આરોગ્યની દૃષ્ટિએ સર્વોત્તમ છે.

આ ગુણદૃષ્ટિએ જોતા આપણા ખોરાકમાં મધનો સમાવેશ કરવાની હિમાયત અસ્થાને નહિ લેખાય

( તા ૧-૧૦-૪૧ ના " ગ્રામસેવા "માથી )

# હીરોશીમામાં એટમબોંબ પડયો ત્યારે—

હિરોશીમા (જાપાન)માં જયારે એટમબોંબ ફુટયો ત્યારે જાણે નરકનુ દ્વાર ખુલી ગયુ હતું. સારી માનવતાના ઇતિહાસમા એવી ભયકર દુર્ઘટના કયારેય પણ બની નહોતી. અહીં એક ઘાયલ વ્યક્તિએ નજરે જોયેલુ એ દારુણ દશ્યનું વર્ણન અમે આપીએ છીએ

આ વર્ણન ફાધર શીઝ્સે કરેલ છે, જેઓ જર્મન પાદરી હતા અને ટોકિયો યુનિવર્સિટીમાં તે વખતે પ્રોફેસર હતા

છઠ્ઠી ઑગસ્ટની એ સુદર ચમકતી સવાર હતી લગભગ ૭ વાગે હવાઇ હુમલાની ચેતવણીની ઘટી બજી અને ૮ બજે સબ સલામતનુ પણ ભુગળુ બજ્યુ હિરોશીમામાથી ત્રણ માઇલ દૂર હુ અમારા મઠમા એક ઓરડામા બેઠો હતો ત્યા એકાએક સવાઆઠે એક પ્રકાશની જબરદસ્ત રોશનીથી આખો પ્રદેશ પ્રકાશિત થઇ ઉઠયો મને ખ્યાલ આવ્યો કે એક ગરમ લહર જેવુ કઇક આવ્યુ છે અને હુ જેવો દરવાજે પહોચ્યો ત્યા મે એક ભયકર ધડાકો સાભળ્યો, અને ભયંકર કડાકા સાથે આખી બારી તૂટી પડી અને તેના કાચના ટુકડાઓથી મારા હાથપગ અને ગળુ સારી પેઠે ઘવાયા.

બારી તેના આખા માળખા સાથે તૂટી પડી ત્યારે મને ખ્યાલ આવ્યો કે એક બોબ ફાટયો છે, અને તે પણ કદાચ અમારા મકાનની છત ઉપર જ ફાટયો છે મારા હાથપગ અને માથામાથી લોહીની ધારા વહી રહી હતી આ દુર્ઘટનાનુ કારણ મને સમજાતુ જ નહોતું કયા જાઉ ને શુ કરૂ એ પણ માલમ પડતુ નહોતું

દરવાજાઓ દબાઇને પતરા જેવા સપાટ થઇ ગયા હતા. મે હાથે અને પગે ઘસડાઇને બહાર નીકળવાની જગ્યા મહામુશીબતે કાઢી અને બહાર જોઉ છુ તો મકાનના બધા દરવાજાઓની એ જ હાલત મારા અનેક સાથીઓ પણ કાચના ટુકડાથી સારી રીતે ઘવાયા હતા

## લાશો તરફડતી હતી

ટેકરીની નીચે શહેર તરફ અમારાથી ફક્ત એક માઇલના અતરે કિસાનોનાં સેકડો ઘરો આગની ભઠ્ઠીમા જલી રહ્યા હતા અને ટેકરીની બીજી બાજુ આખેય જગલ પણ સળગી ઊઠયુ હતુ શહેર ઉપર ધુમાડાના ગોટેગોટા છવાયા હતા શહેર તરફથી હજારોની સખ્યામા માનવમેદની ટેકરી તરફ ભાગતી આવી રહી હતી આ ભાગનારાઓમા ઘણાને બિલકુલ ઇજા થઇ નહોતી પણ લોકો ભયથી એટલા બેબાકળા થઇ ગયા હતા કે જેમ સૂઝયુ તેમ નાસવા સિવાય પરસ્પરની સહાયની કોઇ વ્યવસ્થા કરવાનુ તેમને સૂઝયુ નહોતુ. જાપાનીઓ આમ તો ઘણી સગઠિત પ્રજા છે, પણ ધોળે દિવસે તારા દેખાડતી આ આપત્તિ આગળ તેઓ લાચાર બનીને આમથી તેમ બેબાકળા ઘરબાર, બૈરા છોકરા મૂકીને જેમ ફાવ્યુ તેમ નાસવા લાગ્યા હતા

મને એકાએક યાદ આવ્યું કે શહેરની વચ્ચોવચ્ચ પેરીસ ચર્ચ આવેલ છે, તેના ફાધર

સુપીરિયર સેસલનુ શું થયુ હશે ? મોડેથી ખબર મળી હતી કે પેરીસ ચર્ચનુ દેવળ અને આજુબાજુના બધા મકાનો બળગી ગયા છે અને ફાધર સુપીરિયર અને ફાધર સીફરને ઘાતક ઇજા થઇ છે અને તે લોકો ઘાયલ સ્થિતિમા નદીના કિનારે અસાનો પાર્કમા ચાલી ગયા છે અમે તરત બે સ્ટ્રેચર લઇને નદીની તરફ ગયા જેમ જેમ અમે આગળ ગયા તેમ તેમ વિનાશનુ ભીષણ દશ્ય જોવા મળ્યુ. શહેરના મધ્યભાગના બધાં મકાનો જમીનદોસ્ત થઇ ગયા હતા તેની આગળના બધા મકાનો પણ આગની જ્વાળામા સ્વાહા થઇ ગયા હતા નદીના કાંઠે કાંઠે અમે જઇ રહ્યા હતા પણ ધુમાડો અને ગરમી એટલી બધી હતી કે ત્રણ વાર અમારે તેમાથી બચવા નદીનુ શરણુ લેવુ પડ્યુ હતુ.

રસ્તા ઉપર કેટલાયે માણસો આગથી સળગી રહ્યા હતા, રસ્તાની બન્ને બાજુ સેંકડો નરનારીઓ આબાલવૃદ્ધ મોતની ગોદમા તડફડી રહ્યાં હતા મીસાજો પૂલ ઉપર સૈનિકોનુ એક મોટુ ટોળું હતુ, જે ઘવાયેલ હાલતમા હતુ પૂલ ઉપર આગથી ભડકો થઇ ગયેલા સેંકડો ઘોડાના શબો પડયા હતા

આખરે અમે બાગના દ્વાર પર પહોંચ્યા. શહેરની જનસખ્યાના મોટા ભાગે ત્યા શરણુ લીધુ હતુ. ચારે તરફ આગ આગ ને આગ હતી. એટલે સુધી કે ખુદ ઝાડ પણ જલી રહ્યા હતા હવે અંધારૂ થવા આવ્યુ હતુ પણ અમે અમારા સાથીઓ પાસે પહોંચી ગયા હતા. ફાધર સીફર જમીન ઉપર અર્ધમૃત દશામા પડયા હતા. તેના જીવનની આશા હવે રહી નહોતી ફાધર સુપીરિયરને પણ પગમા ગભીર ઘાવ લાગ્યો હતો

અમારી સાથેના જે લોકો ઘાયલ થયા હતા, તેમને લઇ જવાનુ કાર્ય દુષ્કર હતુ. ભાગ્યાતૂટયા સ્ટ્રેચર ઉપર આ ભીષણ અધકાર અને હોનારતમાથી બહાર જવાનુ કાર્ય અશક્ય હતુ પણ એક જાપાની ખ્રિસ્તી નાવ લઇને અમારી મદદે આવ્યો; અને ઘાયલોને એક સુરક્ષિત સ્થળે લઇ ગયો ચારે તરફ લોકોના ટોળામાથી ભય, મોત અને આર્તનાદોની ચીચિયારીઓ ચાલુ હતી સહાયતા કે સારવારનો તો સવાલ જ ઉપસ્થિત નહોતો. સૌને બધાને પોતાની આત્મરક્ષાની પડી હતી.

*નદીમા નાવ હકારીને દૂર એક પ્રદેશ ઉપર અમે ઊતર્યા, ત્યા સખ્યાબધ ઘાયલો* પડયા હતાં, જેઓ મદદ માટે બૂમ પાડી રહ્યા હતા કે નદીમા ભરતી આવવાનો સમય થઇ ગયો, અને બધા ડૂબી જવાનો ભય હતો

ત્યાંથી જાપાની લશ્કરી ટુકડી નીકળી. તેઓએ અમને લશ્કરી જબાનમા વાત કરતા જોઇને એકદમ તલવાર ખેંચી અને અમને કાપી નાખવાની ધમકી આપી. ફાધર લેરેન્ઝે પોતાનો હાથ લબાવીને કહ્યુ કે અમે અમેરિકનો નથી પણ જર્મનો છીએ આથી માંડ બચ્યા.

રસ્તામા ચારે બાજુ ગદકી અને દુર્ગંધ માથુ ફાટી જાય તેવા હતા અમે અમારા મઠ તરફ પુન પહોંચતા અમને ૧૨ કલાક થયા. રસ્તામાં જ્યાં જ્યા નજર જતી ત્યા ત્યા ખડેર, વિનાશ અને રાખોના પહાડ નજરે પડતા હતા સખ્યાબધ લાશો અને અર્ધમૃત દેહો નદીમા ઘસડાઇ ગયા હતા

હિરોશીમા જે ભયાનક વિનાશની દુર્ઘટના બની હતી, તેનુ આ તો એક અલ્પમાત્ર ચિત્ર છે હજારો ઘરો આગમા હોમાઇ ગયા, હજારોના અગો દવામા ઊડી ગયા, તેનુ

વર્ણન કરવુ એ કલમની શક્તિની બહારની વસ્તુ છે. શહેરની ફરતી ચાર માઇલની જમીન તે સળગીને એવી ભઠ્ઠી બની ગઇ કે વસ્તીનુ નામ નિશાન ન રહ્યુ

આ બોમના ફૂટવાથી કેટલા માણસો મર્યા, કેટલાક અપગ બની ગયા હિરોશીમામા ચાર લાખની વસ્તી છે સરકારી આકડા પ્રમાણે ૭૦૦૦૦ ના મરણ અને ૧૩૦૦ ઘાયલ થયાં છે અને હજારો ખોપતા છે પણ મારી ગણતરી પ્રમાણે માર્યા ગયેલાઓની સખ્યા એક લાખથી ઓછી નહિ હોય

એટમ બોમ્બનો આ અખતરો એક મહાન અત્યાચાર છે યુદ્ધકાળમા આ પ્રયોગને ક્ષમ્ય માનનારાઓ ન્યાય અને સત્ય બન્નેનુ ખૂન કરી રહ્યા છે પ્રેમમૂર્તિ ઇસુના સિદ્ધાતોમા માનનારી યુરોપની જનતા આ અણુબોમ્બના ઉપયોગથી ભારે નૈતિક અધપાતને નોતરી રહી છે. માનવીમા હત્યા અને રક્તપાતની આટલી ભૂખ શા માટે હશે ? શા માટે ?

( "યુગાન્તર "ના એક અકમાથી )

---

# મેલેરિયા અને મેપાક્રીન

હવે તો મેપાક્રીનની પીળી ટીકડી શહેરોમા અને ગામડાઓમા સામાન્ય થઇ પડી છે તાઢિયા તાવનુ આ ઉત્તમ ઔષધ ગયા વર્ષ સુધી તો છૂટથી નહોતુ મળતુ પણ આ વર્ષે તો સારા પ્રમાણમા અને સસ્તેથી આ ઔષધ છૂટથી મળી શકે છે હોસ્પિટલો, ડૉકટરો અને સેવાસસ્થાઓ પણ શસ્ના ઔષધને છૂટથી વાપરતી થઇ ગઇ છે એટલે મેપાક્રીન સબધી સામાન્ય જ્ઞાન જાહેર પ્રજાને હોય એ આવશ્યક છે આથી જ મેપાક્રીન સબધી સામાન્ય માહિતી આપતો મારો આ ટૂકો લેખ વાચકસમુદાયને જરૂર રસપ્રદ લાગશે

આ ઔષધની મૂળ શોધ જર્મન વૈજ્ઞાનિકોએ કરી બેયર ગ્રુપના સશોધકોએ એક એક્રીડીન રગનુ રસાયણીક પરિવર્તન કરીને એક નવુ ઔષધ ઉપજાવ્યુ, તેનું નામ પાડયુ ' એટાબ્રીન ' મહાયુદ્ધની શરૂઆત પહેલા ૫દર ટીકડીની એક શીશી બજારમા મળતી યુદ્ધ પહેલાં 'એટાબ્રીનની કીર્તિ જામતી હતી પણ વિશ્વયુદ્ધ શરૂ થતા ' એટાબ્રીન ' આવતુ અટકી ગયું જાવા જાપાનના હાથમા ગયુ એટલે કવીનાઇનની અછત ઊભી થઇ તે સમયે હિંદી રસાયણિક ઉદ્યોગે આ ઔષધ હિંદમા બનાવવા માટે હિંદી સરકારને અનુકૂળતા આપવાની વિનતિ કરી હતી પરિણામે યુદ્ધના અતભાગ સુધી કવીનાઇન અને એટાબ્રીન એ બે ઉત્તમ ઔષધો વગર હિંદની જનતાને નિભાવી લેવુ પડયુ. અને તેથી પુષ્કળ પ્રાણહાનિ થઇ

પણ ખુદ ગ્રેટબ્રિટનની સરકારે બ્રિટીશ રસાયણિક ઉદ્યોગને સર્વે જાતની અનુકૂળતાઓ આપી આથી ઇમ્પીરિયલ કેમીકલ ( ફાર્માસ્યુટીકલ્સ ) લિમિટેડે આ જર્મન ઔષધ એટાબ્રીનની ઇગ્લીશ આવૃત્તિ ઊભી કરી તેનુ નામ પડયુ મેપાક્રીન હાઇડ્રોકલોરાઇડ અમેરિકામા પણ આ ટીકડીની અમેરીકન બનાવટ ઊભી કરવામા આવી ત્યા તેનુ નામ પડયુ કવીનાક્રીન વસ્તુત કવીનાક્રીન, મેપાક્રીન અને એટાબ્રીન રસાયણિક દૃષ્ટિએ એક જ ઔષધ છે. રંગ, રૂપ અને ગુણમા તે જર્મન એટાબ્રીનથી જરાય ઉતરતી નથી

રંગે તે પીળુ છે, વજનમા તે હલકુ છે અને પાઉડર સ્વરૂપમા તે ઓગળી શકે છે. વૈજ્ઞાનિક નામ છે એનુ મેપાક્રીન હાયડ્રોક્લોરાઇડ.

જેટલી અને જેવી ક્વીનાઇનની મેલેરિયા ઉપર અસર છે તેટલી જ અને તેવી મેપાક્રીનની મેલેરિયાના દર્દ ઉપર અસર છે માત્ર Malignant Malaria-મેલેરિયા ઉપર તેની અસર થતી નથી. આ સિવાયના બધી સ્વરૂપના મેલેરિયાના કીટાણુ ઉપર તેની જતુઘ્ન અસર છે અને બહુ જ અલ્પ સમયમાં મેલેરિયાનાં જતુઓ માનવરક્તમા મેપાક્રીનની અસરથી મૃત્યુ પામે છે

બજારમા તે ટીકડીના રૂપમા મળે છે. દરેક ટીકડી ૦.૧ ગ્રામ એટલે ૧ ૧/૨ ગ્રેન મેપાક્રીનની હોય છે દિવસમા એક સવારે, એક બપોરે અને એક સાજે એમ કુલ ત્રણ વખત લેવામા આવે છે આ ઔષધના સેવન સાથે બીજા કોઇ ઔષધની જરૂર નથી. ઓછામા ઓછી લાગલાગટ પાચ દિવસ સુધી અને બની શકે તો લાગલાગટ આઠ દિવસ સુધી તે લેવી જોઇએ જો તાવનો ઉથલો ફરીથી થાય તો દશ દિવસના અતર પછી પાછી લઇ શકાય તેમ છે આ ઔષધને ક્વીનાઇનની સાથે પણ આપી શકાય તેમ છે. સામાન્ય રીતે સવારમાં પાચ ગ્રેન ક્વિનાઇનની એક ટીકડી લીધા પછી દિવસભરમાં મેપાક્રીનની ત્રણ ટીકડી લેવાથી સારો ફાયદો થાય છે

આ ટીકડી બની શકે ત્યા સુધી આહાર પછી અને ખૂબ પાણી સાથે લેવી

આ ઔષધના સેવનથી હજુ સુધી કઇ નુકસાન જોવામા આવ્યુ નથી. કોઇ કેસમા શરીરની ચામડીનો રગ પીળો થઇ જાય છે કોઇ દરદીના શરીરની પ્રકૃતિ પ્રમાણે ઝાડા, ઉલટી, તથા ઉબકા થતા જોવામા આવે છે કોઇ દર્દીને ગાડપણ જેવાં ચિહ્નો પણ જોવામાં આવ્યાં છે લેખકે લગભગ ૨૦૦૦૦ ટીકડી અત્યાર સુધીમા વાપરી છે પણ આવા કોઇ ચિહ્નો જોયા નથી પણ આવા ચિહ્નો થાય તો પણ ઔષધનુ સેવન બધ કરવાથી, તે તરતજ અદૃશ્ય થાય છે

આ ઔષધ ક્વીનાઇન જેટલુજ અસરકારક છે. સગર્ભાવસ્થામાં સ્ત્રીઓને પણ આ ઔષધ આપી શકાતુ હોવાથી ક્વીનાઇન કરતા તે ઘણું ચડિયાતુ છે આજે ક્વીનાઇનની આસપાસ એક જબરૂ કાળુ બજાર જામી ગયુ છે. રૂ ૩૦૦ ખર્ચ કરતા પણ ક્વીનાઇન તેના શુદ્ધ સ્વરૂપમા મળવું મુશ્કેલ છે તે સમયમાં જનતાને મારી નમ્ર પ્રાર્થના છે કે આ ઔષધનો છૂટથી ઉપયોગ કરે. ૧૦૦૦ ટીકડીનો ભાવ રૂ ૨૫ થી રૂ ૩૦ વચ્ચે રહે છે. બે પૈસાની એક ટીકડી બજારમા હવે સારી રીતે મળે છે એટલે એક દર્દીને ૨૪ ટીકડીના હિસાબે માત્ર બાર આના ખર્ચ આવે તેમ છે. ગ્રામ્ય પ્રજાની અનહદ ગરીબાઇ જોતાં અને ડૉક્ટર સમુદાયની ક્વીનાઇનના ઇન્જેક્શનની ભારે કિંમત જોતાં, મેલેરિયાના દર્દી માટે મેપાક્રીન સારવાર એક સરળ સસ્તી અને સચોટ સારવાર છે જ્યા સધી હિંદમાં આ

# મરણવિધિ

મરણની તદ્દન પૂર્વે અને પછીના વિધિઓ કરવામાં જેવા સંસ્કારોમાં આપણે ઉછર્યા હોઈએ અને જે સમાજમાં રહેતા હોઈએ, તેની અસર હોવાની જ. સુધારા કરીએ તે પણ તે અસરથી તદ્દન મુક્ત થઈને કરી શકાશે નહિ. પણ તે વિધિઓને હું ધર્મનું—એટલે કે, તેના ઉપર મરનાર કે વિધિઓ કરનારની સદ્ગતિ-દુર્ગતિનો આધાર છે, એવી શ્રદ્ધાનું—મહત્ત્વ આપતો નથી. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સંપ્રદાયો પ્રમાણે કેવા વિધિઓ જરૂરી કે બીનજરૂરી અથવા યોગ્ય કે અયોગ્ય ગણાય તે વિષે લખવાનો મને અધિકાર પણ નથી, રુચિ પણ નથી. ધર્મ-સંપ્રદાયોથી પર કેવળ માનવ વિવેકની દૃષ્ટિએ જ મને આનો વિચાર કરવો ઠીક લાગે છે અને એ દૃષ્ટિએ લેખનના સવાલોનો, જાણે હું પોતે તે વિધિઓ કે વર્તનનું નિમિત્ત હોઉં તો મને શું યોગ્ય લાગે, તે રીતે આપું છું.

(૧) **મરણ પૂર્વે** જ્યારે મારી આજુબાજુના લોકોને એમ લાગે કે હવે હું થોડા દિવસનો કે કલાકનો જ મહેમાન છું તે વખતે, જો મને ભાન હોય અને હું મારી ઘડી નજીક આવેલી છે એમ ન જાણતો હોઉં તો, મને સાવધ કરી દેવો જોઈએ. પોતે અંદર અંદર ચેતી જવું અને મને અંધારામાં રાખવો એ બરાબર નથી. હું તો જ્ઞાની અને સમજુ છું, મને શું કહેવાનું હોય એવી કલ્પના પણ ન કરી લેવી. કારણ કે જિજીવિષા આત્મજ્ઞાનીને યે મોહમાં નાખી દે છે. હું જીવવા માટે તલપાપડ થતો હોઉં તો મિત્રોએ મારા ફાંફાંની વ્યર્થતા બતાવી મને મરણનો ભય છોડવા સમજાવવો જોઈએ.

દાક્તરો અને સગાંઓનો એક સ્વભાવ પડેલો હોય છે કે છેલ્લા શ્વાસ સુધી જિવાડવા માટે કાંઈ ને કાંઈ દોડધામ કર્યા જ કરે છે. છેલ્લી ક્ષણે પણ હેમગર્ભ આપવા, ઇંજેક્શનો ભોંકવા, "શક્તિ સાચવવા માટે" ખોરાક આપ્યા કરવા અને કોઈક નવા દાક્તર, વૈદ, હકીમ ઇ૦ની કોઈ ભલામણ કરે તો તેને બોલાવવા દોડે છે. આને પરિણામે કોઈ વિરલ જ જીવી જાય છે, મોટે ભાગે માણસો વધારે રિબાઈને મરે છે. આમાં મને ડહાપણ લાગતું નથી.

દવાઓ બે પ્રકારની હોય છે. એક હૃદયને થોડા કલાક વધારે ચાલતું રાખવાના ઉદ્દેશવાળી, અને બીજી મરનારની વેદનાઓને ઓછી કરી તેને થોડી રાહત આપનારી. જીવવાની આશા બિલકુલ ન લાગતી હોય છતાં જે બે કલાક મરણ ઠેલાય તેટલું ઠીક એ વિચારથી થતા ઉપચારો મને ખોટા લાગે છે. મને અસહ્ય વેદનાઓ થતી હોય તેમાં મને કાંઈક રાહત મળે, અને મારું મરણ શાંતિભર્યું અને શીઘ્ર થઈ જાય તેવા ઉપચારો કરવાને હરકત ન હોય. દા. ત. ગળું સુકાતું હોય તો તેમાં પાણી રેડવું, શ્વાસ લેવાતો ન હોય તો ઑક્સિજનની મદદ આપવી વગેરે. આમ કરવામાં કદીક કુદરતને યે પોતાનું કામ કરવાની તક મળી શકે. પણ દવાઓ તો સામાન્ય રીતે કુદરત વિરોધી જ હોય છે. હિંમત હોય તો વિષમ અવસ્થામાં વિષ આપવું પણ અયોગ્ય નથી.

[1] દાક્તરો સમજાવે છે કે છેલ્લી ક્ષણ સુધી પ્રયત્ન ન છોડવો એ એમનો ધર્મ છે,

૬

ડાહ્યાઓ તેને ટેકો આપે છે કે આશા અમર છે, કદી નિરાશ થઈને પ્રયત્ન છોડાય નહિ આ બન્ને કથનો અધૂરાં છે જે પ્રયત્નની અસર વિષે આપણી ખાતરી હોય તેને છોડવો નહિ, એ તો બરાબર છે, પણ જ્યાં મનુષ્યનું જ્ઞાન ખૂટ્યું, ત્યાં કેવળ ડૂબતો માણસ તણખલું ઝાલે તેમ ફાંફાં મારવાં અને તેને પ્રયત્ન કહેવો એ બરાબર નથી અને "આશા અમર છે" તેથી આશાળતા હંમેશાં ડહાપણનું જ લક્ષણ છે એમ ન કહેવાય. દરેક આશાને અમર રાખવી એ વિવેક નથી. વિવેકભરી આશાને ન છોડવી એ બરાબર ગણાય વળી, આશા અને ઇચ્છા એ બે જુદી બાબતો છે. મારા સ્નેહીઓ ઇચ્છે કે હું સદા જીવતો રહું, અને તેથી તેઓ આશા રાખે કે કદાચ હું જીવી જઈશ તો તે આશા નહિ પણ ઇચ્છા જ છે સર્વ સંજોગો તપાસતાં શું બનવાનો સંભવ છે, તેનો અંદાજ તે આશા અથવા નિરાશા છે તે જોતાં જો એવો અંદાજ થાય કે હું જીવી શકું એમ નથી, તો ત્યાં "આશા અમર છે" એ ન્યાય લાગુ પડતો નથી ત્યાં મને મરણ માટે તૈયાર કરવો અને બીજાઓએ પણ તૈયાર રહેવું એમાં વિવેક છે.

મને ભાન હોય તો મારું મરણ નજીકમાં છે એમ મને સાવધ કર્યા પછી જો હું તે સમાચારથી ગભરાઈ જાઉં કે નાહિંમત થઈ જાઉં તો સમજુ મિત્રોએ મને બુદ્ધ-ચરિત્રમાં નકુલમાતાના કિસ્સામાં છે, તેમ સદુપદેશ આપી હિંમત આપવી જોઈએ. પોતે યે રડારોળ ન કરવી જોઈએ અને મનેયે જાણે મારા પર કોઈ મહાન આપત્તિ આવી પડેલી હોય તેમ બેબાકળો ન થવા દેવો જોઈએ મારે કાંઈ કહેવા કરવાનું હોય, સૂચનાઓ આપવાની હોય તો તે હિંમતપૂર્વક પૂછવી જોઈએ, અને નોંધી લેવી જોઈએ. આ કામ જેમ બને તેમ ઝપાટાબંધ પતાવી દેવું જોઈએ

(૨) **ઈશ્વરભજન** તે પછી મને ઈશ્વરપરાયણ કરવા પ્રયત્ન કરવો જોઈએ. આ બાબતમાં સગાં-સ્નેહીઓએ પોતાને ગમતાં ભજનો, સ્તોત્રો કે નામસ્મરણને બદલે, જાણતો હોય તો, મને પ્રિય હોય, સમજાતાં હોય અથવા જેની ટેવ હોય તેવાં કરવાં. દા. ત. હું મુસલમાન મિત્રો વચ્ચે મરતો હોઉં અને તેઓ મને કુરાનની સુરાઓ સંભળાવે, અથવા હિંદુઓ વચ્ચે કોઈ મુસલમાન મરે અને હિંદુ મિત્રો તેની પાસે ગીતાપાઠ, ઉપનિષત્પાઠ કે "રઘુપતિ રાઘવ રાજારામ"ની ધૂન ચલાવે તો તે સર્વધર્મસમભાવી હોય તોયે તે ક્ષણે તેને સંતોષ નહિ થાય, એટલે એનું મન ઈશ્વરમાં જોડાઈ નહિ શકે. ઘોંઘાટને લીધે, અશક્તિને લીધે તથા થાકને લીધે ઘેનમાં પડી જાય તો ભલે, પણ એનું ચિત્ત શાંતિ નહિ પામે. એ જ રીતે મને સંસ્કૃત સમજાતું ન હોય અથવા મુશ્કેલીથી સમજાતું હોય, અને છતાં ગીતાપાઠ કે ઉપનિષદ્ પાઠ ચલાવવામાં આવે તો તેયે નકામા જ જાય. મને પ્રિય લાગનારાં નામધૂન કે ભજન સ્તોત્રથી જ મારું સમાધાન થઈ શકે ઈશ્વરસ્મરણ, ભજન વિગેરે કરવાં તેનો અર્થ એમ ન કરવો જોઈએ કે ગીતા કે બીજાં સ્તોત્રો વગેરેની મેલ ટ્રેનો દોડાવવી, અથવા બબ્બે ચાર ચાર કલાકો સુધી અણુયોગ્યો અને ઘર ગજાવી મૂકનારો કોલાહલ મચાવવો. મારા ચિત્તનું અનુસંધાન ન રહી શકે, હું થાકીને લોથ થઈ જાઉં, બધાના કાન પાકી જાય એમ આ વાતુઓ થવી ન જોઈએ આ બાબતમાં એક વાત યાદ રાખીએ તો ઘણો ખુલાસો થઈ જાય માંદુ માણસ બાલ્યાવસ્થામાં છે એમ સમજવું: તેના મગજ પર બહુ બોજો ન નંખાય

અને એની બાલ્યાવસ્થાની ઉપાસના એને અપ્રિય લાગશે નહિ એમ માની લઈ શકાય. એ બદલવા કહે તો જુદી વાત છે.

આટલું મને ભાન હોય તો. મને ભાન જ ન હોય તો છેવટના કલાકો દરમ્યાન મારી આસપાસ શાંતિ રાખી અંત આવે ત્યા સુધી વાટ જોવી એ જ સારો માર્ગ ગણાય. તે વખતે જે કાંઈ નામસ્મરણ કે ઈશ્વરભજન કરવામા આવે તે સ્નેહીઓની પોતાની શાંતિ માટેનાં જ ગણાય તે વખતે પોતાની શ્રદ્ધા મુજબ ઘોઘાટ કર્યા વિના તેમ કરવામા આવે તે શોભા આપનારું ન ગણાય. દાક્તરો, નર્સો વગેરે માટે દોડધામ અને ધાધલ કરવા કરતાં આમ શાંતિપૂર્વક પ્રસંગનો સામનો કરવો એમા વધારે વિવેક છે.

છેલ્લી ઘડીએ દાનધર્મ કરાવવામાં અને મારો હાથ લગડાવવામાં તત્ત્વ રીતે કાંઈ અર્થ નથી. મને અમુક અગિયારશોનું કે બીજા વ્રતો કે તીર્થોનું પુણ્ય અર્પણ કરવાનો યે કાંઈ અર્થ નથી. તે જ પ્રમાણે પગે લાગીને ક્ષમાયાચના વગેરે કરવામયે તત્ત્વત કાંઈ અર્થ નથી પણ એમાં કોમળ લાગણીઓ અને સ્નેહની અભિવ્યક્તિ છે, એટલે એ નિર્દોષ ક્રિયાઓ કહી શકાય. એવુ કરવાથી સગા સ્નેહીઓના મનને સંતોષ લાગતો હોય તો તેમને અટકાવવાનુ પ્રયોજન નથી. પણ તેવુ ન સૂઝવાથી અને કરવાનુ રહી જવાથી, કે તેવી કોઈ સ્નેહીને ભોળી શ્રદ્ધા ન હોય તેથી કશુ ન કરે તેથી કાંઈ ઊણપ રહી ગઈ એમ સમજવુ ન જોઈએ.

(૩) મૃત્યુક્ષણ. હું પથારીમા જ મરી જઈશ તો મારી અવગતિ થશે એવી ચિંતા કરવાની જરૂર નથી. તેથી, મર્યા પહેલા સાદડી પર લેવાની કે ચોકામા નાખવાની ધાધલ કરવાની જરૂર નથી પણ એમ કરવાથી એક ફાયદો થાય છે ખરો. એ વખતની ઉપાડ–લેને પરિણામે નબળુ થયેલુ હૃદય અને નકામા ડચકા મારતા શ્વાસને ધક્કો લાગવાથી એ ઝટ લઈને બંધ પડી જઈ શકે છે, અને નકામુ લબાતુ મૃત્યુ થોડુંક નજીક આવી શકે છે તેથી એમાં મારા પ્રત્યેની ભૂતદયાથી પ્રેરાઈને એમ કરવુ હોય તો ભલે વળી, પથારીમાં મરી જાઉ તો એ પથારી કાઢી નાખવી પડશે એવો મનમા વસવસો હોય તો તે દૃષ્ટિએ પણ એમ કરવામાં વહેવારુ ડહાપણ લાગતુ હોય તો યે ભલે મને પોતાને ભાન જ નથી એમ માની લીધેલુ હોવાથી, એમાં મારી વેદના વધવાનો સવાલ રહેતો નથી

મર્યા પછી ચોકામાં નાખવો કે પથારીમા જ રાખવો વગેરે બાબતોને સદ્‌ગતિ–દુર્ગતિ સાથે કશો સંબંધ નથી એ બધી લોકાચારની રૂઢિઓ છે એમા ઘણીવાર જિલ્લા જિલ્લા અને પ્રાત પ્રાત વચ્ચે અને જુદી જુદી ન્યાતોમા ફરક પણ રહે છે "અમારામાં આમ કરે, તેમ ન કર્યું એટલે બાપડા મરનારનું અધૂરું રહ્યું "–એવા વિચારો અણસમજના છે માટે જેવા માણસોની વચ્ચે મરુ, તેવા માણસોને જેમ સૂઝે તેમ કરવામા જરાયે હરકત નથી

(૪) અંત્યવિધિ મરવાની આદર્શ રીત તો મારી દૃષ્ટિએ શ્રી વાલજીભાઈ દેસાઈના માતુશ્રીની હતી સાંભળ્યા પ્રમાણે તે વાલજીભાઈ જોડે સાબરમતી આશ્રમથી અમદાવાદ જવા નીકળ્યા. નદી ઓળગીને દુધેશ્વર સ્મશાનના આરા પર આવતા જ હાંફી ગયા, અને ત્યાં જ એમનુ હૃદય બંધ પડી ગયુ ઉપાડીને સ્મશાન લઈ જવાં પડે એટલીયે તકલીફ એમણે

કોઈને આપી નહિ આવું મરણ તો કરોડોમાથી એકાદને જ આવે એથી બીજા નંબરનુ મહાદેવભાઇના જેવું. પણ એયે બધાને નસીબે નથી હોતુ આથી ઉપર મે મદવાડ ભોગવીને થતા મરણનુ જ દૃષ્ટાંત લીધુ છે.

કાંઇ ખાસ પ્રયોજન ન હોય તો શબનો ફોટો લેવો એ મારી દૃષ્ટિએ એક જાતનુ વેવલાપણું અને આ જમાનામા ઉત્પન્ન થયેલુ ગાડપણુ છે મરનારના મરણ વિષે કોઇ આગળ પ્રશ્ન ઉત્પન્ન થવાનો સભવ હોય અને તેથી તેનો ફોટો લઇ રાખવો પડે એ જુદી વાત છે પણ મરનાર મહત્ત્વનો માણસ કે પોતાના પ્રેમનુ પાત્ર છે, માટે તેના શબનો ફોટો લેવો એમા વિવેક નથી.

મારા મરી ગયા પછી મારા શબનો કોઇ પણ રીતે નિકાલ તો કરવો રહ્યો જ. મરી ગયાની ખાતરી થયા પછી, જેમ બને તેમ વહેલો નિકાલ કરવો જ સારો. કેવી રીતે નિકાલ કરવો તે સ્થાનિક સગવડ ઉપર આધાર રાખે છે સગવડ હોય, અને મદવાડને પરિણામે કે બીજા કારણસર શરીર અસ્વચ્છ હોય અથવા વાસ છૂટવા લાગી હોય તો પાણીથી સાફ કરીને ધોવુ એ સારી રીત છે. પણ નવડાવવાની રીત છે માટે ઘડો પાણી ઢોળવાનો જરૂર નથી શરીર સાફ જ હોય તો તો બિલકુલ જ જરૂર નથી, અને ન હોય તો એમ પાણી ઢોળવામા કાંઈ સ્વચ્છતા આવી શકવાની નથી, માટે જરૂર નથી એવી જગ્યાએ મરી જાઉં કે જ્યાં પાણીની સગવડ ન હોય તો પછી બેચાઇને નવડાવવાની જરૂર નથી. મર્યા પહેલા જ નવડાવવો બરાબર નથી, સિવાય કે મૃત્યુ સમીપ લાવવાના ઉદ્દેશથી.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ સારી રીત તો બાળવાની ગણુ છુ. પણ સમજો કે લાકડા દુર્લભ જ છે, તો દાટવાને યે હરકત નથી. નવી જાતના બાળવાના ચૂલા આવે છે તેમા ભસ્મીભૂત કરવાને યે હરકત નથી ગગા જેવી મોટી નદી કે સમુદ્રમા વહેતુ મૂકવાને યે બાધ નથી અને, જો કોઇ ઇસ્પિતાલમાં મરુ અથવા દાક્તરોને લાગે કે મારુ શરીર ખોલીને અભ્યાસ કરવા જેવું છે, અથવા કોઇ બીજા દરદીને માટે તેના કોઇ ભાગનો ઉપયોગ કરવા જેવુ છે, તો તેમને સોંપવામા ઉદારતા જ છે ટૂંકામા, કઇ રીતે શબનો નિકાલ આણવો એ સાથે મને સબધ નથી, સમાજને સબધ છે સમાજને અનુકૂળ હોય તેમ કરે

સ્મશાનમા લઇ જવા માટે હિંદુ ઠાઠડીની ગરીબ પ્રજાને પાલવે એવી કરકસરભરી રીત છે પણ દૂર લઇ જવાનુ હોય, ઊંચકનારા ન હોય, અથવા બીજુ કાઇ કારણ હોય તો શબને વાહનમાં નાખીને લઇ જવામા કશો સંકોચ માનવા જેવું નથી વાહનમા લઇ જઓ તો ઠાઠડી બાધવાની યે જરૂર નથી

શબને ચદન અને ફૂલ ચડાવવા, સાગ વસ્ત્રોથી શણગારવું, ચદનનાં લાકડાંમાં ઘી સાથે બાળવુ વગેરે બાબતો ધન અને મિથ્યાભિમાનની છે, સદ્ગતિ-દુર્ગતિની નથી મારા જેવી સ્થિતિના માણસને એક ધોતિયાભેર, સાદી ચાદર ઓઢાડી, ખેર-બાવળની ચિતામાં, જરૂર પડયે ઘાસતેલની મદદથી બાળવામા નાનમ માનવાની જરૂર નથી.

ગ્યાગ કોણ મૂકે અને પગ પર, મોઢા પર કે માથા પર મૂકે વગેરે બાબતો મને જગાયે

મહત્ત્વની લાગતી નથી જેમ સાકર જ્યાથી ચાખીએ ત્યાથી ગળી લાગે, તેમ આગ જેનાથી તથા જ્યાથી લાગે તેનાથી અને ત્યાથી બાળે માટે એમા પસ દગી ના–પસ દગીનો પ્રશ્ન ન હોવો જોઇએ ડાઘુઓમાથી જે વડીલ હોય તે જેમ સૂચના કરે તેમ વર્તવું, અને તે વિષે કાઇ શકા-કુશકા કરવી નહિ એ ડહાપણુ છે

એવી જ રીતે શબ પગ આગળથી બહાર કાઢવુ કે માથા આગળથી, વિસામાની જગ્યાએ શુ કરવુ વગેરે બાબતો પણ સમજુ માણસોએ ચર્ચાનો વિષય બનાવવા જેવી નથી એની સાથે શુકન અપશુકન જોડવા એ વહેમીપણાનુ લક્ષણ છે

પણ બાળવા દાટવા માટે નજીકમા નજીક આવેલા શ્મશાન–કબ્રસ્તાનનો જ ઉપયોગ કરવો ઘટે. કોઇ ખાસ જગ્યા શોધવાની જરૂર નથી, અને હુ આજે છુ તે કરતા ઘણો વધારે મોટો માણસ થઇને મરુ, તોયે તેમા ફેરફાર કરવો યોગ્ય નથી તે જગ્યા પર સમાધિ કે કબર બાધવી, અને તે પર ફૂલ ચડાવવાં કે ત્યા જઇ પ્રાર્થના નમાજ કરવા વગેરે મને ભૂતપૂજાના પ્રકાર લાગે છે પાળેલો પોપટ પાજરામાથી છટકી ગયા પછી તેના ખાલી પડેલા પાજરાને બાળી કે દાટી દઇએ, અને પછી તેના ઉપર ચબૂતરો બાધી રોજ ફૂલ ચડાવીએ અને પોપટને નામે પ્રાર્થના કરીએ કે આસુ સારીએ, તેના જેવો પ્રાણ ગયા પછી શબને બાળવા–દાટવાની જગ્યાનો મહિમા વધારવાનો મોહ છે પણ એ મોહ એટલો ઊડો છે કે મહાજ્ઞાનીઓને પણ તેનો સ સ્કાર છૂટી શકતો નથી તે જગ્યા તીર્થનુ સ્થાન બની જાય છે; કયારેક તે સમાધિ કે કબર રસ્તાની વચ્ચે આવી પડે અને ખસેડવાની જરૂર ઊભી થાય તો લોહીની નદી વહે એવી તેના પરથી લડાઇ ઊભી થાય છે મૂઢપણે ભાવનાની ખીલવણીના અંતિમ પરિણામ કેવા આવી શકે છે તે આ દેખાડે છે મનુષ્ય સિવાય બીજા કોઇ પ્રાણીમા આવુ કરવા જેટલો બુદ્ધિનો ગહન વિકાસ થયો નથી ! સાચે જ, મનુષ્ય બીજા પ્રાણીઓ કરતા શ્રેષ્ઠ છે, કારણ કે તેને બુદ્ધિ મળેલી છે !

ખેર હુ મરી જાઉં ત્યા કે મને બાળવા–દાટવામા આવે ત્યા કશુ યે ચિહ્ન રાખવુ નહિ એ જગ્યા બીજા મરનાર માટે, કે કોઇ ખેતરમા બાળ્યો-દાટયો હોય તો ખેતીને માટે ઉપયોગમા લેવી જે ઘર કે ઓરડામા મર્યો હોઉં તેને પાછળથી બીજાઓએ અવશ્ય વપરાશમા લેવો ચિતાની જગ્યાએ કે ઘરના કોઇ ભાગમા હુ ભૂત થઇને રહેવાનો નથી, એટલે કોઇ સ્થાનને ભૂતઘર બનાવીને નિરુપયોગી કરવાની જરૂર નથી આપણા વશપરપરાગત મકાનમા અનેક પૂર્વજો અને સગાઓ મરી ગયા હોય છે. તેમની વાપરેલી જગ્યાનો આપણે ઉપયોગ છોડી દેતા નથી એ જ રીત બરાબર છે

બાળવાની જગ્યા સાફ કરી નાખવાની દૃષ્ટિએ ફૂલ વીણી લેવાની રીત સારી છે પાણીથી ચિતા હોલવવાની અનુકૂળતા હોય તો તે જ વખતે તેમ કરી શકાય, નહિ તો ઠરી જાય ત્યારે તેમ કરવાનુ રહે એ સગવડનો સવાલ છે જે રીતે નજીકમા નજીક થઇ શકતો હોય તે રીતે ફૂલનો નિકાલ કરવો કોઇ ઝાડમા એનો ખાતર તરીકે ઉપયોગ કરી શકાતો હોય તો કરવો. નહિ તો નજીકમા જે કોઇ વહેતી નદી હોય તેમા નાખવા પ્રયાગ, હરદ્વાર કે સમુદ્ર સુધી પહોચાડવાની જરૂર નથી

મારા કુટુંબમા સાદડીનો, રોવા–કૂટવાનો કે ગરુડ પુરાણ બેસાડવાનો રિવાજ નથી,

તેથી કુટુંબમા તેવો પ્રશ્ન મારે માટે ઊઠવાનો સભવ નથી. પણ જે સસ્થાઓ સાથે મારો સબધ છે, ત્યા તેની સુધરેલી આવૃત્તિ દાખલ થવાનો સભવ ખરો. એટલે કે, દશમા, બારમા વગેરે દિવસોને કે મરણની તિથિ કે તારીખને મહત્ત્વ આપી તે દિવસે કાંતણ, ગીતાપાઠ વગેરે યોજવાની સૂચનાઓ કરવામા આવે એમ બને. કાતણ અને ગીતાપાઠને બહાને પણ તિથિઓને આવુ કૃત્રિમ મહત્ત્વ આપવું, અથવા તિથિઓને બહાને કાતણ અને ગીતાપાઠનો પ્રચાર કરવો—એ બન્ને રીતો મને ઇષ્ટ લાગતી નથી. અને એક પછી એક મારા જેવા અનેક કાર્યકર્તાઓ મરશે. કેટલાકની તિથિઓ પળાશે? અને મારે આમ કર્યું તો મને માટે કેમ નહિ એવી ઈર્ષ્યા પણ એમાથી દરેકના ખાસ ચાહનારાઓના દિલમા ઉત્પન્ન થાય. જ્યારે કોઇ રિવાજ આવુ સ્વરૂપ પકડે, ત્યારે તે કર્મકાંડ બન્યો કહેવાય. આથી, ભલે બીજાઓ માટે આમ કર્યું હોય અથવા ભવિષ્યમાં થાય, મારે નિમિત્તે આવુ કશુ ન યોજવાની હુ ભલામણ કરું.

(૫) શ્રાદ્ધ-દાન વગેરે તર્પણ, પિંડદાન વગેરે પિતૃપૂજા અને પ્રેતપૂજાના પ્રકારો છે. ગીતાએ તો તેને રાજસ–તામસ શ્રદ્ધા કહી છે; છતાં ગીતાભક્તો તેને છોડતા નથી. મરનારને એ બધુ પહોચે છે, અથવા તે ન કરવાથી મરનારની અશુભ ગતિ થાય છે, એ ભોળી શ્રદ્ધા છે મર્યા પછી વ્યક્તિત્વ જળવાઈ રહેતું હોય તોયે ઘણામાં ઘણું એમ કહી શકાય કે જીવન દરમ્યાન જે જે અનુભવોમાંથી એ પસાર થયો, તેને પરિણામે તેની ગુણ-પ્રકૃતિમાં જે ફેરફાર નજરે પડયો હોય, તે પ્રકૃતિના સંસ્કારો એ સાથે લઈ ને જાય છે. અથવા માનો કે મરનાર જે વસ્તુનું રટન કરતો મરે છે, તે સાથે તદ્રૂપ થઈ જાય છે, એટલે કે તે પોતાની એક સ્વપ્નસૃષ્ટિ રચીને તે સ્વપ્ન ક્ષીણ થાય ત્યા સુધી તેમા રહે છે. પરંતુ પોતાના જીવન દરમ્યાનની જાગ્રત અવસ્થાની સૃષ્ટિનું સ્મરણ કરવાનુ એનુ સ્થૂળ સાધન મરણને લીધે નષ્ટ થયેલું હોવાથી, તે સૃષ્ટિની સાથે એ સંબંધ રાખી શકે નહિ

પણ મરનાર પ્રત્યેના સ્નેહને લીધે કેટલોક કાળ સુધી તેની સ્મૃતિ જાળવવાની વૃત્તિ સગાં સ્નેહીઓમા રહે એ સ્વાભાવિક છે. આથી પિંડ–તર્પણ વગેરેનાં શ્રાદ્ધ કરવામા ન આવે, તોયે કોઇને કોઈ પ્રકારના શ્રાદ્ધ હમેશાં થયા કરવાનાં જ મરનારને નામે દાન કરવું એ તેનો એક અને નાના મોટા દરેકના મરણ પાછળ થઇ શકે એવો પ્રકાર છે. દાન કેવે માર્ગે કરવુ એ કોઇ વાર દાન આપનારની રુચિ ઉપર અને કોઇ વાર મરનારની જણાયેલી રુચિ ઉપર આધાર રાખે છે

સ્મારકો ઊભા કરવાની રીત આવા શ્રાદ્ધનો જ એક પ્રકાર છે આજકાલ એવાં શ્રાદ્ધ મરનારની સાર્વજનિક મહત્તાના પ્રમાણમા વિવિધ રૂપો લે છે. કેટલાકના "ખાસ અંકો" કઢાય છે, કેટલાકની યાદગીરીઓ લખાય છે, કેટલાકનાં જીવનચરિત્ર છપાય છે, કેટલાકના કાગળપત્રોની શોધખોળ થાય છે, કેટલાકનાં ચિત્રો કે પૂતળાઓ ખુલ્લા મુકાય છે, કોઇ સંસ્થા, મકાન, રસ્તા વગેરે સાથે કેટલાકના નામો જોડવામાં આવે છે, કેટલાકની પાછળ મોટાં ફંડો ઊભા કરી કોઇ મોટી પ્રવૃત્તિ કે સસ્થા રચવામાં આવે છે આ બધામા બહુ વિવેકની જરૂર છે નહિ તો "મુઇ ભેસના મોટા ડોળા" જેવો ઘાટ થાય સ્નેહી મરી જાય છે, ત્યારે થોડા દિવસ સુધી વિષાદ છતા તેને માટે કાઇક કરવું એવો સગાં–સ્નેહીઓને ઉત્સાહ આવે છે. આવા ઉત્સાહના જોશમાં કોઇ ભાઇ સૂચના કરે કે મરનારનુ સ્મારક

કરવું જોઈએ, તો તેનો વિરોધ કરવાની બીજાઓની સાધારણ રીતે હિંમત થતી નથી પણ એવા સંકલ્પ સહેલાઈથી પાર પડતા નથી દિવસો પસાર થાય છે, તેમ તેમ મરનાર ભૂલાતો જાય છે તેના વિયોગથી જીવતું જગત ટેવાતું જાય છે, તેમ તેમ સ્મારકનો સંકલ્પ ઢીલો પડતો જાય છે, અને કયા આ ઉપાધિ લઈને બેઠા એવું યે થાય છે. માટે બહુ ઉતાવળે આવા સંકલ્પો કરવા ન જોઈએ

આજના જમાનાની ખાસિયત જોતા મારી પાછળ કોઈ ઉત્સાહી મિત્ર આવી સૂચના મૂકે તો તે નવાઈની વસ્તુ નહિ કહેવાય તે સૂચનાનો વિરોધ કરતા બીજા સ્વજનોને સંકોચ લાગે એમ બને. માટે એ વિરોધ હુ જ નોંધી રાખવા ઇચ્છુ છુ

મારુ "આધારભૂત–વિસ્તૃત જીવન ચરિત્ર" લખાવવાની, તેની સામગ્રી ભેગી કરવાની, મારા કાગળો ભેગા કરવાની, માગ અધૂરા પડેલા લેખો ખોળી કાઢવાની, મારે માટે "ખાસ અંક" કાઢી મને ઓળખનારા સ્વજનો પાસે લેખો લખાવવાની વગેરેવગેરે પુરાતત્ત્વશોધનની જંજાળમાંથી હુ મિત્રોને ઉગરી લેવા ઇચ્છુ. એમાથી કોઈને આર્થિક લાભ થવા સંભવ હોય, અને તે દૃષ્ટિએ કોઈ કરે તો તે તેના પોતાના હિતાહિતની બાબત છે. જેટલુ મે છપાવ્યું છે તેટલુ બધુ જ સદાને માટે ઉપયોગી છે એવુ મને મિથ્યાભિમાન નથી જે અધૂરુ રહ્યું છે, તેનો વગર ચૂંથ્યે અગ્નિદાહ કરવામા આવશે અને મારા ગુણો અને ખામીઓને જગજાહેર કરવાનું માંડી વાળવામા આવશે તો ભાવિ પ્રજાની કાંઈ ભારે હાનિ થઈ જશે એવો કોઈને ડર હોય તો તે અસ્થાને છે જેટલું છપાયુ છે તેટલુ જ માનવપ્રજાને જેટલો કાળ ઉપયોગી લાગે તેટલો કાળ વાંચે, અને તેમાંથી જેટલુ વિવેકથી બરાબર લાગે તેટલુ જ લે, તો બસ છે. મારા કરતા ઘણા વધારે અધિકારી પુરુષો ભૂતકાળમા થયા છે, વર્તમાનમા છે અને ભવિષ્યકાળમા થશે પોતાના જ કાળના અધિકારી પુરુષની બુદ્ધિયુક્ત વાત માણસો સાંભળે અને અનુસરે, અને ભૂતકાળમા લુપ્ત થયેલા ગ્રંથો તથા ઇતિહાસોના અભ્યાસમા ન પડે તો સંભવ છે કે મનુષ્યજાતિ વધારે સીધે રસ્તે જાય મનુષ્યના ઘણા ઝઘડાનુ નિમિત્ત ભૂતકાળની સ્મૃતિઓ અને વ્યક્તિઓ થાય છે ભૂતકાળની કલ્પનાથી રમ્ય કે ભવ્ય લાગતું ચિત્ર 'પાછા ભૂતકાળમા ચાલો' એવો આદર્શ નિર્માણ કરે છે પાણુ કદી તેવા ને તેવા ભૂતકાળમાં જઈ તો શકાતુ જ નથી, પણ ખોટો આદર્શ પ્રવૃત્તિની દિશાને ખોટી બનાવી દે છે

વ્યાજખોરીને મે અર્થશાસ્ત્રની નહિ, પણ અનર્થશાસ્ત્રની પ્રથા માનેલી છે. દાન જેમ બને તેમ જલદી વપરાઈ જવા જોઈએ. પણ પોતાના પૈસાનો હમેશા ઉપયોગ થતો રહે, છતાં વ્યાજખોરી ન થાય એવુ જ દાન કરવાની ઇચ્છા હોય તો તે કૂવા ખોદાવવાનુ દાન છે પણ તેનો અર્થ એ નથી કે કૂવા પર તખ્તી બેસાડવી યોગ્ય છે એમ હુ માનુ છુ એ તો બાળબુદ્ધિ છે

આનો અર્થ એ પણ નથી કે કૂવા ખોદવા સિવાયના બીજા દાનો અયોગ્ય છે, પણ કાયમી ફંડ કરી તેના વ્યાજમાથી પ્રવૃત્તિ ચલાવવાની પ્રથા મને અયોગ્ય લાગે છે. "તુરત દાન મહાપુણ્ય" એ કહેવત સારી છે

આ જ ન્યાયે માણસે પોતાના જીવતા જ દાનધર્મ કરી નાખવા એ સારામાં સારુ છે, મર્યા પછી વીલ કરવુ પડે એટલી સંપત્તિ જ મૂકી જવી ન જોઈએ, એ બાબત

હજરત મહમદ અને કેટલાક મુસલમાન સંતો મારા આદર્શ મૂકી ગયા છે પણ એટલી હિંમત ન હોય અને રીતથી દાન કરવું હોય તો ભલે પણ તેમાં ગુપ્ત ખરચાઇ જાય એવી જાતના જ દાનો કરવા યોગ્ય છે. લાખ કરોડ રૂપીઆ કાઢવા હોય તો જુદી વાત છે, પણ નાનકડા દાનને માથે મોટા ટ્રસ્ટની પાઘડી મૂકવાના મોહમાં પડવું ઠીક નથી બીજું કશું ન સૂઝે તો પૈસા ખૂટે ત્યાં સુધી ગરીબને ખોબો ભરી જુવાર આપી દેવી વધારે સારું. એક ટંકનો તો એને સંતોષ થશે !

(૬) દિલાસા–શોકસભા વગેરે—છેલ્લી પચ્ચીસી દરમ્યાન દિલાસાના તારો, શોકસભા વગેરેનો ધાંધલ ખૂબ જ વધી ગઇ છે પહેલાં જેને માટે પત્તું લખાતું, તેને માટે હવે તારો છૂટે છે. ૧૯૦૧ માં વિક્ટોરિયા રાણી કે દાદાભાઇ નવરોજજીની કોટિના નેતા માટે જેટલી શોકસભા થતી તેના કરતાં વધારે શોકસભા હવે બીજી, ત્રીજી કે પાંચમી પંક્તિના યે નેતાને માટે થાય છે સભ્યતાની રૂએ સગાવહાલાંઓએ પાછા એના વળતા આભારના જવાબ આપવાના હોય છે. બે–ચાર દિવસ તો બાપડા વ્યક્તિગત જવાબ આપવા પ્રયત્ન કરે છે, પણ પછી થાકીને છાપાં દ્વારા માફીપત્ર લઇ મુક્તિ મેળવે છે.

એક વસ્તુ હૃદયથી થતી અટકી કેવળ એક રૂઢિનું અને શિષ્ટાચારનું રૂપ પકડી લે તેનું જ નામ કર્મકાંડ આમ દિલાસા–શોકસભા, વગેરે કાણે જવાની રૂઢિની જ નવી આવૃત્તિ છે. આ બધાથી જીવન ચડતું કે સરળ બનતું નથી, પણ જટિલ, કૃત્રિમ અને દંભી બને છે

ખરખરાના કાગળ લખવાનો મને ઘણી વાર પ્રસંગ આવે છે " પ્રભુ મરનારના આત્માને શાંતિ આપો " એવું લખવાની હાલહાલમાં સર્વસામાન્ય રૂઢિ પડી છે મરનારની પાછળ તેના સગાંવહાલાંને ધીરજ અને શાંતિ મળે એવી ઇચ્છા તો હું દર્શાવી શકું છું, પણ મરનારના આત્માને શાંતિ મળે એ અર્થનું વાક્ય મારી કલમમાંથી ઊતરી શકતું નથી. આત્મા અને અશાંતિ એ બે વસ્તુઓ જ મને પરસ્પર વિરોધી લાગે છે. મારા આત્માની શાંતિની ચિંતા ન કરવી. મારા સ્વજનો અને મિત્રોના ઉદ્વેગને શમાવવા પ્રયત્ન કરવાને હરકત ન હોય

ઉપસંહાર

મરણવિધિ વિષે મારા વિચારો આવા છે. એ ઉપર કદાચ કેટલાક એવી ટીકા કરશે કે કિ ઘ મ તો એક કેવળ બુદ્ધિપ્રધાન માણસ જ છે. ભાવનાને તો એના " પ્રખર " (પ્રજ્વલિત સૂર ? ઉત્કટ અઘોરી જેવા ?) તત્ત્વચિંતનમાં સ્થાન જ હોય એમ લાગતું નથી આ બાબતમાં શરૂઆતમાં જ મેં કહ્યું છે કે કર્મકાંડમાં મને ઝાઝી ગમ નથી, રસ નથી, આગ્રહ પણ નથી છતાં મારા મિત્રની ઊલટ જ ઊંડી ગઇ અને મારા જ વિચારો જાણવાનો આગ્રહ થયો, એટલે આ જણાવવા પ્રવૃત્ત થયો છું

પણ તેથી વાચકે એ વિચારો સ્વીકારવા જ જોઇએ એવો મારો આગ્રહ નથી. એ વિચારોનો અમલ કેવળ મારા પૂરતો જ થાય તો યે બસ, અને તેટલો યે ન થાય અને મારું શરીર અને મારી સ્મૃતિ અને મારા કાગળ–પત્રોની મારી પાછળ રહેતો સમાજ કોઇ બીજી વ્યવસ્થા જો કરશે તો તેથી ' મારો આત્મા ' દુભાશે એવો પણ ડર રાખવાની જરૂર નથી.*

—કિશોરલાલ ઘ. મશરૂવાળા

# આવતા માસની કાર્યદિશા

૧ ઑક્ટોબર આખર પૂરા થતા ત્રણ માસનું નિવેદન તૈયાર કરી જૂથમંડળમાં મોકલી આપો, જેથી તેઓ વહેલી તકે ખાતામા મોકલે

૨ તમારા અંદાજમાં મંજૂર થયા પ્રમાણે **ગ્રામ પંચાયત અને સરકાર મદદની પાવતીઓ પુસ્તકાલય ખાતા તરફ જલદી મોકલો.**

૩ અંદાજ મંજૂર કર્યું છે તેમા રકમમાં ફેરફાર કરવા સવડ નથી, માટે પાછા મોકલવાં નહિ, પરંતુ જે તે સદરે મંજૂર કરેલી રકમો માટે કોઈ પત્ર કે સામયિક બદલ્યુ હોય અને તે તમને ન રૂચે તો નક્કી કરેલી નાણાની યત્તામા રહી સુધારો સૂચવશો તો ગ્રાહ્ય રહેવા ઘટિત તજવીજ થશે.

૪ પુસ્તકાલયના વર્ગીકરણનું કામ અધુરૂ હોય તો આવતી વૅકેશનનો લાભ લઈ સેવાભાવી યુવકોના સહકારથી તે કાર્ય પૂરૂ કરવા પ્રયાસ કરો

૫ દીપાવલીના તહેવારોમા વાચનપ્રચાર વધે તે માટે તમારા પુસ્તકાલયમાંથી મહોલ્લે મહોલ્લે પુસ્તકવાચન પૂરૂં પાડવા આપતુ બનતુ કરો

૬ તમારા પુસ્તકાલયની લોકમદદ વહેલામાં વહેલી પુસ્તકાલય સ. સ. મંડળમા મોકલી આપો

વડોદરા,
તા. ૮-૧૦-'૪૬

ઉ. મો. પટેલ
અવેજી વ્યવસ્થાપક.

મધ્યવર્તી પુસ્તકાલય	સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૨ સને ૧૯૪૬–૪૭

# વિષય

### પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોએ ખરીદવા જેવાં અંગ્રેજી પુસ્તકોની યાદી પ્રસિદ્ધ કરવા બાબત

આથી વડોદરા રાજ્યના કસ્બા તથા પ્રાંત પુસ્તકાલયોને જણાવવામાં આવે છે કે, નીચે જણાવેલા અંગ્રેજી પુસ્તકો છેલ્લા પાંચ વર્ષમાં પ્રસિદ્ધ થયેલા છે અને તે દરેક લાયબ્રેરીમાં વસાવવા યોગ્ય છે. જેઓને ખરીદવા હોય તેમણે નીચે જણાવેલા પુસ્તક-વિક્રેતાઓ તરફ લખવું.

૧ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ. રાવપુરા, વડોદરા

૨ હરટ એન્ડ વેસ્ટ બુક હાઉસ, મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલ સામે, વડોદરા

૩. ધી ન્યુ બુક કંપની લિ. કિતાબ મહાલ, હોર્નબી રોડ, મુંબઇ-૧

૪. મેસર્સ ડી. બી. તારાપોરવાલા સન્સ એન્ડ કંપની, હોર્નબી રોડ, મુંબઇ-૧

વડોદરા,
તા. ૯–૯–૪૬

ग. म. परवीकर
આ. મદદ વ્યવસ્થાપક

**List of books recommended for the District & town libraries.**

1. Anand, Mulkaraj–The big heart, 1945
2 Baum, Vicki–Nanking Road, 1942
3 ,, –Weeping Wood
4 Beveridge, Sir W. –Social Security Plan
5 Brittain, Vera–Testament of Freiendship (biography) 1940
6 Bromfield Louis–Mrs Parkington, 1945
7. Brunton, Paul–Search in Secret India, 1936
8 ,, –Search in Secret Egypt, 1936
9 Buck, Pearl–Dragon Seed, 1942
,, –Good Earth, 1931
10 ,, –The Mother, 1934
11 Carnegie, D–How to win friends & influence People.

12 Carnegie, D -Public speaking & influencing men in business 1943.
13 Cheney, Peter-You can alway duck 1943
14 Churchill Winston-Great Contemporaries
15 Cole, G D H,-Intelligent man's guide through world Chaos 1939
16 " -Faith, Reason & Civilization
17. De La-Roche Mazo-Whiteoak Heritage 1940
18 " -Building of Jalna 1945
19. Du Maurier, Daphne-Frenchmen's Creek. 1944
20 " -King's General
21 Field, R L-And now to-morrow 1942
22 " -All this & heaven too 1943
23 Fleming, Peter-Travels in Tartary 1940
24 Gandhi, M K.-To the Students 1939.
25. " -To the Women 1939
26 Gunther, John-Inside Europe 1940
27 " -Inside Asia 1942
28. Harbin, O -Fun Encyclopaedia 1940
29 Hemingway, Earnest-For Whom the Bell tolls 1941
30 Hilton, J -Randon Harvest 1941
31 " -We are not alone 1937
32 Hindus, Mauris-To sing with Angels 1941
33 " -Russia fights on 1942
34 " -Mother Russia 1943
35 Hutheesing, Mrs Krishna-With no regrets 1943 ( an autobiography of Jawaharlal's sister )
Jog, N. G-Judge or Judas
37 Karaka, D F-Out of dust 1940
38 " -Just Flesh. 1941
39 " -There lay the City. 1942
40 " -This India 1943
41 " Rajendra Prasad-India divided.
42 Laski H J -Grammer of Politics 1942

43 Lewis, Sinclair-Cass Timberlane 1945
44 „ -It can't happen here. 1935.
45 Llewellyan, Richard-How green was my valley. 1943
46 Masani, M. R.-Our India. 1940
47 „ -Picture of a plan 1945
48 Maugham, W. S-Up at the Villa. 1941
49 „ -Of Human Bondage.
50 „ -The Summing up 1938
51 Mauris, Andre-Art of living 1940
52 Mehta, Ashok & Patwardhan-Communal Triangle in India, 1942
53 Nanavati, Sir M. B.-The Indian rural problem. 1944
54 Nehru, Jawaharlal-The Unity of India 1942
55 „ -Glimpses of World History. 1942
56 „ -Jawaharlal Nehru.' 1945 ( Autobiography )
57 „ Discovery of India
58 Nichols, Beverly-Verdict on India 1945
59. Padma Publications-Leaders of India by Meherally
60 „ -Shah, K. T-Principles of Planning.
61 „ -Setalwad, C-Recollections & Reflections
62. „ -Patabhi Sitaramaiya-Feathers & Stones
63 Priestly, J. B.-Let the people sing. 1939.
64 „ -Daylight on Saturday 1943
65 Radhakrishnan, Sir S-Eastern religion & Western thoughts 1940
66. „ -Mahatma Gandhi. 1940
67 Rao, V. K. R V.-What is wrong with Indian economic life. 1945
68 Russell, B-Which way to peace 1937
69. „ -Let the people think 1940
70 Sava, G-Healing Knife.
71 „ -Surgeon's symphony.

72 Sayers, D L–Busman's holiday 1937
73 Shaw, Bernard–Everbody's political what's what 1944
74 Sinclair, Upton–Between the two worlds 1941
75. ,, –Dragon's teeth 1942
76. ,, –Wide is the gate. 1943
77 ,, –Presidential agent 1944
78 ,, –Dragon harvest. 1944
79 Snow, Edger–Glory and Bondage 1945
80. Steinbeck, John–The Moon is down 1942
81 Wilkie. W. F–One World 1944
82 Young, Francis, B–Mr Lucton's freedom 1940
83 Yutang, Lin–My country & my people
84 ,, –Importance of living 1938
85 ,, –A leaf in the storm 1942
86 ,, –With Love and Irony
87. ,, –Between tears and laughter
88 *Zweig, Stefan–World of yesterday. 1945 (autobiography)*
89 ,, –Kaleidscope.
90 ,, –Letter from an unknown woman.

---

## સૂચના નં. ૨ સને ૧૯૪૬–૪૭

## વિષય

**હિન્દી સરકારની ૩½ ટકાની લોનમાં રોકેલાં કાયમ ફંડનાં નાણાં બાબત.**

રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયોના કાયમનિધિના નાણા હિન્દી સરકારની ૩½ ટકાની લોનમા રોકવા સૂચના ન ૧૬ સને ૪૩–૪૪ થી વિનતિ કરવામા આવેલી તે પ્રમાણે કેટલીક સસ્થાઓએ પોતાના નાણા અત્રેની મારફત સદરહુ લોનમા રોકવા મોકલેલા. પરતુ સદરહુ ૩½ ટકાની લોનનુ વ્યાજ હિન્દી સરકાર તરફથી ઘટાડવામાં આવવાથી યોજના મુજબ ૩ ટકા વ્યાજ આપી શકાય તેમ ન હોવાથી બધી લોન વેચી દેવા અત્રેથી મે રા. ગ રાજ્ય કોષાધિકારી સાહેબને વિનતિ કરવામા આવેલી આ આધારે તેઓ સાહેબે બધી લોન તા ૬–૯–૪૬ ના રોજ વેચી તેના નાણા અત્રે મોકલ્યાં છે પુસ્તકાલયોનાં કાયમ ફંડનાં નાણાની નીચે જણાવેલી યાદીમા બતાવેલી મુદ્દલ રકમ પુસ્તકાલય સહાયક

સહકારી મંડળમાં મોકલવામાં આવી છે જેઓ તે રકમ પુસ્તકાલય મંડળમાં રહેવા દેવા ઇચ્છતા ન હોય તેમણે અમારી મારફત કારણો સહ લખી જણાવવા તજવીજ કરવી

કાયમફંડની રકમોનું માહે ઑગસ્ટ ૧૯૪૬ સુધીનું વ્યાજ ફાળવવાનું કામ હાથ પર લેવામાં આવ્યું છે તે થોડા સમયમાં જ સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવશે અત્રે જણાવવું જરૂરી છે કે હજી કેટલીક લોનનું ઇન્કમ ટેક્સ રિફન્ડ આવ્યું નથી તે મેળવવા તજવીજ ચાલે છે એટલે વ્યાજની ફાળવણી કરવામાં વિલંબ થાય છે

| અનુ અંક | ગામનું નામ | કાયમ ફંડની આવેલી રકમ | અનુ અંક | ગામનું નામ | કાયમ ફંડની આવેલી રકમ |
|---|---|---|---|---|---|
| ૧ | અણુખી (તા વડોદરા) | ૩૧૩–૪–૯ | ૨૭ | ખેરવા (તા. મહેસાણા) | ૧૦૦૦–૦–૦ |
| ૨ | અખામા (તા કામરેજ) | ૫૦૪-૧૨-૧૧ | ૨૮ | ગુંજા (તા વિસનગર) | ૭૫૦–૦–૦ |
| ૩ | આગરડી (તા દામનગર) | ૨૪-૧૦-૬ | ૨૯ | ગલુદણ (તા દહેગામ) | ૧૦૬–૮–૧૦ |
| ૪. | આમડપુર (તા નવસારી) | ૧૩૪-૧૨-૦ | ૩૦ | ગેરીતા (તા. વિજાપુર) | ૨૦૪–૪–૦ |
| ૫ | આમલીઆરા (તા વડોદરા) | ૫૫–૧–૦ | ૩૧ | ગોઝારીયા ,, | ૧૦૯૮-૧૩-૫ |
| ૬ | આરતા (તા કામરેજ) | ૧૩૬૫-૧૨ ૭ | ૩૨ | ઘુંટેલી (તા પેટલાદ) | ૮૭-૧૨-૦ |
| ૭ | આશના (તા નવસારી) | ૬૩–૬–૨ | ૩૩ | ઘડીયા (તા આંતરસુબા) | ૨૫–૧–૩ |
| ૮ | આમલી (તા નવસારી) | ૧૦૭૯–૮–૧૧ | ૩૪ | ધમીજ (તા દહેગામ) | ૧૫૦–૦–૦ |
| ૯ | આરક સીસોદરા ,, | ૧૫૦૦–૦–૦ | ૩૫ | ઘાટવડ (તા. કોડીનાર) | ૧૧૦૦–૦–૦ |
| ૧૦ | ઇસનપુરા મોટા (તા દેહગામ) | ૧૧૦૦–૦–૦ | ૩૬ | ચાપડ (તા વડોદરા) | ૧૭૪–૨–૬ |
| ૧૧ | ઊંઝા (મહિલા) | ૧૨૦૦–૦–૦ | ૩૭ | ચલાલા (તા ધારી) | ૫૦૫–૦–૦ |
| ૧૨ | ઉમરાખ (તા પલસાણા) | ૧૦૦૦–૦–૦ | ૩૮ | ચનાના (બાલ) ,, | ૧૫૦–૦–૦ |
| ૧૩ | ઉપેરા (તા. સિદ્ધપુર) | ૨૫૦–૦–૦ | ૩૯ | ચાણસદ (તા. પાદરા) | ૬૩૨–૮–૨ |
| ૧૪ | કરલી ,, | ૬૨૪–૨–૧૧ | ૪૦ | છાલા (તા દહેગામ) | ૧૯૫૨–૩–૩ |
| ૧૫ | કોસીંદ્રા (તા ભાદરણ) | ૩૭૩-૧૩-૯ | ૪૧ | ઝાઝ (તા ભાદરણ) | ૧૯૭–૩–૦ |
| ૧૬ | કીંખલોડ ,, | ૩૨૯-૧૫ ૯ | ૪૨ | જોશીકુવા ,, | ૫૨૦-૧૩ ૮ |
| ૧૭ | કુણઘેર (તા. પાટણ) | ૨૫૧૮-૧૨-૦ | ૪૩ | જલસણ ,, | ૫૪૨-૧૦-૯ |
| ૧૮ | કાળા કાછી (તા નવસારી) | ૧૯૮–૧–૧૧ | ૪૪ | જીરા (તા ધારી) | ૧૪૦–૦–૦ |
| ૧૯ | કહોડા (તા સિદ્ધપુર) | ૧૨૫૬–૬–૪ | ૪૫ | જેપુર (તા વિજાપુર) | ૧૦૦–૦–૦ |
| ૨૦ | કામરોલ (તા. વાઘોડીઆ) | ૨૧૫–૦–૦ | ૪૬ | જામળા (તા કલોલ) | ૧૦૫–૧–૨ |
| ૨૧ | કમાણા (તા વિસનગર) | ૧૨૭૯–૫–૪ | ૪૭ | જેસીંગપુરા (તા અમરેલી) | ૩૬૦–૦–૦ |
| ૨૨ | કડારી (તા કરજણ) | ૪૦૦–૦–૦ | ૪૮ | જાખણા (તા ચાણસ્મા) | ૨૫–૦–૦ |
| ૨૩ | કુચેદ (તા નવસારી) | ૭૩૦–૦–૦ | ૪૯ | જગુદણ (તા મહેસાણા) | ૪૦૦–૦–૦ |
| ૨૪ | કાબરી (તા સિદ્ધપુર) | ૧૩૦૦–૦–૦ | ૫૦ | જોગણ ગજ ,, | ૨૦–૦–૦ |
| ૨૫ | કુરાલ (તા. પાદરા) | ૫૦૦–૦–૦ | ૫૧ | ડુડી (તા પલસાણા) | ૧૦૦૦–૦–૦ |
| ૨૬ | ખરોડ (તા વિજાપુર) | ૬૦૦–૦–૦ | ૫૨ | ટીંટોદણ (તા વિજાપુર) | ૨૫૦–૦–૦ |

| | |
|---|---|
| ૫૩ દાસજ (તા સિદ્ધપુર) | ૧૧૦૦-૦-૦ |
| ૫૪ ડીંગુચા (તા કલોલ) | ૧૨૫-૦-૦ |
| ૫૫ ડેસર (તા સાવલી) | ૨૦૦-૦-૦ |
| ૫૬ ડુમાડ (તા વડોદરા) | ૮૧-૭-૬ |
| ૫૭ ડાભેલ (તા નવસારી) | ૧૭૯-૧૦-૧૦ |
| ૫૮ ડભોડા (તા. ડભોડા) | ૧૦૦૦-૦-૦ |
| ૫૯ દેણુપ (તા વિસનગર) | ૧૦૦૦-૦-૦ |
| ૬૦ ધામણુ (તા નવસારી) | ૧૩૦૩-૦-૦ |
| ૬૧ ધારગણી (તા ધારી) | ૨૮૧-૬-૩ |
| ૬૨ ધીણોજ (તા ચાણસ્મા) | ૧૫૦૦-૦-૦ |
| ૬૩ ધમડાછા (તા ગણદેવી) | ૨૦૦૫-૧૪-૫ |
| ૬૪ ધમાસણા (તા કલોલ) | ૪૭૫-૪-૧૧ |
| ૬૫ નારદીપુર ,, | ૧૦૦૦-૦-૦ |
| ૬૬ પાનસર ,, | ૧૦૦-૦-૦ |
| ૬૭ પાતળવેણી (તા વડોદરા) | ૧૭૦-૧૨-૩ |
| ૬૮ ફીણાવ (તા ભાદરણ) | ૧૫૧-૯-૦ |
| ૬૯ ફીંચાલ (તા ચાણસ્મા) | ૫૩-૮-૫ |
| ૭૦ બ્રાહ્મણવાડા (તા સિદ્ધપુર) | ૧૧૫૦-૦-૦ |
| ૭૧ બહાદરપુર (તા. સ ખેડા) | ૪૫૦૦-૦-૦ |
| ૭૨ બીલોદરા (તા વિજાપુર) | ૭૦૦-૧૨-૧ |
| ૭૩ બાધણી (તા. પેટલાદ) | ૬૫૦-૦-૦ |
| ૭૪ બીલીયા (તા સિદ્ધપુર) | ૧૫૭-૮-૦ |
| ૭૫ બચાર (તા કરજણ) | ૪૦૦-૦-૦ |
| ૭૬ બાસણા (તા વિસનગર) | ૧૩૩-૭-૪ |
| ૭૭ ભુણાવ (તા. સિદ્ધપુર) | ૨૦૦-૦-૦ |
| ૭૮ મોઢેરા (તા. ચાણસ્મા) | ૧૦૦૦-૦-૦ |
| ૭૯ માણેકપુર (તા ગણદેવી) | ૧૦૦-૦-૦ |
| ૮૦ ગોખાસણ (તા કલોલ) | ૬૯-૦-૦ |
| ૮૧ મહેરવાડા (તા સિદ્ધપુર) | ૧૫૦-૦-૦ |
| ૮૨ મેથાકુમ (તા વડોદરા) | ૧૬૯-૧૪-૦ |
| ૮૩ મોટા સમઢીઆળા–ખાભા | ૧૧૪-૩-૧૦ |
| ૮૪ માસર (તા પાદરા) | ૭૫૫-૬-૯ |
| ૮૫ માણેજા ,, | ૨૯-૧૧-૫ |
| ૮૬ માકણુજ (તા મહેસાણા) | ૧૮૪-૧-૧૧ |
| ૮૭ મકરપુરા (તા વડોદરા) | ૩૯૮-૬-૨ |
| ૮૮ માતોસણ (તા વિજાપુર) | ૨૫૮-૨-૬ |
| ૮૯ માનપુરા (તા પેટલાદ) | ૧૦૦-૦-૦ |
| ૯૦ મોરડ ,, | ૧૩૦૦-૦-૦ |
| ૯૧ મોકામણ (તા કડી) | ૨૬૫-૦-૦ |
| ૯૨ મોટીધારીયત (તા ચાણસ્મા) | ૨૫-૦-૦ |
| ૯૩ મોટા આકડીયા (અમરેલી) | ૧૦૦૧-૦-૦ |
| ૯૪ મોટી દાઉ (તા મહેસાણા) | ૩૦૦-૦-૦ |
| ૯૫ મેવડ ,, | ૫૩-૧૩-૬ |
| ૯૬ મહેળાવ (તા પેટલાદ) | ૧૦૫૭-૮-૦ |
| ૯૭ મહેરવાડા (તા ચાણસ્મા) | ૧૫-૦-૦ |
| ૯૮ રૂપાલ (તા કલોલ) | ૧૬૯-૦-૦ |
| ૯૯ રૂવાદ (તા વડોદરા) | ૨૭૫-૮-૦ |
| ૧૦૦ લાવપુરા (તા ભાદરણ) | ૧૩૮-૧૨-૯ |
| ૧૦૧ વાવોલ (તા કલોલ) | ૭૬૭-૦-૮ |
| ૧૦૨ વાન (તા કામરેજ) | ૧૦૭૪-૧૧-૯ |
| ૧૦૩ વાલવોડ (તા ભાદરણ) | ૧૫૦૦-૦-૦ |
| ૧૦૪ બ્યાગ (તા ડભોઇ) | ૨૬૨-૧૪-૦ |
| ૧૦૫ વડસર (તા વડોદરા) | ૮૩-૯-૯ |
| ૧૦૬ વાસણાકોતરીયા ,, | ૩૧૫-૪-૯ |
| ૧૦૭ વામજ (તા કડી) | ૫૦૦-૦-૦ |
| ૧૦૮ વટાદરા (તા ભાદરણ) | ૧૬૯-૯-૧ |
| ૧૦૯ વડસર (તા કલોલ) | ૧૦૮-૮-૫ |
| ૧૧૦ વાકીયા (તા ખાભા) | ૩૫-૦-૦ |
| ૧૧૧ વેજપુર (તા સાવલી) | ૧૦૦૦-૦-૦ |
| ૧૧૨ સમા (તા વડોદરા) | ૯૭-૦-૦ |
| ૧૧૩ સીમ્વા ,, | ૧૩૩-૧૦ ૦ |
| ૧૧૪ સૈયદવાસણા ,, | ૧૫૬-૧૨-૦ |
| ૧૧૫ સોનારડા ,તા દહેગામ) | ૮૦-૮-૯ |
| ૧૧૬ સાઢલી (તા શિનોર) | ૨૪૨-૮-૬ |
| ૧૧૭ સિદ્ધપુર (તા સિદ્ધપુર) | ૫૫૦૦-૦-૦ |
| ૧૧૮ સિદ્ધપુર (મહિલા) | ૨૦૦૦-૦-૦ |
| ૧૧૯ સુઠીયા (તા ખેરાળુ) | ૪૦૦-૦-૦ |
| ૧૨૦ સમસાબાદ (તા. વડોદરા) | ૩૫૧ ૧૫-૯ |

| | | | |
|---|---|---|---|
| ૧૨૧ સેવાસી (તા વડોદરા ) | ૧૩૨૩-૮-૦ | ૧૨૮ સીપોર (તા. ખેરાળુ) | ૧૦૦-૦-૦ |
| ૧૨૨ સામેત્રા (તા મહેસાણા) | ૫૦૦-૦-૦ | ૧૨૯ સરદ્વ (તા કડોલ) | ૧૫૦૭-૧૪-૦ |
| ૧૨૩ સરસાવ (તા. કડી) | ૧૨૪-૦-૧ | ૧૩૦ સેજાકુવા (તા. પાદરા) | ૭૬૮-૦-૦ |
| ૧૨૪ શામપુરા (તા. કામરેજ) | ૧૦૦૦-૦-૦ | ૧૩૧ સુંદરપુર (તા. વિજાપુર) | ૧૦૦૦-૦-૦ |
| ૧૨૫ સોજા (તા. કડોલ) | ૧૦૦૦-૪-૫ | ૧૩૨ સરદારપુરા ,, | ૧૦૦૦-૦-૦ |
| ૧૨૬ સેરથા ,, | ૧૨૨૫-૦-૦ | ૧૩૩ સરસીયા (તા. ધારી) | ૭૬૯-૦-૦ |
| ૧૨૭ સુરવાડા (તા. કરજણ) | ૧૦૦-૦-૦ | કુલ એકંદર | ૮૪૧૮૦-૧૦ ૭ |

વડોદરા,
તા ૮-૧૦-૪૬

પ્ર. ખ પરલીકર
અ. મદદ વ્યવસ્થાપક

ઉ. મો પટેલ
અ વ્યવસ્થાપક

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડનાં નવાં પ્રકાશનો

| | |
|---|---|
| જગતમાં મંગલ ભા. ૧ | ૦-૬-૦ |
| ,, ભા. ૨ | ૦-૧૦-૦ |
| સૌની વાતો ભા. ૧-૨ | ૦-૧૦-૦ |
| શંકરાચાર્ય | ૦-૮-૦ |
| **મૂળશંકર મો. ભટ્ટકૃત** | |
| મહાન મુસાફરો | ૨-૦-૦ |
| ધરતીને મથાળે અનુ૦ | ૩-૦-૦ |
| અંધારાના સીમાડા ,, | ૧-૮-૦ |
| **કાન્તિલાલ મ શાહકૃત** | |
| કવિવર રવીન્દ્રનાથ ઠાકુર | ૨-૮-૦ |
| મુસ્તફા કમાલ | ૧-૮-૦ |
| હરતાફરતા હાડપિંજરો વચ્ચે | ૩-૮-૦ |
| દુ:ખ-મૃત્યુલોકનું અમૃત | ૨-૮-૦ |
| મારો જલોપચાર અનુવાદ | ૩-૦-૦ |
| દુર્ભિક્ષ ,, | ૩-૪-૦ |
| પ્રથમ પત્ની અને બીજી વાતો | ૨-૮-૦ |
| **ઈશ્વર પેટલીકરકૃત** | |
| લખ્યા લેખ | ૩-૧૨-૦ |
| જનમટીપ | ૩-૦-૦ |
| ધરતીનો અવતાર | ૨-૮-૦ |
| ગ્રામચિત્રો | ૨-૮-૦ |
| **રામનારાયણ ના પાઠકકૃત** | |
| સુવર્ણમૃગ | ૩-૮-૦ |
| જગતનો તાત | ૨-૮-૦ |
| પચાસ વર્ષ પછી | ૨-૦-૦ |
| આવતી કાલ | ૩-૮-૦ |
| પ્રવાસપત્રો | ૦-૧૨-૦ |
| **ચમનલાલ વૈષ્ણવકૃત** | |
| કુદરતમય જીવન | ૨-૬-૦ |
| ખોરાક | ૧-૧૧-૦ |
| ચમનલાલ વૈષ્ણવના પત્રો | ૨-૦-૦ |
| પંચમનીના પત્રો | ૦-૪-૦ |
| **વિશ્વનાથ મ ભટ્ટકૃત** | |
| નિકષરેખા | ૫-૦-૦ |
| પતન અને પ્રાયશ્ચિત્ત અનુ | ૩-૦-૦ |

| | |
|---|---|
| **અનંતરાય મ. રાવળકૃત** | |
| સાહિત્યવિહાર | ૩-૦-૦ |
| **રસિકલાલ છો. પરીખકૃત** | |
| જીવનનાં વહેણો | ૩-૦-૦ |
| **જિતુભાઇ મહેતાકૃત** | |
| આપની સેવામાં | ૩-૦-૦ |
| **બાબુભાઈ વૈદ્યકૃત** | |
| ઉપમા | ૩-૮-૦ |
| હસી અનુ | ૦-૧૨-૦ |
| વિધિના વિધાન ,, | ૦-૧૨-૦ |
| **ઇન્દ્ર વસાવડાકૃત** | |
| ઘરભણી | ૧-૮-૦ |
| હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ | ૩-૦-૦ |
| જાંબુની ડાળે | છપાય છે |
| **પીતામ્બર પટેલકૃત** | |
| પરિવર્તન | ૪-૦-૦ |
| **ચુનીલાલ મડિયાકૃત** | |
| પાવક જ્વાલા | ૩-૮-૦ |
| **રતિલાલ અદાણીકૃત** | |
| દીઠું મેં ગામડું જ્યાં | ૩-૦-૦ |
| **ઉમેદભાઇ મણિયારકૃત** | |
| પાંખ વિનાના | ૩-૦-૦ |
| **ચંદ્રભાઇ ભટ્ટકૃત** | |
| વૈજ્ઞાનિક જગત | ૧-૮-૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૨-૪-૦ |
| **પુરાતન બુચકૃત** | |
| ગાંધીજીના સાન્નિધ્યમાં | ૧-૮-૦ |
| બાપુની છાયામાં | ૨-૦-૦ |
| **જીવણલાલ ચાંપાનેરીઆકૃત** | |
| આપણું બાંધવરાષ્ટ્ર ચીન | ૩-૦-૦ |
| **નગીનદાસ પારેખકૃત** | |
| સત્તાવન | ૨-૮-૦ |

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બીલ્ડિંગ  કાલબાદેવી રસ્તો : મુંબઇ – ૨

ફરનાન્ડીઝ પુલ નીચે  ગાંધી રસ્તો : અમદાવાદ

**યુગાંતર નકલ ૯**

આપબ ધીને લઇ પુસ્તક અપ્રાપ્ય થાય તે

પહેલાં તમારી નકલ મેળવી લેશોજી.

## નવલ–નાટકો

| | | |
|---|---|---|
| ઉઘડતી આંખ (નવલકથા) | લે પ્રો ગજેન્દ્રશકર લા પંડ્યા | ૪–૦–૦ |
| આશા (તુરગનેવની નવલ) | શારદાપ્રસાદ વર્મા | ૧–૪–૦ |
| વનવનની વેલી | ,, ,, | ૧–૦–૦ |
| દુર્ગારામ મહેતાજી (નાટકો) | ,, ,, | ૧–૮–૦ |
| વહેમી ,, | સ્વ પ્રો વ્યોમેશચંદ્ર પાઠકજી | ૦–૮–૦ |
| તરંગ | પ્રો. મોહનલાલ દવે | ૧–૮–૦ |

## બાલ–કિશોર–કુમાર સાહિત્ય

| | | |
|---|---|---|
| ફોરમ–લહરી ૧–૧૨ (પાકી) (સચિત્ર) | શારદાપ્રસાદ વર્મા | ૪–૮–૦ |
| ફોરમ–લહરી ૧–૧૨ (છૂટી) ,, | ,, ,, | ૪–૦–૦ |
| અમર મહાજનો—મુસોલિની | | ૦–૪–૦ |
| વર્તમાન યુગના વિધાયકો | ,, ,, (બીજી આવૃત્તિ) | ૧–૮–૦ |
| પુરાણનાં પાત્રો | | |
| શ્રી રામચંદ્ર–શ્રીકૃષ્ણ ,, | ,, ,, દરેકના | ૦–૮–૦ |
| સીતા–હનુમાન–ધ્રુવકુમાર ,, | ,, ,, | ૦–૨–૦ |
| ઉપનિષદોની વાતો ,, | ,, ,, | ૦ ૧૦–૦ |
| પાકાં સાથે છ બાંધેલાં-પુસ્તકાલયઆવૃત્તિ | | ૨–૪–૦ |
| વીરપૂજા | પ્રો. મોહનલાલ દવે | ૧–૮–૦ |

## કાવ્યો

| | | |
|---|---|---|
| મુક્તિના રાસ (બીજી આવૃત્તિ) | જ્યોત્સ્નાબેન શુકલ | ૦–૮–૦ |
| રાતરાણી | ચંદ્રિકા પાઠકજી | ૧–૦–૦ |
| બાલરંજના | જયમનબેન પાઠકજી | ૦–૮–૦ |
| તેજછાયા | ,, ,, | ૧–૪–૦ |
| મંદિરને પગથિયે | શારદાપ્રસાદ વર્મા | ૦–૮–૦ |
| ભાવનાસૃષ્ટિ | પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | ૦ ૧૨–૦ |
| અંતરને ઓવારે | ચંપકલાલ વ્યાસ | ૧–૮–૦ |
| ઉષામાં ઊગેલાં | ,, ,, | ૧–૪–૦ |

## નિબંધો–વિવેચનો

| | | |
|---|---|---|
| પરાગ | સ્વ પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી | ૧–૦–૦ |
| સમાજના મૂળ | ,, ,, | ૧–૦–૦ |
| વિવેચન | પ્રો. મોહનલાલ પા દવે | ૧–૮–૦ |
| કાવ્યકળા | ,, ,, | ૧–૮–૦ |
| સાહિત્યકળા | ,, ,, | ૧–૦–૦ |
| સંસ્કાર | ,, ,, | ૧–૮ ૦ |

લખો

# યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત.

# વાંચનાલયની શોભા રૂપ પ્રકાશનો

બે સુંદર નવલિકા સંગ્રહ

## ગામને ઝાંપે

**દેવશંકર મહેતા**

ગામના લોકોના વિચારો, એમની મર્યાદાઓ, અને બહોળપો અને ત્યાંના નરનારના ઉમંગો રજૂ કરતી સત્તર નવલિકાઓ

કીમત ... રૂ ૩-૮-૦

## પૂર્વજોના પાપે

**ગુણવંતરાય આચાર્ય**

સામાજિક પ્રશ્નો પર વેધક પ્રકાશ પાડતી સુંદર અને હૃદયદ્રાવક નવલિકાઓનો સંગ્રહ (બીજી આવૃત્તિ)

કીમત રૂ ૩-૮-૦

બંગસાહિત્યસમ્રાટ

## સૌરિન્દ્ર બાબુનું

**સામાજીક નવલ સાહિત્ય**

| | |
|---|---|
| ગૃહત્યાગ | ૩-૦ |
| મુક્ત પંખી | ૩-૮ |
| લાલ માટીનો રસ્તો | ૩ ૮ |
| નિરૂપમા | ૩-૦ |
| નારી | ૩-૦ |
| અસ્વીકાર | ૪-૦ |

— છપાય છે —

**પ્રેયસી — દરદી**
**માયા — પાષાણ**

બંધન અને મુક્તિની પ્રણયકથા

## રૂપકોશા

પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ

ભારતવર્ષની સર્વશ્રેષ્ઠ

**સુંદરી**

મગધ સમ્રાટની અનુપમ

**રાજનર્તકી**

આર્ય સ્થૂલીભદ્રની પ્રેરણાદાયી

**પ્રેયસી**

ઇતિહાસના સુવર્ણકાલીન યુગની બંધન અને મુક્તિની રસભરપૂર ઐતિહાસિક કથા

બીજી આવૃત્તિ.

કીંમત . રૂ. ૫-૧-૦

## ગુણવંતરાય આચાર્ય

| | |
|---|---|
| જિવેહિતા | ૪-૦ |
| કોરી કિતાબ | ૨-૮ |
| કોણ ગુનેગાર | ૧-૮ |
| વિરાટ છઠ્ઠો | ૧-૮ |
| ભસ્માંગના | ૩-૧૨ |
| પૂર્વજોના પાપે | ૩-૮ |
| ભગવો નેજો | ૩-૦ |

## ઓલીયા જોશી

**હાસ્ય સાહિત્ય**

| | |
|---|---|
| આનંદનાં ઓઘ | ૪-૦ |
| હસહસાટ | ૪-૦ |
| મુખ મલકાટ | ૪-૦ |
| વ્યંગ વિનોદ | ૩-૮ |
| બહાનો બવારો | ૪-૦ |

## અન્ય પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| બિકાસ | ૩) | સૃષ્ટિવાદ ને ઇશ્વર | ૩) |
| નયના | ૩) | નંદિતા | ૧॥ |
| ઉરદાહ | ૨॥ | ગામધણી | ૨॥ |
| સંહાર | ૨॥ | ટંકાર | ૩) |
| કાંતિની ઝાલરી | ૩) | પ્રથમ આષાઢ | ૩॥ |
| વિજેતા | ૨) | બિંદુ | ૧। |
| તાત્યારાવનું તાવીજ | ૧॥ | ઝુલદ બચાવનામુ | ૨॥ |
| પ્રિયતમા | ૧) | આપણું ઘર | ૫) |
| અદૃશ્યકુમાર | ૪॥ | સ્વતંત્ર ભારત | ૬) |
| મારા વિના નહિ ચાલે | ૧) | બ્રહ્મચર્યમીમાંસા | ૩॥ |
| રાજરાણી | ૩) | તપોભંગ | ૩) |
| મમતા | ૩) | પદ્મિની | ૧॥ |
| અદૃશ્ય માનવી | ૩॥ | રાષ્ટ્રીય ઉદ્યોગ | ૨। |
| નારીપૂજા | ૨॥ | અવની પર ઓથાર | ૨। |

# નવયુગ પુસ્તક ભંડાર :

રાજકોટ : બુકસેલર્સ પબ્લીશર્સ : કાઠિયાવાડ

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. પા બો. નં. ૧૦, વડોદરા.

# અમારી એજન્સીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| મો. ન. અમીન, જીવન અને કાર્ય | | ૨–૮–૦ |
| ગ્રામચિત્રો | ઇશ્વર પેટલીકર | ૨–૮–૦ |
| સોરઠરાણી | ગો દા રાયચુરા | ૧–૮–૦ |
| નગાધિરાજ | ,, | ૧–૮–૦ |
| કુળદીપક | ,, | ૧–૮–૦ |
| સોરઠપતિ | ,, | ૧–૮–૦ |
| સોમનાથની સખાતે | ,, | ૧–૮–૦ |
| નવલખ સોરઠ | ,, | ૧–૮–૦ |
| સોરઠી વીરાંગનાની વાતો | ,, | ૨–૦–૦ |
| દાલચીવડાનુ હાસ્યદફતર | ,, | ૧–૮–૦ |
| કાઠિયાવાડની લોકવાર્તા ભા | ૨જો | ૧–૮–૦ |
| દુહાની રમઝટ | રાયચુરા | ૧–૮–૦ |
| કુચગીતો | ,, | ૦-૧૨-૦ |
| આંધીયુગની વાર્તાઓ | ,, | ૦-૧૨-૦ |
| દાલચિવડાની દશ વાર્તાઓ | ,, | ૧–૮–૦ |
| પ્રેમલીલા–ભાગ ૧ | ,, | ૧–૪–૦ |
| લખેશરી | ,, | ૨–૮–૦ |
| રાસમંદિર | ,, | ૧–૦–૦ |
| રસિયાના રાસ | ,, | ૧–૦–૦ |
| સોરઠને સીમાડે | ,, | ૧–૮–૦ |
| ઉનનુ ગૂંથણકામ | | ૧–૪–૦ |

| | | |
|---|---|---|
| ફૂલછાબ | | ૨–૦–૦ |
| કુમારી હેલન | રસૂલભાઇ વોરા | ૦–૨–૦ |
| જાતકકથાઓ | ચંદ્રશંકર ભટ્ટ | ૦-૧૦-૦ |
| રામસિંહ રાઠોડ | ,, | ૦–૬–૦ |
| કુમાર વીરસેન ભા. ૩ | ,, | ૦–૬–૦ |
| ક્રીસ્ટોફર કોલમ્બસ | ,, | ૦–૬–૦ |
| ચાદરણા | પ્ર ગિ મહેતા | ૦–૮–૦ |
| પ્રભાત પ્રાર્થનામાળા | | ૨–૦–૦ |
| અ સૌ. કુમારી | યશવંત પંડયા | ૧–૦–૦ |
| જીવનસંભારણા (શારદા મહેતા) | | ૨–૮–૦ |
| બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા ૧–૨ | | ૨–૨–૦ |
| મદન મંદિર | યશવંત પંડયા | ૦-૧૦-૦ |
| ગજવે ઘૂમતો ગુજરાતી શબ્દકોષ | | ૧–૪–૦ |
| જવનિકા | રેખા કાર્યાલય | ૦-૧૨-૦ |
| હંસી (નાટક) | બી પી. વૈદ્ય | ૧–૦–૦ |
| જૂની ગુજરાતી ભાષા | | ૧-૧૨ ૦ |
| જાપાનની કેળવણી | | ૦–૮–૦ |
| કાચાં ફળ | | ૦–૮–૦ |

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**
**પો.બો. ૧૦, વડોદરા.**

# અમારાં પ્રકાશનો

## પુસ્તકાલયસાહિત્ય

૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ૭-૦-૦

૪૦૦૦ ,, ,, ,, ૫-૦-૦

વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ ૩-૦-૦

વાર્તાના પુસ્તકોનો પરિચય ભા. ૨ જો ૦-૮-૦

અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો ૨-૦-૦

પુ પ્રવૃત્તિ, ભાષણો ને લેખો ભા. ૧ લો ૧-૮-૦

## જીવનચરિત્રો

દીનબંધુ એન્ડ્રુઝ ૭-૦-૦

ભારતના સંતો ૧-૮-૦

વીર ગાર્ફીલ્ડ ૧-૮-૦

બુકર ટી. વૉશિંગ્ટન ૧-૧૨-૦

## વૈદક-આરોગ્ય

કેટલાક રોગો ભા. ૨ જો ૧-૧-૦

આહારશાસ્ત્ર ૦ ૧૪ ૦

## શિક્ષણ-ઇતિહાસ-વિજ્ઞાન

ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ ૧-૮-૦

બાળકેળવણી ૦-૧૩-૦

તારાશાસ્ત્ર ૦-૧૨-૦

રામાયણ રહસ્ય ૦-૬-૦

આર્યોની ઓળખાણ ૦-૫-૦

સારી રીતભાત ૦-૪-૦

વૈયાસિક ન્યાયમાળા ૧-૮-૦

ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ ૦-૧૪ ૦

ભૂરચના ૦-૧૧-૦

માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા ૦-૧૪-૦

માટીનો પ્રાકૃતિક ઇતિહાસ ૦-૧૩ ૦

વિદ્યાશાળા ૧-૧-૦

શિક્ષણનો આદર્શ ૦-૧૧-૦

સિદ્ધ ૦-૬-૦

હિંદના ઇતિહાસની વાતો ૦-૧૨-૦

## બાલસાહિત્ય

બાલકુંજના પાઠો ૦-૪-૦

પરિમલ ૦-૫-૦

## પ્રકીર્ણ

કુમારના શ્રીરત્નો (સામાજિક) ૧-૮-૦

કલાપીનો કેકારવ ( કાવ્ય ) ૭-૦-૦

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**

પો. બૉ. ૧૦ વડોદરા

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૧ મું | નવેમ્બર-૧૯૪૬ | અંક ૧૧મો

# ગુજરાતી સાહિત્ય પરિષદનું સોળમું અધિવેશન

—તંત્રીસ્થાનેથી

ગુજરાતી સાહિત્ય પરિષદનુ સોળમુ અધિવેશન રાજકોટ મુકામે ગઇ તા. ૧૮, ,૧૯, ૨૦ ના રોજ મળી ગયુ.

પરિષદના આ સંમેલન વખતે કંઇક ધાંધલ થશે, કાળા વાવટાઓનાં પ્રદર્શન થશે, વિરોધનો વંટોળ જામશે એવી એવી અનેક અફવાઓ પ્રચલિત થઇ હતી. પરંતુ તે બધી ય હવે અફવાઓ જ પૂરવાર થઇ છે

સિદ્ધાંતો કે કાર્યવાહી પરત્વે મતભેદ ગમે તેટલા હોય છતા બંધારણને અનુસરીને જે કાર્ય થાય તેને તેના સભ્યોએ અનુસરવુ જ જોઇએ. અને રાજકોટ મુકામે તેવુ કંઇ જ અનિચ્છનીય નથી બન્યુ તે માટે સંમેલન ભરનારાઓ અને વિરોધ મત ધરાવનારાઓએ જે વિવેકપૂર્વક કામ કર્યું છે તે માટે ધન્યવાદ ઘટે છે.

પરિષદે પસાર કરેલા ઠરાવો જોતા લાગે છે કે, એણે એની હમેશની રીતે કામ લીધુ છે.

વડોદરાના સંમેલનમાં ગુર્જર મહાકવિ પ્રેમાનંદનુ સ્મારક રચવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, પરંતુ આજે બબ્બે વર્ષો વીતી ગયા છતા હજી એ દિશામા કેટલી પ્રગતિ કરી શકાઇ છે તેનો કંઇ જ હેવાલ બહાર આવ્યો નથી, તેમજ જાણવા પ્રમાણે, એ બાબત હજી જેમની તેમ જ છે.

અલબત્ત, અમે માનીએ છીએ કે, પરિષદના આવા સંમેલનો હવેથી લેખકો સાક્ષરોનુ મિલનસ્થળ ભલે બની રહે, પરસ્પરના ચર્ચાવિનોદનુ સાધન ભલે બને, પરંતુ જનતાની ઠેકડીરૂપ ન બને એમ ગુર્જરજનતા જરૂર ઇચ્છે છે. ઠરાવો, એ અમલ કરવા માટે ન પસાર કરાતા હોય તો પછી એ ઠરાવો પસાર થયા તો યે શું અને ન થયા તો યે શું.

પરિષદ પાસે ચુનંદા માણસો છે, એ ગુર્જર જનતાની આદરપાત્ર સંસ્થા છે, એને ધારે તો સાહિત્યક્ષેત્રમા અજોડ એવો ફાળો જરૂર નોધાવી શકે.

પરિષદની કાર્યવાહી સબધે અમો વખતોવખત જણાવતા આવ્યા છીએ તેમ આજે પણ ફરીવાર જણાવીએ છીએ કે, હવે આ સસ્થા માત્ર વિદ્વાનોની જ સસ્થા ન રહેતા, પુસ્તકોના વિવેચનોમાત્રમા જ ન રાચતાં તેમ જ સશોધનાત્મક લેખો કે ગ્રંથો જ માત્ર ન રચાવતા તે ગુજરાતની આમજનતાની સસ્થા બનવા પ્રયત્ન કરે.

મુબાઇ સરકારે કેળવણીના ક્ષેત્રમાં ધરમૂળથી સુધારાને અપનાવતા જેમ એણે ઉચ્ચ કેળવણીવિષયક ક્ષેત્રને બદલે પાયાની કેળવણીથી શરૂ કરવાનુ મુનાસબ માન્યુ છે તેમ, પરિષદે પણ સાહિત્યક્ષેત્રનુ ખેડાણ પાયામાથી જ ખેડવુ હવે આવશ્યક છે. ઉચ્ચ શિક્ષણના ક્ષેત્ર માટે એની સાથીસસ્થા ભારતીય વિદ્યાભવન તેમ જ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સરખી માતબર સસ્થાઓ ઊભી છે તેને ભાગે એ કાર્ય જવા દેવુ જોઇએ. જ્યારે સાહિત્ય પરિષદે ગુજરાતની આમજનતાની સેવાર્થે પાયાના સાહિત્યમા પોતાનો સક્રિય ફાળો નોધાવવો જોઇએ

ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાનુ કાર્ય પરિષદે ઉપાડયુ, છતાં એમા પણ એના દ્વારા ધારી પ્રગતિ સાધી શકાઈ નથી જ, એ જ પરિષદની ક્રિયાશિથિલતાની સાક્ષી છે. આશા રાખીએ પરિષદ જાગ્રત થઇ કામે લાગે

---

## સુવચનો

—જ્ઞાન-સહ જેનો જન્મ થયો હોય એ મનુષ્યોમા શ્રેષ્ઠ, જ્ઞાન-પ્રાપ્તિ કરી શકે એ બીજા વર્ગના મનુષ્યો, જ્ઞાન-પ્રાપ્તિમા જેને મુશ્કેલી નડે એ તેનાથી ઊતરતા, પણ જ્ઞાન-પ્રાપ્તિ જે કરી જ ન શકે એ મૂર્ખ.

—વાચાનો હેતુ જ સ્પષ્ટ સમજણ આપવાનો છે

—સસ્કૃત માનવી નવ વસ્તુઓનો વિચાર કરે ચક્ષુ વતી એ સ્પષ્ટ દર્શન માગે, કાન વતી એ અસદિગ્ધ શ્રવણ ઇચ્છે, વદન વતી એ નમ્ર દેખાવા પ્રયત્નશીલ રહે, વર્તનમા એ વિવેકી બનવાની કોશિષ કરે, વાચામા એ પ્રમાણિકતા વાચ્છે, કાર્યમા એ સાવચેત બને, શકા હોય ત્યા બીજાનુ માર્ગદર્શન મેળવવામાં તેને નાનમ ન લાગે, રોષ આવે ત્યારે એ બીજાને હાનિ ન કરવાનો ખ્યાલ કરે; અને લાભ મળવાનો હોય ત્યારે એ ન્યાયનો વિચાર કરે

—માર્ગ જેના તમારાથી જુદા છે તેમની યોજનાઓમા સામેલ ન થતા.

—શક્તિ-સપન્ન મહાજનને જુઓ તો તેના સમોવડીઆ બનવાનો પ્રયત્ન કરજો. શક્તિહીન ઇન્સાનને જુઓ ત્યારે તમારૂ આત્મનિરીક્ષણ કરજો.

—જ્ઞાનીઓમા વર્ગ-ભેદ છે જ નહિ.

—કોન્ફ્યુસીયસ

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

બ્રિટનમા યુદ્ધસમયમા પુસ્તકોમા જે તેજીનો જુવાળ આવ્યો છે તે હજુ ચાલુ છે. ૧૯૩૯ કરતા અત્યારે પુસ્તકોનુ વેચાણુ બેવડુ થયુ છે, અને જો કાગળની તગી ન હોત તો વેચાણુ ક્યાંયે વધારે થઇ ગયુ હોત

કલ્પિત કથાઓનુ વેચાણુ કોઇ પણુ પ્રકારે આગળ પડતુ નથી નોકરીમાથી છૂટા થઇને અત્યારે નાગરિક કામો શોધતા માણુસો ટેક્નિકલ વિષયોના પુસ્તકોની ખૂબ માગણી કરે છે. ચાનુ બનાવો વિષેનાં પુસ્તકો પણુ ખૂબ લોકપ્રિય છે પ્રકાશકોના કહેવા મુજબ લગભગ સિત્તર હજાર પુસ્તકો પ્રકાશનની રાહ જોઇને પડયા છે આ પુસ્તકોમા નવા પુસ્તકોનો તથા પુનર્મુદ્રણોનો સમાવેશ થાય છે. જે લેખકના પુસ્તકનો સ્વીકાર કરવામા આવ્યો હોય તેણે તે પ્રગટ થવા માટે ઓછામા ઓછુ એક વર્ષ રાહ જોવી જોઇએ યુદ્ધ પહેના આ સમય લગભગ ત્રણુ મહિનાનો હતો

☆

મદ્રાસના વડા પ્રધાન શ્રી ટી પ્રકાશમને ૧૯૪૨ ના ઑગસ્ટમા પકડી લેવામા આવતા, તેમને પોતાના ભૂતકાળનુ અવલોકન કરવાનો પુષ્કળ સમય મળ્યો હતો પરિણામે તેમણે તેલુગુ ભાષામા પોતાના ૭૧ વર્ષનુ જીવનવૃત્તાંત ' ના જીવિત યાત્રા 'નો પહેલો ભાગ લખી પ્રગટ કરાવ્યો છે

આ જીવનચરિત્રની વિશિષ્ટતા એ છે કે તેમાથી બે પેઢી પહેલાના આન્ધ્રના જીવનનો ખ્યાલ મળી આવે છે તે વખતે પૂર્વકાંઠા પરની રેલવે બધાઇ નહોતી અને ગાડાની તથા મછવાની મુસાફરી કટાળાભરી તથા અગવડવાળી હતી અમલદારોને ઓછો પગાર મળતો, પરતુ લાચ રુશ્વતથી તે ખોટ પુરાઇ જતી માતા, પુત્રીના લગ્નનુ નક્કી કરતી હતી ગરીબાઇ સતોષને પરાજિત કરતી નહિ શિક્ષકો પોતાના બેદરકારીભર્યા શિક્ષણને સોટીના વિશાળ ઉપયોગથી પૂરુ કરતા હતા વકીલો પાલખીમા બેસીને ગામડાની કોર્ટોમા જતા હતા રાજમહેન્દ્રીમા વિદ્વાનો, કવિઓ, નાટયલેખકો, વકીલો, સમાજસુધારકો તથા ચુસ્ત સનાતનીઓ હોઇ, તે શહેર પોતે જ એક વિશ્વ બની રહ્યુ હતું

☆

ન્યુયોર્કની ધી મેકમિલન કપનીના ઉપપ્રમુખ મિ. એલેક્ઝાડર જે બ્લેન્ટને અસામાન્ય સજોગોમા આપઘાત કર્યાના ખબર હમણુા જ મળ્યા છે

દિવસભર ઑફિસમાં કામ કરી મિ બ્લેન્ટને ઘેર જઇ પોતાની પત્નીના કપડા પહેર્યા, હોઠ રગ્યા અને પોતાના ઘરની પાસે આવેલા ઝાડની ડાળીએ લટકીને ગળાફાસો ખાધો

તેણે મોજા, સ્ત્રીના પગરખા, લીલો ચણિયો તથા પીળુ સ્વેટર પહેર્યા હતા. દાગીનામા તેણે રૂપાની બે બ્રેસ્લેટ તથા એક કેરમાની માળા પસદ કરી હતી

☆

*પૂર્વની ભાષાઓના અભ્યાસી તરીકે સર વિલિયમ જોન્સનુ નામ સુપ્રસિદ્ધ છે. તેની દિલ્હતવર્ષી હમણા જ હતી સર વિલિયમ, મૂળ લેખોનો અભ્યાસ કરી શકે તેટલા પ્રમાણમાં અઠ્ઠાવીસ ભાષાઓ જાણતા હતા. હિંદમા તો આપણે તેને ' શાકુંતલ ' ' ગીતગોવિંદ ' તથા ' માનવધર્મ શાસ્ત્ર 'ના પહેલા અંગ્રેજી ભાષાંતરકાર તરીકે ઓળખીએ છીએ તે ' એશિયાટિક સોસાયટી ' ( હવે બંગાળાની રોયલ એશિયાટિક સોસાયટી )ના પહેલા પ્રમુખ હતા. પરંતુ સંસ્કૃત ભાષા જાણતા પહેલા પણ તેની ઇંગ્લંડના અગ્રગણ્ય પૂર્વભાષાવિદ્ તરીકે ગણના થતી હતી.

તેના વિષે લખતા પ્રોફેસર ફ્રેંકલિન એડગર્ટન લખે છે કે ' આપણને લાગે છે કે જો કોઇ દુશ્મન હોય તો તેઓ મનુષ્યજાતિના દુશ્મનો હોવા જોઇએ. '



*' આર્યન પાથ ' ના ઑગસ્ટ માસના અંકમા મધ્યયુગમા ઇસ્લામી દેશોમા પુસ્તકાલયો વિષે એક રસિક નોંધ પ્રગટ થઇ છે એકલા મૂર બોકોના સ્પેનમા જ વીસ જાહેર પુસ્તકાલયો હતા, કોર્ડોવાના પુસ્તકાલયમા સાત લાખ પુસ્તકો હતા અને કેરોના બૈતુલ-હિકમતમા ત્રીસ લાખ ગ્રંથો હતા જેને પહેલા ' ક્રુઝેડરો ' ( ધર્મયોદ્ધાઓ ) એ બાળી નાખ્યા હતા. પ્રો સગાફના કહેવા પ્રમાણે આ સંખ્યા અત્યારના હિંદના બધા પુસ્તકાલયોની પુસ્તકસંખ્યા કરતા અર્ધાથી વધારે હતી.

આ પુસ્તકાલયોની ભવ્યતા તો, જ્યારે આપણે વિચાર કરીએ છીએ કે એ બધી હસ્તલિખિત પ્રતો હતી ત્યારે જ સમજાય છે કારણ કે આપણે એવા સમયની વાત કરીએ છીએ કે જે સમયે છાપખાના નહોતા આ પુસ્તકાલયો ઉપરાત બગદાદ, રામ-હુર-મઝ, બસરા, રે, મર્વ, બલ્ખ, બોખારા તથા ધાઝી ખાતે પ્રખ્યાત પુસ્તકાલયો હતાં.



*પુસ્તકોની ડિઝાઇન ( સુમ્ય રચના ) નુ રાષ્ટ્રીય પુસ્તક મડળનુ વાર્ષિક સમેલન લંડનમા ૭ થી ૧૯ મી જુલાઇ સુધી ભરવામા આવ્યુ હતુ ૧૯૪૫ મા પ્રકટ થયેલ પુસ્તકોમાથી ચૂંટી કાઢેલ બ્રિટિશ નમુનાઓ ઉપરાત, યુનાઇટેડ સ્ટેટ્સ, ફ્રાન્સ, ડેન્માર્ક અને સ્વીડનના યુદ્ધકાલીન પુસ્તકોના નમુના તેમા હતા ઔદ્યોગિક સુમ્ય રચનાની કાઉન્સિલના પ્રમુખ સર ટોમસ બાર્લોએ આ પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા કરી હતી.

હિંદમા આવા પ્રદર્શનો ખૂબ પ્રેરણાદાયી નીવડે પશ્ચિમના પુસ્તકોના પ્રદર્શનની સરખામણીમા એક બે વખત આપણા પુસ્તકો ભલે બરાબર ન દેખાય, પણ પરિણામે થોડા વર્ષમાં આપણા પુસ્તકોના રૂપરંગમા દેખાઇ આવે તેવો સુધારો થશે તે વાત નિ:શંક છે.

હતો. સર ટોમસ બ્રાઉન પણ ધાર્મિક કાવ્યો ઉપરાંત સુગમ ગદ્યપદ્ય લખતો હતો. સત્તરમી સદીનો કવિ અબ્રાહામ કાઉલી ઓક્સફર્ડની એમ. ડી. ની ડીગ્રી ધરાવતો હતો, છતાં તેણે વૈદકનો ધંધો કર્યો નહોતો. તેનો સમકાલીન કવિ હેન્રિ વોઘન વૈદું કરતો હતો.

અઢારમી સદીમાં ઓલિવર ગોલ્ડસ્મિથ તેમ જ જ્યોર્જ ક્રેબ બન્ને કવિ તથા વૈદ હતા.

કીટ્સ પોતે જ વૈદકનો વિદ્યાર્થી હતો અને તે વૈદાની સોસાયટીનું લાઇસન્સ ધરાવતો હતો.

સ્વ. રોબર્ટ બ્રિજીસ માત્ર રાજકવિ જ નહોતો. તે પણ વૈદક સાથે સબંધ ધરાવતો હતો. તેની પહેલાંના કવિ નાહુમ ટેટ અને રોબર્ટ સધેને પણ વૈદકની સાથે સીધો યા દૂરનો સબંધ હતો.

ફ્રાન્સિસ ટોમસન વૈદકનો વિદ્યાર્થી હતો. કવિ કરતાં નવલિકાલેખક તરીકે વધારે પ્રખ્યાત ફ્રાન્સિસ બ્રેટ યંગ એમ. બી. ની ડીગ્રી ધરાવતો હતો.

★

ઘણા મુસલમાન કવિઓ, વૈષ્ણવ સન્યાસીઓની માફક હિંદુ વિષયો પર કાવ્યો રચતા હતા. ગૌહત્તીની કૉટન કૉલેજના પ્રો. જતીન્દ્ર મોહન ભટ્ટાચાર્યે તરનખૂબીથી બંગાળામાં થઇ ગયેલ આવા કવિઓનો અભ્યાસ કર્યો છે. એકસો બે કવિઓએ રચેલાં ૫૦૦ કાવ્યો તેને મળી આવ્યાં છે. રાધાકૃષ્ણ સંપ્રદાય પર વૈષ્ણવ કાવ્યો લખવાને આ મુસલમાન કવિઓને શું કારણ મળ્યું તે પણ તેણે બતાવ્યું છે. આ અભ્યાસ અંગે પ્રો. ભટ્ટાચાર્યને આ વર્ષે કલકત્તા વિશ્વવિદ્યાલયનો ખુજસ્તા અખ્તર બાનુ સુહરાવર્દી સુવર્ણ ચંદ્રક મળ્યો છે.

★

*પેશ્વાઓના પ્રખ્યાત સરદાર સખારામ હરિ ગુપ્તેના જીવનચરિત્રનો પ્રકાશનવિધિ ઔંધના રાજાના પ્રમુખપણા નીચે સાતમી ઑગસ્ટે કરવામાં આવ્યો હતો. મરાઠા ઇતિહાસના પ્રખર વિદ્વાન શ્રી બાબા આર. ગુપ્તે તેના લેખક છે. સર જદુનાથ સરકારે આ પુસ્તકનો આમુખ લખ્યો છે.

★

*'મહામહોપાધ્યાય કુપ્પુસ્વામી શાસ્ત્રી રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ'ના બીજા સ્થાપનાદિનની ઉજવણીના પ્રમુખ તરીકે સર અનામલ્લા ચેટ્ટિયારે જર્મનીમાં રોગવિખેર પડેલી સંસ્કૃત હસ્તપ્રતોને હિંદમાં લાવી તેને સાચવી તેમાંથી સંશોધન કરવાની બાબત પર ભાર મૂક્યો હતો.

★

*પોંડિચરીમાં રહેતા મહાકવિ ભારતી દાસને તામિલ સાહિત્યની તેની સેવા માટે મદ્રાસના દક્ષિણ હિંદીઓએ તાજેતરમાં રૂ. ૨૪,૦૦૦ ની થેલી અર્પણ કરી હતી.

★

*આંધ્ર સાહિત્ય જગતના પ્રખર વિદ્વાન શ્રી વિશ્વનાથ સત્યનારાયણની જયંતી

ઉજવવાનો તાજેતરમા નિર્ણય કરવામા આવ્યો છે તેલુગુ સાહિત્યના વિદ્વાનોના લેખો-વાળા સ્મારક ગ્રંથના પ્રકાશન માટે ફંડ ભેગુ કરવા તથા તેની વ્યવસ્થા કરવા માટે એક કમિટિ નીમવામા આવી છે આ સ્મારક ગ્રંથ અંગ્રેજી, હિંદી તથા તેલુગુ ભાષામા પ્રગટ કરવામા આવશે શ્રી સત્યનારાયણના બધા ગ્રંથોનું પ્રકાશન પણ હાથ ધરવામા આવશે સ્મારકગ્રંથના ઉત્પન્નની થનારી બચત આંધ્રના કોઇ યોગ્ય કવિનુ સન્માન કરવામા વપરાશે



*તેલુગુ સાહિત્યમા બે આધુનિક મહાકાવ્યો—રાજશેખર શતાવધાની કૃત ' મહારાણા પ્રતાપસિંહ ચરિત ' તથા મહાકવિજી વેંકટશેષ શાસ્ત્રી કૃત ' શિવભારતમ્ '—પ્રગટ થયા છે. શ્રી શાસ્ત્રીજીને આ માટે તેલુગુ ઇતિહાસમા અભૂતપૂર્વ માન—સોનાનો તોડો—આપવામા આવ્યો છે



નેતાજી સુભાષચંદ્ર બોઝ સંબંધી પ્રચલિત અનેક અફવાઓમા એકનો વધારો થયો છે કલકત્તાના એક બંગાળી વર્તમાનપત્રમાં જણાવ્યા મુજબ નેતાજી તાજેતરમા કલકત્તામાં હતા અને અત્યારે તે હિંદ બહારના પોતાના અનુભવનુ પુસ્તક લખવામા રોકાયેલા છે. જવાહરલાલ નેહરુની આત્મકથા પછી આ પુસ્તકનુ હિંદમાં સૌથી વધારે વેચાણ થવાની આશા છે.



પરિણામની દરકાર કર્યા વિના યુનાઇટેડ સ્ટેટસે હિટલરના શાસનકાળ દરમિયાન ૧૯૩૩ થી માંડીને યુદ્ધના અંત સુધીની જર્મન પરદેશ ખાતાની ઑફિસની નોંધો પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. આ નોંધથી રશિયા તથા જર્મની વચ્ચે થયેલા અનાક્રમણના કરારો તથા મ્યુનિચ સમયની બ્રિટિશ વાટાઘાટો પર પ્રકાશ પડશે જર્મન ' કાર્ટેલ ' ( વિરોધી વેપારીઓની સમજૂતી ) સાથેના અમેરિકન વેપારી સબંધો પણ તેમા ખુલ્લા થશે



હિંદ અને ચીન વચ્ચે વધારે ગાઢ સબંધ બાંધવા માટે વિશ્વભારતીમા સ્થાપવામા આવેલ ચીનની બહાર મોટામા મોટુ ચીની પુસ્તકાલય છે શ્રી એસ. કે જ્યૉર્જની આગેવાની હેઠળ સોસાયટીએ ચીન વિષે કેટલીક પુસ્તિકાઓ તથા બીજા પ્રકાશનો, પ્રસિદ્ધ કર્યાં છે



હિંદના મહાન કવિ કાલિદાસની સ્મૃતિ જાળવી રાખવા માટે ૧૯૪૩ મા સ્થપાયેલ કાલિદાસ સ્મારક સમિતિ તરફથી ડૉ. ટી જે. કેદાર, લેફ. કર્નલ ડબ્લ્યુ. આર પુરાણિક તથા બીજાઓની સહીથી મદદ માટે અપીલ કરવામા આવી છે. સમિતિ પહેલા તો રામ-ટેકની ટેકરી પર સ્મરણસ્તંભ તથા આરામગૃહ બાંધવાનો ઇરાદો રાખે છે આ ટેકરી પર અગર નજીક કાલિદાસ થોડો સમય રહ્યાનુ આધારભૂત પ્રમાણ મળી આવે છે સ્મરણ-સ્તંભની પાસે એક સંશોધનસંસ્થા તથા એક અદ્યતન પુસ્તકાલય સ્થાપવાનો પણ ઇરાદો છે.



ઇજીપ્તનો મહાન જીવત સાક્ષર જન્માથી જ આંધળો છે

તેના દેશમા તેનુ સ્થાન, ઇગ્લંડમા ગૅા અથવા વેલ્સ અથવા જર્મનીમાં ટોમસ માનના સ્થાન જેવુ છે

તેનુ નામ ટાહા હુસેન છે આરબ જગતમા તેના પુસ્તકો સર્વત્ર વચાય છે કેટલાક પુસ્તકોના અગ્રેજી અને ફ્રેચ ભાષાતરો પણ થયા છે

તેનો જન્મ ગરીબ કુટુબમા થયો હતો અધાપાને અગે તે મિત્રહીન રહ્યો ધીમે ધીમે મુશ્કેલીથી તેને આસપાસના જગતનું ભાન થયુ પરન્તુ અધાપાની ખોટ તેણે કલ્પના-શક્તિ વડે પૂરી પાડી તેણે નિશાળે જવાની હઠ પકડી બીજા કોઇ પણ કુમારની માફક તે કામ તથા રમત, વિજય અથવા અપમાનનો પોતાનો હિસ્સો ભોગવવા લાગ્યો તેણે બહુ જ નાની ઉમરમા કુરાન મોઢે કર્યું તેર વર્ષની ઉંમરે તેના મોટા ભાઇની દેખરેખ હેઠળ તેને અલ અઝારમા અભ્યાસ કરવા માટે કેરો મોકલવામા આવ્યો

પાછળથી શિક્ષકોના પ્રતિનિધિ મડળે તેને સોર્બોન ખાતે અભ્યાસ માટે પસદ કર્યો તેણે ફ્રાંસમા જે વર્ષો વીતાવ્યા તે સુખદ હતા કેમકે ત્યા તેણે એક ફ્રેન્ચ બાળા સાથે લગ્ન કર્યાં. તેને તે 'દેખતી આખ' તથા 'ડૂબવા જનાની લાકડી' કહે છે

—છોટાલાલ માનસિગ કામદાર

---

## બોધ વચનો

—સજ્જનનુ મન પ્રમાણિકતા તરફ ઢળે છે દુર્જનનુ મન લાભ તરફ

—ત્રણ ચીજ એવી છે જે આનદદાયક છે ને તોયે લાભ આપનારી છે બીજી ત્રણ એવી છે જે આનદદાયક છે ને હાનિ કરનારી છે સગીત ને આચારનો અભ્યાસ, પ્રશસાનો આનદ ને સારા મિત્રની પ્રાપ્તિ—આ લાભ આપનારી છે ક્ષણિક સુખની પ્રાપ્તિ, નિષ્ક્રિયતાનુ સુખ ને ભોજનનું સુખ—આ ત્રણ હાનિ કરનારી છે

—મહાજન નાની નાની વાત તરફ ધ્યાન નથી આપતો ને મહાકાર્યો હાથ ધરે છે, પૃથક-જન નાની નાની વાતો ઘણી જાણે છે પણ મહાકાર્ય હાથ ધરી શકતો નથી

—મુચ્ચાઇભર્યાં વચનો ને આછકલા વચનોમા પ્રેમ નથી જન્મતો.

—અજ્ઞાન રહેવામા દુખ નથી, દુખ છે અજ્ઞાન રહેવામા

કોન્ફ્યુસીયસ

* આ લેખમાની * નિશાનીવાળી નોધ 'ઇન્ડિયન પી ઇ એન' પરથી લીધેલી છે

પર આવજો " બીજી જાહેરખબર નીચે પ્રમાણે હતી " મારા બાળક, લિન-પાત પાવને શુ ગાળા ખાવી થઇ ત્યારે તેની સાથે ચાલ્યો ગયો છે કે નહિ તે જાણવા આતુર છુ. ૪૦ મસ્ટરોડ, ટવેલ્યાંગમા બીજા કાકા સાથે સંપર્ક સાધ, અને મદદ માગ જે કોઇ તેને અહીં લાવી આપશે તેને એક લાખ ચાઇનીઝ ડોલર ઇનામ આપવામા આવશે. " આવા પ્રકારની બધી જાહેરખબરો-ખોવાય છે, મળી આવતી વસ્તુઓ તથા વ્યક્તિઓના ફોટા શીર્ષક હેઠળ છપાય છે. વસ્તુ અગર વ્યક્તિ માટેના અક્ષરો લગભગ હમેશા ઊંધા છાપવામાં આવે છે કેમકે ઉંધા અક્ષરો માટેના શબ્દ ' ટાઓ ' નો ઉચ્ચાર ' જીવત ' ( alive ) ના જેવો હોય છે આમ ફરી શોધનાર મનુષ્ય થોડુ ઘણું સદ્ભાગ્ય પ્રાપ્ત કરવા ઇચ્છા રાખે છે.

આગલા પાના પરની જાહેરખબરના ચોરસ ઇચના ૪૫૦ ચીની ડોલર પડે છે. વર્ગીકરણવાળી જાહેરખબરોના ૩૬ શબ્દોનો ૮૦ ચીની ડોલર પડે છે. ચુંગકિંગના ઘણા ખરા વર્તમાનપત્રોની ન્હ આવક જાહેરખબરોમાંથી આવે છે. દરેક પ્રકારનો રાહત ફાળો ભેગો કરવામા પ્રવીણ ગણાતું તથા ખૂબ વિશ્વાસપાત્ર તરીકે જાણીતુ પત્ર ' ટાકુગ પાઓ ' પોતાના પત્રનો મોટો ભાગ લશ્કરમાથી છૂટા થયેલ આશ્રિતોના રાહત માટેની લડતની જાહેરાતમા રોકે છે.

અત્યારે, ચુંગકિંગના ચીની ભાષાના ઘણાં વર્તમાનપત્રોમા અંગ્રેજી વાક્યો જોવામાં આવે છે " ખૂબ આદર્શ ભેટ !" પાના ફક્ત પાંદડા વેચવાના છે ! ' અંગ્રેજી શીખવવા માટે અમેરિકનોની જરૂર છે !' વગેરેના અંગ્રેજી વાક્યો સામાન્ય રીતે તેમા આવે છે *

—છોટાલાલ માનસિંગ કામદાર

---

## સુવાક્ય સંગ્રહ

—જાણુ છે પ્રજ્ઞા શુ એ ? જ્ઞાન તમારૂં કેટલુ છે તે, ને અજ્ઞાન તમારૂં કેટલું છે એ જાણો એટલે તમે પ્રજ્ઞ થયા.

—સજ્જન સાચુ શું છે એ જાણવા પ્રયત્ન કરે, દુર્જન લાભકર્તા શુ છે એ જાણવા પ્રયત્ન કરે.

—સજ્જન વાચામાં ધીમો ને વર્તમાનમા વેગીલો હોય.

—જ્ઞાન-પ્રાપ્તિનો શોખ હતો, ઓછા જ્ઞાનવાળા પાસેથી પણ જ્ઞાન મેળવવા એ આતુર રહેતો એટલે જ એ સંસ્કારી હતો

—કૃન્ફ્યુશિયસ ચાર દૃષ્ટિએ સજ્જન હતો જીવનમા તે નમ્ર હતો, સેવા જેની કરતો તેને તે માન આપતો, લોકની રક્ષા કરતો ને એ કાર્યમા એ જાગૃત રહેતો

—તમારા કાર્ય જો કોઇને દુખી ન કરે ને તમારી વાચા કોઇને કડવી ન લાગે તો સફળતા તમારી જ છે

—કૉન્ફ્યુશીયસ

---

* ' નદર્ન ડાયજેસ્ટ ' પરથી

# શિક્ષણમાં ઉત્પાદક શ્રમનું સ્થાન

(૨)

ઉત્પાદક શ્રમ એ વર્ધા યોજનાનો પ્રધાન સૂર છે એના અનુસંધાનમા મારે જણાવવુ જોઇએ કે ઉત્પાદક શ્રમ એ કોઇ ઉદ્યોગ હોવો જોઇએ, સમાજને ઉપયોગી હોવો જોઇએ. ખેડુત ખેતી કરે છે પરતુ એ સમજણ વગરની છે પહેલા ડોશીઓ રેટિયો ચલાવતી તે પણ ખેડૂતોની જેમ એની પાછળ કશી શાસ્ત્રીય સમજ ન હતી અગ્રેજો આવ્યા તે પહેલા પણ ડોસીઓ રેટિયો ચલાવતી હતી માગ જોવો કોઇ રેટિયો છીનવી લે તો એ છોડી દે એની પાછળ આર્થિક કે શાસ્ત્રીય સમજણ ન હોય તો બૂરી વસ્તુ છે નવા અર્થશાસ્ત્રમા રેટિયાનુ શુ સ્થાન છે એ સમજવુ જોઇએ, એની પાછળ રહેલી વસ્તુ શિક્ષકે તપાસવી જોઇએ

## વૈજ્ઞાનિક દૃષ્ટિ

જે વૈજ્ઞાનિક દૃષ્ટિ ભૂમિતિમા પડી છે એ દૃષ્ટિ રેટિયા, ખેતીમા પડી હોવી જોઇએ Scientific attitude, વૈજ્ઞાનિક દૃષ્ટિ દરેક ઉત્પાદક વસ્તુ પાછળ આવવી. જોઇએ અગ્રેજીમા We are seven ની કવિતા M A ના વિદ્યાર્થીને જે રીતે શીખવીએ છીએ તે અગ્રેજી પહેલા ધોરણવાળા વિદ્યાર્થીને ભણાવવાના નથી એ જ રીતે પ્રાથમિક શાળામાં જેટલુ જરૂર હશે તેટલુ જ આપીશુ.

## શિક્ષણની શાસ્ત્રીય માહિતી

ખેતીવાડી, રસોડાના Ph D ન હોય એવી મારી કલ્પના ચાલતી નથી મારી કલ્પના ઉચા જ્ઞાનની છે પ્રાથમિક શાળામા ગુજરાતી શીખવીએ છીએ એથી બાળકોને સામાન્ય જ્ઞાન મળે છે. આપણા સ્વર વ્યજન પ્રત્યયો કેમ અને કેવી રીતે ગોઠવાયા છે એના ઇતિહાસની આજના શિક્ષકને કશી શાસ્ત્રીય માહિતી નથી સામાન્ય રીતે આપણે જે પ્રાથમિક શાળાના શિક્ષકો મેળવીએ છીએ એથી વધુ કક્ષાવાળા મેળવવાના છે. ઉચ્ચતા વધુ લાવવી જોઇએ.

## પ્રશ્નનો ઉકેલ

વધારે પગારો આપવાથી સારા શિક્ષકો મળે છે, એમ હુ માનતો નથી મે ઉકેલ વિચાર્યો છે શક્તિશાળી માણસો બીજા કાર્યો, ઉદ્યોગોમા રોકાયલા છે એ વિચારે તો પ્રશ્ન ઉકલે શ્રી જ્યોતિન્દ્ર મહેતાને હુ કહુ, કે મને પ્રાથમિક શાળાનો શિક્ષક બનાવો, જેથી હુ મારા જ્ઞાનનો લાભ આપી શકુ શણગાર કરવા આગળના ધોરણમા ભલે બીજા કોઇ આવે

## મૂળ પ્રાથમિક કેળવણીમાં

એલ્ફિન્સ્ટન કૉલેજમાં માસિક રૂા ૧૦૦ ખર્ચ આવે છે બાલમદિરમા રૂી વધારીશુ તો કહેશો, કે આટલો બધો ખર્ચો ! કોલેજનના ખર્ચની આપણને હાય થતી નથી. કૉલેજની ક્રિકેટની ટીમ ભાવનગર રમવા જાય છે તો તેને ખર્ચો તુરત મજૂરે પ્રાથમિક શાળામાં નવુ ડકા પણ નહિ મળે આવી કેળવણી નકામી છે શિક્ષકોને

વૈજ્ઞાનિક દૃષ્ટિ હોવી જોઇએ. હવે ઉત્પાદક દૃષ્ટિએ વર્ધા યોજનાનુ શું સ્થાન છે એ જોઇએ.

## યોજનામાં ઉત્પાદક શ્રમ ન હોય તો શુ ?

બાળક ' મેકેનો ' બનાવે, રકુ ચઢાવે એ ન ચાલે. બાળકમા Creative instinct પેદા થવી જોઇએ 'મેકેનો' બનાવી રકુ ચઢાવી એણે શું સર્જન કર્યું ! આજે જ્યારે ચોતરફ અનાજનો દુકાળ છે ત્યારે, અનાજ પેદા કરો આગ્રહ સેવીશુ કે Lip stick બનાવવાનો ! દેશને પ્રાથમિક જે જરૂરીઆત છે એનો આગ્રહ થવો જોઇએ. આજે ફીડલ વગાડવાનુ કહીશુ એ ચાલશે ? પ્રાથમિક શાળામા જરૂરી ઉદ્યોગોને સ્થાન વર્ધા યોજનામા હોવુ જોઇએ

## ઉદ્યોગ સાથે અન્ય વિષયોનુ શિક્ષણ

ઉદ્યોગ તો શિખવ્યો પરંતુ બીજા વિષયોનું શું ? હુ માનુ છુ કે બીજા વિષયો એની આજુબાજુ ગોઠવાઇ જશે પૃથ્વી આજે વસવા લાયક બની છે. કરોડો માણસોએ કરેલ મહેનતનુ ફળ આજે આપણે ભોગવીએ છીએ કપાસ ઘઉ કોણે પેદા કર્યો, એ આપણે જાણુતા નથી આ વિષયો વિદ્યાર્થી પાસે આવવા જોઇએ બધા ભાગો બાળકો પાસે મૂકવા જોઇએ ન રૂચતી વસ્તુ ખેંચી પકડી ભણાવવાની નથી એમાં શિક્ષણુની કળા પડી છે મારી લોકશાળામા અર્થશાસ્ત્ર, ભૂગોળ, ઇતિહાસના વિષયો છે ખેતીની આસપાસ તે બધા ગોઠવાયલા છે માધ્યમિક શાળામા ઇતિહાસ એક જણુ શીખવે. ભૂગોળ બીજા શિક્ષક શિખવે. કોઇ ચીજ એકલી રહી શકતી નથી. દરેક વિષયનુ અન્યોન્ય સ કલન ( Co-ordination ) હોવુ જોઇએ

## માતૃભાષાનુ ધાવણુ

હવે એક નાની પણ મહત્ત્વની વાત કહુ. ચૌદ વર્ષની કેળવણીમા અગ્રેજીને સ્થાન બિનકુલ ન હોવુ જોઇએ વર્ધા યોજનામા આ આગ્રહ છે આજના માબાપો તો બાલ મ દિરથી અગ્રેજી દાખલ થાય તો રાજી છે બાળકને માતૃભાષા દ્વારા ધાવણુ મળવું જોઇએ પરદેશી ભાષાનુ શિક્ષણુ ન આપવુ જોઇએ મારી લોકશાળામા અંગ્રેજી દાખલ ન કરવાથી નુકશાન થયુ નથી. આજની મનોદશા એવી છે કે અગ્રેજી વગર કેમ ચાલશે ? મને અગ્રેજી વગર કશી મુશ્કેલી પડતી નથી.

જે ઉદ્યોગમા મનુષ્યના હાથના અગુઠાનુ મહત્ત્વનું સ્થાન છે એ ઉદ્યોગ દાખલ કરવા જોઇએ

—શ્રી. નાનાભાઈ ભટ્ટ

---

## આજના તંત્રીને આવશ્યક ?

—છિદ્રો જોવાનું સૂક્ષ્મદર્શક યંત્ર, છિદ્રો ન હોય ત્યા તે પાડવાની તીણી આર, રંદો, કાનસ વિગેરે છોલછાલના યંત્રો, ફૂટમૅાંને ફુલાવવાની ફૂકણી, કનકવો અને તે ચગાવવાની ફુમકી, દૂધ અને દહીંમા પગ રાખી ઊભા રહેનારાના ત્રાજવા, અને લોકમાનસ રમાડવાની ફુમરૂગી તારા તંત્રી-મેજ ઉપર તે ગમ્યાં છે !

—શ્રી ર ચ દેસાઇ

# પ્રાંત પુ૦ મં૦ની વા૦ સભાઓ-હેવાલો

## ૧. વડોદરા પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા

વડોદરા પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા તા. ૨૯-૯-૪૬ ને વાર રવિના રોજ બપોરના એક વાગે સેન્ટ્રલ લાઇબ્રેરીમા, શિનોરવાળા શ્રી નટવરલાલ સિ શાહના પ્રમુખપણા નીચે ભરવામા આવી હતી જેમા રાજ્ય પુ મ ડળના કાર્યવાહક સભ્યો શ્રી ગમભાઇ કા પટેલ, શ્રી ચિમનભાઇ હ અમીન, ઉપરાત કરજણ મહાલથી શ્રી મ ગળભાઇ જે. પટેલ, બાદરણ મહાલેથી શ્રી મોતીભાઇ ધુ પટેલ, ડભોઇ મહાલેથી શ્રી મોતીલાલ ના, વડોદરા મહાલેથી શ્રી ચ દુલાલ છો શાહ, સાવલી મહાલેથી શ્રી રમણલાલ ગો શાહ, પેટલાદ મહાલેથી શ્રી ભીખાભાઇ ન, પટેલ હાજર હતા આ સભામા પુ ખાતાના વ્યવસ્થાપક શ્રી.' ઉમેદભાઇ મો પટેલ સાહેબ તથા ગ પુ મ ડળના સહમત્રી શ્રી નાજુકલાલ ન ચોકસી તેમજ રાજ્ય પ્રચારક શ્રી વલ્લભભાઇ મૂ પટેલ તથા પ્રાત પ્રચારક શ્રી છમનભાઇ મ. પટેલની પણ હાજરી હતી

સભામાં પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧—સન '૪૫-૪૬ નુ નિવેદન અને હિસાબ સર્વાનુમતે મ જૂર કરવામા આવે છે

ઠરાવ ૨—નવા વર્ષનું નીચે પ્રમાણે વ્યવસ્થાપક મ ડળ નીમવામાં આવે છે —

પ્રમુખ શ્રી હરિવલ્લભદાસ ચુ શાહ, મ ત્રી શ્રી ચિમનભાઈ હ અમીન, સભ્યો શ્રી છોટાભાઇ રા પટેલ વડોદરા, શ્રી. રમણલાલ ગો શાહ-ડેસર, શ્રી મ ગળભાઇ જે પટેલ-કરજણ; શ્રી મોતીલાલ નાગેશ્વર શુક્લ, શ્રી રામભાઇ જી પટેલ-સાગમા, અને તે ઉપરાત રાજ્ય પુ મ ડળના વ્ય મ માના વડોદરા પ્રાતના સભ્યો ઑડિટર તરીકે શ્રી વામણભાઇ ના અમીન, (મ ત્રી પુ સ સ ગ ડળ)ને ચૂંટવામા આવે છે

ઠરાવ ૩—નવા વર્ષનુ અદાજ નીચે પ્રમાણે મજૂર કરવામા આવે છે

| જમા | | ખર્ચ | |
|---|---|---|---|
| ૧૩૦ | ફાળવણી | ૫૨૫ | પ્રાતપ્રચારકનો પગાર ખર્ચ |
| ૪૫૦ | રા પુ મ ની મદદ | ૨૫ | છપામણી |
| —— | | ૧૫ | ક ટીજ ટ-પોસ્ટેજ |
| ૫૮૦ | | ૧૫ | મ ત્રીનો મુસાફરીખર્ચ |
| | | —— | |
| | | ૫૮૦ | |

ઠરાવ ૪—મહાલમંડળોએ સ્વત ત્ર રીતે વિદ્યાર્થીઓ માટેની શિ વા ની પરીક્ષા લેવાનું આ સભા ઠરાવે છે અને તેનો અમલ એકેક મહાલ મ ડળે કરવા આ સભા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે

ઠરાવ ૫—પુ ખાતાના વ્યવસ્થાપક મે વાકનીસ સાહેબ, હજુર ઑફ સેક્રેટરીની ઉપલી પાયરીમા નીમાયા તે બદલ આ સભા તેમને સહર્ષ અભિનદન આપે છે

# સન ૧૯૪૫-૧૯૪૬ નું નિવેદન અને હિસાબ

**સ્થાપના અને ઉદ્દેશ**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને, સન ૧૯૩૦-૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુ. મંડળનો જે ઉદ્દેશ છે તેને પોતાના પ્રાંત પૂરતો અમલમાં મૂકવો તે છે.

**વડોદરા પ્રાંતનાં પુસ્તકાલયો સંબંધી ટૂંક હકીકત**—વડોદરા પ્રાંતમાં કુલ ગામોની સંખ્યા ૮૩૯ છે એમાં શાળાવાળા ગામ ૫૩૩ છે. આ ૫૩૩ ગામોમાંથી સાવલી મહાલનાં ત્રણ ગામ સિવાય બાકીના તમામ ગામોએ પુસ્તકાલયો ઉઘડી ચૂક્યાં છે. જુલાઈ '૪૬ આખરે કસ્બા પુ. ની સંખ્યા ૨૩ અને ગ્રામ પુ. સંખ્યા ૫૩૨ મળી કુલ ૫૫૫ છે આમાંથી ૫૩૦ ગામો શાળાવાળા પુસ્તકાલયોના છે અને ૨૨ ગામો શાળા પુસ્તકાલયોના છે ઉપરાંત કસ્બાના સ્થળોમાં કસ્બા વાચનાલય ૪, મહિલા પુસ્તકાલય ૭, અને બાલ પુસ્તકાલય ૬ તથા શાળા સિવાયના ગ્રામ વાચનાલય ૧૦ મળી વડોદરા પ્રાંતમાં કુલ પુસ્તકાલય સંસ્થાઓ ૫૮૨ છે આમાંથી ૪૭૯ સંસ્થાઓએ નિવેદનના વર્ષમાં સરકાર-પંચાયત મદદ લીધી છે અને ૧૦૩ સંસ્થાઓ મદદ લીધા વગર રહી છે. આ સરકારમદદ રૂ ૧૫૦૭૯ અને પ્રાંત પંચાયત મદદ રૂ ૧૪૫૧૩ ખર્ચાઈ છે લોકમદદ પણ સરકારમદદ જેટલી જ ખર્ચાઈ છે.

વડોદરા પ્રાંતમાં મકાનવાળા પુસ્તકાલયો ૮૯ છે એમાં કસ્બા પુ ૨૧, મહિલા પુ. ૭, બાલ પુ ૪, અને ગ્રામ પુ ૫૮ છે

મકાનો બાંધવા માટે જે ગામોની લોકમદદ પુસ્તકાલય ખાતામાં ભરાઈ છે તેવા ગામોની સંખ્યા ૧૭ છે

## વિધવિધ પ્રવૃત્તિઓ

હવે આપણે વડોદરા પ્રાંત પૂરતા, રાજ્ય પુ મંડળના ઉદ્દેશો, કેટલા પ્રમાણમાં ફળિભૂત થયા છે તે નિહાળીએ

**૧ મહાલ પુ. મંડળો**—રા પુ. મંડળના ઉદ્દેશ પ્રમાણે, વડોદરા પ્રાંતના અગીયારે મહાલોમાં મહાલ પુ મંડળ સ્થપાઈ ચૂક્યા છે આ વર્ષમાં તીલકવાડા મહાલ સિવાય એકે એક મહાલ મંડળોએ પોતાની વાર્ષિક સભાઓ ભરી હતી અને તેના હેવાલો અત્રે મોકલી આપ્યા હતા પાછલા વર્ષના નિવેદન અને હીસાબ તે તમામ મહાલ મંડળોના અત્રે આવ્યા હતા

**૨ જૂથ પુ. મંડળો**—કેળવણી ખાતાએ શાળાઓ માટેનાં જે સેન્ટરો ગોઠવ્યા છે તે જ સેન્ટરોને, રાજ્ય પુ મંડળની ભલામણથી પુસ્તકાલય ખાતાએ જૂથ પુ. મંડળ તરીકે સ્વીકાર્યા છે. આવા જૂથ પુ. મંડળો વડોદરા પ્રાંતમાં ૧૫૫ છે. આ જૂથ મંડળોને પણ દર વર્ષે ઑક્ટોબરના પહેલા વા બીજા રવિવારે, પોતાના જૂથમાં આવેલા પુસ્તકાલયોના મંત્રીઓની વાર્ષિક સભા ભરવાનું સૂચન, રાજ્ય પુ. મંડળ તરફથી 'પુસ્તકાલય' માસિક દ્વારા કરવામાં આવે છે પણ તેનો અમલ બહુ ઓછા પ્રમાણમાં થાય છે. એ ફક્ત દરાપરા, ઓડકા, પેટલાદ, ઝારોળા, સાવલી, વગો, વેજપુર, આમોદ, મકરપુરા, શાહરખ એ ૧૦

જૂથ પુ મંડળોએ પોતાની વાર્ષિક સભાઓ ભરી તેના હેવાલ અને મોકલી આપ્યા છે તે પૂરવાર કરી આપે છે

જૂથ પુ. મંડળોના મંત્રીઓને આગ્રહપૂર્વક ભલામણ કરવામાં આવે છે કે, તેઓ રાજ્ય પુ મંડળની સૂચનાનુસાર દર વર્ષે વાર્ષિક સભાઓ ભરે અને તેના અહેવાલ અત્રે મોકલી આપે

૩ **મહાલ અને પ્રાંત પરિષદ**—પ્રાંત પરિષદ તો આપણે સન '૪૪-૪૫ મા ભરી જ હતી એટલે હવે એ હમણા ભરવાની રહેતી નથી હવે તો રાજ્ય પરિષદ ભરાય તે પછી એ પરિષદ બોલાવવાની તજવીજ થશે

નિવેદનના વર્ષે વડોદરામા અખિલ હિંદ અને રાજ્ય પરિષદ ભરવાની જાહેરાત થવાથી, ગઈ વાર્ષિક સભામા મહાલ પરિષદ નહી ભરવાનું ઠરાવ્યાથી, પ્રાંતના એકેય મહાલમા પરિષદ ભરાઈ નથી અને આ નવા વર્ષમા પણ અમે અનાજની મોંઘવારી અને જમણના પ્રતિબંધને લઈ મહાલ પરિષદ ભરવાની ભલામણ કરી શકતા નથી પણ આપણે એટલુ તો કરી શકીએ જ કે, વર્ષમા એક વખત મહાલના તમામ પુસ્તકાલયોના મંત્રીઓનુ કોઈ એક અનુકૂળ સ્થળે બે ત્રણ કલાક માટે સંમેલન ભરી તે દ્વારા મંત્રીઓને એકબીજાની સાથે હળવા મળવાનો અને પોતપોતાના અનુભવો મુશ્કેલીઓ રજુ કરી પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસ માટે આપણે શું શું કરીએ તે વિચારવાનો પ્રસંગ યોજી શકાય, તો આપણે પરિષદ કરતા પણ ઓછા ખર્ચે સુંદર કામ કરી શકીશુ અને એ રીતે પ્રવૃત્તિને સતેજ રાખ્યા કરીશુ.

૪ **પગારદાર અને માનદ પ્રચારકો**—પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લા નવ વર્ષથી શરૂ કરવામા આવી છે. આ વર્ષે પણ, પ્રાંત પ્રચારક તરીકે ચાલુ રહેલા ભાઈ છગનભાઈ મ પટેલે કરજણ મહાલના ૪૫, શિનોરના ૧૭, ડભોઈ મહાલના ૫૦, વાઘોડીઆ મહાલના ૨, પાદરા મહાલના ૫, વડોદરા મહાલના ૪ અને સાવલી મહાલના ૧ મળી કુલ ૧૨૪ ગામોનાં પુસ્તકાલયોની તપાસણી કરી છે

આ સિવાય સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી સોમાભાઈ ગરબડભાઈ તથા શ્રી. છગનલાલ સો જોશીએ અનુક્રમે ૩ અને ૪ પુસ્તકાલયોની તપાસણી કરી છે

૫ **પુસ્તકાલયપર્વણી**—ગ્રામ જનતાને પુસ્તકાલયપ્રવૃત્તિમા રસ લેતી કરવાને આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર છે આ વર્ષમા શિનોર કંડારી અને મહાપુરા એ ત્રણ ગામોએ આ દિન ઉજવ્યાના સમાચાર મળ્યા છે બીજે સ્થળોએ ઉજવાયા હશે પણ તેના સમાચાર નહી હોવાથી તેની નોંધ લેવાઈ નથી

૬ **ગ્રામ વાચક મંડળ**—પુસ્તકાલયના વાચકો વધે અને તે નિયમિતપણે શિષ્ટ પુસ્તકો વાચતા થાય એ હેતુથી રા પુ મંડળે ગ્રામ વાચક મંડળની યોજના પ્રસિદ્ધ કરી છે આ યોજના પ્રમાણે વડોદરા પ્રાંતમા કુલ ૧૬ વાચક મંડળો સ્થપાયા છે.

૭ **નવીન પુસ્તકાલય**—આ વર્ષે વાઘોડીઆ મહાલના બાકી રહેલા ત્રણેય ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડી ચૂકયા છે. સાવલી મહાલમા પણ ૧ ગામે નવીન પુસ્તકાલય ઉઘડ્યુ છે હવે એ મહાલના ફક્ત ત્રણ જ ગામ બાકી રહે છે. આ બે ગામોએ પણ સન ૪૬–૪૭ મા પુસ્તકાલયો ઉઘડી જતા, વડોદરા પ્રાતમાં શાળાવાળુ એકેય ગામ પુસ્તકાલય વિનાનુ નહિ રહે

૮ **ફરતા પુ. ની પેટીઓ**—સન ૪૪-૪૫ ની વાર્ષિક સભામાં ઠરાવ્યા, પ્રમાણે વડોદરા પ્રાતમા આપેલી પેટીઓમાથી, જરોદ અને કોસિન્દ્રા સેન્ટર સિવાયની બીજા બધા સેન્ટરોની પેટીઓ આવી ગઇ છે. પાદરા તાલુકાના મોભા અને રણુ સેન્ટરોની પેટીઓ આવી નથી. તેના ખુલાસામા તેઓ જણાવે છે કે, " મહાલ મંડળે ઠરાવ કરી પુસ્તકાલય વિનાના શાળાવાળા ગામોને કાયમ માટે આપી દીધી છે. " આવેલી પેટીઓનાં પુસ્તકોની તપાસણી કરી છે. પુસ્તકોની બહુ સારી સ્થિતિ તો નથી જ. બંધાવીને પણ કામમા લેવાય તેમ નથી આ પેટીઓ સબધનો છેવટનો નિર્ણય વ્યવસ્થાપક મડળ પાસે કરાવી લેવાનુ ગઇ સભામાં ઠરાવ્યુ હતુ પણ પુસ્તકોની તપાસણી અને મેળવણી વખતસર નહિ થઇ શકવાથી તથા બે સેન્ટરોની પેટીઓ આવવાની બાકી હોવાથી, સભા બોલાવી નિર્ણય કરાવી શકાયો નથી પણ નવા વર્ષમા તેનો નિર્ણય જરૂર કરાવી લેવાશે.

૯. **શિષ્ટ વાચનની પરીક્ષા**—ગઇ વાર્ષિક સભામા શિષ્ટ વાચનની પરીક્ષાનું કાર્ય, વડોદરા પ્રાત મડળે ઉપાડી લેવાનુ ઠરાવવાથી પ્રાતનાં કોઇપણ મહાલ મંડળોએ સ્વતત્ર પરીક્ષા લીધી નથી પ્રાત મડળ પણ શિક્ષકોની હડતાળને લઇ, આ પ્રવૃત્તિ ઉપાડી શકયુ નથી એ બદલ અમે દીલગીરી દર્શાવીએ છીએ આ નવા વર્ષમાં તો પ્રત્યેક મહાલ મડળ પહેલાની માફક પોતાની મેળે આ પ્રવૃત્તિ ઉપાડી લે એવુ અમે ઇચ્છીએ છીએ.

૧૦. **પ્રાંત અને મહાલ મડળોની ફાળવણી**—પ્રાત અને મહાલ મડળોને પોતાની પ્રવૃત્તિ અગે થતા ખર્ચને પહોચી વળવા સારૂ રાજ્ય પુ. મડળ તરફથી જે ફાળવણી મળે છે તે નિવેદનના વર્ષમા રૂ ૫૦૪ ની હતી, જેમાં રૂ ૧૨૬ પ્રાંત મડળની અને રૂ ૩૭૮ મહાલ પુ મડળોના છે મહાલવાર વાર્દ્દી પરિશિષ્ટ ૨ માં આપી છે

૧૧ **આભાર**—અંતમા પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોનો તથા પુસ્તકાલય પ્રવૃત્તિમાં એક યા બીજી રીતે જે જે ભાઇઓ મદદ કરી રહ્યા છે તે સર્વનો આભાર માનવામા આવે છે

ચીમનભાઇ ૯ અમીન.
મત્રી વડોદરા પ્રાત પુસ્તકાલય મડળ

નોંધ
પણ દર વર્ષે આ ઠરાવ
મત્રીઓની વાર્ષિક સભા
ઠરાવ કરવામા આવે છે પણ ૯.
બોડકા, પેટલાદ, કારોલા, સાવલી,

## પરિશિષ્ટ ૧ લુ

જ્ઞાવાળાં પુસ્તકાલયો વિનાનાં ગામો ૩

સાવલી મહાલ ૩

૨ ગસાવાડી ૩ મેરાકુવા

## પરિશિષ્ટ ૨ જું

### મહાલ પુ મંડળોને મળેલી ફાળવણીની યાદી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | કરજણ | ૪૨-૧૨-૦ | * ૭ | વડોદરા | ૪૨-૧૨-૦ |
| ૨ | ડભોઇ | ૨૫- ૫-૦ | ૮ | વાઘોડીઆ | ૧૮- ૯-૦ |
| ૩ | તીલકવાડા | ૪- ૮-૦ | * ૯ | શિનોર | ૩૨-૧૦-૦ |
| * ૪ | પાદરા | ૪૫- ૦-૦ | *૧૦ | સખેડા | ૨૯-૧૩-૦ |
| * ૫ | પેટલાદ | ૮૪- ૬-૦ | *૧૧ | સાવલી | ૨૩- ૧-૦ |
| ૬ | ભાદરણ | ૨૯- ૪-૦ | | | રૂ. ૩૭૮- ૦-૦ |

* આ મહાલ મંડળોની ફાળવણી જેમને તેમને અદા કરી છે બાકીના મહાલોની બાકી છે

## પરિશિષ્ટ ૩ જું

### સન ૪૫-૪૬ ના ઉત્પન્ન-ખર્ચનો તથા દેવા લ્હેણાનો હિસાબ

**જ**

૯૦૭-૮-૬ શ્રી ઉત્પન્ન ખાતે જમા
  ૫૦૪-૦-૦ પ્રાંત તથા મહાલ પુ મંડળોની ફાળવણીના
    ૧૨૬-૦-૦ પ્રાંત મંડળના
    ૨૭૮-૦-૦ મ પુ. મંડળોના
  ૪૦૦-૦-૦ પ્રાંત પ્રચારકના પગાર ખાતે રા પુ. મં. ની મદદના
  ૩-૮-૬ વ્યાજ
  ૯૦૭-૮-૬

૧૮૯-૫-૯ વર્ષ આખર દેવા
  ૩૫-૦-૩ ૬ પુ ની પેટીઓ ખાતેના
  ૪૧-૮-૩ પાછલી સાલના
  ૦---
  ૬-૮-૦ જે તે સ્થળેથી આવેલી પેટીઓના
  ૭૫-૦-૩ ખર્ચના

**ઉ**

૮૮૫-૭-૩ શ્રી ખર્ચ ખાતે ઉધાર,
  ૩૭૮-૦-૦ મહાલ પુ મ. ને ફાળવણી
  ૩-૦-૯ પોસ્ટેજ કંટીજંટ
  ૪૮૬-૬-૬ પ્રાંત પ્રચારકના માસ ૮ ના પગારના
  ૧૮-૦-૦ પ્રોવિડંટ ફંડના
  ૮૮૫-૭-૩

૨૨-૧-૩ વર્ષ આખરે ખર્ચ જતા બચત રહી તે

૧૮૯-૫-૯ વર્ષ આખરે શિલક
  ૨૩-૦-૬ નેશનલ બેંકમાં
  ૧૬૬-૫-૩ હાથ ઉપરની શિલક
  ૧૮૯-૫-૯

૧૦૯૬ ૧૪-૩

૧૨૦-૬-૦ મહાલ મંડળોની
અનામત
૮૩-૧૫-૬ પ્રાંત મંડળની બચત
૧૧-૧૪-૪ પાછલી સાલની
૨૨-૧-૩ આ સાલની

૨૮૯-૫-૯

૧૦૯૬-૧૪-૩

ઉપરનો હિસાબ તપાસ્યો છે અને તે બરાબર છે તા ૨૯-૬-૪૬

(સહી) વા. ના અમીન

(સહી) ચીમનભાઇ હ અમીન
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ

---

# ૨. મહેસાણા પ્રાંત પુ. મંડળની વાર્ષિક સાધારણ સભા

તા ૧૫-૯-૪૬ ના રોજ મહેસાણા પ્રાંત મંડળની સાધારણ સભા ગ રા. જેઠાલાલ એલ પટેલના પ્રમુખપદે મળી. પ્રાંતમાંથી લગભગ ૧૮ જેટલા પ્રતિનિધિઓ હતા વડોદરાથી રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇ પટેલ પણ હાજર હતા સભામાં નીચેના ઠરાવો થયા

ઠરાવ ૧—મંત્રીનું નિવેદન તથા હિસાબ વંચાણમાં લઇ મંજુર કર્યો

ઠરાવ ૨—વ્યવસ્થાપક મંડળની નીચે પ્રમાણે નિમણુંક કરવામાં આવે છે:

પ્રમુખ : રા કાનજીભાઇ શિવાભાઇ પટેલ, બી. એ એલએલ બી.
મંત્રી રા નાનજીભાઇ જેઠીદાસ પટેલ ( મહેસાણા )
સહમંત્રી રા સાકળેશ્વર જીવાભાઇ વ્યાસ ( ચાણસ્મા )

સભ્યો : રા. નાનુભાઇ ન. જોષી (વિસનગર), રા કૃષ્ણલાલ વિદ્યાશંકર (પાટણ), રા સીદીકભાઈ ઉસમાનભાઇ, (કડી), રા મૂળશંકર ન. જોષી વિજાપુર), રા. ડાહ્યાભાઇ અંબાલાલ બ્રહ્મભટ્ટ (કલોલ).

ઠરાવ ૩—સને ૧૯૪૬-૪૭ નું અંદાજપત્ર મંજૂર કરવામાં આવે છે

ઠરાવ ૪...ચાલુ સાલે પોતપોતાના મહાલે શિષ્ટ વાચનની પરીક્ષા લેવાનું દરેક મહાલ મંડળે ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૫—રાજ્ય પુસ્તકાલય મંડળમાં પ્રચારક માટે જે અરજીઓ આવી છે તે પૈકી એક માણસ લાલ ખુરશી નથી, અને એક જ માણસના નામ ઉપરથી પસંદગી કરવી તે હિતકારી નથી તેથી નવેસર અરજીઓ આવેથી તે અરજી ઉપર પ્રમુખે પોતાનો અભિપ્રાય આપી, રાજ્ય પુ મંડળને નિમણુંક કરવા ભલામણ કરવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે.

ઠરાવ ૬—મોજે દીરાણ્ણ વા વિજાપુર ગામે ચાલુ સાલે પ્રાંત પુસ્તકાલય પરિષદ ભરવાનું આમંત્રણ આપ્યું છે તેની મંડળ સહર્ષ નોંધ લે છે અને દાલની આબાદીને અંગે ૨૫ માણસથી વધુ માણસ નહિ જમાડવાનો પ્રતિબંધ છે તે બદલ ઓર્ડર દૂર કરવા

પરવાનગી માગવી અને પરવાનગી આવેથી આગળની તજવીજ કરવા વિજાપુર મહાલ મંડળને ખબર આપવી

ઠરાવ ૭—પુસ્તકાલય ખાતાના મુખ્ય વ્યવસ્થાપક સાહેબ મે રા શા વાકનીસ સાહેબ હજુર ચિફ સેક્રેટરીની જગાએ નિમાયા તેથી આજની આ સભા તેઓ સાહબને અભિનંદન આપે છે

ઉપર પ્રમાણે ઠરાવ ન. ૧ થી ઠરાવ ન. ૭ સુધીના ઠરાવો સર્વાનુમતે કરવામાં આવ્યા છે. તા. ૧૫-૯-૪૬.

જેઠાલાલ એલ પટેલ
પ્રમુખ, મહેસાણા પ્રાંત પુ મંડળ

## સને ૧૯૪૫-૪૬ નું વાર્ષિક નિવેદન

**સ્થાપના**—મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની સ્થાપના સને,૧૯૩૦-૩૧ મા થએલી છે અને એ રીતે મંડળને આ વર્ષે ૧૫ વર્ષ પુરાં થાય છે મંડળનું વર્ષ સરકારી વર્ષ પ્રમાણે ગણાય છે.

**ઉદ્દેશ**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો જે ઉદ્દેશ છે તેજ ઉદ્દેશ મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનો છે

**સામાન્ય સભા**—આ મંડળની સાધારણ સભા દર વરસે સપ્ટેમ્બર માસમા મળે છે તે ધોરણે પુરા થતા વરસમા તા ૧૬-૯-૪૫ ના રોજ મળી હતી અને,તેમાં નીચેના ઠરાવો પસાર થયા હતા

૧. સને ૧૯૪૪-૪૫ ની સાલનું વાર્ષિક નિવેદન મંજુર થવા બાબત.
૨. વ્યવસ્થાપક મંડળ નીમવા બાબત
૩ અંદાજપત્ર મંજૂર થવા બાબત
૪. હિસાબ તપાસનીશ નીમવા બાબત.
૫ શ્રી દા. ગો. માલસે સા નો આભાર માનવા બાબત
૬. પ્રચારક પગાર ખાતે વધારાનો ખર્ચ મંજુર થવા બાબત.
૭ રાજ્ય પુસ્તકાલય મંડળના સભ્યો બનાવવા બાબત
૮ શિષ્ટ વાચનની પરીક્ષા લેવા બાબત
૯ મહાલ પુસ્તકાલય મંડળોએ સક્રિય કામ કરવા બાબત
૧૦. રાજ્ય પુસ્તકાલય પરિષદ અને અખિલ હિંદ પુ પરિષદની નોંધ લેવા બાબત.

ઉપર પ્રમાણેના કુલ ૧૦ ઠરાવો થયા હતા તે પૈકી ઠરાવ અંક ૧-૨-૩-૪-૬ મંડળના ચાલુ કામકાજ માટેના હતા નં ૫ આભારદર્શન માટેનો હતો. નં. ૭ રાજ્ય પુસ્તકાલય મંડળના સભ્યો બનાવવા બાબતે હતો તેમા ચાલુ સાલે કંઇ સક્રિય કામ થયુ નથી નંબર ૮ શિષ્ટવાચનની પરીક્ષા લેવા બાબતનો હતો. તેમા, એક સમિતિ નીમેલ હતી. સમિતિએ પુસ્તક પસંદ કરીને દરેક મહાલોમા ખબર આપી હતી. અને પરિપત્ર અંક ૨

થી પોતાના મહાલમાંથી કેટલા વિદ્યાર્થીઓ બેસશે તથા કેટલા પુસ્તકોની જરૂર છે તેની માગણી કરી હતી પરતુ કોઇ મહાલ મડળ તરફથી એવી માગણી વખતસર આવી નહોતી ઉપરાંત અત્રેથી એ સબધી બીજી આમળની તજવીજ થાય તે સમયમા જ શિક્ષક પરિષદ અને શિક્ષકોની હડતાલ વગેરેના પ્રસગોથી તે સબધી કઇ તજવીજ થઇ શકી નથી. નંબર ૯ મહાલ મડળોએ સક્રિય કામ કરવા બાબતનો હતો તેમા પણ આવેલા નિવેદનો જોતાં ખાસ પ્રગતિ થઇ લાગતી નથી અને તેમા પણ શિક્ષક હડતાલની અસર થઇ છે ન. ૧૦ નો ઠરાવ અખિલ હિદ પુસ્તકાલય પરિષદની નોંધ લેવાનો હતો તેમા પરિષદ ભરાઇ ગઇ છે અને પ્રાત મડળ તરફથી રા જેઠાલાલ એન. પટેલને પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા હતા.

**વ્યવસ્થાપક મડળ**—સામાન્ય સભાએ કરેલા ઠરાવોનું પાલન કરવા અને મડળના સરળ સચાલન માટે વ્યવસ્થાપક મડળ નીમવામાં આવ્યુ હતું પરતુ ખાસ જરૂરી કામો હાથ ઉપર નહિ હોવાથી વરસમા સભા બોલાવાઇ નથી.

**પરિષદો**—પ્રાન્તમા પૂરા થતા વર્ષમા મહાલ પરિષદો ભરવાની હતી અને તે ચાલુ વરસમા ચાણસ્મા મહાલ અને વિજાપુર મહાલમા મહાલ પરિષદો ભરાઇ હતી હાલના મોંઘવારી અને પ્રતિબધવાળા સમયને લીધે બીજે પરિષદો ભરાઇ નહોતી જ્યાંસુધી અત્યારના અનાજ પ્રતિબધો દૂર થાય નહિ ત્યાસુધી પ્રાંત કે રાજ્ય પરિષદો ભરવા સલાહ આપી શકાતી નથી

**ઉત્પન્ન ખર્ચનો હિસાબ**—મડળનો હિસાબ સાથેના પરિશિષ્ટોમા બતાવવામાં આવ્યો છે ગયા વર્ષ આખરની મંડળની પોતાની બચત રૂા ૧૩–૧૦–૧૦ થઇ હતી. આ વરસે પ્રાત મડળના ઉત્પન્ન ખાતે ફાળવણીના રૂા ૧૧૮–૨–૦ આવેલા તેમાથી ખર્ચ રૂા ૨૦–૧૦–૩ પાઇ જતા વર્ષ આખરે બચત શિલક રૂા ૯૭–૭–૬ છે પાછલા વર્ષની

બચત સાથે ઉમેરતાં કુલ બચત રૂ ૧૧૧–૨–૭ છે આ હિસાબ રા. શિવુજી સાધુજીએ તપાસી આપ્યો છે. રાજ્ય પુસ્તકાલય મડળની ફાળવણી રૂા. ૩૫૪–૬–૦ આવેલી તેની મહાલવાર યાદી પરિશિષ્ટ ૧ માં આપી છે

**પર્વણીદિન**—રાજ્ય પુસ્તકાલય મંડળે પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર થાય તેટલા માટે વસત પચમીનો દિવસ પર્વણીદિન તરીકે ઉજવવા ઠરાવ્યુ છે હજુ તમામ પુસ્તકાલયો એ આ પ્રવૃત્તિ અપનાવી નથી જે મહાલ પુસ્તકાલય મડળો જાગૃત છે ત્યા અધિકતર પુસ્તકાલયો આ દિવસ ઉજવે છે. જે શુભાશયથી આ પ્રવૃત્તિ દાખલ કરી છે તેને સમજીને દરેક પુસ્તકાલય અપનાવે તેવો પ્રયત્ન દરેક મહાલ પુસ્તકાલય મડળોએ કરવાની જરૂર છે.

પુસ્તકાલયો ઉઘડયા છે હવે શાળાવાળા ૧૧ ગામે પુસ્તકાલયો ઉઘાડવાના બાકી છે બાકી રહેલા ગામોમા પુસ્તકાલયો ઉઘાડવાની તજવીજ ચાલુ છે.

**શિષ્ટ વાચનની પરિક્ષા** - ઠરાવ ન ૯ ની ચર્ચામા આની ચર્ચા આવી ગઇ છે એટલે આ સબધે કઇ કહેવા જેવુ નથી

**પ્રકીર્ણ**—મહેસાણા પ્રાન્તની પુસ્તકાલય પ્રવૃત્તિએ મક્કમપણે પોતાનો વેગ વધાર્યો છે લોકઅભિરુચિ પણ વધતી જાય છે દિનસે દિવસે લોકમદદની રકમો અને મકાનો માટે ચાલી આવતી દેણગીઓ એનો પુરાવો છે પુસ્તકાલયોનો અને પુસ્તકવાચનનો પ્રચાર વધુ પ્રમાણમા થાય તેવા ફેસલા કાર્યકરો લે તે જરૂરી છે

**જરૂરી સૂચનાઓ**—હવે મહાલ પુસ્તકાલય મ ડળો તરફથી આવેલા નિવેદનો તથા ચાલેલા કામકાજના ઉપલક અવલોકનો ઉપરથી થોડીક સુચનાઓ કરવાની જરૂર છે અદ્યાપિ પર્યંત દહેગામ, હારિજ અને આતરસુબા મહાલના નિવેદનો આવ્યા નથી તે દિલગીર થવા જેવુ છે

- ૧ -નિવેદનો પદ્ધતસર તૈયાર થતા નથી ચાણુસ્મા અને પાટણના નિવેદનો પદ્ધતસરના છે બાકીના નિવેદનોમા સુધારાને અવકાશ છે આખાએ વર્ષના કાર્યની રૂપરેખાનુ દિગ્દર્શન અને ચાલુ પરિસ્થિતિની સ પૂર્ણ માહિતી એમા હોવી જોઇએ
- ૨ ઘણાખરા સ્થળોએ આવકખર્ચનો અ દાજ મ જૂર કરાવાતો નથી. કેટલેક સ્થળે માત્ર ખર્ચનુ જ અ દાજ નક્કી થાય છે
- ૩. નિવેદનો વખતસર આવતા નથી અને તેથી અહિનુ નિવેદન તૈયાર કરતા મુશ્કેલી નડે છે તમામ પુસ્તકાલયો ઠરાવેલી તારીખે જ સભા ભરે એ જરૂરી છે ઉપરની સૂચનાઓનો સ્વીકાર કરી સુધારો કરવા અને પધારેલા પ્રતિનિધિ ભાઇઓને અમારી વિ. છે

**આભાર**—અ તમા પ્રાત મ ડળને પોતાનુ સ ચાલન વ્યવસ્થિત પાર ઉતારવામા જે ગૃહસ્થોએ, મહાલ મ ડળના મ ત્રી અને પ્રમુખ સાહેબોએ, રાજ્ય પુસ્તકાલય મ ડળે, પુસ્તકાલય ખાતાના મે. અધિકારી સાહેબોએ જે સહકાર આપ્યો છે તે બદલ એ સૌનો મ ડળ તરફે આભાર માનુ છુ અને ભવિષ્યમા સર્વના સહકારની આશા સાથે વિરમુ છુ એજ

મહેસાણા
તા ૧૬-૯-૪૬

સહી. નાનજીભાઇ જે. પટેલ
મ ત્રી, પ્રાન્ત પુસ્તકાલય મ ડળ-મહેસાણા

## પરિશિષ્ટ ન. ૧

વડોદરા રાજ્ય પુસ્તકાલય મ ડળ તરફથી મહાલ મ ડળોને માટે મળેલી ફાળવણીના આવેલ આકડા —

| | | | |
|---|---|---|---|
| ૧૦-૧૧-૦ | આતરસુબા મહાલ | ૨૯- ૬-૦ | મહેસાણા મહાલ |
| ૨૯-૧૩-૦ | કડી ,, | ૪૯- ૮-૦ | વિજાપુર ,, |
| ૩૪-૧૪-૦ | કલોલ ,, | ૩૦-૧૫-૦ | વિસનગર ,, |
| ૩૩-૧૨-૦ | ખેરાળુ મહાલ | ૪- ૮-૦ | હારિજ ,, |
| ૩૩- ૩-૦ | ચાણુસ્મા ,, | ૨-૧૩-૦ | ડભોડા ,, |
| ૧૮- ૯-૦ | દહેગામ ,, | રૂ ૩૫૪-૬-૦ કુલ રકમ | |
| ૨૯-૧૩-૦ | પાટણ ,, | | |

## પરિશિષ્ટ નં. ૨

### ઉત્પન્ન ખર્ચ ખાતું સને ૧૯૪૫-૪૬

| | ઉ |
|---|---|
| ૧૧૮-૨-૦ ચાલુ સાલની પ્રાંત મંડળની ફાળવણીના | ૬-૮-૯ પોસ્ટેજ ખર્ચના |
| | ૧૧-૧-૬ સ્ટેશનરી અને છપામણી ખર્ચ |
| | મંત્રીનુ મુસાફરી ખર્ચ |
| ૧૧૮-૨-૦ | ૨૦-૧૦-૩ |
| | ૯૭-૭-૯ સાલ આખરની બચત |
| | ૧૧૮-૨-૦ |

## પરિશિષ્ટ નં. ૩

### તા. ૩૧-૭-૪૬ આખરનું દેણુ લ્હેણુ સને ૧૯૪૫-૪૬

| જ | ઉ |
|---|---|
| ૦-૨-૦ શ્રી ભાઇશંકર ટી. ઠાકરના પગાર ખાતેની બાકીની રકમ જમા | ૧૩-૧૦-૧૦ પાછલી |
| ૮૫૭-૭-૩ નીચે પ્રમાણેના જે તે મહાલ મંડળોના જમા | ૯૭- ૭- ૯ ચાલુ સાલની |
| ૨-૧૩-૦ ડભોડા મહાલ | ૧૧૧- ૨- ૭ |
| ૩૯-૧૫-૦ દહેગામ મહાલ | ૭૧૧- ૮-૬ શ્રી. સહકારી બેંક ખાતે |
| ૪૩- ૫-૦ આતરસુંબા મહાલ | ૨૨૯- ૫-૦ વડોદરારાજ્ય પુસ્તકાલય મંડળ ખાતે |
| ૬૨- ૭-૦ કડી મહાલ | ૨૭-૧૪-૪ સાલ આખરની સિલક |
| ૬૯-૧૨-૩ કલોલ મહાલ | ૯૬૮-૧૧-૧૦ |
| ૧૦૨- ૬-૦ વિજાપુર મહાલ | |
| ૯૮-૧૩-૦ મહેસાણા મહાલ | |
| ૬૭-૧૦-૦ વિસનગર મહાલ | |
| ૬૮- ૧-૦ ખેરાળુ મહાલ | |
| ૬૩- ૯-૦ પાટણ મહાલ | |
| ૨૭- ૩-૦ હારિજ મહાલ | |
| ૯૬- ૨-૦ ચાણસ્મા મહાલ | |
| ૧૧૫- ૭-૦ સિદ્ધપુર મહાલ | |
| ૮૫૭- ૭-૩ | |
| ૧૧૧-૨-૭ પ્રાંત મંડળની પોતાની બચત | |
| ૯૬૮-૧૧-૧૦ | |

(સહી) શિ. ગા. વાઘેલા
હિસાબ તપાસનીસ

(સહી) ના. જે. પટેલ
મંત્રી, પ્રા. પુ. મંડળ-મહેસાણા

# ૩. નવસારી પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભા

તા ૮–૯–’૪૬ના રોજ નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક મિટિંગ મંડળના પ્રમુખ રાજરત્ન રા. રા. કનૈયાલાલ જ મજમુદારની નરમ તબિયત હોવાથી રા. રા. કસનજીભાઈ દેસાઈની દરખાસ્ત ને રા રા રણછોડજી લલ્લુભાઈ દેશાઈ પલસાણાવાળાના દરખાસ્તથી નવસારી પ્રાંત શાળાધિકારી સાહેબ રા રા બાલચંદ્ર વ્યાસના પ્રમુખપણા નીચે મળી હતી તેમાં નીચે જણાવેલા ભાઈઓ હાજર હતા

| | |
|---|---|
| રા રા. નવસારી મહાલ શાળાધિકારી સાહેબ | રા રા વશનજી જીવણજી નાયક ચોગણા |
| ,, પ્રાંત શાળાધિકારી સાહેબ | ,, દલપતભાઈ હરેશ્વર જોગલેકર–કામરેજ |
| ,, અમૃતલાલ છગનલાલ પારેખ–ગણદેવી | ,, કશનજી દયાલજી દેશાઈ–નવસારી |
| ,, મણિભાઈ લાલભાઈ દેશાઈ–ગણદેવી | ,, નવસારી મહિલા લાયબ્રેરીના મંત્રી |
| ,, રણછોડજી લલ્લુભાઈ–પલસાણા | ,, શંકરલાલ નાથજી દવે–નવસારી |
| ,, ગોપાળજી ગોવિંદજી–ચલથાણ | ,, રાજેન્દ્રપ્રસાદ જ મજમુદાર |

આ સભામાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા

**ઠરાવ ૧**—વાર્ષિક હેવાલ તથા હિસાબ મંત્રીજી રા રા કશનજીભાઈએ સભા સમક્ષ વાંચી સંભળાવ્યો હતો ને તે મંજૂર થવા માટે ભલામણ કરી હતી

**ઠરાવ ૨**—નવા વરસ માટે અંદાજી બજેટ નીચે પ્રમાણે રજૂ કરવામાં આવ્યું હતું ને તે મંજૂર કરવામાં આવ્યું હતું

| જમા | ઉધાર |
|---|---|
| ૨૭–૦–૦ શ્રી પુરાંત બાકી | ૨૭૦–૦–૦ શ્રી પ્રચારકના પગાર પેટે |
| ૫૦–૦–૦ શ્રી પ્રાંત મંડળના ફાળાના | ૩૦–૦–૦ શ્રી મુસાફરી વિગેરે |
| ૨૪૫–૦–૦ શ્રી વ રા. પુ મંડળની મદદના પગાર પ્રચાર માટેના | ૨૦–૦–૦ શ્રી કન્ટીજન ખરચ |
| ૩૨૨–૦–૦ | ૩૨૦–૦–૦ |

**ઠરાવ ૩**—નવા વરસ માટે નીચે જણાવ્યા પ્રમાણે પ્રમુખ, મંત્રીઓ તથા વ્યવસ્થાપક મંડળના સભાસદોની ચૂંટણી કરવામાં આવે છે

પ્રમુખ–રાજરત્ન રા રા. વકીલ કનૈયાલાલ જ મજમુદાર, મંત્રીઓ–રા રા કસનજીભાઈ દયાળજી દેસાઈ અને રા રા રાજેન્દ્રપ્રસાદ જમનાદાસ મજમુદાર સભાસદો–રા રા મંત્રીજી નવસારી મ પુ મંડળ, રા રા મંત્રીજી ગણદેવી મ પુ મંડળ, રા રા મંત્રીજી પલસાણા મ પુ મંડળ, રા રા મંત્રીજી કામરેજ મ પુ મંડળ, રા રા મંત્રીજી માગરોળ મ. પુ મંડળ; રા રા મંત્રીજી મહુવા મ પુ મંડળ; રા રા મંત્રીજી વ્યારા મ પુ મંડળ રા રા. મંત્રીજી સોનગઢ મ પુ મંડળ; મે રા રા આઠે મહાલના શાળાધિકારી સાહેબ, મે રા રા નવસારી પ્રાંત શાળાધિકારી સાહેબ

**ઠરાવ ૪**—બે પ્રાંત વચ્ચે એક પગારદાર પ્રચારક રોકવાની યોજના હાલની પદ્ધતિએ ચાલુ રાખવા તથા તેના પગારખર્ચ માટે પ્રાંત મંડળના બજેટમાં બની શકે તેટલી પ્રાંત મંડળને મળતી ફાળવણીની વાર્ષિક રકમના ⅓ ઓછો નહિ, સવડ રાખવા અને ખૂટતી રકમ રાજ્ય પુ મંડળ પાસેથી મેળવી લેવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૫—મહાલ મંડળોએ પોતાના મહાલના એકેએક પુસ્તકાલયનું વાર્ષિક બજેટ બને તેટલી કાળજી રાખી મોકલી આપવા તથા જે પુસ્તકાલયોનું વાર્ષિક નિવેદન ખાતા તરફ ન મોકલી આપ્યું હોય તો તે પણ મોકલી આપવા તજવીજ કરવી

ઠરાવ ૬—પ્રાંત શિક્ષણ વર્ગ ભરવા માટેની જરૂરીઆત છે, પણ રેશનિંગના વખતમાં ભરવો કે કેમ તે માટે વિચાર કરતા મહુવા મહાલના અનાવળ મુકામે યોજવો ને તે માટે સગવડ બને કે કેમ તેની તજવીજ કરવા મહુવા મહાલ પુસ્તકાલય મંડળનો અભિપ્રાય લઈ જાહેર કરવું

ઠરાવ ૭—કાગળની અસહ્ય મોંઘવારીના કારણે મોકુફ રખાયલી શિષ્ટ વાચનની પરિક્ષાની યોજના પુન ચાલુ કરવા તેમજ વ. રા. પુ મંડળ તરફથી પણ ચાલતી એવી પરીક્ષાનો છુટથી લાભ લેવા-લેવરાવવા મહાલ મંડળોના મંત્રીઓને ભલામણ કરવામાં આવે છે

ઠરાવ ૮—પુસ્તકાલયોમાંનાં પુસ્તકો વંચાય તેમાં જ પુસ્તકાલયની સાર્થકતા રહેલી છે તેથી વાચનપ્રચાર જેમ બને તેમજ એ હેતુની સિદ્ધિ માટે રા. પુ. મં. ની યોજના પ્રમાણેના ગ્રામવાચક મંડળની સ્થાપના કરવાની પ્રાંતના જે તે ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને ભલામણ કરવામાં આવે છે

ઠરાવ ૯—પ્રાંત પ્રચારકની ડાયરીમાં જે પુસ્તકાલયો સંબંધી સૂચનાઓ દર્શાવેલી હોય તે જે તે પુસ્તકાલયને જાણવા મળે ને તે પ્રમાણે સુધારણા થાય તે માટે મહાલના મંત્રીઓ પુ મં તથા મહાલ શાળા અધિકારીઓને કાળજીપૂર્વક તપાસણી કરવા ભલામણ કરવામાં આવે છે

ઠરાવ ૧૦—સદ્ગત રા રા મગનભાઈ જીણાભાઈ વકીલે આ મંડળના સહમંત્રી તરીકે લાંબા સમય સુધી મંડળની સારી સેવા બજાવી છે સદ્ગતના શોકજનક અવસાન બદલ દિલગીરી જાહેર કરી પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો એવી પ્રાર્થના કરવામાં આવે છે આ ઠરાવની નકલ સદ્ગતના કુટુંબીજનો પર મોકલી આપવા મંત્રીઓને ભલામણ કરવામાં આવે છે

ઠરાવ ૧૧—આજની સભાના પ્રમુખ સાહેબે સભાનું કામ પાર પાડી પોતાના કિંમતી વખતનો ભોગ આપ્યો છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે

ભા. ગ વ્યાસ
પ્રમુખ.

## સન ૧૯૪૫–૪૬ નો વાર્ષિક હેવાલ તથા હિસાબ

**સ્થાપના અને ઉદ્દેશ**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેલ્લા બંધારણને અનુસરીને સને ૧૯૩૦–૩૧ માં આ મંડળની સ્થાપના કરવામાં આવી છે અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશને પોતાના પ્રાન્ત પૂરતો અમલમાં મૂકવો તે છે

**વસ્તી**—નવસારી પ્રાંતની વસ્તી છેલ્લી વસ્તીગણતરી પ્રમાણે પુરુષો ૨૩૬૫૮૮ તથા સ્ત્રીઓ ૨૨૯૩૨૭ મળી કુલ ૪૬૫૯૧૫ ની છે ને તેમાં પલસાણા, કામરેજ, ગણદેવી, નવસારી આ ચાર મહાલો ઉજળીઆત વસ્તીવાળા છે ને તે ચારે મહાલોમાં ગામોગામ દરેક ગામે પુસ્તકાલયો, વાચનાલયો ઉઘડી ગયા છે માંગરોળ, મહુવા, સોનગઢ વ્યારા એ ચાર મહાલે રાની ભાઈઓની વસ્તી વધુ છે ને તે મહાલોમાં લોકમદદની-આર્થિક સ્થિતિ

સારી ન હોવાને કારણે બાકી રહેલા નાળાવાળા ગામોએ પુસ્તકાલયો ઉઘડી શક્યા નથી. પણ ચાલુ સાલે ગાની મહાલોના કેટલાક શાળાવાળા ગામોએ હીરકનિધિના ફંડમાથી નવીન પુસ્તકાલયો ઉઘડયા છે

**મહાલ મંડળનું કાર્ય**—રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે નવસારી પ્રાંતના સોનગઢ મહાલ સિવાય દરેક મહાલે મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઈ ચૂક્યાં છે અને દરેક પુસ્તકાલયોની ઉન્નતિ માટેના કંઈ ને કંઈ કાર્યો કરતા થઈ ગયા છે પણ નિયમિત અને સંગીન કાર્ય થવું જોઈએ તે થતું નથી, તે દિલગીર થવા જેવું છે. આશા છે કે પ્રાંતનાં દરેક મહાલ મંડળના મંત્રી ભાઈઓ નીચેના કામ આ વર્ષે જરૂર કરશે

૧ જે વર્ષે રાજ્ય યા પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષ મહાલ પરિષદ ભરે.

૨ દર વર્ષે વિદ્યાર્થી માટે શિષ્ટ વાચનની પરીક્ષા રાખે.

૩ રાજ્ય પુ મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો દરેક જૂથ મંડળો પર સૂચના કાંઈ પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે તથા પરિક્ષાના પુસ્તકની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે

૪ શાળાવાળા પુસ્તકાલય વગરના ગામે પુસ્તકાલય ઉઘાડવા તજવીજ કરે

૫. જૂથના મંડળને જાગ્રત કરે, તેની વાર્ષિક સભાઓ ભરાવી તથા કરવાના કામોનું વખતોવખત સૂચન કરે

૬ જૂથ મંડળો દ્વારા જૂથના એકે એક પુસ્તકાલયની તપાસણી કરાવે

૭ દર વર્ષે મહાલની વાર્ષિક સભાઓ ભરે અને હેવાલ તથા હિસાબ રજૂ કરે તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય મંડળ તરફ મોકલી આપે

૮ લગ્ન, મરણ તથા બીજા શુભ અવસરોએ ફંડો ભેગા કરવા ખાસ પ્રયત્ન કરે અને વર્ષોવર્ષ આ રકમો મળે તેવો વહિવટ પાડે

**મકાનવાળાં તથા રા. વ સોસાઇટીમાં નોંધાયેલા પુસ્તકાલયો**—પ્રાંતમા મકાનવાળા પુસ્તકાલયો ૩૭ છે ને રા વ સોસાઇટીમા નોંધાયેલા ૬૭ છે આ સાલ નવસારી મહાલમાથી આમરી, તવડીગામના પુસ્તકાલયોએ લોકમદદ એકઠી કરી મકાન માટેની રકમ ખાતામા મોકલી છે તો તેમને સરકાર તથા પંચાયત મદદ વેળાસર મળે ને મકાન વેળાસર બંધાય તેમ થવા ખાતાના વડાને વિનતી છે બીજા પુસ્તકાલયોના મંત્રીઓ પણ લોકમદદ એકઠી કરી મકાન બંધાવા તજવિજ કરશે એવી આશા છે

**શિક્ષણવર્ગ તથા શિષ્ટવાચનની પરિક્ષાઓ, પરિષદો**—લડાઈની મોંઘવારીને લઈને શિક્ષણવર્ગ તથા શિષ્ટવાચનની પરીક્ષા આ સાલમા રાખી નહોતી આવતી સાલ રાખવા પ્રયાસ થશે તેમજ પરિષદો પણ મેળવી શક્યા નહોતા

**પગાર દાર અને માનદ પ્રચારકો**—પ્રાંત તરફથી પગારદાર પુ પ્રચારક રોકવાની યોજના કેટલા વરસથી શરૂ કરવામા આવી છે આ વર્ષમા પણ વડોદરા અને નવસારી પ્રાંત માટે એક પ્રચારક શ્રી છગનભાઈ મથુરભાઈને રોક્યા હતા તેમણે ચાર માસમા નવસારી, માગરોળ, ગણદેવી મહાલના પુસ્તકાલયો ૯૦ ની તપાસણી કરી હતી વર્ગીકરણ, હિસાબી કામ તપાસી વ્યવસ્થિત કાર્ય ઉત્સાહ ને ખંતથી કરેલ હતું પ્રાંતમા દરેક પુસ્તકાલયોના વર્ગીકરણ થઈ ગયા છે.

માનદ પ્રચારકમા ગણદેવી મહાલમા શ્રી. મણિલાલ લાલભાઈ દેશાઇ તથા નવસારી મહાલમાં શ્રી શકરલાલ નાથજી દવેએ મહાલના પુસ્તકાલયોની તપાસણી કરી હતી બીજા મહાલના મત્રી ભાઇઓ પોતાના મહાલના પુસ્તકાલયોની તપાસણી માટે પોતાની સેવા આપે એવી આશા છે

**પુસ્તકાલયપર્વણી**—ગામડાના લોકોને પુસ્તકાલયમા રસ લેતા કરવામા આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર છે આ વર્ષ પણ પ્રાતમા ઘણાખરા ગ્રામ પુસ્તકાલયોમા તેમજ નવસારી કસ્બાના શ્રીમત મહારાણી શાન્તાદેવી મહિલા તથા બાલ પુસ્તકાલય' ખાતે ઉજવવામા આવ્યો હતો દરેક જૂથ મડળના મત્રીઓએ પોતાના જૂથના પુસ્તકાલયવાળા ગામે આ પર્વણીદિન ઉજવવા પ્રયાસ કરશે ને જનતાને વાચનના લાભ સમજાવશે

**શિષ્ટવાચનની પરીક્ષાઓ**—રાજ્ય પુ મડળ તરફથી તથા મહાલ મંડળો તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાઓ કાગળોની મોંઘવારીને લઇને મુલતવી રહી હતી આવતા વરસમા સજોગો પ્રમાણે રાખવા તજવિજ થશે

## પ્રાંત તથા મહાલ મડળની ફાળવણી

| | | | |
|---|---|---|---|
| નવસારી પ્રાત પુ મડળ | ૫૨-૧૪-૦ | મહુવા મહાલ પુ મડળ | ૧૮-૦-૦ |
| કામરેજ મહાલ પુ મડળ | ૨૮-૧૨-૦ | માગરોળ ,, | ૧૫-૧૨-૦ |
| ગણદેવી ,, | ૨૪-૩-૦ | વ્યારા ,, | ૧૧-૧૩-૦ |
| નવસારી ,, | ૩૯-૧૫-૦ | સોનગઢ ,, | ૨-૧૩-૦ |
| પલસાણા ,, | ૧૭-૭-૦ | | ૨૧૧-૮-૦ |

ઉપર પ્રમાણે દરેકને તેમની ફાળવણીની રકમ મોકલી આપી છે.

## સાલ ૧૯૪૫-૪૬ નો હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૨૫ ૧૦ ૩ શ્રી પુરાત બાકી<br>૧૭-૫-૬ બરોડા બેંકમા<br>૮-૪-૯ હાથ ઉપર<br>૨૫ ૧૦-૩ | ૧૫૮-૧૦-૦ શ્રી મહાલ મડળોને તેમના વાર્ષિક ફાળાના મોકલ્યા તે |
| ૦-૨-૮ શ્રી વ્યાજ ખાતે જમા<br>૦-૨-૮ બરોડા બેંક ખાતામા<br>૦-૨-૮ | ૧૧-૨-૯ શ્રી કન્ટીજન ખરચના<br>૬-૬-૦ મુસાફરી ખરચ ખાતે |
| ૨૧૧-૮-૦ વડોદરા રા પુ મડળ તરફથી પ્રાત તથા મહાલના વાર્ષિક ફાળાની રકમના | ૨૭૮-૧૦-૬ શ્રી પ્રચારકના પગાર માસ ૪ ખાતે ભથ્થુ, બાકુ કન્ટીજન પ્રો. ફડ વિગેરેના |
| ૨૪૫-૦-૦ વડોદરા રા પુ મડળ તરફથી પ્રચારકના પગાર માટે મદદના | ૧૮-૦-૦ પટેલ છગનભાઇ મથુરભાઇ પ્રચારકના પ્રો ફડના વડોદરા રાજ્ય પુ મડળમાં જમા થવા મોકલ્યા<br>૪૭૨-૧૩-૩ |
| ૧૮-૦-૦ શ્રી છગનભાઇ પટેલ પ્રચારકના પ્રો ફડ ખાતાના માસ ૪<br>૫૦૦-૪-૧૧ | ૨૭ ૭-૮ શ્રી જણસે બાકી<br>૫૦૦-૪-૧૧ |

K D Desai — મત્રી

ભા ગ વ્યાસ — પ્રમુખ

# ૪. અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા ૨૨-૯-૪૬ ના રોજ શ્રી શાંતિલાલ સારાભાઈ મહેતાના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી અને તેમા નીચેના સભ્યો હાજર હતા:

રા. શાંતિલાલ વસ્તાભાઈ-પ્રતિનિધિ ધારી મહાલ, અમરેશ્વર કરૂણાશંકર પાઠક-પ્રતિનિધિ દામનગર મહાલ, ભગવાનજી રાઘવજી દવે-પ્રતિનિધિ કોડીનાર મહાલ, હંસરાજ વિરજી ભદ્રેશ્વરા, વિદ્યારામ વસનજી ત્રિવેદી, ભાનુશંકરભાઈ ચકરગઢ સા પુ ના મંત્રી, નંદલાલ પુરૂષોત્તમ, પ્રતિનિધિ દામનગર મહાલ, શાંતિભાઈ સારાભાઈ મહેતા, મોટા ગોખરવાળા સા. પુ ના મંત્રી, હરિલાલ માધવજી રતનપુર મહાલ પ્રતિનિધિ, શ્રી. પ્રાણકુંવર કાશીરામ જોશી

આ સભામા નીચે મુજબ ઠરાવો થયા હતા

ઠરાવ ૧—આજની સભાનુ પ્રમુખસ્થાન શ્રી રા શાંતિભાઈ સારાભાઈ મહેતાને આપવાનુ સર્વાનુમતે ઠરાવવામાં આવે છે

ઠરાવ ૨—સને ૧૯૪૫-૪૬ સાલનું વાર્ષિક નિવેદન, તથા ઉત્પન્નખર્ચનુ સરવૈયુ વચાણું-માં લઇ સર્વાનુમતે મંજુર કરવામા આવે છે

ઠરાવ ૩—સન ૪૬-૪૭ ની સાલ માટે નીચે પ્રમાણે વ્ય મંડળ ચૂટવામા આવે છે

પ્રમુખ રાજરત્ન મોહનલાલ વીરજીભાઈ પટેલ

મંત્રી શ્રી રા ભોગીલાલ તારાચંદ મહેતા, શ્રી રા બાવચંદ માવજી વડેરા, શ્રી હંસરાજ વિરજી ભદ્રેશ્વરા

સભ્ય શ્રી રા ભગવાનજી રાઘવજી કોડિનાર વિભાગ, શ્રી. રા શાંતિલાલ વસ્તાભાઈ ધારી વિભાગ, શ્રી રા મોહનલાલ જીનાભાઈ ખાંભા વિભાગ, શ્રી રા નંદલાલ પુરૂષોત્તમ દામનગર વિભાગ, શ્રી રા હરિલાલ માધવજી રતનપુર વિભાગ શ્રી રા મોટા ગોરખવાળા સા પુ ના મંત્રી, અમરેલી વિભાગ, તે ઉપરાત રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રતિનિધિ

ઠરાવ ૪—સન ’૪૬-૪૭ નુ બજેટ નીચે પ્રમાણે મંજૂર કરવામા આવે છે

| જ | ઉ |
|---|---|
| ૩૦-૦-૦ રા. પુ મંડળ તરફથી પ્રાંત પુ મંડળને મળતી ફાળવણી | ૨૧૫-૦-૦ પ્રાંત પ્રચારકના પગારના |
| ૨૦૦-૦-૦ રા પુ મંડળ તરફથી પ્રાંત પ્રચારક માટે મદદ | ૬-૦-૦ સા પુ ના ગ્રંથપાલને બોનસ |
| | ૯-૦-૦ કંટીજન્ટ |
| ૨૩૦-૦-૦ | ૨૩૦ ૦-૦ |

ઠરાવ ૫—બે પ્રાંત વચ્ચે એક પગારદાર પ્રચારકની યોજના ચાલુ રાખવા તથા પ્રાંત પ્રચારક ખાતે ખૂટતી રકમ રૂા ૨૦૦-૦-૦ અંકે રૂપિયા બસોની મદદ રા પુ મંડળે આપવા, રા પુ મંડળને વિનંતિ કરવામા આવે છે

ઠરાવ ૬—કાગળની અસહ્ય મોંઘવારીને અંગે મોકુફ રખાયેલી શિષ્ટવાચનની પરીક્ષાની

યોજના પુન ચાલુ કરવા તેમજ રા પુ મ ડળ તરફથી પણ યોજાતી એવી પરીક્ષા યોજનાનો છુટથી લાભ લેવા લેવરાવવા મહાલ પુ મ ડળોને આ સભા ભલામણ કરે છે

**ઠરાવ ૭**—પ્રાત પરિષદ ભરવાની જરૂરીયાત આ મ ડળ સ્વીકારે છે અને પરિષદ ભરવાનો સમય અને સ્થળ બાબત મ ંત્રીઓએ તજવીજ કરવી

**ઠરાવ ૮**—પુસ્તકાલય શિક્ષણવર્ગ અમરેલી મહાલે ત્રણ દિવસ માટે ભરવાનું ઠરાવવામા આવે છે. સમય અને સ્થળ વગેરે બાબત મ ત્રીઓએ તજવીજ કરવી આ પ્રમાણે રાજય પુ મ ડળને ભલામણ કરવામા આવે છે

**ઠરાવ ૯**—મહેસાણા અને અમરેલી પ્રાત ખાતે ખાલી પડેલી પ્રાત પ્રચારકની જગા પૂરવા રાજ્ય પુસ્તકાલય મ ડળને ભલામણ કરવામા આવે છે

**ઠરાવ ૧૦**—દામનગર મહિલા પુસ્તકાલયની રકમ દામનગર સહકારી બે કમા પડેલી છે તે રકમ પ્રાંત પુસ્તકાલય પરિષદમાં ખર્ચવા માટે અમરેલી પ્રાત પુસ્તકાલય મ ંડળને મળે તે માટે આગળની તજવીજ કરવા આ સભા રાજ્ય પુસ્તકાલય મ ડળને વિનતિ કરે છે

**ઠરાવ ૧૧**—આજની સભાનુ કામકાજ શ્રી રા શાંતિભાઈ સારાભાઇ મહેતાએ શાંતિપૂર્વક કર્યું છે, માટે તેમનો આભાર માનવામા આવે છે

ઉપર પ્રમાણે ઠ ન ૧ થી ૧૧ આજરોજ સર્વાનુમતે મંજુર કરવામા આવે છે.

તા. ૨૨–૯–૪૬

શાં. આ મહેતા
પ્રમુખ,
અમરેલી પ્રાત પુસ્તકાલય મ ંડળ

## સને ૧૯૪૫–૪૬ સાલનો અહેવાલ તથા હિસાબ

**સ્થાપના અને ઉદ્દેશ**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મ ડળના છેવટના બ ધારણને અનુસરીને સને ૧૯૩૦–૩૧ થી આ મ ડળની સ્થાપના કરવામા આવી છે અને તેનો ઉદ્દેશ રાજ્ય પુ મ ડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાત પૂરતા અમલમા મૂકવાનો છે

**મ ડળનુ કાર્ય**—મહાલ અને જૂથ મ ડળો રાજ્ય પુસ્તકાલય મ ડળના ઉદ્દેશ પ્રમાણે અમરેલી પ્રાતના એકેએક મહાલમા મહાલ પુસ્તકાલય મ ડળો સ્થપાઇ ચૂકયા છે અને દરેક કાઇ ને કાઇ કાર્ય કરતાં પણ થઇ ગયા છે પણ કાર્યની ગતિ મ દ છે. આ માટે આશા છે કે પ્રાતના દરેક મહાલ મ ડળની યોજના નીચેના કાર્યો કરશે જ —

૧ જે વરસમા રાજ્ય વ પ્રાત પરિષદ ભરાય તે સિવાયના દરેક વરસે મહાલ પરિષદ ભરે

૨ દર વર્ષે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ જરૂર લે

૩. રાજ્ય પુસ્તકાલય મ ડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો દરેક મહાલ મ ડળ ઉપર સૂચના કાઢી, પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે અને પરીક્ષાના પુસ્તકોની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે

૪ શાળાવાળા પુસ્તકાલય વગરના ગામોએ પુસ્તકાલયો સ્થાપવા પ્રયત્ન કરે.

૫ જૂથ મ ડળો દ્વારા એકે એક પુસ્તકાલયની તપાસણી કરાવે

૬ જૂથ મ ડળોને જાગૃત કરે, તેમની વાર્ષિક સભાઓ ભરાવે તથા કરવાના કામોનુ વખતોવખત સૂચન કરે

૭ દર વર્ષે મહાલની વાર્ષિક સભા ભરે અને અહેવાલ તથા હિસાબ રજુ કરે તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને સર્વ હકીકત પ્રાત મ ડળ તથા રાજ્ય મ ડળ તરફ મોકલી આપે

ઉપર બતાવેલ હકીકત પૈકી જૂથ મ ડળો નિયમિત રીતે કામ કરતા થયા છે, અને આપેલી સૂચનાનો અમલ કરતા થશે એવી આશા અસ્થાને નથી દરેક જૂથ મ ડળોએ પોતાની સભા ભરી છે, એમ મહાલ મ ડળની સભા વખતે જણાવ્યુ છે દરેકે પોતાના બજેટ અને નિવેદનો મોકલી આપ્યા હશે ન મોકલ્યા હોય તેમણે તપાસ કરી મોકલી આપવા

પ્રાત અને મહાલ મ ડળોને પોતાની પ્રવૃત્તિઓને અ ગે થતા ખર્ચને પહોચી વળવા સારૂ રાજ્ય પુસ્તકાલય મ ડળ તરફથી ફાળવણી મળે છે તે ફાળવણી નિવેદનના વર્ષમા રૂા. ૨૧૩-૪-૦ મળી હતી, જેની ફાળવણી નીચે પ્રમાણે છે

| | | | |
|---|---|---|---|
| અમરેલી પ્રાત પુ મ ડળ | ૨૮- ૫-૦ | ખાંભા મહાલ પુ મ ડળ | . ૩-૧૫-૦ |
| અમરેલી મહાલ પુ મ ડળ | ૭૭-૧૧-૦ | દામનગર મહાલ પુ મ ડળ | ૧૨- ૬-૦ |
| કોડીનાર મહાલ પુ મ ડળ | ૧૦-૧૧-૦ | રતનપુર મહાલ પુ મ ડળ | ૩- ૬-૦ |
| ધારી મહાલ પુ મ ડળ | ૧૬-૧૪-૦ | | ૧૧૩- ૪-૦ |

**પુસ્તકાલય પર્વણી**—દર સાલ મુજબ ચાલુ સાલે પણ પુસ્તકાલયપર્વણી ઉજવવામા આવી હતી.

૧. આપ સૌને ખાસ વિનતિ છે કે બજેટ બનાવતી વખતે સહકારી ધોરણે બજેટ બનાવવાની બાબત ખાસ લક્ષમાં રાખશો

૨ અમરેલી પ્રાત શાળાધિકારી સા અને જે તે મહાલના મહાલ શાળાધિકારી સા ઓએ જુદે જુદે ગામડે ફેરણી વખતે પુસ્તકાલયો તરફ ખાસ લક્ષ આપી સલાહ અને સૂચના આપી છે, જે માટે તેઓ સા નો આભાર માનવામા આવે છે

૩. ઘણા વખત પહેલા અમરેલી પ્રાત પુ પરિષદ ચલાલા મુકામે ભરેલી હતી. તે પછી ભરાઇ નથી અને તેને માટે અમારા પ્રયત્નો ચાલુ છે

૪ અમોને વખતોવખત સલાહ અને સુચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સા , વડોદરા રાજ્ય પુસ્તકાલય મ ડળના મ ત્રીઓ, પ્રાત પુસ્તકાલય મ ડળના પ્રમુખ, પ્રાત શાળાધિકારી સા અને અન્ય ગૃહસ્થો જેઓ આ મ ડળમા રસ લઇ રહ્યા છે તેઓશ્રીનો અ ત કરણપૂર્વક આભાર માનવામા આવે છે.

૫ ચાલુ સાલે પ્રાંત પ્રચારક ભાઇશ કર ટી ઠાકર નોકરીમાથી છુટા થવાથી પુસ્તકાલયોની તપાસણી થઇ શકી નથી, તેથી જે તે જૂથ મ ડળોએ પોતાના જૂથના દરેક પુસ્તકાલયો તપાસવા વિનતિ કરવામા આવે છે અને નિયમ પ્રમાણે એ જૂથ મ ડળના મ ત્રીઓએ તપાસ્યા પણ હશે

૬. આપણા મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ આ પ્રવૃત્તિના વિકાસમાં ઊંડો રસ લે છે, જે અહોભાગ્યનું ચિહ્ન છે

આ વરસમાં જે કાંઇ કર્યું છે તે આપ જોઈ શક્યા છો, આપણે ઇચ્છીએ છીએ કે આવતા વરસે કાંઇક સવિશેષ સક્રિય કામ કરી શકીએ તેટલું ઇચ્છી આ નિવેદન પૂરું કરીએ છીએ તા. ૨૨-૯-૪૬.

જો. ના. મહેતા
હ. વિ. ભદ્રેશ્વરા
માનદ મંત્રી,
અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળ.

## તા. ૧-૮-૪૫ થી તા. ૩૧-૭-૪૬ સુધીનું ઉત્પન્નખર્ચ

| જ | ઉ |
|---|---|
| ૨૮-૫-૦ વડોદરા રા. પુ. મંડળ તરફથી પ્રાંત મંડળને ૪૫-૪૬ની ફાળવણી | ૭-૧૧-૬ કંટીજન્ટ ખાતે |
| ૦-૭-૭ વ્યાજ. | ૬-૧૦-૯ સ્વાગત ખર્ચ ખાતે |
| ૨૮-૧૨-૭ કુલ | ૬-૦-૦ બોનસ ખાતે |
| | ૨૦-૬-૩ કુલ |
| | ૮-૬-૪ ચાલુ સાલની બચત |
| | ૨૮-૧૨-૭ કુલ એકંદર |

અંકે એકંદરે અઠ્ઠાવીસ રૂપિયા બાર આના સાત પાઇ

## તા. ૧-૮-૪૫ થી તા. ૩૧-૭-૪૬ સુધીનું દેવું લેણું

| જ | ઉ |
|---|---|
| ૨૮-૦-૦ અમરેલી મહાલ પુ. મંડળ ખાતે | ૨૨-૭-૦ ફોર્મ ખાતે |
| ૨-૦-૦ પુસ્તકાલયનું સારું કામ કરનારને આપવાનું ઇનામ | ૨-૧-૦ અમરેલી સાર્વજનિક પુ. ખાતે |
| ૮૫-૮-૦ જે તે મહાલ પુ. મંડળોને '૪૫-૪૬ની ફાળવણી દેવી બાકી | ૯-૧૩-૦ ખેતીવાડી પેઢી ચાલુ થાપણ ખાતે |
| ૪૫-૬-૬ બચત ખાતું | ૧૧૩-૪-૦ વ. રા. પુ. મંડળ ખાતે |
| ૩૭-૦-૨ પાછલી | ૧૪-૫-૫ બાકી સિલક |
| ૮-૬-૪ ચાલુ | ૧૬૧-૧૪-૬ કુલ |
| ૪૫-૬-૬ | |
| ૧૬૧-૧૪-૬ કુલ | |

અંકે એકસો એકસઠ રૂપિયા ચૌદ આના ૭ પાઇ

હ. વિ. ભદ્રેશ્વરા
મંત્રી



**૧ ઊર્મિ અને વિચાર**—લેખક શ્રી રમણલાલ વ. દેસાઇ, પ્રકાશક આર આર શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ક્રાઉન કદના પૃષ્ઠ ૩૦૭, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૪-૦-૦ ૧૯૪૬

સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇને ગુજરાત એક અચ્છા નવલકથાકારતરીકે પિછાને છે, પરંતુ તેઓશ્રીએ નિબંધલેખન—માર્મિક કટાક્ષયુક્ત નિબંધલેખન—માં પણ જે કલમ ચલાવી છે તે એઓશ્રીની નવલકથાકાર તરીકેની કારકિર્દીને પણ ટપી જાય તેવી છે. એઓશ્રીની દર માસે " શારદા " માસિકમાં આવતી પ્રાસંગિક છતાં કેટલીક તો ચિરંજીવ નોંધો હરકોઇ વાચકને વિચાર કરતો કરી મૂકે તેવી હોય છે અને સામાન્ય વિષયોને પણ એઓશ્રી પોતાના નિબંધલેખનના લક્ષ્ય તરીકે ઉપાડે છે ત્યારે પણ તેમની . એ શૈલી વાચકને જરાય કંટાળ્યા સિવાય એ વાચવા પ્રેરે તેવી હોય છે. શુષ્ક વિષયને પણ રસપ્રદ બનાવવાની એમની લેખનકળા આથી વાચનપ્રિય જનતાને આકર્ષક છે એવી જ આકર્ષક શૈલીએ લખાયેલા આ પુસ્તકમાંના નિબંધો પાંચ વિભાગોમાં સંગ્રહાયા છે એ વિભાગોમાં, (૧) યૌવન, (૨) સન્નારી, (૩) ભૂગોળ સાથે રમત, (૪) અંગત અને (૫) પ્રકીર્ણ વિભાગોમાં, યોજાયા છે

પહેલામાં લેખકે, આજના યુવકોને ઠીક ઠીક શિખામણ આપી છે અને વર્તમાન યૌવન કયે માર્ગે જઇ કેવું રૂપ લઇ રહ્યું છે તે માર્મિક શૈલીએ અખાના કે ભોજા ભગતના ચાબખાની જેમ નહિ પણ મીઠી મજાકરૂપે રજૂ કર્યાં છે જ્યારે સન્નારીવાળા વિભાગમાં, સ્ત્રીવિષયક પ્રશ્નોની છણાવટ કરી છે ત્રીજા વિભાગમાં—ભૂગોળ સાથે રમતમાં લેખકે દુનિયાના જુદા જુદા દેશોની વિવિધ વિશિષ્ટતાઓનું દર્શન કરાવ્યું છે. જ્યારે ચોથા વિભાગમાં, એઓની પોતાની લેખનશૈલીની ખાસિયતો વગેરે વર્ણવ્યું છે છેલ્લે, પાંચમા વિભાગમાં તંત્રી તરીકે સફળતા મેળવવા માગનાર માટે આજે તેણે કઇ કઇ સારીનરસી તૈયારીઓ રાખવી ઘટે તે દર્શાવી અન્ય નિબંધિકાઓ પણ આપી છે

આમ આ પુસ્તકના પાંચે વિભાગો લેખકની વિશિષ્ટ શૈલીએ લખાયેલા હોઇને રસપ્રચુર છે અને વિટી, આગગાડી સરખા શુષ્ક વિષયના નિબંધો પણ રસભરિત બન્યા છે

**૨. શ્રી સુભાષચંદ્ર બોઝ**—( આવૃત્તિ બીજી ) લેખક શ્રી ગુણવંતરાય આચાર્ય, પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૨૦૦+૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૨-૮-૦ ૧૯૪૬

હિંદી રાષ્ટ્રીય મહાસભાનું હરિપુરા અધિવેશન ભરાયું તે પ્રસંગે આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી હતી. ત્યારે શ્રી સુભાષબાબુ, એ અધિવેશનના પ્રમુખપદે

હતા એ પ્રાસંગિક પ્રકાશન છતાં તેઓશ્રીના અનેક જીવનપ્રસંગોને આવરી લેતી આ કથા જનતાનો ઠીક આદર પામી હતી તે પછી આટલા લાંબા ગાળે, જ્યારે હિંદભરમાં સુભાષ બાબુની આસપાસ એમના અસ્તિત્વ-અનસ્તિત્વની અનેક શંકાકુશંકાઓ ફેલાઈ રહી છે ત્યારે, તેમના જીવનના વધુ પૃષ્ઠો ઉમેરાઈને આ આવૃત્તિ પ્રકટ કરાઈ છે

એમાં અગાઉ અપાયેલા કથાનાયકના જીવનપ્રસંગો ઉપરાંત, તેઓની આઝાદ હિંદ ફોજ અને સરકારની સ્થાપનાની તવારીખી નોંધો સાંકળી લેવામાં આવી છે. લેખકે, આજે દેશભરમાં સુભાષબાબુની જે કેટલીક વધારે પડતી અતિવીરપૂજા પ્રસરી રહી છે તેવું આલેખન આ ચરિત્રકથામાં ન આલેખતાં જે તે પ્રસંગને હકીકતરૂપે જ રજૂ કરેલ છે એટલે સુભાષબાબુના જીવનમાં તટસ્થ ડોકિયું કરાવનાર તરીકે આ પુસ્તકને લેખી શકાય

સળંગ સૂત્રાત્મક એવી સુભાષબાબુની આ જીવનકથા પુસ્તકાલયો વસાવી લે

**૩ ગુજરાતના સેવકો**—લેખક શ્રી ચંદ્રકાંત શાહ, પ્રકાશક, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૧૧૬, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૧૦-૦

સસ્તુ સાહિત્ય કાર્યાલય તરફથી જે સર્વોપયોગી સાહિત્યશ્રેણી પ્રકટ કરવામાં આવે છે તેના ૧૫ મા પુસ્તક તરીકે ચાર ટૂંકા જીવનચરિત્રોનો આ ગુચ્છ પ્રસિદ્ધ કરાયો છે એમાં હરિજનસેવક અને 'દેડના ગોર' ગણાતા શ્રી ઠક્કરબાપા, શ્રી રવિશંકર મહારાજ તેમ જ રાજસ્થાની રાજકારણમાં આજે અગ્રસ્થાન ધરાવતા દરબાર શ્રી ગોપાળદાસ દેસાઈ અને યુવાનોના આદર્શ નેતા શ્રી છોટુભાઈ પુરાણીના ચરિત્રો અપાયા છે લેખનશૈલી સરળ હોઈને આમ-જનતાને વાચવી સુગમ પડે તેવી છે મોટા અક્ષરની છાપણી સામાન્ય વાચકને પણ આકર્ષે તેવી છે તેમજ એ જીવનકથાનાયકો પણ ગુજરાતમાં સારી રીતે જાણીતા લોકનેતાઓ હોઈને તેમના જીવનપ્રસંગો જનતાને ઠીક પ્રેરક નીવડે તેવા છે.

**૪ ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદ-કાર્યવહી—સને ૧૯૪૪-૪૫**—પ્રકાશકો માનાર્હ મંત્રીઓ, ગુજરાત સાહિત્ય સભા, ત્રણ દરવાજા, અમદાવાદ ડેમી આઠપેજી કદના પૃષ્ઠ ૯૮ + ૨૦ + ૮, સાદું પૂઠું, મૂલ્ય રૂા ત્રણ ૧૯૪૬.

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે એની પ્રસિદ્ધ થતી કાર્યવહી દ્વારા વીતેલા વર્ષના દેવાન ૪૦ સાથે એ વર્ષમાં પ્રકટ થયેલ પુસ્તકોના અવલોકન-પરિચય આપવાની જે રીત અપનાવવામાં આવી છે તે આવકારદાયક છે આ કાર્યવહી સાથે ૧૯૪૪ ના વર્ષમાં પ્રસિદ્ધ થયેલ ગ્રંથસ્થ સાહિત્યની સમીક્ષા આપવામાં આવી છે આવી સમીક્ષાઓ હમેશાં, પુસ્તકખરીદી કરનાર માટે માર્ગદર્શક ભોમિયાની ગરજ સારે છે એટલે દરેકજણે આપણા સાહિત્યના પુસ્તકો ખરીદનાર વર્ગ-વ્યક્તિ કે પુસ્તકાલયોની એક અનેક સેવા એના દ્વારા થાય છે, એ નિર્વિવાદ છે ઉપરાંત, સદર સાહિત્ય સભાના ઉપક્રમે યોજાતા વ્યાખ્યાનો તેમ જ દર વર્ષના સુવર્ણચંદ્રકપ્રદાનવિધિ અંગેનાં વ્યાખ્યાનનો પણ એમાં સમાવેશ થાય છે એટલે, આ કાર્યવહી એ માત્ર શુષ્ક હેવાલ-હિસાબોની જ કાર્યવહી ન રહેતાં એ સાહિત્યપ્રેરક ઉત્તમ બાજુની પણ ગરજ સારે છે.

આવા સમીક્ષાના ક્વચિત્ ક્વચિત્ પ્રકટ થતા પુસ્તકો દરેક પુસ્તકાલયે અને સાહિત્યપ્રિય વ્યક્તિઓએ અવશ્ય વસાવી લેવા જોઈએ

**૫ તપોભૂમિ-બદરીકેદાર**—લેખક શ્રી નાનજીભાઈ કાળીદાસ મહેતા, પ્રકાશક શ્રી રાયચુરા ગોલ્ડન જ્યુબિલી પ્રિ પ્રેસ, વડોદરા ક્રાઉન કદના પૃષ્ઠ ૧૫૨ + ૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ ૨–૮–૦

આપણે ત્યા પ્રવાસવર્ણનને લગતા પુસ્તકો માત્ર ગણ્યા ગાઠયા જ લખાય છે એવા અલ્પસખ્ય પ્રવાસગ્રથોમા આ એક સારો ઉમેરો છે બદરીકેદાર એ આપણા સમાજમા ધાર્મિક દૃષ્ટિની યાત્રા લેખાય છે, છતા એની ધાર્મિક ભાવનાદષ્ટિ ઉપરાત નિસર્ગદર્શનનું જે અનુપમ દશ્ય માનવીને એના દર્શનથી મળે છે તે અદ્ભુત જ હોય છે. કુદરતને ખોળે રમતા ત્યાના માનવી અને સસારવ્યવહાર અને સમાજની ગડમથનમા અટવાતા આપણા સામાજિક માનવી વચ્ચેનો તફાવત આ પુસ્તકમા આપેલ વર્ણન પરથી ઠીક જાણવા મળે છે.

આ પુસ્તક "શારદા" માસિકમા ક્રમે ક્રમે છપાયુ હતુ આજે એ પુસ્તકાકારે પ્રકટ થતા એને અમે આવકારીએ અને આમ પ્રવાસવર્ણનોના છૂટાછવાયા લેખો, આ પુસ્તકની માફક જો ગ્રથબદ્ધ થાય તો અનેક પ્રવાસીઓને એ ઉપયોગી સામગ્રી પૂરી પાડે એ વાત નિર્વિવાદ છે. પુસ્તકાલયોમા આ પ્રવાસપુસ્તક અવશ્ય વસાવી લેવાય

**૬ શ્રીમતી વિજ્યાલક્ષ્મી પડિત**—લેખક શ્રી સુરેશ ગાધી, પ્રકાશક એન એમ ઠક્કરની કુ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ ૨ ક્રાઉન કદના પૃષ્ઠ ૨૩૦, સચિત્ર કવર જેકેટ સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂા ૪–૦–૦

હિદી સરકારના વડા પ્રધાન પડિત જવાહરલાલ નેહરુની જેમ એમના બહેન-આ જીવનકથાના કથાનાયિકા-શ્રીમતી વિજયાલક્ષ્મી પડિત આપણા રાજકીય ક્ષેત્રમાં ચમકતા સિતારાઓમાના ઉજ્જ્વલ સિતારા સરખા ચમકયા છે એમણે દેશપરદેશમા ખુલ્લા પાડેલા હિદી પરાધીનતાના સચોટ ખ્યાલથી પાશ્ચાત્ય દેશોમા એ ખૂબ જાણીતા થયા છે

એ જગવિખ્યાત મહિલાના આ જીવનચરિત્રમા લેખકે એમના બાળપણનાં સસ્મરણોથી લઈને આજની એમની સયુક્ત રાજ્યોમા હિદી પ્રતિનિધિ તરીકેની હાજરી સુધીના પ્રસગોને વણી લીધા છે. તેમા પણ, પુસ્તકમા આપેલા, એમણે વીતાવેલા જેલજીવનના પ્રસગો યાદગાર રહી જાય તેવા છે

આજે જ્યારે એઓ અમેરિકા ખાતે હિદી એલચી તરીકેનુ સ્થાન લેવાની વાતો બહાર આવી છે તે સમયે આ પુસ્તકનુ પ્રકાશન જનતાને એમના સબધી કઈક માહિતી આપી જાય તેવુ છે જીવનચરિત્રના પુસ્તકો વધુ વચાવવાની નીતિ અનુસાર આ પુસ્તક જીવનચરિત્રોના સગ્રહ માટે સુખે વસાવી લેવાય.

મ. પ્ર વ્યાસ

**૭. ભગવાન મહાવીરના યુગની મહાદેવીઓ**—લે શ્રી સુશીલ, પ્રકાશક જૈન આત્માનદ સભા, ભાવનગર પૃષ્ઠ ૩૨+૨૪૦ ક્રાઉન સાઇઝ, ૧૬ રેખાચિત્રો, કાગળ, છપાઈ, બાઈન્ડિગ જેકેટ આકર્ષક કિમત જણાવી નથી શેઠ હરિચદ મીઠાભાઈ અને તેમનાં પત્ની ફૂલીબહેનના સ્મરણાર્થે પ્ર સ ૨૦૦૨.

હતા એ પ્રાસંગિક પ્રકાશન છતા તેઓશ્રીના અનેક જીવનપ્રસંગોને આવરી લેતી આ કથા જનતાનો ઠીક આદર પામી હતી તે પછી આટલા લાંબા ગાળે, જ્યારે હિંદભરમા સુભાષ-બાબુની આસપાસ એમના અસ્તિત્વ–અનસ્તિત્વની અનેક શંકાકુશંકાઓ ફેલાઇ રહી છે ત્યારે, તેમના જીવનના વધુ પૃષ્ઠો ઉમેરાઇને આ આવૃત્તિ પ્રકટ કરાઇ છે.

એમા અગાઉ અપાયેલા કથાનાયકના જીવનપ્રસંગો ઉપરાત, તેઓની આઝાદ હિંદ ફોજ અને સરકારની સ્થાપનાની તવારીખી નોંધો સાંકળી લેવામા આવી છે. લેખકે, આજે દેશભરમા સુભાષબાબુની જે કેટલીક વધારે પડતી અતિવીરપૂજા પ્રસરી રહી છે તેવું આલેખન આ ચરિત્રકથામા ન આલેખતાં જે તે પ્રસંગને હકીકતરૂપે જ રજૂ કરેલ છે. એટલે સુભાષબાબુના જીવનમા તટસ્થ ડોકિયું કરાવનાર તરીકે આ પુસ્તકને લેખી શકાય

સળંગ સૂત્રાત્મક એવી સુભાષબાબુની આ જીવનકથા પુસ્તકાલયો વસાવી લે

૩ ગુજરાતના સેવકો—લેખક શ્રી ચંદ્રકાંત શાહ, પ્રકાશક, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૧૧૬, સાદું સચિત્ર પૂંઠું, મૂલ્ય ૦–૧૦–૦

સસ્તુ સાહિત્ય કાર્યાલય તરફથી જે સર્વોપયોગી સાહિત્યશ્રેણી પ્રકટ કરવામા આવે છે તેના ૧૫ મા પુસ્તક તરીકે ચાર ટૂંકા જીવનચરિત્રોનો આ ગુચ્છ પ્રસિદ્ધ કરાયો છે એમા હરિજનસેવક અને 'ઢેડના ગોર' ગણાતા શ્રી. ઠક્કરબાપા, શ્રી રવિશંકર મહારાજ તેમ જ રાજસ્થાની રાજકારણમા આજે અગ્રસ્થાન ધરાવતા દરબાર શ્રી ગોપાળદાસ દેસાઈ અને યુવાનોના આદર્શ નેતા શ્રી છોટુભાઇ પુરાણીના ચરિત્રો અપાયા છે લેખનશૈલી સરળ હોઇને આમજનતાને વાચવી સુગમ પડે તેવી છે મોટા અક્ષરની છાપણી સામાન્ય વાચકને પણ આકર્ષે તેવી છે તેમજ એ જીવનકથાનાયકો પણ ગુજરાતમાં સારી રીતે જાણીતા લોકનેતાઓ હોઇને તેમના જીવનપ્રસંગો જનતાને ઠીક પ્રેરક નીવડે તેવા છે

૪ ગુજરાત સાહિત્ય સભા–અમદાવાદ–કાર્યવહી—સને ૧૯૪૪-૪૫—પ્રકાશકો માનાર્હ મંત્રીઓ, ગુજરાત સાહિત્ય સભા, ત્રણ દરવાજા, અમદાવાદ ડેમી આઠપેજી કદના પૃષ્ઠ ૯૮ + ૨૦ + ૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂા ત્રણ ૧૯૪૬

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે એની પ્રસિદ્ધ થતી કાર્યવહી દ્વારા વીતેલા વર્ષના હેવાલ ૪૦ સાથે એ વર્ષમા પ્રકટ થયેલ પુસ્તકોના અવલોકન–પરિચય આપવાની જે રીત અપનાવવામા આવી છે તે આવકારદાયક છે આ કાર્યવહી સાથે ૧૯૪૪ ના વર્ષમા પ્રસિદ્ધ થયેલ ગ્રંથસ્થ સાહિત્યની સમીક્ષા આપવામા આવી છે આવી સમીક્ષાઓ હમેશા, પુસ્તકખરીદી કરનાર માટે માર્ગદર્શક ભોમિયાની ગરજ સારે છે એટલે દરવર્ષે આપણા સાહિત્યના પુસ્તકો ખરીદનાર વર્ગ–વ્યક્તિ કે પુસ્તકાલયોની એક અજોડ સેવા એના દ્વારા થાય છે, એ નિર્વિવાદ છે ઉપરાત, સદર સાહિત્ય સભાના ઉપક્રમે યોજાતા વ્યાખ્યાનો તેમ જ દર વર્ષના સુવર્ણચંદ્રકપ્રદાનવિધિ અંગેના વ્યાખ્યાનનો પણ એમા સમાવેશ થાય છે એટલે, આ કાર્યવહી એ માત્ર શુષ્ક હેવાલ–હિસાબોની જ કાર્યવહી ને વાચનવૃત્તાંત માત્ર જ ન રહેતા એ સાહિત્યપ્રેરક ઉત્તમ બળની પણ ગરજ સારે છે

આવાં સમીક્ષાના ક્વચિત્ ક્વચિત્ પ્રકટ થતા પુસ્તકો દરેક પુસ્તકાલયે અને સાહિત્યપ્રિય વ્યક્તિઓએ અવશ્ય વસાવી લેવા જોઇએ

**૫ તપોભૂમિ-બદરીકેદાર**—લેખક શ્રી નાનજીભાઈ કાળીદાસ મહેતા, પ્રકાશક શ્રી રાયચુરા ગોલ્ડન જ્યુબિલી પ્રિં પ્રેસ, વડોદરા ક્રાઉન ૧૬ ના પૃષ્ઠ ૧૫૨ + ૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૨-૮-૦

આપણે ત્યાં પ્રવાસવર્ણનને લગતાં પુસ્તકો માત્ર ગણ્યાં ગાંઠ્યાં જ લખાય છે એવા અલ્પસંખ્ય પ્રવાસગ્રંથોમાં આ એક સારો ઉમેરો છે બદરીકેદાર એ આપણાં યાત્રાધામો ધાર્મિક દૃષ્ટિની યાત્રા લેખાય છે, છતાં એની ધાર્મિક ભાવનાદૃષ્ટિ ઉપરાંત નિસર્ગસૌંદર્યનું જે અનુપમ દૃશ્ય માનવીને એના દર્શનથી મળે છે તે અદ્ભુત જ હોય છે કુદરતને ખોળે રમતા ત્યાંના માનવી અને સંસારવ્યવહાર અને સમાજની ગડમથનમાં અટવાતા આપણા સામાજિક માનવી વચ્ચેનો તફાવત આ પુસ્તકમાં આપેલ વર્ણન પરથી ઠીક જાણવા મળે છે

આ પુસ્તક "શારદા" માસિકમાં ક્રમે ક્રમે છપાયું હતું. આજે એ પુસ્તકાકારે પ્રકટ થતાં એને અમે આવકારીએ અને આવા પ્રવાસવર્ણનોના છૂટાછવાયા લખો, આ પુસ્તકની માફક જો ગ્રંથબદ્ધ થાય તો અનેક પ્રવાસીઓને એ ઉપયોગી સામગ્રી પૂરી પાડે એ વાત નિર્વિવાદ છે. પુસ્તકાલયોમાં આ પ્રવાસપુસ્તક અવશ્ય વસાવી લેવાય

**૬ શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત**—લેખક શ્રી સુરેશ ગાંધી, પ્રકાશક એન એમ ઠક્કરની કું પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ ક્રાઉન ૧૬ના પૃષ્ઠ ૨૩૦, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૩-૦-૦

હિંદી સરકારના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુની જેમ એમના બહેન—આ જીવનકથાનાં કથાનાયિકા—શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત આપણા રાજકીય ક્ષેત્રમાં ચમકતા સિતારાઓમાંના ઉજ્જ્વલ સિતારા સરખાં ચમક્યાં છે એમણે દેશપરદેશમાં ખુલ્લાં પાડેલાં હિંદી પરાધીનતાના અસરકારક ખ્યાલથી પાશ્ચાત્ય દેશોમાં એ ખૂબ જાણીતાં થયાં છે

એ જગવિખ્યાત મહિલાના આ જીવનચરિત્રના લેખકે એમના બાળપણનાં સંસ્મરણોથી લઈને આજની એમની સંયુક્ત રાજ્યોમાં હિંદી પ્રતિનિધિ તરીકેની હાજરી સુધીના પ્રસંગોને વણી લીધા છે તેમાં પણ, પુસ્તકમાં આપેલા, એમણે લીનાવેના જેલજીવનના પ્રસંગો યાદગાર રહી જાય તેવા છે.

આજે જ્યારે એઓ અમેરિકા ખાતે હિંદી એલચી તરીકેનું સ્થાન લેવાની વાતો બહાર આવી છે તે સમયે આ પુસ્તકનું પ્રકાશન જનતાને એમના સંબંધી કંઈક માહિતી આપી જાય તેવું છે જીવનચરિત્રના પુસ્તકો વધુ વંચાવવાની નીતિ અનુસાર આ પુસ્તક જીવનચરિત્રોના સંગ્રહ માટે સુખે વસાવી લેવાય

મ મ વ્યાસ

**૭ ભગવાન મહાવીરના યુગની મહાદેવીઓ**—લે શ્રી સુશીલ, પ્રકાશક જૈન આત્માનંદ સભા, ભાવનગર પૃષ્ઠ ૩૨+૨૪૦ ક્રાઉન સાઈઝ, ૧૬ રેખાચિત્રો, કાગળ, છપાઈ, બાઈન્ડિંગ જેકેટ આકર્ષક કિંમત જણાવી નથી શેઠ હરિચંદ મીઠાભાઈ અને તેમનાં પત્ની ફૂલીબહેનના સ્મરણાર્થે પ્ર સં ૨૦૦૨.

મહાસતી મહિલાઓ–૧ માતા દેવાનંદા, ૨ ત્રિશલા, ૩ ચંદનબાલા, ૪ સુલસા, ૫ રેવતી, ૬ યશોદા, ૭ જયંતી, ૮ પ્રિયદર્શના, ૯ મૃગાવતી, ૧૦–૧૧ સુજ્યેષ્ઠા અને ચેલણા, ૧૨ દુર્ગંધા, અને ૧૩ જયતી તથા પરિશિષ્ટમા ૨ તુચ્છ નારીઓ મહાસતકની સ્ત્રી રેવતી અને ૧૬ કપિલાની ઐતિહાસિક નવલકથાઓ આલેખવામા આવી છે. પ્રૌઢ લેખકે જૈન ઇતિહાસની વસ્તુને વફાદાર રહી વિશિષ્ટ સરકારી શૈલીથી રોચક ભાષામા આ નવલિકાઓને ગૂંથવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે. પ્રસંગોપાત બૌદ્ધ સાહિત્યની સમકાલીન કથાઓ સાથે તુલના કરી છે પ્રાકૃત સંસ્કૃત પ્રાચીન જૈન સાહિત્યના મહાસાગરમાંની પ્રેરણાદાયક પ્રશસ્ત કથાઓને આવી ઉચ્ચ શૈલીથી લખાવવાની અને ઉત્તમ પદ્ધતિએ પ્રકાશિત કરાવવાની આવશ્યકતા છે. એવો આદર્શ પૂરો પાડવા માટે લેખક, પ્રકાશક અને આર્થિક સહાયક પ્રશંસાપાત્ર છે. —લા. ભ ગાંધી

**૮. બાલવિજ્ઞાન વાચનમાળા :** પુ. ૧–૨–૩–૫—પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, તથા બાલમુકુંદ કુબેરદાસની કંપની, અમદાવાદ, ઈ. સ ૧૯૪૫–૪૬ . કિંમત અનુક્રમે ૦–૫–૦, ૦–૬–૦, ૦–૭–૦, ૦–૧૫–૦.

વાચનમાળાના મજકુર પ્રકાશનો મુંબઈ સરકારના કેળવણી ખાતાએ સ્વીકારેલા અભ્યાસક્રમ પ્રમાણે યોગ્યતા હોઈ તેમા વનસ્પતિ, પ્રાણી, તથા આરોગ્ય વિજ્ઞાનને લગતી ઉપકારક માહિતી બાલસુલભ ભાષામા રસિક શૈલિએ આપવામા આવેલી છે પાઠે પાઠે અપાયેલા ઉપયોગી ચિત્રો પાઠોના વિષયોને સમજવામા મદદગાર બને છે. બાળશિક્ષણ માટે આ પ્રકાશનો વિદ્યાર્થી તેમજ શિક્ષકવર્ગને ઉપયોગી નીવડે એવા છે વિશેષ વાચન માટે અપનાવવા જેવા

**૯ સંસ્કારપોથી,** ભાગ ૧–૨–૩—કર્તા સંતબાલ, પ્રકાશક લક્ષ્મીચંદ. ઝવેરચંદ સંઘવી, શ્રી મહાવીર સા. પ્ર. મંદિર, અમદાવાદ ૧લી આવૃત્તિ, ઈ સ. ૧૯૪૬; કિં. દરેકની ૦–૪–૦.

બાળકોના ઘડતરમા બચપણમાંથી જ સંસ્કાર સિંચવાના ઉદ્દેશથી આ પોથીઓ કર્તાશ્રીએ પોતાની અનુભવી કલમે તૈયાર કરી છે. સામગ્રીને વ્યવસ્થિત રીતે ક્રમબદ્ધ ગોઠવવામાં શ્રીયુત નવલભાઈ શાહની બુદ્ધિએ કામ કર્યું છે ધર્મ એ વાડા કે સાપ્રદાયિક કર્મકાંડની જ વસ્તુ નથી પણ સમગ્ર જીવનવ્યાપી તત્ત્વ છે તેની યોગ્ય સમજ આપનારાં આ પ્રકાશનો ભાવિક વર્ગે અવશ્ય અપનાવવા જેવા

લખાણ મોટે ભાગે પદ્ય શૈલિનું હોઈ બાળકોને વાંચતાં ગમ્મત પડે અને યાદ રાખવાનું સુલભ બને એવુ છે

પ્રભાવનામાં વહેંચાતાં પેંડા, બદામ કે નાળિયેર જેવી ચીજોની લહાણીઓને બદલે આ પોથીઓની લહાણી કરવાની જે ભલામણ પ્રકાશકસંસ્થાએ પોતાની પ્રાસંગિક નોંધમા કરી છે તેનુ સમર્થન કરીએ છીએ. —ના

# દીપોત્સવીના સાહિત્યસામગ્રી

ભાઈશ્રી,

દીપોત્સવીના ટાકણે પ્રસિદ્ધ થયેલ સાહિત્યસામગ્રીનો પરિચય કરાવવા તમે મને જણાવેલું આજે એ દીપોત્સવી અંકોમા પીરસાયેલી ષડ્રસ ભોજનની યાદ આપી જાય તેવી સામગ્રીનો સ્વલ્પ પરિચય આપતો આ પત્ર પાઠવું છું

દીપોત્સવી એ તો પત્રપ્રકાશકો માટે તેમના નિત્યપ્રકાશન પામતા પ્રકાશનો કરતા વિશિષ્ટ પ્રકારનું પ્રકાશન પ્રસિદ્ધ કરવાનો વર્ષમા એકાદ વાર આવતો અવસર છે એ પ્રકાશનને બને તેટલું ઉત્તમ રીતે જનતા સમક્ષ રજૂ કરવા તેઓ સૌએ પ્રયત્નો કરે છે મારી પાસે આવેલા ખાસ અંકોમા "સંદેશ" નો દીપોત્સવી અંક સર્વ રીતે આકર્ષક તૈયાર થયેલો જણાય છે એમા સાહિત્યરસાસ્વાદની ભિન્ન ભિન્ન રુચિ ધરાવનાર વાચકોને પોતપોતાની પસંદગીનું વાચન મળી રહે તેવા લેખો સંગ્રહાયા છે. એમા આપણા અગ્રેવાન નવલિકાકારોની પ્રાસંગિક તેમ જ ચિરંજીવ ગણી શકાય તેવી સામાજિક, ઐતિહાસિક તથા હાસ્યરસિક નવલિકાઓ પણ અપાઈ છે ઉપરાંત, એમા અપાયેલા અર્થશાસ્ત્રને લગતા એ ક્ષેત્રના અનુભવી અર્થશાસ્ત્રીઓના લેખો પણ વાચકને વિચારપ્રેરક નીવડે તેવા છે એટલે સર્વ રુચિપ્રેરક વાનીઓ આ અંકમાથી મળી આવે છે.

આમ સાહિત્યના વિવિધ વિભાગો સાથે એમા અપાયેલ કલાયુક્ત તસ્વીરો અને ફોટો પ્લેટો પણ વાચકોને ઠીક ઠીક આકર્ષે તેવી છે.

બીજો દીપોત્સવી અંક મુંબાઈના "ગુજરાતી" પત્રનો છે એણે એની નિત્ય-પદ્ધતિ અનુસાર ચિંતનપ્રધાન સામગ્રી ઠીક પ્રમાણમા પીરસી છે એક રીતે કહીએ તો, સાહિત્યસૃષ્ટિને લગતા લેખોનો, સાહિત્ય અને ભાષાશાસ્ત્ર, પ્રાચીન અર્વાચીન કાવ્યચર્ચાઓ અને સાહિત્યસંશોધનના લેખો ઠીક સંગ્રહાયા છે. એટલે એક રીતે કહીએ તો આ અંક સાહિત્યવિષયક અંક જ લેખી શકાય એમાં ચર્ચાયેલા પ્રાચીન કવિઓનો લગતા લેખોમા પ્રેમાનંદ અને દયારામ તેમ જ કવિશ્રી ન્હાનાલાલના નવા સર્જનોનું, શ્રી મનસુખલાલ ઝવેરીનું વિવેચન તેમ જ કવિશ્રી ખબરદારની કવિતાખુબીઓ હરકોઈ સાહિત્યરસિકને સાહિત્યાસ્વાદ આપી જાય તેવા છે ઉપરાંત, શાક-ચટણીની માફક ઇતર વિષયો વાર્તાઓ પણ અપાયા છે

એ પછી જોઈએ તો "બે ઘડી મોજ" હળવા સાહિત્યનું સામયિક છતા એ વારતહેવારે જે ખાસ અંકો પ્રસિદ્ધ કરે છે તેના કરતા આ અંકે વધુ જહેમત લેવાઈ હોય તેવું દીસી આવે છે શ્રી શયદા એક હળવા સાહિત્ય-સામયિકના સંપાદક છતા તેમની કાવ્ય સૃષ્ટિ કેટલી અંતરના ઊંડાણમાથી ઉપસી આવેલી હોય છે તે આ અંકમા જોતા ખાસ તરી આવે છે એમના આ અંકમા આપેલા બે કાવ્યો એમના અંતરના ઊંડાણમા વહી રહેલા કાવ્યસ્રોતમાથી નીતરી આવતો નિર્મળ ગંગાના નીર સમખાં ભાસે છે ઉપરાંત, એમાંની

હળવી વાર્તાઓ અને નિબંધિકાઓ પણ ઘડીભર વાચનાનંદ આપી જાય તેવી છે આમાં આવેલો સાક્ષર શ્રી. રમણલાલ વ દેશાઇનો " આગગાડી " શીર્ષક નિબંધ તાજા જ પ્રકટ થયેલા તેઓશ્રીના પુસ્તક " ઊર્મિ અને વિચાર " માંથી ઉતારી લેવાની લાલસાને શ્રી. શયદા રોકી શકયા લાગતા નથી અને સાચે જ, એ લેખ એ પુસ્તકમાંથી અહીં અપાયો છે એ પણ વાચકની અભિરુચિને સંતોષે તેમ છે પણ ખરું

એ પછી એક વધુ ખાસ અંક છે મુંબઇથી પ્રસિદ્ધ થતા સાપ્તાહિક "યુગાન્તર" નો. યુગાન્તરના રાબેતાના અંકો પણ, સાપ્તાહિક છતાં અવરનવાર કંઇક પ્રેરક વાર્તાઓ આપે છે ત્યારે આ ખાસ અંકમાં પણ એની એ પરિપાટી એણે જાળવી છે. આ અંકમા પણ કેટલાક મનનીય લેખો સમડાયા હોઇને, કાકાસાહેબનો સાહિત્યવિષયક લેખ, તેમજ અર્થશાસ્ત્રના વિચારપ્રેરક લેખો પણ વાચકનું ખાસ ધ્યાન ખેંચે તેવા છે. ઉપરાંત આપણા અગ્રગણ્ય કવિઓનાં કાવ્યો અને પ્રાસંગિક લેખો પણ વાચનીય છે

અને વડોદરાનું " નવગુજરાત " અગાઉ જેણે આ ક્ષેત્રમા કદી પ્રયાસ કર્યો જાણ્યો નથી તેણે આ વર્ષે દીપોત્સવી અંક પ્રકટ કરી એક નવી મજલનો આરંભ કર્યો છે એમા આપેલી વાચનસામગ્રી એના વાચનારને વડોદરાના રાજકારણી રંગો તેમજ સાહિત્યવિષયક લેખો તથા અર્થશાસ્ત્ર સરખા વિષયના શ્રી કુમારાપ્પા જેવા અનુભવીની કલમે લખાયલા લેખો આપ્યા છે એના તરી આવતા લેખોમા, વડોદરાના રાજકારણના અભ્યાસીઓ શ્રી. ચુનીલાલ શાહ, શ્રી. મણિલાલ પરીખ, શ્રી ચિમનભાઇ અમીન તેમ જ ડૉ. સુમન્ત મહેતાના લેખો વડોદરાનું રાજકારણ સમજવામા ઠીક માર્ગદર્શક થઇ પડે તેવા છે, જ્યારે શ્રી પ્રાણલાલ મુનશીનો છેલ્લો છતા પ્રથમ સ્થાન પામે તેવો લેખ " છત્રીસ વર્ષનો ગાળો " વડોદરાના નવા-જૂના વાતાવરણનો ચોખ્ખ ચિતાર આપી જાય છે

" નવગુજરાતે " આદરેલી આ વિશિષ્ટ અંકપ્રકાશનની પ્રથા નિત્ય ચાલુ રહે એમ આશા રાખીએ

બીજાં સાપ્તાહિકોમા સુરતનું " દાંડીઓ ", ખેડાનું " ખેડાવર્તમાન ", અને નડીઆદનું " કર્મભૂમિ " એમણે પણ ખાસ દીપોત્સવી અંકો પ્રકટ કર્યા છે. તેમા પણ " દાંડીઓ "એ, એણે સ્વીકારેલી નીતિ " ટૂંકી વાર્તાંકઅંક "ની જાળવીને દિવાળીના ટાંકણે વાર્તારસિકોને સંતોષવા ઠીક પ્રયાસ કર્યો છે, એમ નિઃશંક કહી શકાય ત્યારે નડિયાદનાં " કર્મભૂમિ " અને ખેડાના "ખેડા વર્તમાને" તેમ સુરતના "ગ્રામશક્તિ"એ પણ એના દીપોત્સવી અંકોમાં વિવિધ વિષયના લેખો આપવા ઠીક ઠીક પ્રયત્નો કર્યા છે.

આ ઉપરાંત, માસિકો પૈકી માગી પાસે બે ખાસ અંકો આવ્યા છે તેમાં દીપોત્સવીના જ અરસામાં, રાજકોટ મુકામે મળેલ સાહિત્ય પરિષદની ભૂત વર્તમાન કાર્યવહીને યાદ કરાવતા લેખોના સમારંભ લદ્દજાનદાર વાનીઓ આપનો " શારદા "નો સાહિત્ય વૈભવ વિવિધ નીતિરીતિઓનું વિહંગદર્શન કરાવતા સાહિત્ય પરિષદ અંકે સુંદર લ્હાણો આપી છે

[ અનુસંધાન પૃ ૪૮૮ ને ૭૨ ]



### સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૧ ગુજરાતના સેવકો—લેખક શ્રી ચન્દ્રકાન્ત શાહ, મૂલ્ય રૂા ૦–૧૦–૦

૨. આત્મસાક્ષાત્કારની કસોટી—પ્રયોજક સ્વામી શ્રી સ્વરૂપજ્યોતિ તીર્થ, મૂલ્ય રૂા. ૧–૪–૦

૩. ગીતાપોથી—સંપાદક શ્રી નગીનદાસ શાહ, મૂલ્ય ૦–૬–૦

### નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદનાં પ્રકાશનો

૪. હળપતિ મુક્તિ—લેખક શ્રી જુગતરામ દવે, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, મૂલ્ય ૦–૬–૦

૫. આત્મરચના અથવા આશ્રમી કેળવણી—લેખક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૪–૮–૦

### આર. આર. શેઠની કંપની-મુંબઇનાં પુસ્તકો

૬. ઉલ્કા—મૂળ લેખક શ્રી વિ સ ખાંડેકર, અનુ૦ શ્રી ગોપાળરાવ વિદ્વાંસ, મૂલ્ય રૂા ૪–૮–૦

૭ કાશ્મિરી ગુલાબ—લેખક શ્રી તારાચંદ પો અડાલજા, મૂલ્ય રૂા. ૩–૦–૦

૮. દિનરાત—લેખક શ્રી બનુભાઇ ? વ્યાસ, મૂલ્ય રૂા ૪–૦–૦

૯ ઊર્મિ અને વિચાર—લેખક શ્રી રમણલાલ વ દેસાઇ, મૂલ્ય રૂા ૪–૦–૦

### એન એમ ઠક્કરની કંપની-મુંબઇનાં પુસ્તકો

૧૦. શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત—લેખક શ્રી સુરેશ ગાંધી, મૂલ્ય રૂા ૩–૦–૦

### નવચેતન સાહિત્ય મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૧૧ ૧૮૫૭ નો દાવાનળ—લેખક શ્રી ચંદ્રભાઇ ભટ્ટ, મૂલ્ય ૪–૦–૦

૧૨. આશીર્વાદ—લેખક સેવક ભોજરાજ, મૂલ્ય રૂા. ૨–૦–૦

૧૩ ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદની કાર્યવાહી સને ૧૯૪૪–૪૫—પ્રકાશક ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, મૂલ્ય રૂા ૦–૦–૦

૫ તા. ૭-૯-૪૬ દશેના તા દહેગામ, મકાન વિનાનું ગ્રામ પુસ્તકાલય, તપાસણી માટે ગયેલા પણ મંત્રીજી બહારગામ ગયેલ હોવાથી ગ્રંથપાલને મૌખિક માહિતી પૂછી બીજી વાર આવવાના નિર્ણય સાથે પાછા ફર્યા

૬ તા ૧૪-૯-૪૬ વડોદરા તા ડભોડા જઈ ત્યાંના સા પુ ના ગ્રંથપાલને વર્ગીકરણ કાર્યની સમજ આપી. પ્રમાણપત્ર માટેની પરીક્ષામા ગ્રંથપાલભાઈ બેસનાર હોઈ તે સબંધમા જરૂરી માર્ગદર્શન તેમને કરાવવામા આવ્યુ.

૭ તા ૧૫-૯-૪૬ મહેસાણા પ્રાત પુ મડળની વાર્ષિક સભામા મહાલ મડળના પ્રતિનિધિ તરીકે હાજરી આપી આ કામગીરી અંગે થયેલું ખર્ચ ૨-૨-૦ જતા આવતાનુ રેલવે ભાડું તથા રૂા ૨-૮-૦ અડધા ભાણાનુ ભોજન ખર્ચ મળી કુલ ખર્ચ રૂા ૪-૧૦-૦

૮ તા ૨૨-૯-૪૬ પરાતીયા સા પુ. ના ગ્રંથપાલ સોનારડા આવેલા તેમની સાથે વાચક મડળ તથા શિષ્ટ વાચન પરીક્ષા સંબધી તેમજ અંદાજ બનાવવા અંગેની વાતચીત કરી યોગ્ય સમજણ આપી. સદરહુ ભાઈ પ્રમાણપત્રની પરીક્ષામા બે વર્ષ નાપાસ થયા છતા ત્રીજીવાર પ્રયત્ન કરવાનો વિચાર રાખે છે. તેમના એ વિચારને ઉત્તેજન આપ્યુ

૯ તા ૨૨-૯-૪૭ વાર્ષિક નિવેદનના કામે દહેગામનો આરો ખાધો, પણ મહાલ મંત્રીની તબિયત ગભીર હોવાથી ફેરો નકામો નીવડયો.

ટીપ—આઠ દિવસની કામગીરી અંગે ખર્ચ રૂા ૪-૧૦-૦ જ થયેલો છે અને તે મહે સાણાની કામગીરી અંગે એ ખાસ નોંધપાત્ર ના. નં.

---

[ અનુસધાન પૃ ૪૮૦થી ]

ત્યારે "ગુણસુન્દરી" માસિકે પણ ખાસ દીપોત્સવી અંક પ્રકટ કરી આપણા સાહિત્યના કેટલાક અગ્રગણ્ય લેખકોનો સારો સહકાર મેળવ્યો છે, એ નિર્વિવાદ છે

આમ દીપોત્સવીપ્રસંગે મારી પાસે આવેલા અંકોનો આ અલ્પ પરિચય મે આપ્યો.

નિત્યવિવાદાસ્પદ પ્રશ્નોને વધુ છણવાનો યુગ હવે નથી રહ્યો હવે તો નવીન પ્રેરક અને સર્વજનોપયોગી સાહિત્ય અપાય એમ આપણા આ તંત્રી બિરાદરો અને લેખકોને આપણે લાલ બત્તી ધરીશુ તો અસ્થાને નહિ લેખાય વળી કાવ્યો પણ "પ્રકટ થનાર સંગ્રહ"માથી તેમ જ છપાયેલા લેખોને ફરી છાપવાની નીતિને પત્રસપાદકોએ હવે વેગળી રાખવી ઘટે. આ રીતે દીપોત્સવીને ટાકણે મને મળેલી સાહિત્યસામગ્રીનો સ્વાદિષ્ટ એવો આ રસાસ્વાદનો મે તમને પરિચય આપ્યો છે જય જય

લિ

"વાચક"



## પત્રો માસિકો વહેલાં શરૂ થવા માટે

જાન્યુઆરીની પહેલી તારીખથી પોતાના પત્રો માસિકો શરૂ થઇ જ જાય એવી ઇચ્છા ધરાવનારા પુસ્તકાલયોએ, તેમના બજેટમા સાધેલી લોકમદદ, સત્વરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ના કાર્યાલયમા અત્યારથી જ મોકલવા વ્યવસ્થા કરવી. એને લગતી પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સા. ની આ અંકમા અન્યત્ર પ્રસિદ્ધ થયેલી સૂચના સૌ મંત્રી-ગ્રંથપાલોએ વાચી અમલ કરવા વિનંતિ છે

## પુસ્તકાલયોને મદદ *

**સા પુ રસૂલપુર** (તા. સિદ્ધપુર)ને રૂ ૧૫) શેઠ ત્રિભોવનદાસ ડુંગરદાસ મેતાવાળા, રૂ ૯) શેઠ કસ્તુરચંદ અજરામરદાસ ખિણોજવાળા, રૂ ૫) પટેલ નાથુભાઇ અમરામ, રૂ ૫) હાજી હબીબભાઇ કાસમ હગ્ગ, રૂ ૫) પ્રહ્‌લાદ કરશન ઘાચી, રૂ ૫) પીતાંબર વીરચંદ ઘાચી, રૂ ૪) ગણપતલાલ વીરચંદ ઘાચી, રૂ ૪) કેશવલાલ વીરચંદ ઘાચી, રૂ ૪) સુલેમાન વલીજી તરફથી

**સા પુ. કરનાલી**—વિદ્યાગૌરી સાર્વજનિક પુસ્તકાલયને સ્વર્ગસ્થ રામાનંદ શિવાનંદ પંડયાના સ્મરણાર્થે તેમના દીકરાઓ તરફથી રૂા ૨૫-૪-૦

**સા પુ ઠરબટીઆ**—( તા ખેરાળુ )ને ૫) શ્રી રીખવચંદ મોહનલાલ શાહ, ૫) શ્રી શંભુભાઇ ચેલદાસ પટેલ તરફથી.

## વ. રા. પુ. મંડળ

**મહાલ મંડળ તરફે શિષ્ટવાચનની પરીક્ષા**—કામરેજ મહાલ પુ મંડળની છેલ્લી વાર્ષિક સભાએ શિષ્ટવાચનની પરીક્ષા યોજવાનો ઠરાવ કર્યો હોઇ તેને માટે તા. ૧૫-૧-૪૭ નક્કી કરી છે પરીક્ષા માટે ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલું ગામગોષ્ઠિ નું પુસ્તક નમૂદ કર્યું છે.

—કામરેજ મહાલ માટે યોજાતી આવી પરીક્ષા અંગે ઇનામ વહેંચણી માટે રૂ ૧૦-૦-૦ ની રકમ મહાલના એક સદ્‌ગૃહસ્થ તરફથી રા પુ મંડળને સુપ્રત થયેલી છે તેની યોગ્ય નોંધ લેવા પરીક્ષા મજકુરના વ્યવસ્થાપકોને વિનંતિ

—બીજાં મહાલ મંડળોને આ દિશામા યોગ્ય તે પગલા ભરવા આગ્રહભરી ભલામણ !

**આજીવન સભાસદ**—મૂળ અમરેલીના વતની અને હાલ ધંધાર્થે જયપુરનિવાસી રાજરત્ન શેઠશ્રી પ્રતાપરાય ગિ મહેતા વ રા પુ મંડળના આજીવન સભાસદ બન્યા છે શ્રી પ્રતાપરાયભાઇ રા પુ મંડળની કારોબારીના સભ્ય હોઇ પુસ્તકાલયપ્રવૃત્તિમા સારો રસ ધરાવે છે સ્તુત્ય !

* રૂા ૩) અને તેથી વધુ રકમ મેળવનાર પુસ્તકાલયોની રકમો આ યાદીમાં અપાઇ છે

# સામયિક દોહન

## રચનાત્મક શિક્ષણ

પ્રાચીન કાળથી ભારતના પંડિતો સમજતા હતા જ, કે શિક્ષણ રચનાત્મક હોવું જોઈએ એ વિરલતા વિના ભારતીય સંસ્કૃતિની ભવ્યતા, અવિરલતા અને સશક્તતાનો સંભવ જ ક્યાંથી હોત ? એક પુરાણી ઉક્તિ પણ હતી શાસ્ત્રનું અધ્યયન કર્યા પછી પણ પુરુષ મૂર્ખ રહી શકે, ને ક્રિયાવાન બને તે જ વિદ્વાન

પણ રચનાત્મક શિક્ષણ એટલે શું ? જેમાં છાત્ર પોતાની મેળે જ પોતાનો વિકાસ કરે એ ક્રિયાત્મક શિક્ષણ જેમા પૂર્ણતાની સીડી ઉપર ચડતો છાત્ર જાતે જ રક્ષા મેળવે. પ્રત્યેકે પૂર્ણતા માટે આટલી યોગ્યતા મેળવી લેવી જોઈએ

(૧) પૂર્ણતા, સ્વતંત્રતા ને કાર્યકુશળતા તરફ હું વધી રહ્યો છુ એવો ભાવ મનમાં ઉત્પન્ન થઈ જવો જોઈએ

(૨) અધિકાધિક જીવ-પ્રેમ તથા ધ્યેય-પ્રાપ્તિ કરાવવાવાળી યોગ્યતા મળવી જોઈએ

(૩) માનવીય દુર્બળતા અને પ્રલોભનોથી ઉપર જવાની શક્તિ સાંપડવી જોઈએ.

(૪) જીવનના સ્વરૂપ અને ધ્યેય વિષે નિશ્ચય થઈ જવો જોઈએ.

શિક્ષણ જો છાત્રને પૂર્ણ બનાવનાર હોવાનું હોય તો તેને માટેની શ્રદ્ધા તેના મનમાં ઊભી થવી જોઈએ. એટલે છાત્રમા પણ કલાકારના ત્રણ ગુણ આવશ્યક છે સામગ્રીનું જ્ઞાન,' કાર્યદક્ષતા, ધ્યેયનો સ્પષ્ટ ખ્યાલ.

પણ આજે પરિસ્થિતિ વિપરીત છે, વાતાવરણ અનનુકૂળ છે. જે સામગ્રીથી તેને કામ કરવાનું છે ને તેની પોતાની જે વૃત્તિ છે તેને વિષે તેને લેશમાત્ર પણ જ્ઞાન નથી. કાર્યદક્ષતાનું તો નામ નથી અને પાશ્ચિમાત્ય વાદર-નકલની આદત મુશ્કેલીઓ ઊભી કરે છે. વિદ્યાર્થીને ખબર પણ નથી હોતી, કે એ શું કરવા માગે છે ને તે જે જાણે છે તે ભ્રમાત્મક છે.

*

રચનાત્મક શિક્ષણ છાત્રને નિશ્ચિતતા, વૃત્તિ-વ્યવસ્થા અને કુશળ અધ્યાપકનું અનુસરણ કરવાની શક્તિ આપે રચનાત્મક શિક્ષણના આધારભૂત સિદ્ધાન્ત આટલા છે પ્રત્યેક મનુષ્યને પોતાની વ્યક્તિગત પ્રકૃતિ હોય છે, વંશપરંપરાના, સમાજના ને દેશના સંસ્કારમાંથી આ પ્રકૃતિનું ઘડતર થયુ હોય છે એટલે જે વાત છાત્રની વ્યક્તિગત પ્રકૃતિથી વિરુદ્ધ છે તે તેને શીખવી જ નહિ શકાય અધ્યાપક કંઈ વ્યાયામ-શિક્ષક નથી-ન તો એ જમાદાર છે. એ પથ-પ્રદર્શક બની શકે કે છાત્રની પ્રતિભાનું નેતૃત્વ કરી શકે એટલે છાત્રની વ્યક્તિગત

પ્રકૃતિ સમજે તે જ સાચો અધ્યાપક રચનાત્મક શિક્ષણકાર એ પણ ધ્યાન રાખે કે સંસ્કૃતિના શાશ્વત આદર્શોને અનુસરીને જ શિક્ષણ આપવામાં આવે

આજે સભ્યતાના નામથી આપણે જેને ઓળખીએ છીએ એ ભારતીય સંસ્કૃતિ છે જ નહિ આજે દેખાય છે એ તો સંસ્કૃતિનું આવરણ માત્ર છે આપણી સંસ્કૃતિ તો બીજાઓથી સાવ જુદી છે એ પૂર્ણ-સ્વરૂપે જ જન્મી છે ઠીક ઠીક વખત સુધી આપણા લોક પશ્ચિમી સંસ્કૃતિને અનુસર્યા છે, પણ એ ભારતીય સંસ્કૃતિ અનુસાર જીવન ચલાવવાનો પ્રયત્ન કરતા થયા છે.

શ્રી અરવિંદે પાશ્ચિમાત્ય સંસ્કૃતિનો પાર પામવા વર્ષો સુધી ઈંગ્લાંડનો વાસ કર્યો પણ પછી તેમના હૃદયમાંથી ભારતીય સંસ્કૃતિ જાગી ગઈ ભારતીય ભાષા ને સાહિત્યનો તેમણે અભ્યાસ કર્યો. ને પછી તે મહાન ભારતીય દાર્શનિક ને યોગી બન્યા

ગાંધીજીએ પણ બારિસ્ટરી માટે ઇંગ્લાંડમા શિક્ષણ લીધુ, પણ તેમનુ ચેતન પાશ્ચિમાત્ય સંસ્કૃતિ જો સ્વીકાર પામી ન શક્યુ.

એટલે, ભારતીય રચનાત્મક શિક્ષણ ભારતીય સંસ્કૃતિને જ પગલે ચાલે વિદેશી સંસ્કૃતિને આપણા શિક્ષણનુ સંચાલન કરે તો તે ઘાતક નીવડે *

—શ્રી. કનૈયાલાલ મુનશી

---

# સાહિત્યનો આદર્શ શું ?

સાહિત્યના આદર્શ સંબંધી દરેક પ્રાંતમાં ચાલુ વાદવિવાદ ચાલ્યા કરે છે. વ્યાસ, વાલ્મીકિ જેવા સારા સાહિત્યકારોને કદાચ સાહિત્યસેવાનો ખ્યાલ પણ નહિ હોય તેઓ તો ધર્મના સેવક હતા, સંસ્કૃતિના સંસ્થાપક અને પરિપોષક હતા, લોકસેવાને માટે અથવા આદર્શ નિર્માણ કરવા માટે જ તેમણે સાહિત્યનુ સર્જન કર્યું હતું તેમની પાસે જીવન, વિચાર અને સંસ્કારિતાનો અતિ ઉચ્ચ આદર્શ હતો, અને તેથી તેમનુ સાહિત્ય પણ પ્રભાવશાળી અને સંસ્કારી નીપજ્યુ તેમણે સાહિત્યના આદર્શનુ અનુકરણ નહિ કર્યું, પણ તેમણે જે માર્ગનુ અનુકરણ કર્યું, તે માર્ગે સાહિત્યનો આદર્શ તેમની પાછળ પાછળ ગયો તેમના પોતાનામાં જે અભિજાત સંસ્કારિતા હતી, અને લોકસેવાની લગની હતી, તેથી તેમનું સાહિત્ય પ્રેરિત થઈને સ્વયં ચૈતન્યપૂર્ણ બની ગયુ, અને લોકોએ સાહિત્યમા સંજીવિની શક્તિ જોઈ સૂર્યપ્રકાશ જેમ ચંદ્રના દ્વારા શાન્ત અને આહ્લાદક બનીને પૃથ્વી ઉપર અમૃતનો વર્ષાવ કરે છે, તેવી રીતે સારા ક્રાન્તદર્શી કવિઓના ચારિત્ર્યનું બળ, સેવાનુ સામર્થ્ય, તપસ્યાનું તેજ અને કારુણ્યની પ્રેમશક્તિ તેમના સાહિત્યમા પ્રતિબિંબત બન્યા, અને સાહિત્યમા પ્રાણ અને પ્રકાશનો સંચાર થયો.

સાહિત્યની આ શક્તિ જોઈને ઘણા લોકો જીવનની ઉપાસના છોડીને સાહિત્યની

* "યુગાન્તર"ના દીપોત્સવી અંકમાથી

સેવામા લાગી ગયા સાહિત્યના ઉપાસક બનીને ચૈતન્યપૂર્ણ સાહિત્યના સ્વરૂપની અનેક મનોવેધક વિશેષતાઓથી મુગ્ધ બનીને તેનું અનુકરણ કરવા લાગ્યા, અને કોઇ કોઇ વાર નકલ અસલ કરતા પણ વધુ ખૂબસુરત બને છે પણ જીવનઉપાસકની વાંગ્મય અભિવ્યક્તિમાં જે પ્રાણશક્તિ પ્રગટ થાય છે, તે એમા નથી હોતી

લોકો કરુણાપરિપૂર્ણ સાહિત્યને ભાવથી વાચે છે, કેમકે એવા સાહિત્યમા ભરેલા દર્દનુ પ્રતિબિબ દેખાય છે, પણ અસલી ચીજ તો જીવનને મૃદુ બનાવનારી કારુણ્યવૃત્તિ છે, અને નહિ કે તેને વ્યક્ત કરનારી પોચી પોચી સાહિત્યની સુકુમાર શૈલિ ઉદાત્ત સાહિત્ય જ્યારે ઉદાત્ત જીવનનો નીચોડ હોય છે, ત્યારે તેમા જીવનની સુગધ હોવા ઉપરાત જીવનના આર્યત્વનું તેજ પણ પ્રાપ્ત થાય છે

આ છતા સાહિત્યનું એક સ્વયભૂ આકર્ષણ તો હોય છે જ. સસ્કારિતા અને પરાક્રમના ફલસ્વરૂપ જે સાહિત્ય નિર્માણ થાય છે, તેમા પોતાના ઉપાસકોમા સસ્કારિતા અને પરાક્રમ ઉત્પન્ન કરનારી શક્તિ પણ હોય છે એથી કોઇ કોઇવાર જીવનવીર પોતાની સર્વોચ્ચ સેવા સાહિત્ય દ્વારા અર્પણ કરવા તૈયાર થઇ જાય છે, અને પોતાની જીવનવિભૂતિ પ્રત્યક્ષ સેવા કે જીવનપ્રયોગ દ્વારા વ્યક્ત કરવાને બદલે પોતાની બધી ઉત્કટતા સાહિત્યમા જ ભરી દે છે. આવા લોકો દેખાવમા તો સાહિત્યસેવક જેવા માલુમ પડે છે, પણ તેમની નિષ્ઠા સાહિત્ય તરફ નહિ પણ સાહિત્ય દ્વારા જીવન પ્રતિ હોય છે સાહિત્ય તો તેમને માટે માત્ર એક સાધન હોય છે જો તેમને પૂછવામાં આવે કે તમારી હૃદયસ્વામિની કોણ છે તો તેઓ કહેશે કે ' જીવનદેવી ' કે જેની સેવા માટે તેમણે સાહિત્યને નિમત્રણ કર્યું હોય છે.

*

સાહિત્યસેવા કરનારો એક બીજો પણ વર્ગ છે, જે સાહિત્યના રૂપ અને શબ્દને વધુ મહત્વ આપે છે ભોજન કરતાં ભોજનકલાના તેઓ વધુ ઉપાસક હોય છે. હવે સમાજની દૃષ્ટિએ જોઇએ તો આ બને વર્ગોની આવશ્યકતા છે લોકોને સુવર્ણ જોઇએ છે, અને સાથોસાથ તેનુ મૂલ્ય અને રૂપલાવણ્ય વધારનાર સુવર્ણકાર ( સોની )ની પણ જરૂર છે. લોકોને માર્દવ, લાવણ્ય, સુરંગ, અને સુગધો ભરેલ ફૂલો પણ જોઇએ છીએ, તેમ એ બધાની સુદર માળાઓ ગૂથનાર સુમનગુચ્છકારની પણ જરૂર છે પણ અસલી ચીજ તો સુવર્ણ છે, અને ફૂલ છે

જે લોક જીવનસેવક છે, તેઓ માલી જેવા છે, અને જે લોકો કેવળ સાહિત્યકાર છે, તેઓ માલા ગૂથનાર જેવા છે જીવનસેવક પોતાની પ્રેરણા સાહિત્યમાથી ઘણી ઓછી લે છે સાહિત્યપ્રેમી હોવાને કારણે અને સાહિત્ય આશક હોવાને કારણે તે સાહિત્યનો આસ્વાદ અવશ્ય લેશે. સાહિત્યનુ અધ્યયન પણ કરશે, પણ તેની સારી સમૃદ્ધિ તેને જીવનાનુભવમાંથી મળશે મેકસીમ ગોર્કી સાહિત્યસ્વામી જરૂર હતો, પરતુ તેની પાઠશાળા તો આ વિશ્વવર્ણ દારની વિદ્યાપીઠજ હતી, અને તેણે જે સાહિત્ય નિર્માણ કર્યું છે, તે જીવનના આકલન માટે, જીવનના સુધાર અને પરિવર્તન માટે હતુ રવિન્દ્રનાથ ઠાકુર કવિસમ્રાટ છે, શબ્દ સૃષ્ટિના વિધાતા છે, તો પણ તેમની ઉપાસના તો જીવનદેવીની જ છે, સાહિત્ય દ્વારા તેમણે માનવજાતિના જીવનની ઉન્નતિની જ સાધના કરી છે.

ટોલ્સ્ટોય રૂસના એક અપ્રતિમ સાહિત્યકાર થઈ ગયા પરંતુ તેમની હૃદયસ્વામિની સાહિત્યલક્ષ્મી નહોતી. આત્મપરાયણ જીવન એ તેમની ભક્તિના ઉપાસ્ય દેવ હતા

યુરોપમા રોમે રોલાંની ગણતરી સર્વશ્રેષ્ઠ પુરુષોમા થતી હતી પરંતુ ફ્રાંસના સાહિત્યકારોએ તેમની ગણના સાહિત્યસેવીઓમા કરવાનો ઇન્કાર કર્યો છે, તે ઉચિત જ કર્યું છે.

વ્યાસ, વાલ્મીકિ, હોમર અને લોકગીતોના રચયિતા કોઈ વિદ્યાપીઠ કે પુસ્તકાલયમા બેસીને સાહિત્યનું અધ્યયન નહોતા કરાવતા તેઓ તો પરિવ્રાજક હતા, અને ઘેર ઘેર ફરીને લોકજાગૃતિના સદેશવાહક બન્યા હતા

જે લોકો કેવળ સાહિત્યની ઉપાસના કરે છે, અને સાહિત્યના રૂપલાવણ્યનુ અધ્યયન કરે છે, અને વિલાસવૃદ્ધિ અર્થે સાહિત્યસમૃદ્ધિ કરે છે, તેઓ પોતપોતાના સ્થાન ઉપર રહીને ભલે કરે તેને કોઇ મના કરતું નથી પણ તેઓ સાહિત્યસૃષ્ટિને ચૈતન્યપ્રદાન નથી કરી શકતા કેમકે તેમની પાસે જીવનને ધૂપની માફક બાળવા માટેનો કોઈ દિવ્ય સંદેશ (મિશન) નથી હોતો તેઓ એકઠા થાય કે સગઠન કરે તો પણ જનતાનુ પરસ્પર રંજન કરવા માટે અને પોતાની સાહિત્યકૃતિઓના આક્રમણની ચર્ચા મા..

પરતુ જે જીવનસેવક સાહિત્ય દ્વારા ચારિત્ર્યસગઠન કે લોકસેવા કરવા ચાહે છે, તેઓ ભાષાશુદ્ધિ માટે લોકમતને જાગ્રત કરશે સાહિત્યસેવા દ્વારા લોકમાનસમા કેવુ કેવુ પરિવર્તન થશે તેની ચિંતા કરશે; અને જીવનશુદ્ધિ માટે દિનરાત ચિંતા કરશે જો ભારતીય સંસ્કૃતિનો પ્રાણ તેનામાં પ્રગટ થશે તો તે અકિંચન બનીને જનતાની ઝૂંપડીએ ઝૂંપડીએ ભટકીને લોકકલ્યાણનુ સાહિત્ય ગાશે, અને પરાક્રમ, પ્રેમ અને પ્રયોગપરાયણતાના બીજ લોકોના હૃદયોમા વાવશે. એ લોકો જેટલા સાહિત્યધુરીણ હશે તેટલા જ લોકધુરીણ પણ હશે. પછી ભાષા તેમની કિંકરી કેમ ન બને ?

સાહિત્ય તો જીવનસૂર્યના ઉપાસકોની છાયામાત્ર છે, તેઓ સૂર્યની તરફ આગે વધતા રહેશે અને છાયા સદાય તેની પાછળ પાછળ જતી હોય છે *

---

## વનસ્પતિ ઘીનું જોખમ

વનસ્પતિ પોતે તો હમેશા સારી જ છે. જેમકે, ફળ, ફૂલ, ભાજી અને પાનો પણ તે જ્યારે બીજી વસ્તુનુ સ્થાન લે છે, ત્યારે ઝેરી બને છે તે ઘી નથી, ન થઇ શકે જ્યારે થશે ત્યારે હુ પોકારીને કહીશ કે, હવે ( અસલ ) ઘીની કઇ જરૂર નથી. ઘી કે માખણ કોઇ પણ જાનવરના દૂધમાથી જે ચોપડવાળો પદાર્થ નીકળે છે, તે છે. વનસ્પતિ તેલ, ઘી કે માખણને નામે અથવા રૂપમા વેચાય, તે હિંદુસ્તાનને દગો દેવા જેવુ છે હિંદના વેપારીઓનો ધર્મ છે કે, કોઇ પણ પ્રકારે ઘીનુ નામ કે રૂપરંગ આપી કોઇ પણ જાતનુ તેલ અથવા પદાર્થ ન વેચે કોઇ સરકારે એમ કરવુ ન જોઇએ, કરવા દેવુ ન જોઇએ હિંદુસ્તાનના કરોડો લોકોને નથી દૂધ મળતુ, નથી ઘી કે માખણ મળતું, અરે છાશ પણ નથી મળતી પરિણામ એ આવે છે કે પ્રજા મરે છે, નિઃસત્ત્વ બને છે

—મહાત્મા ગાંધીજી

---

* "યુગાન્તર"ના દીપોત્સવી અંકમાંથી

દેશ પરના અનેક આક્રમણો અને ચડાઇઓનો મૂંગી સાક્ષી સમો

# ખૈબર ઘાટ

એ આ પ્રદેશ છે કે જેની ધરતી ખુંદીને હિંદ પર અનેક વિદેશી આક્રમકો ચડી આવ્યા હતા. મોટે ભાગે એમાંના કેટલાક પોતાના વતન પાછા ફર્યા હતા અને પાછા ફરીને તેમણે ભારતની ભવ્યતા ને અઢળક સંપત્તિની જ વાતો ત્યાંથી પ્રસરાવી હતી તેના પરિણામે, ત્યાંથી ટોળા ને ટોળા આવી પહોચ્યાં હતા. આ છે વાયવ્ય (ઉત્તર-પશ્ચિમ) સરહદનો પ્રદેશ અને એ એક આક્રમકના હસ્તક કાયમનો પડયો ત્યારે જ એ આક્રમણ પ્રવાહનો પણ અંત આવ્યો. આ પ્રદેશે પણ વર્તમાન ઇતિહાસમા પણ મહત્ત્વની ભૂમિકા ભજવી છે અને એના પરની અંકુશ મૂકીને તો બ્રિટિશરોને પુર્વમાનુ તેનું સામ્રાજ્ય સાચવવાની ફરજ પાડેલી અફઘાન વિગ્રહ તે આના સચોટ પુરાવારૂપ છે

આ પછી શાંતિના તબક્કામા આ પ્રદેશ પસાર થઇ રહ્યો છે. ભૂતકાલિન વિગ્રહો ત્યા આજે ભયંકર સ્વપ્ના સમા ભાસે છે. આજ તબક્કામા નેતાજી સુભાષચંદ્ર ૧૯૪૧ ના જાન્યુઆરીમા ભેદભરી રીતે ગુમ થયા, તેથી પણ તેને ઐતિહાસિક અમરત્વ મળી ચૂકી છે. દુનિયાભરના સૌથી વધુ સુરક્ષિત એવા (આ પ્રદેશમા આવેલ) ખૈબરઘાટમાં થઇને તે હિંદમાંથી છટકયા નથી એવુ કોણ કયા આધારે કહી શકે?

* * *

આજના યંત્રયુગમા ય દેશના સીમાડા પર અડીખમ ઊભેલ'આ ઘાટ દેશરક્ષાનું ભગીરથ કાર્ય બજાવે છે. એટલું જ નહિ, ઉત્તર સરહદનો દરિયાના કિનારાથી માંડી છેક ઉત્તર હિમાચલ લગીનો પહાડી પ્રદેશ કુદરતરચિત મહાન દિવાલ સમો બની ગયો છે આ અભેદ અને વિકટ માર્ગો પ્રદેશનાં દ્વારો કે જે ગણો તે, આવેલ ઘાટો છે આ ઘાટોમા ખૈબર મુખ્ય છે બ્રિટિશરોને બાદ કરતાં હિંદ પર ચઢી આવેલ પ્રત્યેક વિધર્મી સમૂહ આ માર્ગે થઇનેજ દેશમાં પ્રવેશ કરી શકયો છે બ્રિટિશરોના આગમન બાદ તેના સુરક્ષણ માટે થએલી પાકી વ્યવસ્થા, ભૂમિમાર્ગે ચઢાઇને ખાળવા યોજાએલી બ્રિટિશરોની દુરદેશી નીતિના પ્રતિક સરખી છે, એટલુ જ નહિ, એ કાળના શાસકોમાં આ પ્રજાના જેવી દુરદેશી નીતિ હોત તો આક્રમણો અને વિગ્રહથી ખરડાએલ એ કાળની તવારીખ કઇ જુદી જ લખાઇ હોત.

ચાલીસ સદીઓનાં વહાણા વહી ગયા એ વાતને, કે જ્યારે આગાના એક ઘાટમાં થઇને એક દેખાવડી ચામડીવાળી પ્રજાએ હિંદમા પ્રવેશ કર્યો હતો પોતાના ધર્મ અને પોતાના રીતરિવાજોને દેશભરમા નર્મદા સુધીમા જેટલે બને તેટલે દૂર પ્રસરાવવાની એમની નીતિ હતી. આ પ્રજા આજે ઇન્ડો આર્યનના નામે ઓળખાય છે અને હિંદ પરના એ સૌથી પ્રથમ આક્રમકો હતા. એ જ રસ્તે ડેરીઅસની નેતાગીરી હેઠળ ઇરાન દેશના વતનીઓ ઇન્ડસનો ખીણપ્રદેશ અને સિંધ જીતવા ચડી આવેલા ઉપલા પ્રદેશમા થઇ મહાન સિકંદરનુ લશ્કર ચડી આવેલું સેહેદ પ્રાન્ત ઇરાનનો ભૂમિકા તરીકે ઉપયોગ કરીને ઉત્તર હિંદ

પર પ્રભુત્વ જમાવવા ઉતર ખૈબરઘાટના માર્ગે દેશમા ઘુસેલા, પણ તેમના વંશજો તો વટલાઇને આજેય રજપૂત જાતિમા ભળી ગએલા મળી આવે છે.

આ પછી મુસ્લિમ આક્રમકોની વાત લઇએ તો મહમદ ગજની, તૈમૂર અને પહેલો મોગલ સમ્રાટ બાબર, નાદિરશાહ વગેરે પણ આ માર્ગે જ હિંદમા આવેલા

, આ પછી પા સદી પૂર્વે થએલ આક્રમણપ્રયાસની વાત તાજી કરીએ. ૧૯૧૯ મા આવો પ્રયાસ અમાનુલ્લાએ કરેલ અને તે પણ આ વાટ દ્વારા જ ! લેંડીકોટલ એમનું આ માટેનુ નિશાન હતું, પણ ઉતાવળને કારણે ત્યા જ મુસ્લિમ સામનો કરીને તેમને પાછા હઠવું પડેલું,

* * *

આટલે સુધી રાજકીય લશ્કરી દૃષ્ટિએ આપણે ખૈબરઘાટનુ મૂલ્ય હવે જોઇએ એનું વ્યવહાર અને વ્યાપાર માર્ગ તરીકે શુ મૂલ્ય છે તે સદીઓ થયા, વેપારી વણઝારો આ રાહે જ પસાર થાય છે રખડુ–ટોળીઓએ શાણપણ વાપરી લૂંટફાટને બદલે આ વણ-ઝારો પાસેથી જકાત ઉઘરાવવાનો રાહ લીધો, એટલુ જ નહિ આના બદલામા તેનુ રક્ષણ કરવાની જવાબદારી પણ તેઓએ લીધી

જમરૂદ, અલી મસ્જીદ, શાગઇ, લેંડીકોટલ, ખાગ અને અફઘાન સરહદના બીજા સ્થાનોએ ગેરીસન–ટુકડીઓ સહિતના કિલ્લા બાધવામા આવેલા હોવાથી આજે તો એકએક વણઝાર ત્યા થઇને પસાર થાય છે ખૈબર ૨૦ માઇલ લાબો ઘાટ છે. આથી આ ઉપરાત ઘણી મોટી સંખ્યામાં ખાસદારો પણ રોકવામા આવ્યા છે

આજે તો પુરાણા કાળના ખાડા ટેકરાવાળા માર્ગોને બદલે પહેલા વર્ગની કહી શકાય એવી સડક ને સારો એવો ઉંટ–માર્ગ ત્યા છે પેશાવરથી સરહદ લગી ઘાટમાર્ગે દોડતી રેલવે છે તે તો જુદી આ પણ બ્રિટિશરોની રાજકીય દીર્ઘદૃષ્ટિનું પરિણામ છે કારણકે આવા સુદર વ્યવહારમાર્ગોથી સકટસમયે ગમે તે ઘડીએ ને ટૂક મુદ્દતમા લશ્કર મોકલી શકાય

* * *

અફઘાન પહેરેગીરો જ્યાં ચોવીસે કલાક ખડા છે તેવો એક અંતરાય માર્ગમાં ઊભો કરાયો છે એની પેલે પાર અણપાગાંઠયા સેકડો વાર દૂર અફઘાન બ્રીગેડીઅરનું પત્થરનું મકાન આવેલુ છે

ખઇબરઘાટના મુખ્ય ભાગને વીંટળાઇ વળતી ટેકરીઓ કે જે દરેક બાજુથી દૂરની ક્ષિતિજ બાજુએ દેખાય છે તે ત્યાના એકાદ સૌથી ઉચા ડુગરા પરથી કરાએના અવલો-કનમાં સાવ નાની ધૂળ–ઢગલીઓ જેવી દેખાય છે એની પશ્ચિમે કોહ ડુંગરાઓની હારમાળા ખડી છે, જ્યારે પૂર્વમાં ચીત્રાલની અને દક્ષિણમા ખુદ ખઇબરઘાટની કે જ્યાથી દૂરસુદર ભણી દૃષ્ટિ કરતા પેશાવરના મેદાનની ઝાંખી થાય છે લેંડીકોટલના મેદાનને તેની આરપાર વહેતી કાબૂલ નદી તો ઉત્તર દિશા ભણી દૃષ્ટિ માડતાં જાણે આપણે ઉભા છીએ ત્યા જ

છે એમ લાગે છે એની પેલે પાર આવેલા છે, હિંદુકુશ અને તેથી ય દૂર પામીરની ઊંચી પર્વતમાળાઓ.

*　　　*　　　*

ઘાટથી સુરક્ષિત સરહદ હિંદભરમાં સૌથી ઝઘડુ પ્રજાઓનો વિસ્તાર છે, અને શાણી બ્રિટિશ સરકારે પણ તેને અંકુશમાં રાખવા સુવર્ણ અને સ્ત્રી–અફીણની કમીના નથી રાખી બ્રિટિશ લશ્કર માટે સરહદ તો તાલીમનું મેદાન છે અને રાજકીય હેતુએ પણ ત્યાં અંકુશ રાખવાની બ્રિટિશ રાજ માટે જરૂર છે જ્યારે બહારની દુનિયા સમક્ષ તો કહેવાય છે કે આ રઝળતી ટોળીઓ કાયમી લડતી ઝઘડતી જ જોવામાં આવે છે અને તેઓ વચ્ચેની તુલા તરીકે જ બ્રિટિશ સત્તા ત્યાં બિરાજી છે !

હાં, હમણાં હમણાંથી આ લોકોને સુધારવા માટે પ્રવાસી ટુકડીઓ મોકલાય છે ખરી, પણ એ તો આ માટેનો ઉપરચોટિયો પ્રયાસ છે, સદ્હેતુનો પુરાવો નહિ ૧૯૩૭ માં આવી ૨૬ મોટી ટુકડીઓ ત્યાં ગઈ હતી.

હવે આપણે ખઈબર અને બીજા ઘાટો પરના બ્રિટિશ કાનુની ભીતરમાં જોઈએ

એક જાણને બીજા વિરુદ્ધ ઉશ્કેરી મુકાય છે પછી એમાંથી ગેરસમજ ઊભી કરાય છે, એક ટોળી અને બીજી ટોળી વચ્ચે પરિણામે જ્યારે ઝઘડો જન્મે છે ત્યારે આમાંથી બ્રિટિશ–માબાપ સિવાય શાંતિ સ્થાપવાની કોની મગદુર છે !

વળી જો તેઓ શાંતિપૂર્વક જીવન ગાળતા હોય તો ધનની મુઠ્ઠી પહોળી કરીને પણ ઝઘડો ઉભો કરાય છે અને આ પછી તો પ્રચારનાં વાજાં અને બંદુકોના ધણધણાટ શરૂ થઈ જાય છે આ લોકો દલીલોને બદલે ગોળીઓથી જ માને એવો પ્રચાર પણ પોતાનું ડાહ્યાપણું સાબીત કરવા આ પછી શરૂ થાય છે.

જ્યારે વાસ્તવમાં આ ટોળીમાંના કોઈ માણસ સાથે ગાઢ સંપર્કમાં આવ્યો હોય તે તો એટલી હદ સુધી કહેવા તત્પર થશે કે આ લોકોના જેવી ઉદાર દીલની પ્રજા તેણે ક્યાંય જોઈ નથી બ્રિટનની રાજકીય શેતરંજમાં આ ભલાદીલના આદમીઓ બિચારા નાહકનું પ્યાદું બની જાય છે શ્રી અબ્દુલ કયુમ સમા માજી રાષ્ટ્રવાદીએ એમના એક ગ્રંથમાં સાચું જ લખ્યું છે કે " સરહદ પ્રાંત જેવો લોકશાહીના વિકાસ માટે દેશભરમાં બીજો કોઈ પ્રદેશ જ નથી "

અને તે આજ સરહદ હતી, જ્યાં રૂસી ધાડાં ધસી આવવાનાં ભયંકર શમણાં બ્રિટિશ સત્તા, યુદ્ધના એ મધ્યાહ્ન કાળે ધોળા દિવસે જોઈ રહી હતી આ કારણથી બ્રિટિશરોને અફઘાનિસ્તાન માટે ઉપયોગી શાસક ખપે છે પણ દેશ હવે સંક્રાંતિકાળના સીમાડે આવી પુગ્યો છે ત્યારે સરહદનું, મુખ્યત્વે ખઈબરનું ભાવિ ખૂબ પલટાઓને પામશે, સ્વતંત્ર હિંદ સામ્રાજ્યવાદી મુરાદોવાળું નહિ હોય માટે *

---

* " યુગાન્તર "ના એક અંકમાંથી

# વનસ્પતિ-ઘીના પોષક તત્ત્વની ખામીઓ

સૈદ્ધાન્તિક દૃષ્ટિએ વનસ્પતિ ઘીને મિલના કાચા તેલથી વધારે પોષક ઠરાવીને તેને તેલને બદલે વાપરવાનું કહેવામાં આવે છે, પરન્તુ વાસ્તવિક રીતે તેનો શુદ્ધ ઘીની જગ્યાએ જ ઉપયોગ થાય એ દિશામાં પ્રયત્ન કરવામાં આવે છે, કારણ કે શુદ્ધ ઘી પ્રાપ્ત કરવું જ મુશ્કેલ છે અને તેથી જ તો વનસ્પતિ ઘીનાં કારખાનાઓને ઉત્તેજન મળ્યું અને તેનું વેચાણ કુદકે ને ભૂસકે વધવા માંડ્યું એવી વાત પ્રચલિત કરવામાં આવે છે કે જ્યારે ભેળસેળવાળું જ ઘી ખરીદવું પડે છે ત્યારે શુદ્ધ ઘીની કિંમત શા માટે ચૂકવવી ? સીધેસીધું વનસ્પતિ ઘી જ શા માટે ન લેવું ? પરંતુ આ તો તેમની એક ચાલ છે પહેલાં દગો થઈ શકે એવી વ્યવસ્થા કરવી અને પછી કહેવું કે ભાઈ, આવું બનાવટી ઘી ખરીદવા કરતાં સીધું વનસ્પતિ ઘી જ વાપરોને ! એટલું પણ જાણે પૂરતું ન હોય તેમ તે લોકો વનસ્પતિ ઘી અસલી ઘીથી પ્રથમ દૃષ્ટિએ જ જુદું પરખાઈ આવે એવી બનાવટ કરવાનો પણ વિરોધ કરે છે ! કારણ કે આમ થાય તો તેમના ગ્રાહકોમાં મોટો ઘટાડો થાય તેમ છે અને તેથી તો તેઓ ઘીનું સ્વરૂપ છોડી દેવા હરગીઝ તૈયાર થતા નથી જો તેઓ શુદ્ધ ઘીને વનસ્પતિ ઘી કરતાં અધિયાતું ગણતા હોય અને તેમ ન ગણવાને કશું જ કારણ નથી, તો પછી તેમણે શુદ્ધ ઘીના માર્ગમાં આવી રીતે અવરોધો ઊભા કરવા ઉચિત નથી. વનસ્પતિ ઘીથી તદ્દન જુદું પડી આવે એવું બનાવવું તે જ ભેળસેળ અટકાવવાનો ઉત્તમ ઉપાય છે આ બાબતમાં સરકારે પણ સખતાઈ કરવી આવશ્યક છે.

**ગન્ધ**

તેલ શુદ્ધ કરવાથી જેવી રીતે તેનો સડો દૂર થાય છે તેમ તેની ગન્ધ પણ ઊડી જાય છે, આ નિર્ગન્ધીકરણનો પ્રયોગ કહેવાય છે અને તેઓ અભિમાનપૂર્વક એવો દાવો કરે છે કે આ પ્રયોગથી તેલની ગમે તેવી તેજ વાસ પણ દૂર કરી શકાય છે. તેલની વિશિષ્ટ વાસ દૂર કરવી એ કોઈ સારી વસ્તુ નથી મોદક મેદિક વિનાનું ગુલાબ એ ગુલાબ ન જ કહેવાય ખાવાની ચીજોમાં પણ ગંધ રહિત પદાર્થો આપણે વધારે પસંદ નથી કરતા. ચોખાને પણ તેની સુગન્ધ ઉપરથી પારખી ખરીદાય છે. તેલ પણ સુંઘ્યા વિના ન ખરીદવાની લોકોની આદત હોય છે તેલની અમુક વિશિષ્ટ ગંધથી તો તે વધારે પસંદ પડે છે અને તે વગર તો તેની ખરી મઝા જ મારી જાય અળસીના તેલમાં એક જાતની તેજ ગંધ રહેલી છે, અને સરસીઆમાં તો એથી પણ અધિક તીખી મહેક હોય છે જે લોકોનો તેલ ખાવાનો અભ્યાસ નથી તેવા લોકોને કદાચ તેની પ્રત્યે ઘૃણા હોય પરંતુ જે લોક નિયમિત તેલ ખાવા ટેવાયેલા છે તેમને તો તેના વિના ચલાવવું ખરેખર મુશ્કેલ થઈ પડે છે જ્યારે વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે ત્યારે તેલોને નિર્ગંધ કરવા એ તદ્દન અર્થ વગરનું છે અને તે બાબતમાં અભિમાન લેવું એ તો નરી મૂર્ખતા જ છે, પરંતુ સ્થાપિત હિતવાળાઓ અનિષ્ટોને હિતાવહ ગણાવવાની કળાથી સારી પેઠે માહિતગાર છે

**પોષકતાની પરીક્ષા**

' હવે વનસ્પતિ ઘીની બહુ ગવાયેલી પોષકતા તપાસીએ. આ બાબતમાં જેટલું

સાહિત્ય ઉપલબ્ધ છે તે ઉપરથી એમ જણાય છે કે ઘાણીનુ તાજુ તેલ વનસ્પતિ ઘીની સરખામણીમા ઘણુ જ વધારે પાચક છે અને તેથી સ્વભાવિક રીતે જ વનસ્પતિ ઘી એક બનાવટી જ પદાર્થ છે અને માનવશરીરને તે ખાસ ઉપયોગી ન હોઇ તેનો ઘણો મોટો ભાગ તો જેમનો તેમ શરીરમાથી બહાર નીકળી જાય છે હાઇડ્રોજનેશનની ક્રિયાથી થતાં પરિણામોની સમજ પડવાથી એ વાત વધારે સ્પષ્ટતાથી સમજી શકાશે.

૧ સ્ટીયરિક ગ્લિસરાઇડ ( sterio gyoridme )ની માત્રા વધી જાય છે અને ઓલેઇક ગ્લિસરાઇડની માત્રા કમતી થાય છે.

૨. ઓલેઇક એસિડનો અમુક ભાગ આઇસો ઓલેઇક એસિડમા ફેરવાઇ જાય છે કે જેનુ દ્રવણ બિંદુ ( Melting point ) ( ૪૫ ડીગ્રી ઓલેઇક એસિડના દ્રવણ બિંદુ ( ૧૪ ડીગ્રી )થી ઘણુ ઊંચુ છે.

આ બન્ને બાબતોથી તેલની પાચકતા પર નીચેની અસર પડે છે. માનવ પાચક યંત્રને સ્ટીયરિક એસિડ સેચ્યુરેટેડ ગ્લિસરાઇડસ પચાવવામાં ઓલેઇક એસિડ, અને સેચ્યુરેટેડ ગ્લિસરાઇડસથી વધારે શ્રમ પડે છે. એવો જ રીતે ઓલેઇક એસિડ ગ્લિસરાઇડનુ સ્ટીયરિક એસિડ ગ્લિસરાઇડમા પરિવર્તન થતાં તેની પોષકતા ઘટતી જાય છે આ બદલાયેલુ સ્વરૂપ શરીરના અવયવોને બહુ ભારરૂપ થાય છે અને તેથી તેનો મોટો ભાગ શરીરમાંથી જેમનો તેમ પાચન થયા વિના જ નીકળી જાય છે

વળી આઇસો ઓલેઇક એસિડ પચાવવાનુ તો ઓલેઇક એસિડથી પણ વધારે મુશ્કેલ છે, કારણ કે તેનુ દ્રવણબિંદુ ઊંચુ હોય છે આથી હાઇડ્રોજનેશનથી જે ફેરફારો થાય છે તે ખાનારને તો નુકસાનકારક જ હોય છે

આમ થવાથી વનસ્પતિ ઘીની બનાવટની પોષકતા વધવાને બદલે ઘટે છે, અને તેમ નહિ તો વધતી તો નથી જ, તો આ બધી મૂડી, મહેનત અને સમય એની પાછળ રોકવામાં આવે છે તેથી અંતે તો સમાજને નુકસાન જ થાય. પરંતુ એ જાણીતી હકીકત છે કે તેલની મિલ અને વનસ્પતિ ઘીનુ કારખાનુ એક બીજાને પૂરક છે અને એકને બીજાથી અલગ પાડી શકાય નહિ મિલમા તેલ પિલાવવુ તે ઘીની બનાવટની અર્ધી ક્રિયા થઇ, કારણ કે આ તેલ તો જલદી સડવા માડે છે.

## સાચી ઉન્નતિ

હમેશા એવી દલીલ આગળ ધરવામા આવે છે કે જીવનધોરણ ઊંચુ લાવવા માટે આપણે વૈજ્ઞાનિક સિદ્ધિઓનો પૂરેપૂરો ઉપયોગ કરવો જોઇએ શ્રમના બચાવ માટે તથા ઉત્પાદન વધારવાને સારૂ યંત્રોનો ઉપયોગ આવશ્યક મનાય છે અને કદાચ યંત્રથી અનિવાર્ય રીતે આવી પડતી સામાજિક હાનિને લીધે જો તેનો ઉપયોગ બંધ કરવામા આવે તો વિજ્ઞાનની સિદ્ધિઓને ઠોકરે મારવાનો આક્ષેપ કરવામા આવે છે પણ જરા વિચારવુ તો જોઇએ ને કે વિજ્ઞાન એ શું ચીજ છે ? વિજ્ઞાનની ઉન્નતિના ઇતિહાસમાં હમેશા માલિકતાનો દરજ્જો પોષકતાથી ઊંચો જ રહ્યો છે ઘણા સમય સુધી યાંત્રિકતાએ (

શાસન ચલાવ્યુ. અને તેમાથી જે શોષણનીતિ બહાર આવી તેને માનવબુદ્ધિની સફળતા તરીકે બિરદાવવામા આવી પણ પછી વિજ્ઞાનની નવી નવી શાખાઓ પ્રચલિત થવા માડી. પોષકતા, શારીરિક સ્વચ્છતા, પ્રાણીવિજ્ઞાન વગેરે વિષયોમા થયેલી શોધખોળ દ્વારા મશીનથી માનવસુખને જે જે હાનિ પહોચે છે તે વાત લોકોના ખ્યાલમા આવવા લાગી ચોખા પોલીશ કરવાની મિલ યાંત્રિક કારીગરોએ ઊભી કરી તો વિજ્ઞાને બતાવ્યુ કે આ જાતના પોલીશ કરેલા ચોખા તો નુકસાનકારક છે અહીં તો આપણે ફક્ત તેલનો જ વિચાર કરવાનો છે તેલની મિલ એ ખરેખર યાન્ત્રિક જ્ઞાનની અદ્ભુત ઉત્પત્તિ છે, પરતુ તેમાથી નીપજતુ તેલ પોષક તત્ત્વમા ઊતરતુ જ હોય છે પરતુ તે દુર્ગુણ છુપાવવાને માટે તેલને શુદ્ધ કરવાનુ એક મહાન કારખાનુ ઊભુ કરવુ પડયુ પણ તેમાથી જે પદાર્થ બન્યો તે તો ઘાણીના તાજા તેલનો મુકાબલો તો કરી શકે એવો નજ રહ્યો, તમે કયુ વિજ્ઞાન માનશો? યાન્ત્રિક કે પોષક ? જો તમે પોષકતાને અધિક મૂલ્યવાન ગણતા હો તો પછી અમે વિજ્ઞાનની ઉન્નતિમા અવરોધો ઊભા કરીએ છીએ એ કહેવુ બરાબર છે ? યત્રના જ્ઞાન દ્વારા થોડી કળો બનાવવામા આવી એટલે શુ નુકશાન વહોરીને પણ તેનો ઉપયોગ કરવો આવશ્યક છે ? અને શુ તો જ તમે અમને વૈજ્ઞાનિક ભૂમિકાવાળા તરીકે સ્વીકારશો ' જરા ધીરજ ધરી, વિચાર કરી ઇષ્ટ અને અનિષ્ટ પારખી લેવાનો પ્રયત્ન કરો.

[ ગ્રામઉદ્યોગ પત્રિકા ] જે. પી. પટેલ

---

## દૂધ દહોવામાં રખાવી જોઇતી કાળજી

આપણા ખોરાકમાં અગત્યનો પદાર્થ દૂધ છે, આ દૂધ બેકાળજીથી દહોવાથી તે આરોગ્યદાયક થવાને બદલે રોગી થાય છે એને લગતી નીચેની વિગત જાણવા જેવી છે

" રાષ્ટ્રની તદુરસ્તી દૂધવાળા પશુને દોહવાની રીતો અને દૂધના ઉત્પાદનમાં લેવાની કાળજી પરજ અવલબે છે જો દૂધને તદુરસ્તીને પ્રતિકૂળ થઇ પડે એવા વાતાવરણમા દોહવામા આવે તો પોષણ આપવાને બદલે જાહેર તદુરસ્તીને નુકસાનજ પહોચાડે છે દૂધની સ્વચ્છતાનો આધાર દોહવાના સમય દરમિયાન લીધેલી કાળજી પરજ રહેલો છે, કારણ કે દોહવાના સમય દરમ્યાન જ તેમા વિઘાતક તત્વો પગપેસારો કરી શકે છે આપણા દેશની આબોહવા ગરમ હોવાને કારણે અને અવરજવરના સાનોની ઉણપને પરિણામે જો દૂધને આખો દિવસ સારુ રાખવુ હોય તો દોહવાના વખત દરમિયાન તેમા તદુરસ્તીને વિઘાતક થતા તત્વો પ્રવેશ ન કરે એવી કાળજી રાખવી જોઇએ

દૂધજ કદાચ આપણા બીજા ખોરાક કરતા વધારે રોગવાહક છે તેથી આપણુ દૂધ તદુરસ્ત દૂધાળા ઢોરનુ છે દોહવાની ક્રિયા નિયમસર કરવામા આવી છે અને આપણને તે સ્વચ્છ વાસણમાં પુરુ પાડવામા આવે છે વગેરે બાબતો તરફ ધ્યાન આપવુ જરૂરી છે. "

---

# આવતા માસની કાર્યદિશા

૧ આ નવા વર્ષે તમે તમારા પુસ્તકાલયના વાચકો વધારવા આજથી પ્રયાસ કરો, વિદ્યાર્થીઓને તેમની કક્ષા પ્રમાણે વચન આપો ગામમા બ્હેનોમા પુસ્તકોનો પ્રચાર કરો

૨ પુસ્તકવાચન વધે તે માટે દરેક ફળીએ એક યુવક વાચક દ્વારા ફળીઆના લોકોમા જાગૃતિ આવે તેવી રીતે એકાદ સારા પુસ્તકનુ વાચન મોટેથી કરાવવા પ્રયાસ કરો

૩ મજૂર થયેલા અદાજો મળે એટલે પાવતીઓ, ધોરણ પ્રમાણે સહીઓ કરી પુસ્તકાલય ખાતામા તુર્ત મોકલી આપો અને લોકમદદના નાણા પુ સ મ. મડળમા મોકલો કોઈ પણ પુસ્તકાલયને મજૂર કરેલી મદદથી વધારે મદદ આપી શકાય તેમ નથી તેની નોધ લેશો.

૪ ત્રિમાહી નિવેદનો જૂથમડળો પોતાના જૂથના પુસ્તકાલયમાંથી મગાવી એકુણાદ કરી મોકલે જરૂર પડયે સભા બોલાવી હકીકત એકત્રિત કરવા તજવીજ કરશે.

૫ તમારા પુસ્તકાલયમા ઠરાવ બુક, વાધાપત્રકની ચોપડી, ઊઠી ગયેલાં બાળકોની યાદી, વાચકનોધવહી ન રાખી હોય તો આજે જ આ પત્રકો બાધી તમારૂ કામ વ્યવસ્થિત કરો આ ખામી હજીયે સુધરતી નથી તે માટે રા. મહાલ શાળા ધિકારીઓ ધ્યાન આપશે એવી વિનતિ છે

૬ નીચેના પુસ્તકોનુ વાચન તેને લાયક વાચકોમાં કરાવો, "આહાર અને પોષણ, મારૂ ગામડુ, ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ, ઇન્દુને પત્રો, કન્યાને પત્રો, ગીતાધર્મ, જગતના ઇતિહાસનુ રેખાદર્શન, ખ. ૧–૨, ભારતસેવક ગોખલે." આ બધા પ્રકાશનો નવજીવન પ્રકાશન મદિરના છે. તમારે ત્યા ન હોય તો વસાવો

વડોદરા,
તા. ૮-૧૧-'૪૬

ઉ. મો. પટેલ
અવેજી વ્યવસ્થાપક.

## સૂચના નં. ૩ સને ૧૯૪૬–૪૭

## વિષય

**લોકમદદની રકમ પુસ્તકાલય સ સ મંડળમાં મોકલવા બાબત**

રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયોના માહે સપ્ટેમ્બર ૧૯૪૬ સુધીમા આવેના અંદાજપત્રો નાણાની સવડ અને મંજોગો અનુસાર ગઇ સાલ મુજબ મંજૂર કરવામા આવેના છે. કામના ભારણને લીધે કદાચ તે મોકલના વિલંબ થાય તો પણ ગયા વર્ષ જેટલી જ સરકાર પંચાયત મદદ મંજૂર થઇ છે એમ સમજી જે તે પુસ્તકાલયે લોકમદદની રકમ જેટલી ઊભી કરી હશે અને અંદાજમા જણાવી હશે તેટલી બધી રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળના મોકલવા તજવીજ કરવી કારણ, વૃત્તપત્રો ખાતે રકમ વધારે હશે તો તેમાંથી ખર્ચ થવાનો છે તારીખ ૩૦ નવેમ્બર સુધીમા જેની લોકમદદ જમા થશે તેના પત્રો જાન્યુઆરીથી શરૂ થશે

માહે સપ્ટેમ્બર ૧૯૪૬ પછી જેમના તરફથી અંદાજો આવ્યા હશે તે નાણાની સવડ હશે તો જ મંજૂર કરવામા આવશે સપ્ટેમ્બર સુધીમા મોકલેલા અંદાજો નવેમ્બર આખર સુધીમા ન મળે તો અમારા તરફ દર પંદર દિવસે ઉઘરાણી કરવી.

અંદાજ મંજૂર થઇ મળે એટલે રૂબરૂમા કે પત્ર દ્વારા રકમ વધારવાની માગણી ન કરવા પુસ્તકાલયોના મંત્રીઓને આગ્રહભરી વિનંતિ કરવામા આવે છે તેવી માગણી આવશે તો અમારે નછૂટકે તે નકારવી પડશે અને દફતરે કરવી પડશે

વડોદરા
તા ૭–૧૧–૪૬

ઉ. મો પટેલ
મ વ્યવસ્થાપક

---

## જાહેરાત અંક ૨ સને ૧૯૪૬–૪૭

## વિષય

**વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોના મકાનો માટે ગામ મદદની રકમો પુસ્તકાલય ખાતામાં જમા છે તેની પુસ્તકાલય વાર યાદી માહે જુલાઇ ૧૯૪૬ આખર સુધીની**

| અ અંક | પુસ્તકાલયનું નામ | ગામ મદદ | અ અંક | પુસ્તકાલયનુ નામ | ગામ મદદ |
|---|---|---|---|---|---|
| ૧ | આમલી (તા નવસારી) | ૧૦૦૦-૦-૦ | ૫ | કુરાલ (તા પાદરા) | ૧૦૦૦-૦-૦ |
| ૨ | ધુસડ (તા કડોદ) | ૬૦૦-૧૨-૦ | ૬ | કહોડા (તા. સિદ્ધપુર) | ૧૦૦૦-૦-૦ |
| ૩ | ઊંઝા (મહિલા)(સિદ્ધપુર) | ૨૦૦૦-૦-૦ | ૭ | કામરોલ (તા. વાઘોડીયા) | ૧૦૦૧-૦-૦ |
| ૪ | કાંસા (તા. વિસનગર) | ૧૦૦૧-૦-૦ | ૮ | કમાણા (તા વિસનગર) | ૧૦૦૧-૦-૦ |

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૧ સને ૧૯૪૬-૪૭

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક-પ્રકાશક કે સંપાદક | મૂલ્ય |
|---|---|---|---|
| ૧ | અખંડાનંદજીના પત્રો | સસ્તુ સા. વ. કાર્યાલય | ૧-૪-૦ |
| ૨ | સાહસકથાઓ | " " | ૦-૧૦-૦ |
| ૩ | રામકૃષ્ણ વાર્તાલાપ | " " | ૦-૬-૦ |
| ૪ | જ્ઞાન અને કર્મ | " " | ૦-૩-૦ |
| ૫ | મણિરત્નમાળા | " " | |
| ૬ | કુમારોની પ્રવાસકથા | મનુભાઈ જોધાણી | ૧-૮-૦ |
| ૭ | આપણા કસ્તુરબા | પુરાતન બુચ | ૦-૧૫-૦ |
| ૮ | આપણા ગાંધીજી | " | ૧-૦-૦ |
| ૯ | હિંદનું નાણાંતંત્ર | જયંતિલાલ હ. મહેતા | ૪-૮-૦ |
| ૧૦ | જ્ઞાનયોગી ચંદુભાઈ | વૈકુંઠલાલ શ્રી. ઠાકોર | ૩-૦-૦ |
| ૧૧ | ખગોળપ્રવેશ | છોટુભાઈ સુથાર | ૨-૪-૦ |
| ૧૨ | પરપોટા | નથુભાઈ | ૩-૦-૦ |
| ૧૩ | મામાનું ઘર કેટલે ? | સ્વ. ભવાનીશંકર ન. કવિ | ૨-૦-૦ |
| ૧૪ | સ્નેહ અને સમર્પણ | શ્રીમતી સરસ્વતી દેવી | ૩-૦-૦ |
| ૧૫ | ભગવાન પરશુરામ | કનૈયાલાલ મા. મુનશી | ૫-૮-૦ |
| ૧૬ | મિયાં ફુસકી | જીવરામ જોષી | ૧-૪-૦ |
| ૧૭ | તપોભૂમિ બદરી-કેદાર | નાનજીભાઈ કા. મહેતા | ૨-૮-૦ |
| ૧૮ | આનંદઘર | ઐકાર | ૩-૦-૦ |
| ૧૯ | વિલેપન | ઝવેરચંદ મેઘાણી | ૩-૦-૦ |
| ૨૦ | મહાકવિ કાલિદાસની વાર્તાઓ | પ્રકાશમ્ રાવલ | ૨-૮-૦ |
| ૨૧ | ચપટી ધૂળ | ઝવેરચંદ મેઘાણી | ૦-૧૨-૦ |
| ૨૨ | આપણું બાંધવરાષ્ટ્ર - ચીન | જીવણલાલ ચાંપાનેરિયા | ૩-૦-૦ |
| ૨૩ | ગાંધીજીની સાન્નિધ્યમાં | પુરાતન બુચ | ૧-૮-૦ |
| ૨૪ | નિસર્ગોપચારનું જીવનદર્શન | રમણલાલ એન્જીનિયર | ૨-૮-૦ |
| ૨૫ | ભભૂકતી જ્વાળા | રાજુભાઈ અમીન | ૪-૦-૦ |
| ૨૬ | નાના હતા ત્યારે | ડૉ. હરિપ્રસાદ દેસાઈ | ૨-૮-૦ |
| ૨૭ | બાલભારત | પ્રફુલ્લ પ્ર. ઠાકોર | ૧-૮-૦ |
| ૨૮ | ભક્તરાજ હનુમાન | અનુ. ચુનીલાલ રા. શેલત | ૦-૬-૦ |
| ૨૯ | સુવર્ણયુગ | કનૈયાલાલ મા. મુનશી | ૦-૮-૦ |
| ૩૦ | પારકા ઘરની લક્ષ્મી | જયભિખ્ખુ | ૩-૮-૦ |
| ૩૧ | જમનાલાલજી | ઘનશ્યામદાસ બીરલા | ૦-૬-૦ |
| ૩૨ | વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ | મગનભાઈ પ્ર. દેસાઈ | ૦-૬-૦ |
| ૩૩ | સુમન સારથિ | જયાવતી પ્રાણલાલ | ૨૫-૦-૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૪ | ગ્રણ્મ ડી ફ્રેન્ટન, લક્ષ્મી | દયાનાકર ભા. કવિ | ૨-૦-૦ |
| ૩૫ | શ્રીકાન્ત ગેપ પર્વ | શશધર દત્ત | ૩-૮-૦ |
| ૩૬ | આધુનિક ભારત | નવજીવન પ્ર મદિર | ૬-૦-૦ |
| ૩૭ | હિંદુસ્તાની ગુજરાતી કોષ | ,, ,, | ૪-૦-૦ |
| ૩૮ | ગુજરાતનુ ઘડતર | શ્રી રમણલાલ વ દેસાઇ | ૩-૦-૦ |
| ૩૯ | શ્રીમતી અરુણા અસફઅલી | સુરેશ ગાધી | ૬-૦-૦ |
| ૪૦ | પુષ્પાજલિ | મગલજી ઉદ્દવજી | ૧-૮-૦ |
| ૪૧ | માનવ અર્થશાસ્ત્ર | નરહરિ દ્વા પરીખ | ૬-૦-૦ |
| ૪૨ | વિજયાલક્ષ્મી પડિત | શ્રી સુરેશ ગાધી | ૩-૦-૦ |
| ૪૩ | દાદીમાનું વૈદુ | મોહનલાલ ધામી | ૬-૧૨-૦ |
| ૪૪ | ઊર્મિ અને વિચાર | શ્રી રમણલાલ વ દેસાઇ | ૨-૦-૦ |
| ૪૫ | આત્મરચના અથવા આશ્રમી કેળવણી | જુગતરામ દવે | ૪-૮-૦ |
| ૪૬ | નાનસેન | મૂળશકર મો. ભટ્ટ | ૧-૪-૦ |
| ૪૭ | આપણો સાગરસૈનિક | મહેન્દ્ર મેઘાણી | ૩-૦-૦ |
| ૪૮ | કુમારોની પ્રવાસકથા | મનુભાઇ જોધાણી | ૧-૮-૦ |
| ૪૯ | અરદેશર કોટવાળ | રતન રુ માર્શલ | ૨-૦-૦ |

વડોદરા
તા ૧૧-૧૧-૪૬ } ( વધુ યાદી આવતા અકે )

ઉ મો. પટેલ
મ વ્યવસ્થાપક

# બાલવિનોદનું બાલસાહિત્ય

## બાલકો માટે સર્વોત્તમ છે.

ભારોભાર ચિત્રોવાળાં, પાંચથી પંદર વર્ષનાં બાલકો માટેનાં
નીચેનાં પુસ્તકો વિના કોઈ પણ પુસ્તકાલય અધુરું છે

" પુસ્તકાલયમાં વધુ વાચકો તો ગામનાં ઉછરતાં બાલકો અને જુવાનો હશે તેમ જ પ્રૌઢશિક્ષણપ્રવૃત્તિના પરિણામે નવાં વાચતાં શીખેલાં પ્રૌઢો માટેનાં પુસ્તકોનો પણ તમારે વિચાર કરવાનો છે. આ બાબતમાં બાળકો અને પ્રૌઢો સરળતાથી વાંચી શકે એવી નાની સરળ ભાષામાં અને મોટા અક્ષરે જ્ઞાન આપે એવી પુસ્તિકાઓ પ્રગટ થઈ હોય તે લક્ષમાં લેતા જજો અને એમને માટેનાં પુસ્તકો વસાવવાનું રખે ચૂકતા "

' પુસ્તકાલય 'ના તન્ત્રીની જુલાઈ ૧૯૪૩ ના અંકમાંની આ સૂચના ધ્યાનમાં રાખો અને તમારા પુસ્તકાલયમાં બાલવિનોદનાં પ્રકાશનો વસાવો.

**બાલવિનોદનો બાબાસેટ** [ પાંચથી ૭ વર્ષના બાળકો માટે ] બેથી પાંચ રંગમાં છાપેલા ૨૫૦ ચિત્રોવાળા ૩ પુસ્તકો અક્ષરમાળા, શબ્દમાળા, ને અંકલેખન. ... . . .. . ...રૂા. ૧–૨–૦

**બાલવિનોદ ગ્રંથાવલિ** [ છથી સાત વર્ષના બાળકો માટે ] બે રંગમાં મોટા અક્ષરે છાપેલા ૧૨૦ ચિત્રોવાળા ૪ પુસ્તકો સંગીતશાસ્ત્રી, ચિત્રલેખા, ત્રણ દીકરા ને અંધેરી નગરી . . રૂા ૧–૮–૦

**બાલવિનોદમાલા** [ સાતથી દસ વર્ષનાં બાળકો માટે ] ૭૦૦ ચિત્રો ને ૧૫૦૦ પાનના વાંચનવાળાં ૪૨ મનોહર પુસ્તકો બે સુંદર બોક્સમાં રૂા ૧૧-૮-૦

**ત્રીજા સેટનાં આઠ પુસ્તકો** ૧૦૦ ચિત્રો ૨૨૫ પાનાંનું વાચન . . રૂા ૨–૦–૦

**અશોક બાલપુસ્તકમાળા** [ દસથી પંદર વર્ષના બાળકો માટે ] ૧૧૦૦ ચિત્રો ને ૪૦૦૦ પાનના રસિક વાચનવાળા ૯૨ વિવિધ વિષયોના પુસ્તકો નવ સુંદર બોક્સમાં...... .. . . .. .. રૂ ૩૧–૮–૦

**બાલવિનોદ કાર્યાલય : ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ : [ મુંબાઈ—૨ ]**

ગણુતર નકશો ૯

આપણ'ધીને લઇ પુસ્તક અપ્રાપ્ય થાય તે

પહેલાં તમારી નકલ મેળવી લેશોજી

## નવલ–નાટકો

| | | |
|---|---|---|
| ઉઘડતી આંખ (નવલકથા) | લે પ્રો. ગજેન્દ્રશંકર લા પંડયા | ૪–૦–૦ |
| આશા (તુરગનેવની નવલ) | શારદાપ્રસાદ વર્મા | ૧–૪–૦ |
| વનવનની વેલી | ,, ,, | ૧–૦–૦ |
| દુર્ગારામ મહેતાજી (નાટકો) | ,, ,, | ૧–૮–૦ |
| વહેમી ,, | સ્વ. પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી | ૦–૮–૦ |
| તરંગ | પ્રો. મોહનલાલ દવે | ૧–૮–૦ |

## બાલ–કિશોર–કુમાર સાહિત્ય

| | | |
|---|---|---|
| ફોરમ-લહરી ૧-૧૨ (પાકી) (સચિત્ર) | શારદાપ્રસાદ વર્મા | ૪–૮–૦ |
| ફોરમ-લહરી ૧-૧૨ (છૂટી) ,, | ,, ,, | ૪–૦–૦ |
| અમર મહાજનો—મુસોલિની | | ૦–૪–૦ |
| વર્તમાન યુગના વિધાયકો | ,, ,, (બીજી આવૃત્તિ) | ૧–૮–૦ |
| પુરાણનાં પાત્રો | | |
| શ્રી રામચંદ્ર–શ્રીકૃષ્ણ ,, | ,, ,, દરેકના | ૦–૮–૦ |
| સીતા–હનુમાન–ધ્રુવકુમાર ,, | ,, ,, | ૦–૨–૦ |
| ઉપનિષદોની વાતો ,, | ,, ,, | ૦–૧૦–૦ |
| પાકાં સાથે છ બાંધેલાં પુસ્તકાલયઆવૃત્તિ | | ૨–૪–૦ |
| વીરપૂજા | પ્રો. મોહનલાલ દવે | ૧–૮–૦ |

## કાવ્યો

| | | |
|---|---|---|
| મુક્તિના રાસ (બીજી આવૃત્તિ) | જ્યોત્સ્નાબેન શુક્લ | ૦–૮–૦ |
| રાતરાણી | ચંદ્રિકા પાઠકજી | ૧–૦–૦ |
| બાલરંજના | જયમનબેન પાઠકજી | ૦–૮–૦ |
| તેજછાયા | ,, ,, | ૧–૪–૦ |
| મંદિરને પગથિયે | શારદાપ્રસાદ વર્મા | ૦–૮–૦ |
| ભાવનાસૃષ્ટિ | પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | ૦-૧૨-૦ |
| અંતરને ઓવારે | ચંપકલાલ વ્યાસ | ૧–૮–૦ |
| ઉષાના ઊજળાં | ,, ,, | ૧–૪–૦ |

## નિબંધો–વિવેચનો

| | | |
|---|---|---|
| પરાગ | સ્વ પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી | ૧–૦–૦ |
| સમાજનાં મૂળ | ,, ,, | ૧–૦–૦ |
| વિવેચન | પ્રો. મોહનલાલ પા. દવે | ૧–૮–૦ |
| કાવ્યકળા | ,, ,, | ૧–૮–૦ |
| સાહિત્યકળા | ,, ,, | ૧–૦–૦ |
| સંસ્કાર | ,, ,, | ૧–૮–૦ |

લખો ::

# યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત.

# શિષ્ટ અને સંસ્કારી વાચન



| | | |
|---|---|---|
| વરવહુ અમે | ( હૃદય ગમ નવલકથા ) | ૩–૦ |
| ઘૂઘવતાં પૂર | ( સત્તાવીસ લાક્ષણિક વાર્તાઓ ) | ૪–૮ |
| પરાજીત પ્રેમ | ( દર્દભરી દિલચશ્પ વાર્તાઓ ) | ૩–૦ |
| ભોજ અને કાલિદાસ | ( હાસ્ય અને હાજરજવાબીની વાર્તાઓ ) | ૪–૮ |
| દ્વિદલ | ( ચૌદ ચોટદાર સામાજિક વાર્તાઓ ) | ૨–૮ |
| સામુજી | ( ચોવીસ હાસ્યરસિક વાર્તાઓ ) | ૧–૮ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદ બરદાયી | ( સચિત્ર ઐતિ. વાર્તા ) | ૨–૮ |
| ગૂજરાતની જૂની વાર્તાઓ | ( ,, ,, ,, ) | ૨–૦ |
| સરી જતુ સૂરત | ( હાસ્યરસિક નાટક ) | ૧–૪ |
| ઘરઘોડો | ( જાગ્રત જીવનનું નાટક ) | ૧–૪ |
| રંગલીલા | ( વિવિધ હાસ્યલેખકોની કૃતિઓનું મિશ્રણ ) | ૦–૧૪ |
| જગતપ્રેરણા | ( સ્વ. ન્હાનાલાલ કવિનું છેલ્લું નાટક ) | ૩–૦ |
| રાષ્ટ્રિકા | ( રાષ્ટ્રપ્રેમનાં પ્રેરક ગીતો ) શ્રી. ખબરદાર કૃત | ૨–૮ |
| કલ્યાણિકા | ( ભાવવાહી ભજનો ને ગીતો ) | ૨–૦ |
| અજંપાની માધુરી | ( દર્દભર્યાં ગીતો ) | ૧–૦ |
| પ્રેમધનુષ્ય | ( સળંગ પ્રણયકાવ્ય ) | ૧–૦ |
| પ્રેક્ટીકલ સાઇકોલોજી | ( હિપ્નોટીઝમ, મેસ્મેરીઝમ વગેરે ) | ૩–૮ |
| હુન્નર રત્નાકર | ( અનેક ઉપયોગી નુસખાઓ ) | ૧–૪ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા | ( સરળ ટીકા ૮૦૦ પાનાં ) | ૨–૮ |
| મહાભારત | ( અઢાર પર્વોનું સંપૂર્ણ ભાષાન્તર ) | ૨૦–૦ |
| નવગ્રહવિધિ અને પાર્થિવ પૂજન | ( ગુજરાતીમાં ) | ૧–૦ |
| સતી સમાજ | ( પ્રેરક જીવનચરિત્રો ) | ૨–૦ |

**એન. એમ. ત્રિપાઠી લિ.** બુકસેલર્સ પબ્લીશર્સ પ્રિન્સેસસ્ટ્રીટ મુંબઈ ૨

## ભારતી સાહિત્ય સઘ લિમિટેડનાં નવાં પ્રકાશનો

| | |
|---|---|
| જગતમા મગન ભા ૧ | ૦–૬–૦ |
| ,, ભા ૨ | ૦-૧૦ ૦ |
| સોની વાતો ભા ૧-૨ | ૦-૧૦ ૦ |
| શકરાચાર્ય | ૦–૮–૦ |

**મૂળશકર મો. ભટ્ટકૃત**

| | |
|---|---|
| મહાન મુસાફરો | ૨–૦–૦ |
| ધરતીને મથાળે અનુ૰ | ૩–૦–૦ |
| અધારાના સીમાડા ,, | ૧–૮–૦ |

**કાન્તિલાલ મ શાહકૃત**

| | |
|---|---|
| કવિવર રવીન્દ્રનાથ ઠાકુર | ૨–૮–૦ |
| મુસ્તફા કમાલ | ૧–૮–૦ |
| હરતાફરતા હાડપિંજરો વચ્ચે | ૩–૮–૦ |
| દ્વત-મૃત્યુનોકનુ અમૃત | ૨–૮–૦ |
| મારો જલોપચાર અનુવાદ | ૩–૦–૦ |
| દુર્ભિક્ષ ,, | ૦–૪–૦ |
| પ્રથમ પત્ની અને બીજી વાતો | ૨–૮–૦ |

**ઈશ્વર પેટલીકરકૃત**

| | |
|---|---|
| લખ્યા લેખ | ૩ ૧૨-૦ |
| જનમટીપ | ૩–૦–૦ |
| ધરતીનો અવતાર | ૨–૮–૦ |
| ગ્રામચિત્રો | ૨–૮–૦ |

**રામનારાયણ ના. પાઠકકૃત**

| | |
|---|---|
| સુવર્ણમૃગ | ૩–૮–૦ |
| જગતનો તાત | ૨–૮–૦ |
| પચાસ વર્ષ પછી | ૨–૦–૦ |
| આવતી કાલ | ૨–૮– |
| પ્રવાસપત્રો | ૦-૧૨-૦ |

**ચમનલાલ વૈષ્ણવકૃત**

| | |
|---|---|
| કુદરતમય જીવન | ૨–૬–૦ |
| ખોરાક | ૧-૧૧-૦ |
| ચમનલાલ વૈષ્ણવના પત્રો | ૨–૦–૦ |
| પચમનીના પત્રો | ૦–૪–૦ |

**વિશ્વનાથ મ. ભટ્ટકૃત**

| | |
|---|---|
| નિકષરેખા | ૫–૦–૦ |
| પતન અને પ્રાયશ્ચિત્ત અનુ | ૩–૦–૦ |

**અનતરાય મ. રાવળકૃત**

| | |
|---|---|
| સાહિત્યવિહાર | ૩–૦–૦ |

**રસિકલાલ છો. પરીખકૃત**

| | |
|---|---|
| જીવનના વહેણો | ૩–૦–૦ |

**જિતુભાઇ મહેતાકૃત**

| | |
|---|---|
| આપની સેવામા | ૩–૦–૦ |

**બાબુભાઈ વૈદ્યકૃત**

| | |
|---|---|
| ઉપમા | ૩–૮–૦ |
| દમી અનુ | ૦ ૧૨ ૦ |
| વિધિના વિધાન ,, | ૦-૧૨ ૦ |

**ઇન્દુ વસાવડાકૃત**

| | |
|---|---|
| ધરમણી | ૧–૮–૦ |
| હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ | ૩–૦–૦ |
| જાબુની ડાળે | છપાય છે |

**પીતામ્બર પટેલકૃત**

| | |
|---|---|
| પરિવર્તન | ૪–૦–૦ |

**ચુનીલાલ મડિયાકૃત**

| | |
|---|---|
| પાવક જ્વાળા | ૩–૬–૦ |

**રતિલાલ અકાણીકૃત**

| | |
|---|---|
| દીઠુ મે ગામડુ જ્યા | ૩–૦–૦ |

**ઉમેદભાઇ મણિયારકૃત**

| | |
|---|---|
| પાખ વિનાના | ૩–૦–૦ |

**ચદ્રભાઇ ભટ્ટકૃત**

| | |
|---|---|
| વૈજ્ઞાનિક જગત | ૧–૮–૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૨–૪–૦ |

**પુરાતન બુચકૃત**

| | |
|---|---|
| ગાધીજીના સાન્નિધ્યમા | ૧–૮–૦ |
| બાપુની છાયામા | ૨–૦–૦ |

**જીવણલાલ ચાંપાનેરીઆકૃત**

| | |
|---|---|
| આપણુ બાધવરાષ્ટ્ર ચીન | ૩–૦–૦ |

**નગીનદાસ પારેખકૃત**

| | |
|---|---|
| સત્તાવન | ૨–૮–૦ |

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બીલ્ડિગ : કાલબાદેવી રસ્તો : મુંબઇ – ૨
ફરનાન્ડીઝ પુલ નીચે .. ગાધી રસ્તો . અમદાવાદ

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડનાં નવાં પ્રકાશનો

**વજુભાઇ શાહકૃત**

| | |
|---|---|
| મહાદેવભાઇ | ૨-૮-૦ |
| " ના વિચારરત્નો | ૦-૬-૦ |
| ચિરંતન નારી | ૩-૮-૦ |

**સાને ગુરુજીકૃત**

| | |
|---|---|
| ગીતાહૃદય | ૧-૪-૦ |
| ક્રાન્તિ | છપાય છે. |

**મયૂરકૃત**

| | |
|---|---|
| દેવ અને દાનવ | ૧-૮-૦ |
| સર્પયજ્ઞ | ૧-૦-૦ |
| દેવકુસુમ | ૧-૦-૦ |

**રમણલાલ એન્જિનીઅરકૃત**

| | |
|---|---|
| ઉગ્ર રોગોમાં નિસર્ગોપચાર | ૨-૦-૦ |
| નિસર્ગોપચારનું જીવનદર્શન | ૨-૮-૦ |
| ,, અને જલોપચાર ભા ૧-૨ | ૦-૧૩-૬ |
| આદર્શ ખોરાક કોને કહેવો ? | ૦-૬-૦ |
| પહેલું સુખ | ૦-૬-૦ |
| ખોરાકની પસંદગી | ૦-૬-૦ |
| કસરત, મહેનત અને રમત | ૦-૬-૦ |
| કલેજાના રોગો | ૦-૧૨-૦ |
| લાંબુ ચાવો અને લાંબુ જીવો | ૦-૯-૦ |
| વેક્સિનેશન કે સેનિટેશન ! | ૦-૯-૦ |
| નિસર્ગોપચાર વિચાર અને વ્યવહાર ભા. ૧ | ૧-૮-૦ |
| કબજિયાત | છપાય છે |
| અપચાના સહેલા ઉપાયો | |
| શરદી અને સળેખમ | |
| આંખોનું આરોગ્ય | |

**ભૂપતરાય મો. દવેકૃત**

| | |
|---|---|
| હઠીલા દર્દોમાં કુદરતી ઉપચાર | ૧-૮-૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ૨-૮-૦ |

**ડૉ. નરસિંહ મૂ. શાહકૃત**

| | |
|---|---|
| દૂધ—સર્વ સંપૂર્ણ ખોરાક | ૧-૮-૦ |

**ડૉ. જટાશંકર નાન્દીકૃત**

| | |
|---|---|
| સો વર્ષ જીવવાની કળા | ૨-૮-૦ |

**ધનવંત ઓઝાકૃત**

| | |
|---|---|
| શરીરરચનાનું રહસ્ય | ૧-૪-૦ |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ૨-૦-૦ |
| ગુલામીની શૃંખલા | ૨-૮-૦ |

**સોપાનકૃત**

| | |
|---|---|
| જાગતા રે'જો ભા ૧-૨ | ૪-૮-૦ |
| મંગળમૂર્તિ | ૨-૦-૦ |
| ત્રણ પગલાં | ૩-૦-૦ |
| પ્રાયશ્ચિત્ત ભા ૧-૨ | ૫-૦-૦ |

**લાભુબેન મહેતાકૃત**

| | |
|---|---|
| શોધને અંતે | ૨-૪-૦ |
| ગોદ અને | ૧-૮-૦ |
| એનું નામ નરેન્દ્રકુમાર | ૦-૪-૦ |

**ડુંગરશી ધરમશી સંપટકૃત**

| | |
|---|---|
| મહારાજાઓની યુદ્ધશક્તિ | ૨-૦-૦ |
| હિંદ વિશ્વયુદ્ધના વમળમાં | ૧-૦-૦ |
| કેમ અને ક્યારે ભા. ૧ | ૦-૫-૦ |
| ,, ,, ભા ૨ | ૦-૮-૦ |

**પ્રકીર્ણ**

| | |
|---|---|
| શશી જતાં | ૨-૦-૦ |
| લોઢાના ચણા | ૪-૮-૦ |
| એકાન્તના સામ્રાજ્યમાં | ૩-૪-૦ |
| શમા | ૫-૦-૦ |
| ધરતી | ૨-૦-૦ |
| એ પત્ની કોની ! | ૨-૮-૦ |
| ધોળી બિલાડી | ૧-૦-૦ |
| કેસૂડાં | ૦-૬-૦ |
| ગુંજારવ | ૦-૫-૦ |
| ધનુર્દોરી | ૦-૮-૦ |
| છીપલાં | |
| એકાદશીનો ઉપવાસ | |

" પુસ્તકાલય " પૂર્તિ

# પુસ્તકાલયો માટે ખાસ પસંદ કરેલાં

રૂપીઆ પાંચસો, એક હજાર અને પંદરસોની કિંમતનાં

# પુસ્તકોની વિષયવાર યાદી

પુસ્તક ૨૧ મું · અંક ૩ જો
માર્ચ, ૧૯૪૬

પૂર્તિના સંપાદક :
હીરુભાઇ રતનજી દેસાઇ

મૂલ્ય ૦–૨–૬

" પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત, તો પણ હું કાયર થાત નહિ, એટલું જ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગાએ એકાંતવાસ સહેલાઈથી વેઠી શકે છે. એક પછી બીજું, એમ સારાં પુસ્તકો વાંચતાં વાંચતાં છેવટે આત્મવિચાર પણ કરી શકાશે. "

—મહાત્મા ગાંધીજી

•

" ખેડૂત જેમ આખું ખેતર ખેડે છે પણ તે સાથે એક જગાએ ઊંડો કૂવો કરે છે, તે જ પ્રમાણે માણસે જ્ઞાનના બધા વિષયોનો સ્પર્શ કરવો જોઈએ અને તે સાથે એક વિષયમાં ઊંડા ઊતરવું જોઈએ. "

—બાબુ ક્ષિતિમોહન સેન

•

" ઉત્તમ સાહિત્ય દ્વારા આપણે દેશ અને કાળની મર્યાદા તોડીને અનેક લોકો સાથે બુદ્ધિનો અને હૃદયનો, વિચારનો અને પ્રેરણાનો સંબંધ બાંધી શકીએ છીએ. "

—કાકા કાલેલકર

# પુસ્તકાલયો માટે ખાસ પસંદ કરેલાં

રૂપીઆ પાંચસો, એક હજાર અને પંદરસોની કિંમતનાં

# પુસ્તકોની વિષયવાર યાદી

પુસ્તકાલયો તેમ જ વ્યક્તિઓ તરફથી પોતે અમુક રકમમા કયા પુસ્તકો ખરીદવા એ વિષેની સલાહ ગુજરાત પુસ્તકાલય મંડળ પાસેથી અનેક વખત માગવામા આવતી હોવાથી અમદાવાદ પુસ્તકાલય સંમેલનના બીજા અધિવેશન પ્રસંગે આવા ખાસ પસંદ કરેલા પુસ્તકોની વિષયવાર યાદી છપાવવાનુ યોગ્ય ધાર્યું છે નીચેની યાદીમાં આપેલા બધાં પુસ્તકોની એકંદર કિંમત રૂા ૧૯૦૦ થાય છે. એમાથી આશરે રૂા. ૨૦૦ વળતરના બાદ કરતાં તથા હાલમા અપ્રાપ્ય એવા પુસ્તકોની કિંમત આશરે રૂા ૨૦૦ બાદ કરતાં બાકીના પુસ્તકોની એકંદર કિંમત રૂા ૧૫૦૦ થાય છે આ પુસ્તકોમા જેની પહેલા એક ૦ મૂકેલ છે તે પુસ્તકોને સૌથી પહેલી પસંદગી આપેલી છે બે ૦ વાળાને બીજી પસંદગી આપેલ છે એટલે કે જે પુસ્તકાલય રૂા ૫૦૦ જ ખરચવા ઇચ્છતુ હોય તેણે એક ૦ વાળા બધાં પુસ્તકો ખરીદવાં; જેઓ એક હજાર રૂપીઆ ખરચી શકે તેઓ એક ૦ વાળા ઉપરાત બે ૦ વાળા પુસ્તકો પણ ખરીદે, અને જેઓ પંદરસો રૂપીઆ ખરચી શકે તેઓ બધા જ પુસ્તકો ખરીદે —સંપાદક શ્રી ૨ દે

## આકરગ્રંથો

| લેખક | પુસ્તક | કિંમત |
|---|---|---|
| ૦ કામદાર, છો મા | વિશ્વદર્શન | ૩-૮-૦ |
| ૦૦ ,, ,, | રાજકારણ–પારિભાષિક કોષ | ૩-૦-૦ |
| ૦ ત્રિવેદી, નવલરામ જ | માનસશાસ્ત્ર | ૨-૮-૦ |
| ૦૦ પટેલ, ગોપાળલાલ જી | યોગશાસ્ત્ર | ૧-૦-૦ |
| પાતંજલિ | યોગદર્શનમ્ | ૩-૦-૦ |
| ૦૦ મશરૂવાળા, કિશોરલાલ | જીવનશોધન | ૨-૮-૦ |
| ૦ પ્રસ્થાન કાર્યાલય | જીવનચર્યા | ૧-૦-૦ |
| ભટ્ટ, ચંદ્રભાઇ કા | માનસવિજ્ઞાનનો દૃષ્ટિકોણ | ૧-૮-૦ |

## નીતિ

| લેખક | પુસ્તક | કિંમત |
|---|---|---|
| ૦ જોશી, વામન મલ્હારરાવ | નીતિશાસ્ત્રપ્રવેશ | ૪-૮-૦ |
| ૦૦ ગાંધી, મોહનદાસ કરમચંદ | સાચો શ્રમજીવી (ટૉલ્સ્ટોય) | ૦-૨-૦ |
| ૦૦ ગાંધી, મહાત્મા | અહિંસા | ૦-૮-૦ |
| ૦ ,, | નીતિનાશને માર્ગે | ૦-૮-૦ |
| ૦ ,, | મંગળ પ્રભાત | ૦-૩-૦ |

| | | |
|---|---|---|
| •• ટૉલ્સ્ટૉય | લગ્નસુખ | ૨–૮–૦ |
| •• ,, | સ્ત્રી અને પુરુષ | ૧–૦–૦ |
| દેસાઇ, ગોવિંદભાઇ હાથીભાઇ | સારી રીતભાત | ૦–૪–૦ |
| •• ધ્રુવ, આનંદશંકર બાપુભાઇ | નીતિશિક્ષણ | ૦–૧૩–૦ |
| પરેલ, ગો. જી | પાપ, પુણ્ય, સંયમ | ૦–૧૨–૦ |
| • ,, | પ્રાચીન શીલકથાઓ | ૦–૬–૦ |
| પાઠક, રા. વિ | નિત્યનો આચાર | ૧–૮–૦ |
| • ભટ્ટ, ચ. મ | પંચતંત્રની વાતો | ૧–૦–૦ |
| • મશરૂવાળા, કિશોરલાલ | નિર્ભયતા | ૦–૧–૬ |
| •• ,, | સત્યમય જીવન | ૧–૧૦–૦ |
| ,, | સ્ત્રીપુરુષમર્યાદા | ૦ ૧૨ ૦ |
| વૈદ્ય, બા. મ | અભિનવ કામશાસ્ત્ર | ૨–૮–૦ |
| • શુક્લ, ચંદ્રશંકર પ્રાણશંકર | અહિંસાની તાલીમ | ૦–૬–૦ |

## ધર્મ

| | | |
|---|---|---|
| • સસ્તુ સા. વ. કા | ઉપનિષદો—ચાર ભાગ | ૪–૦–૦ |
| •• મહેતા, નર્મદાશંકર દેવશંકર | ઉપનિષદ્ વિચારણા | ૧–૦–૦ |
| •• વળામે, પાંડુરંગ | ઉપનિષદની વાતો | ૦–૬–૦ |
| • સસ્તુ સા. વ. કા | શ્રીમદ્ ભગવદ્ગીતા | ૦–૮–૦ |
| •• તિલક, બાળ ગંગાધર | ગીતા કર્મયોગ | ૪–૦–૦ |
| •• કવિ, નાનાલાલ | ગીતા સમશ્લોકી અનુવાદ | ૨–૮–૦ |
| •• કાલેલકર, દ. બા | ગીતાધર્મ | ૧–૦–૦, |
| • ગાંધી, મહાત્મા | ગીતાબોધ | ૦–૧–૬ |
| • ,, | અનાસક્તિયોગ | ૦–૪–૦ |
| •• દવે, જુગતરામ | ગીતા—ગીત મંજરી | ૧–૦–૦ |
| • મશરૂવાળા, કિશોરલાલ | ગીતાધ્વનિ | ૦–૧–૧ |
| • ,, | ગીતામંથન | ૨–૮–૦ |
| •• સાને ગુરુજી | ગીતાહૃદય | ૧–૪–૦ |
| • કોસંબી, ધર્માનંદ અને પાઠક | ધમ્મપદ | ૧–૦–૦ |
| •• સસ્તુ સા. વ. કા. | શ્રીમદ્ભાગવત | ૮–૦–૦ |
| •• પરેલ, ગોપાળદાસ જી | ,, | ૧–૮–૦ |
| • ન્હાનાભાઇ | બાલભાગવત | ૫–૮–૦ |
| સસ્તુ સા. વ. કા. | સંપૂર્ણ મહાભારત—સાત ગ્રંથમાં | ૪૫–૦–૦ |
| • ભટ્ટ, નૃસિંહપ્રસાદ કાળીદાસ | મહાભારત કથા | ૧–૪–૦ |
| • ,, | મહાભારતનાં પાત્રો | ૮–૦–૦ |
| •• સસ્તુ સા. વ. કા. | યોગવાસિષ્ઠ—મહારામાયણ | ૧૨–૦–૦ |

